श्री सद्गुरवे नमः ॥

## સસ્તી વાર્તામાળા.

વર્ષ ૩ જું.



પુસ્તક ૪-૫-૬-૭

# राजा छत्रसाल

અથવા

## બુંદેલખંડનો ભાગ્યરવિ.

( ઐતિહાસિક નવલકથા. )

પ્રથમાવૃત્તિ પ્રત ૨૬૦૦
સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

( પંદરસો પૃષ્ઠનાં પુસ્તકોનું વાર્ષિક મૂલ્ય )
કાચા જાડા પૂંઠાના રૂ. ૨-૦-૦
પાકા સુંદર પૂઠાના રૂ. ૩-૦-૦

મૂલ્ય છુટક કાચુ પૂંઠું રૂ. ૧-૪-૦
,, ,, પાકુ પૂંઠુ રૂ. ૧-૮-૦
પોસ્ટેજ વી પી. ખર્ચ જુદું.

આસો, કાર્તિક, માગશીર્ષ પોષ.

લેખક-પ્રકાશક,
ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
વ્યવસ્થાપક-સસ્તી વાર્તામાળા.
અમદાવાદ.

| રજીષ્ટર નંબર | આ પુસ્તકના માલિક |
| --- | --- |
| | |

૧. હવે પછીનાં પુસ્તકો બનતી ત્વરાએ પ્રકટ થશે. પ્રકટ થતાંજ ગ્રાહક બંધુઓને મોકલાશે. ઠેકાણું બદલાતાં રજીષ્ટર નંબર સાથે **તુરત ખબર આપવી.**

૨. ચાલુ વર્ષમાં **છત્રપતિ રાજારામ** અને **વસઇનો ઘેરો** નામક એકત્ર પુસ્તક આપવાનું હતું; પરંતુ **તેને બદલે આજે મોકલાતું રાજા છત્રસાલ અથવા બુંદેલખંડનો ભાગ્યરવિ** નામક પુસ્તક અમને અતિ ઉત્તમ જણાયાથી તે આપવામાં આવે છે. "**વસઇનો ઘેરો**" નામનું પુસ્તક "પ્રજાબંધુ" ઑફિસ તરફથી પ્રકટ થયું છે; જેથી **છત્રપતિ રાજારામ** અનુકૂળતાએ આવતા વર્ષોમાં આપવાની ઇચ્છા છે. ચાલુ વર્ષમાં પ્રકટ કરવા ધારેલાં પુસ્તકોને બદલે કોઈ ઉત્તમ પુસ્તક જણાતાં તે આપવામાં આવશે.

૩. અમદાવાદના એક એજન્ટ **ડી. રૉયની કું.** ના માલિક મિ. ભોળાનાથ મણિલાલ દવે, ખાડીયા–શ્રીરામજીની શેરી, ગોલા ખડકીના રહેનારે અમને ગ્રાહકોનું બીજા વર્ષનું લવાજમ નહિ પહોંચાડેલું હોવાથી અમારૂં કામ કરતાં તેમને બંધ પાડયા છે, માટે જેઓનું લવાજમ તેમની પાસે ભરાયું હોય તેમણે તેમને મળી ખુલાસો કરી લેવો અને તેઓ ઇન્સાફ ન આપે તો અમને લખવું. **જેઓને કોઈ પણ એજન્ટ દ્વારા ગ્રાહકમાં ન રહેવું હોય તેમણે અમારે ત્યાં પરભાર્યા ગ્રાહક થવું.**

૪. **લવાજમ**–હિંદુસ્થાનના ગ્રાહકો માટે **કાચા** મજબુત પૂંઠાના **રૂ. ૨–૦–૦, પાકા** સુંદર પૂંઠાના રૂ. ૩–૦–૦ વી. પી. ખર્ચ ૦–૧–૦ વધુ. આફ્રિકાના ગ્રાહકોએ **કાચા પૂંઠા**ના રૂ. ૨–૧૦–૦ અને **પાકા** પૂંઠાના રૂ. ૪–૦–૦ નો પોષ્ટલ ઑર્ડર મોકલવો.

૫. જવાબ માટે અવશ્ય રિપ્લાઇ કાર્ડ કે ટિકીટ બીડવા ભૂલવું નહિ. તોજ જવાબ મળશે. રજીષ્ટર નંબર પણ લખવો.

૬. અમદાવાદમાં **કે. વી. પટેલ**–બુકસેલર, ઠે. મોટી હમામ. તથા મુંબઇમાં શ્રાવક **ભીમસિંહ માણેક**–જૈન બુકસેલર, માંડવી–શાકગલી. એમને એજન્ટો નિમ્યા છે.

**મેનેજર, સસ્તી વાર્તામાળા–અમદાવાદ.**

શ્રી સદ્ગુરવે નમઃ ॥

# સસ્તી વાર્તામાળા.

વર્ષ ૩ જું. | પુસ્તક ૪-૫-૬-૭



# राजा छत्रसाल

અથવા

## बुंदेलखंडनो भाग्यरवि.

( ઐતિહાસિક નવલકથા. )

પ્રથમાવૃત્તિ પ્રત ૨૧૦૦
સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

( પંદરસો પૃષ્ઠનાં પુસ્તકોનું વાર્ષિક મૂલ્ય )

કાચા જાડા પૂંઠાના રૂ. ૨-૦-૦
પાકા સુંદર પૂંઠાના રૂ. ૩-૦-૦

મૂલ્ય છુટક કાચું પૂંઠું રૂ. ૧-૪-૦
,, ,, પાકું પૂંઠું રૂ. ૧-૮-૦
એજ વી. પી. ખર્ચ જુદું.

આસો, કાર્તિક,
માર્ગશીર્ષ, પોષ.

લેખક-પ્રકાશક,
ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
વ્યવસ્થાપક-સસ્તી વાર્તામાળા.
અમદાવાદ.

પ્રકાશક
[illegible]ભાઈ રામચંદ્ર મહેતા.
ઠે. દાણાપીઠ–નવો વાસ.
અમદાવાદ.

(સર્વ હક્ક સ્વાધીન).

અમદાવાદ–સલાપોસરોડ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ
પ્રેસમાં પરીખ દેવીદાસ
છગનલાલે છાપ્યું.

## कृष्णने प्रार्थना.

यह स्वार्थ तमका पर्दा, अब तो उठा दे मोहन ।
अब आत्म-त्याग रविकी, आभा दिखा दे मोहन ॥ १ ॥
पूरबमें फैल जावे, शुभ देश-भक्ति लाली ।
सुसमीर-एकताकी, अब तो चला दे मोहन ॥
मृदु प्रेमकी सुरभिको, पहुंचा दे हर तरफ तू ।
मन-पल्लवों पै आशा, बूंदे बिछा दे मोहन ॥ ३ ॥
सद्भाव पङ्कजोको, अब तो जरा हंसा दे ।
जातियता-नलिनिका, मुखडा खिला दे मोहन ॥ ४ ॥
द्विज शेख वंदना कर, तेरा सुयश सुनावें ।
वैरी उलूक गणको, अब तो छका दे मोहन ॥ ५ ॥
यह द्वेशका निशाचर, हमको सता रहा है ।
सत्कर्म शरसे ईसकी, गर्दन उडा दे मोहन ॥ ६ ॥
आलस्य चोरभी है, पीछे पडा हमारे ।
कर्तव्य-दण्डसे तू, उसको डरा दे मोहन ॥ ७ ॥
अज्ञान स्वप्नमे है, दुख दैत्यने सताया। ।
सुखकी लगाके चुटकी, हमको जगा दे मोहन ॥ ८ ॥
चेतें, मिलें, खडे हों, स्वत्वोंको अपने चिन्हें ।
मुरलीकी तान मीठी, ऐसी सुना दे मोहन ॥ ९ ॥

पीर मुहम्मदजी "मूनिस."

# પ્રકાશકની પ્રસ્તાવના.

धर्म्मेण राज्यं विन्देत धर्म्मेण परिपालयेत् ।
धर्म्ममूलां श्रियं प्राप्य न जहाति न हीयते ॥

उद्योगपर्व ॥ ३३-११२४ ॥

“ધર્માનુસારે રાજ્યલાભ અને ધર્માનુસારે રાજ્યપાલન કરવું. ધર્માનુસાર પ્રાપ્ત થયેલી રાજશ્રી કદી પણ હીન અને ક્ષીણ થતી નથી.”

---

**સસ્તી** વાર્તામાળાના ગ્રાહક બંધુઓના કરકમળમાં ચાલુ વર્ષનું બીજું પુસ્તક **રાજા છત્રસાલ** અથવા **બુંદેલખંડનો ભાગ્યરવિ** નામક ઐતિહાસિક નવલકથા સમર્પણ કરતાં અત્યાનંદ થાય છે. ચાલુ વર્ષમાં પસંદ કરેલાં પુસ્તકોની સંખ્યામાં **છત્રપતિ રાજારામ** અને **વસઇનો ઘેરો** નામનાં બે પુસ્તકો એકત્ર પ્રકટ કરવાની ધારણા હતી પરંતુ એ બન્ને કરતાં **રાજા છત્રસાલ** અમને બહુ ઉત્તમ અને રસપ્રદ જણાયાથી તે પ્રકટ કરવામાં આવે છે. આશા છે કે વાંચકબંધુઓ પ્રસ્તુત પુસ્તક સપ્રેમ સ્વીકારી લેશે. વસઇનો ઘેરો નામક પુસ્તક અન્યત્ર પ્રકટ થઇ ગયું છે, અને **છત્રપતિ રાજારામ** ભવિષ્યના વર્ષોમાં પ્રકટ કરવાની ઇચ્છા છે.

ભારતવર્ષમાં કેટલાક સ્વદેશાભિમાની, ધર્મપ્રાણ અને દેશપ્રાણ મહાત્માઓ થઇ ગયા છે. તેમાં રાજસ્થાનમાં ટેકીલો પ્રતાપરાણો, દક્ષિણમાં છત્રપતિ શિવાજી મહારાજ, પંજાબમાં મહારાજા રણજીતસિંહ, તેજ પ્રમાણે રાજસ્થાનની પાડોસમાંજ—મધ્યહિંદમાં—ઝાંસીની છેક નજીક—બુંદેલખંડ અને રેવા રાજ્ય આવેલું છે તેમાં પ્રસ્તુત ગ્રંથના નાયક મહાત્મા રાજા છત્રસાલનો જન્મ થયો હતો અને તેમણે ત્યાંજ પોતાનું અદ્ભૂત પરાક્રમ દર્શાવી મોગલ શહેનશાહ ઔરંગજેબની દાઢમાંથી—પંજામાંથી—બુંદેલખંડનો ઉદ્ધાર કર્યો હતો. તેજ મહા-

વીર રાજા છત્રસાલના ચરિત્રનું ચિત્તાકર્ષક સત્વ, નવલકથાના રમ્ય સ્વરૂપમાં ગોઠવી, અત્યંત પ્રેમપૂર્વક સમર્પણ કરવામાં આવ્યું છે. બાકીનો નિરસ ઐતિહાસિક વિભાગ, સન–સંવત, સૈન્યના આંકડા અને તહનામાની યાદીઓ પ્રકટ કરવાનું લુખું સુકું કાર્ય અન્ય ઇતિહાસકાર બંધુઓ માટે હજી બાકી રહેવા દીધું છે. તે નિર્જન પ્રદેશ તરફ વાંચકબંધુઓને લઈ જવા કરતાં તેમને પ્રસ્તુત રમણીય ઉદ્યાનમાંજ રમણ કરતા મૂકવા ઉચિત ધાર્[illegible]

પ્રસ્તુત નવલકથા ભારતવર્ષની એક પુણ્ય શ્લોક જીવનક[illegible] એક ચુસ્ત દેશભક્ત, પ્રજાભક્ત, ધર્મ પ્રાણ, મહાત્માના જીવનની રૂપરેખા છે. એ કથા ભાવિપ્રજાને માટે ગુજરાતી ભાષામાં નવલકથારૂપે સચવાઇ રહેશે અને તેમના દેશના એક મહાપુરૂષનું સ્મરણ કરાવશે તો તેથી આર્યપ્રજા કોઇ એક દિવસ પણ આર્યવીરોની પૂજા કરતાં શિખશે, અને તેમ થશે તો અનેક આત્માઓને સંતોષાનંદ થશે. પ્રસ્તુત નવલકથાના પાત્રોમાંથી વાંચક વર્ગ જોઇ શકશે કે અધ્યવસાય, સત્યનિષ્ઠા અને ખરી લાગણી કેટલું ઉત્કૃષ્ટ પરિણામ લાવી શકે છે! તેમજ જીતાયલી પ્રજા પર થતો જુલ્મ અને અન્યાય ભરેલા કાયદા ગમે તેવા સામ્રાજ્ય બળને એક દિવસ કેવું ઉથલાવી પાડે છે તે પણ જોઈ શકાશે! મોગલ શહેનશાહત નિર્મૂળ થવાનું પ્રબળ કારણ માત્ર તેમની અસાધારણ ધર્મનિષ્ઠા અને અત્યંત અન્યાયજ કહી શકાશે. પ્રભુ, સર્વ રાજાઓને ધર્મલાભ આપે અને તેવા ધર્મપ્રાણ રાજા અને રાજ્યો ચિરકાલ અમર તપે એજ પ્રભુ પ્રાર્થના!

**राजा छत्रसाल** નામક એક મરાઠી નવલકથા પુનેથી મરાઠી ભાષામાં પ્રકટ થતી **सुरस ग्रंथमाला** ના ૧૨ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થઈ છે તેને આધારે આ નવલકથા લખાઈ છે, તેથી તેના લેખક સાક્ષર **श्री बालचंद्र नानचंद्र शाह वकील** નો તથા તેના પ્રકાશક વિદ્યાવિલાસી **श्रीयुत बालचंद रामचंद्र कोठारी बी. ए.** નો આ સ્થળે આભાર માનવામાં આવે છે. ઉક્ત સંસ્થા તરફથી મરાઠી ભાષામાં સારા ગ્રન્થો પ્રકટ થાય છે. જેઓને મરાઠી ભાષાનું જ્ઞાન હોય તેમણે તેમનાં પુસ્તકોનો લાભ લેવા અમારી ભલામણ છે.

**થોડા વખતથી કાગળના ભાવ લગભગ બમણા થઇ ગયા છે.** સાહિત્ય સેવાને ખાતર વાર્તામાળા દ્વારા જે સેવા બજાવાય છે તે વાંચક વર્ગ સારી પેઠે જાણે છે. ગયા દોઢ વર્ષથી–યુરોપીય યુદ્ધ શરૂ થયું ત્યારથી–કાગળ, પૂઠાં, સોને રૂપેરી વરખ, કપડું, શાહી વગેરે પ્રત્યેક વસ્તુના ભાવ વધવા છતાં અને વિશેષ નુકશાન ખમવા છતાં અમે વાર્તામાળાના લવાજમમાં વધારો કર્યો નથી **પરંતુ હમણાં હમણાં તો કાગળના ભાવ લગભગ બમણા થઇ ગયા છે** અને હજી વધતાજ જાય છે. તેમ છતાં વખતસર કાગળો મળતા નથી. અમે બનતો યત્ન કરી પુસ્તકો પ્રકટ કરીશું પરંતુ જો **ભાવો ઓછા નહિ થાય તો ભવિષ્યમાં વાર્તામાળાનું લવાજમ વધારવું પડશે.** પ્રભુ કરે ને કાગળ વગેરેના ભાવો ઓછા થઇ જાય. બીજી કોઈ પણ ગ્રંથમાળા કરતાં **વાર્તામાળાના** કાગળોનું કદ મ્હોટું છે, તેથી કાગળો વખતસર મળી શકતા નથી. **ગ્રાહક બંધુઓને પ્રાર્થના છે કે તેઓએ એક એક બબ્બે ગ્રાહકો વધારી પાંચહજાર ગ્રાહકો પૂરાં કરવાના કાર્યમાં મદદ કરવી. જો તેમ થશે તો લવાજમ વધારવાની જરૂર જણાશે નહિ.** આશા છે કે સુજ્ઞ ગ્રહસ્થો એ વિનતિ ધ્યાનમાં લેશે. હવે પછીનાં પુસ્તકો બનતી ઉતાવળે પ્રકટ કરવામાં આવશે. એજ વિજ્ઞપ્તિ.

**અમદાવાદ.**
ફાલ્ગુન, શુકલ, ૧, સં. ૧૯૭૨. } **ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

---

## રૂા. બેમાં ૧૫૦૦ પૃષ્ઠની નવલકથાઓ મળે છે.

### ચાલુ ત્રીજા વર્ષમાં નીચલાં પુસ્તકો મળશે.

૧. **શાંતિનિકેતન** અથવા સુખ પ્રાપ્તિનો મહામંત્ર–સનાતન ધર્મનાં રહસ્યો સહિત. (બહુ ઉત્તમ). ૨. **રાજા છત્રસાલ** અથવા **બુંદેલખંડનો ભાગ્યરવિ.** (ઐતિહાસિક). ૩. **સંસાર કથાકુંજ**–ન્હાની વાર્તાઓ. ૪. **સુધરેલી સીતા** અથવા આ તે સુધારો કે કુધારો ! ૫. **જાપાની જાસુસ**–જાપાની સ્ત્રી ડિટેકટીવોનાં અદ્‌ભૂત પરાક્રમો. (ઉપલી નવલકથાઓમાં ફેરફાર કરી શકાશે.)

श्री गुरु समर्थ ॥




## પ્રકરણ ૧ લું.

### દેવીનો પ્રસાદ.



ય ! વિંધ્યવાસિની દેવીનો ત્રિકાલ જય થાઓ !”

મુક્ત કણ્ઠે થતો જય જયકાર ધ્વનિ સાંભળતાંજ ચંપતરાયના મનમાં કેટલીક ઉચ્ચ ભાવનાની વિમલ લહરીઓ ઉત્પન્ન થવા લાગી. એ ઉચ્ચ ભાવનાનું રમણીય ચિત્ર તેના મુખ ઉપર જણાવા લાગ્યું. નૈસર્ગિક રીતેજ તેના ગંભીર, શાંત અને તેજસ્વી મુખ ઉપર પ્રેમ અને અભિમાનનું અલૌકિક તેજ ચમકવા લાગ્યું. ભક્તિની અંતિમ સીમા બતાવવા માટે પોતાનું શિરકમળ દેવીના ચરણમાં સમર્પણ કરવા તૈયાર થયેલા બુંદેલા રાજવંશના મૂળ પુરૂષનાં સ્મરણે તેના હૃદયની પ્રેમાળ ભાવનામાં સ્ફુર્તિ આવી. દેવીનો અનુગ્રહ સ્વીકારી પોતાની પ્રતાપી તલવાર વડે સ્વાવલંબનનો અને સ્વાતંત્ર્યનો માર્ગ મોકળો કરનાર પ્રપિતામહ રૂદ્રપ્રતાપનું સ્મરણ થતાંજ તેના અભિમાનની લાગણી જાગૃત થઈ. બન્ને એકજ દેવીના ભક્ત હતા પરંતુ તેમની ઉપાસના કરવાની પદ્ધતિ તદ્દન ભિન્ન હતી ! એકે પોતાના રક્તબિંદુ—“બુંદ”—દેવીના ચરણમાં સમર્પણ કરી “બુંદેલા” રાજ-

વંશની રચના કરી હતી ત્યારે બીજાએ પોતાના શત્રુના રક્તનું તર્પણ કરી "બુંદેલા" રાજવંશને સુપ્રસિદ્ધ કર્યો હતો. દેવાલયમાં પ્રવેશ કરતાંજ પોતાના વંશની ઉત્પત્તિનો અને વૈભવનો ઇતિહાસ ચંપતરાયની દ્રષ્ટિ સમક્ષ તાદ્રષ્ય થયો. તેનાં નેત્રો પ્રેમાશ્રુથી છલકાઈ ગયાં. તેનું સર્વાંગ અભિમાનથી રોમાંચિત થયું. દેવળમાં ગુંબજ નીચે આવતાંજ તેણે પુનઃ દેવીનો જય જયકાર ધ્વનિ કર્યો. પરંતુ એ સમયે તેને દેવીનાં દર્શન થયાં નહિ. વેગળે ઉભા રહેનારને દેવીનાં દર્શન થતાં પરંતુ ચંપતરાય તદ્દન પાસે ઉભેલો હોવા છતાં દેવીનાં દર્શન નહિ થવાથી તેને બહુ આશ્ચર્ય થયું. તેણે પોતાની ગભરાયલી ચિતવૃત્તિને શાંત કરી. સેલાના છેડા વડે નેત્રો લુછી નાંખ્યાં. ત્યાર પછી વિંધ્યવાસિની દેવીપોતાના સુવર્ણ આસન ઉપર અચળપણે બેસી સ્મિત કરતાં હોય એવું તેને જણાયું.

ચંપતરાય દેવીનાં દર્શન કરી એક બાજુએ ખસતો હતો એટલામાં દેવીનો પુનઃ જયજયકાર ધ્વનિ થયો. તેથી તેને આશ્ચર્ય લાગ્યું નહિ. આજે દેવીનો વાર્ષિક મહોત્સવ હોવાથી પોતાની કુળદેવીનાં દર્શન કરવા માટે સમસ્ત બુંદેલખંડ વિંધ્યાચલ ઉપર આવવાનો છે એ તે જાણતો હતો. દેવીના જયજયકાર ધ્વનિ આજે પ્રતિધ્વનિ વડે સમસ્ત વનપ્રદેશ તે દિવસે ગાજી ઉઠતો એ તેનો જુનો અનુભવ હતો. એમ હોવા છતાં પણ જય-જયકાર ધ્વનિ સાંભળતાંજ ચંપતરાય ચકિત થયો ! કંપિત અને નિઃસત્વ કણ્ઠસ્વર વડે અત્યંત ભય પામી ઉચ્ચારેલો તે જયધ્વનિ કોઇ એક મરણ પામવાની તૈયારીમાં આવેલા મનુષ્યનો હોવો જોઇએ એવું અનુમાન કરી તેણે પોતાની પાછળ જોયું, તો ત્યાં તેણે રણાંગણમાં ઉભેલા રણવીર સભા-કરણ બુંદેલાને જોયો ! સમરાંગણ ઉપર સમરતેજ વડે દેદિપ્યમાન થઇ રહેલા વીર પુરૂષને દેવી સમક્ષ આટલો બધો ભીરૂ થવાનું કારણ શું ? જેમ વનરાજ પોતાની ભીષણ ગર્જના વડે સર્વ વનપ્રદેશને કમ્પાવી મૂકે છે તેજ પ્રમાણે રણગર્જના વડે સમરભૂમિને કમ્પાયમાન કરી શત્રુના હૃદયમાં પોતાના પ્રભાવની છાપ પાડનાર રણકેશરી, દેવીના સમક્ષ આવ્યા પછી બકરીના જેવા કણ્ઠસ્વરે કેમ બોલવા લાગ્યો, એનું કારણ ચંપતરાય સમજી શકયો

નહિ! દેવીનો જયધ્વનિ ઉચ્ચારતાં મનુષ્યનું મન જેવું પ્રેમાળ અને આનંદિત થવું જોઇએ તે પ્રમાણે તેનું મન કેમ નથી? પાપી મનુષ્યની પેઠે તેનું મુખ કાળું ઠિકરા જેવું કેમ જણાય છે? એનો કણ્ઠસ્વર નિઃસત્વ કેમ સંભળાય છે? ચંપતરાય એમાંનું કશું સમજી શક્યો નહિ. સભાકરણ એ ચંપતરાયનો કટ્ટો દુશ્મન્ હતો! તેમ છતાં તેની શોચનીય દશા જોઇ ચંપતરાયને તેની દયા આવી–તેના હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થઇ. તેણે તેના તરફ કૃપાદ્રષ્ટિ વડે જોયું. એટલે તો સભાકરણના ગાલ ઉપર બે અશ્રુ બિંદુ ચળકતાં જણાયાં. એ પ્રેમાશ્રુ નહોતાં પણ દુઃખાશ્રુ હતાં અને પોતાનાં કૃતકર્મનો પશ્ચાત્તાપ થવાથી રણવીર સભાકરણ બુંદેલાના હૃદયમાં દુઃખ થાય છે એ ચંપતરાય સમજી શક્યો હતો. સભાકરણ સાથે બાલ્યાવસ્થામાં સ્વાવલંબનની કેવી કેવી વાતો થતી હતી તથા પોતાની જન્મભૂમિ બુંદેલખંડને મુસલમાનોના દાસત્વમાંથી મુક્ત કરવા માટે કેવા પ્રપંચો રચાતા હતા, તેનું ચંપતરાયને સ્મરણ થયું. બાલ્યાવસ્થાનાં મધુર સ્વપ્નનો રસાસ્વાદ તે લેતો હતો એટલામાં પોતાની મૈત્રીનો અને તેની સાથેજ પોતાની સર્વ કલ્પનાઓનો કેવી રીતે અકસ્માત્ વિનાશ થયો? પરસ્પર એક બીજાને મદદ કરનાર તલવારો પરસ્પરનાં રક્તની કેવી રીતે તૃષાતુર થઇ ઉઠી? એનું ચંપતરાયને સ્મરણ થયું. તેણે પુનઃ પોતાના બાલ્યાવસ્થાના મિત્ર સ્હામું જોયું. બાળપણાની કલ્પનાના અંકુરો હજી તેવા ને તેવાજ હતા, તેનું વિશાળ વૃક્ષ બન્યું નહોતું, તેમ છતાં તેનો સમૂળ વિનાશ પણ થયો નહોતો એવી ચંપતરાયની ખાત્રી થઇ. પોતાના મિત્રના મનના કોમળ અંકુરોને ઉછેરવાનું ત્યજી દઇ તે આજપર્યંત તેના આઘાતને પ્રત્યાઘાત કરતો હતો તથા તેના શબ્દનો પ્રતિધ્વનિ કરતો હતો, તેના અવિવેકને વિચારશૂન્યતાનો બદલો આપતો સ્વસ્થ રહ્યો હતો; એથી ચંપતરાયના મનમાં થોડો સમય દુઃખ ઉત્પન્ન થયું. "અત્યાર સુધી થયેલી ભૂલ હવે સુધારવી; મ્હારા મિત્રના મનમાં ભરાયલા ક્રોધનું કારણ પૂછી તે નિર્મૂળ કરવું." એવો નિશ્ચય કરી, માન અપમાનની વાતો ભૂલી જઇ, સભાકરણ સાથે બે સ્નેહના શબ્દો બોલી પુનઃ મિત્રતા સ્થાપવાની ઇચ્છાથી ચંપતરાયે મુખ ઉંચું કર્યું, તો તેણે જોયું

કે: સભાકરણ તો તેના સ્હામું ક્રોધ ભરેલી દ્રષ્ટિથી જોતો, ધારીરના રાજા કંચુકીરાય સાથે વાત કરતો વેગળે ઉભો છે. એ જોઇ ચંપતરાયનું અભિમાન જાગૃત થયું. " આ દેશદ્રોહીઓનો નાશ કરી તેમના શરીર ઉપરજ બુંદેલખંડની સ્વતંત્રતાનું નિશાન ફરકાવવું જોઇએ. " એવું મનમાંજ બોલતો ચંપતરાય એક બાજુ પર પડેલા આસન ઉપર જઇ બેઠો.

સભાકરણની બાલ્યાવસ્થાની પ્રેમાળ મૈત્રી અને ત્યાર પછીનું તેનું ઘાતકી વર્તન; એકના સ્મરણથી ઉત્પન્ન થયેલો જુનો આનંદ અને બીજાના સ્મરણથી પ્રતિદિન વૃદ્ધિ પામતો તિરસ્કાર; એ બન્નેનું દારૂણ યુદ્ધ ચંપતરાયના મનમાં ચાલતું હતું, એટલામાં ઓરછાના રાજા પહાડસિંહ અને તેની પત્ની હીરાદેવી સપરિવાર આવી પહોંચ્યાં. રાજા દેવીના દર્શન માટેજ આવ્યા હતા તેમ છતાં ભાલાદાર, ચોપદાર અને અન્ય સેવકો પણ તેમની સાથેજ હતા. રાજાનું સર્વ મંડળ દેવાલયનાં દ્વાર પાસે આવી પહોંચ્યું. તે સમયે ભાલાદારે રાજાની નેકી પોકારી. તેના કાવ્યમય લલકારનો ઉત્તર દેવીદ્વારા કેવો મળે છે તે સાંભળવા માટેજ જાણે સર્વ મંડળ દ્વાર પાસે થોડો વખત ઉભું રહ્યું. રાજાના એવા ગર્વિષ્ઠપણાનો દેવી સ્વિકાર કરતાં નથી એવું તેને જણાવવા માટેજ, ભાલાદારના લલકારના પ્રત્યેક શબ્દ, દેવાલયમાંથી પ્રતિધ્વનિના રૂપમાં પાછા આવી રાજા અને તેની મંડળીને કાને અથડાયા ! એ સાંભળી પહાડસિંહે સ્મિત કર્યું અને પ્રત્યક્ષ દેવી સુદ્ધાં સ્વમુખે ભાલાદારના શબ્દોની સત્યતા સ્વિકારે છે, એવું માની લીધું. દેવીએ પોતાના સ્વામીની મ્હોટાઇ સ્વીકારી છે એ જાણીને ભાલાદાર, ચોપદાર તથા અન્ય સેવકજનોએ દેવીનો પ્રચંડ જયઘોષ કર્યો. પરંતુ સેવક મંડળની સાથેજ મળી જઇ જયજયકાર કરવો એ પોતાની આબરૂને કલંક લગાડનાર છે એવી કલ્પના કર્યાથી કહો કિંવા મ્હોટા લોકો પાંચ મનુષ્યમાં ઇશ્વરનો નામોચ્ચાર કરતાં નથી એવી માન્યતા હોવાને લીધે કહો, ગમે તેમ પણ રાજા પહાડસિંહે તથા તેમની પત્નીએ મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ ! બન્નેએ ઉંચે મસ્તકે દેવાલયમાં પ્રવેશ કર્યો અને ચંપતરાયથી થોડે વેગળે ઉચ્ચ આસન ઉપર જઇ બેઠાં. ચંપતરાય તેના કાકાનો પુત્ર–ભાઇ થતો

તો. તેણે તેને ઓરચ્છાની રાજગાદી અપાવી હતી–અર્થાત્ તે તેનો હિતકર્તા હતો. તેની પાસે જઇ નમ્રપણે બોલવું જોઇએ, તે તો બાજુએ રહ્યું ! તેની સામે શાંતપણે, સૌમ્ય દ્રષ્ટિ વડે જોવું જોઇએ એ પણ તે બન્નેને અયોગ્ય જણાયું ! ઉલટું મત્સર, ક્રોધ અને તુચ્છતા જેવા અધમ વિકારો વડે કલંકિત થયેલી દ્રષ્ટિ ફેંકી તે પાતપત્ની પોતાના ઉપકારકર્તા ચંપતરાયના ઉપકારનો બદલો વાળતી હતી ! ઓ જગત ! ત્હારી આ શી લીલા !

પહાડસિંહનું અને તેની પત્નીનું આજનું વર્તન જોઈ ચંપતરાય સ્તબ્ધ થયો ! કાર્ય પરિપૂર્ણ થતાં સુધી અર્થાત્ ઓરચ્છાના રાજસિંહાસનનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળે ત્યાં સુધી પોતાનો ભાઈ પહાડસિંહ પોતાની સાથે કેવી મીઠાશથી–નમ્રતાથી વર્તતો હતો ? તેની પત્ની હીરાદેવી તેનો કેવો આદરસત્કાર કરતી હતી અને ઓરચ્છાનો રાજમુકુટ ધારણ કર્યા પછી નમ્ર જણાતો પહાડસિંહ કેવો કઠણ અને ઉચ્છૃંખલ થયો છે તથા હીરાદેવીનો પ્રથમનો આદરસત્કાર ફિક્કો પડી જઈ કેવો માયાવી થયો છે તેની ચંપતરાયને હવે ખાત્રી થઈ! એ સર્વ ચિત્ર ચંપતરાયની દ્રષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યું. તેના ઉપલેક વર્તનના સ્વચ્છ પડદાની અંદર છુપાઈ રહેલો સ્વભાવ આટલો બધો હલકો–નીચ હશે એની ચંપતરાયને કલ્પના પણ નહોતી. તે આજ પર્યંત પહાડસિંહ ઉપર ઉપકારજ કરતો આવ્યો હતો. હીરાદેવીના આજના વૈભવનું અને અહંકારનું કારણ ચંપતરાયજ હતો. પહાડસિંહ અને હીરાદેવી ચંપતરાય ઉપર ક્રોધ કરે, દ્વેષ કરે અને તેના પ્રત્યે તિરસ્કાર દ્રષ્ટિએ જુવે એવું તેણે તેમનું એક પણ અકલ્યાણકારક કાર્ય કર્યું નહતું. મુસલમાનોના તાબામાં સપડાયલું ઓરચ્છાનું પ્રબલ રાજ્ય, સ્વપરાક્રમ વડે પુનઃ પ્રાપ્ત કરી તેના ઉપર પહાડસિંહ અને હિરાદેવીની સ્થાપના કરનાર પરોપકારી વીર ચંપતરાય પોતાના મહોબાના ન્હાનકડા રાજ્ય ઉપરજ સંતોષ પામતો હતો. તેણે પોતે જીતી લીધેલા ઓરચ્છાના રાજ્યની અભિલાષા રાખી નહોતી. તેના એવા ઉદાર વર્તન માટે અને તેના એ અલૌકિક ઉપકારને બદલે તેને ક્રોધ, દ્વેષ અને તિરસ્કારનું ઈનામ મળ્યું !

બુંદેલખંડના સર્વ રાજાઓને આવી બેઠેલા જોઈ દેવીના મુખ્ય પુજા-

રીએ આવી બે હાથ જોડી ચંપતરાયને કહ્યું: "રાજન્! દેવીના પૂજનની સર્વ તૈયારી થઈ ગઈ છે. પૂજનનો આરંભ કરવો કે હજી કોઈ આવવાનું બાકી છે? એ સંબંધી પ્રાણનાથ પ્રભુ પૂછાવે છે."

"આજનો પુણ્યપ્રદ મહોત્સવ જોવા માટે પ્રતિ વર્ષના નિયમ પ્રમાણે સર્વ બુંદેલા નૃપતિઓ એકત્ર થયા છે. હવે પુજનનો આરંભ કરવામાં કશી અડચણ નથી. મ્હારી એ વિનતિ પ્રભુને નિવેદન કરો." તુરતજ ચંપતરાયે આસપાસ દ્રષ્ટિ ફેરવી. ત્યાં તેને રાજકુમાર જણાયા નહિ. પોતાની સ્હામે બે હાથ જોડી ઉભેલા પૂજારીને કહ્યું: "આચાર્ય! રાજકુમાર કયાંય જણાતા નથી. તે હમણાંજ આવી પહોંચશે. આજનું પુણ્યપ્રદ પૂજન કાર્ય જોવાની તેને ઉત્કટ ઇચ્છા છે. થોડા સમયમાં તેના આવ્યા પછી પૂજનનો આરંભ થશે તો તે સર્વ સજ્જનોનો ઘણો આભાર માનશે એવું પ્રભુને કહો." એટલું કહી ચંપતરાયે એક સેવકને આજ્ઞા કરી કે: "રાજકુમારને લઈ સત્વર આવ."

પૂજારીએ ચંપતરાય પાસે પૂજન કરવાની આજ્ઞા માગી તેથી માનભંગ થયેલી હિરાદેવીને ક્રોધ ઉત્પન્ન થયો. મહોબા જેવા એક ક્ષુદ્ર રાજ્યના રાજકુમાર માટે પોતાને ખોટી થવું પડે છે, અને તેના આવ્યા સિવાય પૂજાનો આરંભ થશે નહિ એ જોઈ તેને ઘણો દ્વેષ થયો. પૂજારીની એવી અપમાનકારક વર્તણુક માટે તેને યોગ્ય શિક્ષા થવીજ જોઇએ એવી આજ્ઞાસૂચક વિનતિ તેણે પોતાના પતિને નિવેદન કરી. સભાકરણ બુંદેલાએ પણ રાણીની એવી ઇચ્છાને ટેકો આપ્યો. એ સાંભળી પહાડસિંહે વિકટ હાસ્ય કર્યું. તેણે કહ્યું: "પ્રથમ યુવરાજ વિમલદેવી અને યુવરાજ દલપતરાય અત્રે છે કે નહિ, તે જુવો. તેઓ ના હોય તો પૂજાનો એકદમ આરંભ થવોજ જોઇએ એવી તમારી ઇચ્છા હશે તો મહોબાના રાજકુમારની વાટ ન જોતાં પૂજનનો આરંભ કરવાની હું આજ્ઞા કરીશ."

હિરાદેવી અને સભાકરણને પોતાનો ક્રોધ શાંત રીતે ગળી જવો પડયો. તેઓ વધારે બોલી શકયાં નહિ. માત્ર બન્ને યુવરાજને શોધવા માટે સેવકોને મોકલવામાં આવ્યા.

સેવકો દેવાલયમાંથી બહાર નીકળે તે પહેલાંજ રાજકુમારોનો પત્તો લાગ્યો.

એટલામાં એક બાર વર્ષની બાલિકા ત્યાં દોડતી આવી પહોંચી. તેના માથાના કાળા ભ્રમર જેવા વાળ ખભા ઉપર થઇને બરડા ઉપર પથરાઈ વાયુ જોડે રમત રમતા હતા. દોડવાથી તેનો જોરથી વહેતો શ્વાસોચ્છ્વાસ દેવાલયની હવાને સુગંધિત કરતો હતો. ભયને લીધે રાતોચોળ થયેલો તેનો કપોળ પ્રદેશ અને ચંચળ થયેલી તેની દૃષ્ટિ, એ બન્નેનું તેના ભાલપ્રદેશ ઉપર એકજ સમયે દર્શન કરવામાં આવે તો બરફ જેવા શુભ્ર આકાશમાં ઉષાદેવી રક્તવર્ણથી ચમકતી હોવા છતાં ચંચલ ચપલા તેની પૂઠે શા માટે પડે છે? એ પ્રશ્ન મનમાં ઉદ્‌ભવ્યા સિવાય રહેજ નહિ. જગત્‌ની એક પણ તરૂણીના ઓઠમાં પોતાની બરાબરી કરવાનું સામર્થ્ય નથી એવી ભાવનાથી તેના કલહપ્રિય ઓઠ પરસ્પર યુદ્ધ શરૂ કરી દ્વેષને લીધે લાલચોળ બન્યા હતા, અને એક બીજાથી છુટા પડયા હતા. એ યુદ્ધનો લાભ લઈ તેની દંતપંક્તિએ પણ પોતાનાં સૌમ્ય કિરણો અને શ્વાસોચ્છ્વાસની સુગંધ પ્રસારી અને તે "જાઈનાં ફુલોની સુગંધ અને શુદ્ધતા સાથે ચંદ્રનાં કિરણની સ્નિગ્ધતા તથા તેજ પણ અમારામાંજ છે ત્યાં પછી તમારા ચમકતા સૌન્દર્યની ગણત્રીજ કયાં?" એવું કહેતી હોય એમ જણાતું હતું. બાલિકા દોડતી આવી દેવાલયમાં ગુંબજ નીચે ઉભી રહી. તેની મનોહર ગતિ, નેત્રનું દિવ્ય ચાંચલ્ય, અને શ્વાસોચ્છ્વાસમાંથી પ્રસરતી અલૌકિક સુગંધ જોઇએ અને દેવીનાં વીર-પુરૂષોચિત આયુધ તથા દ્રષ્ટિને ધ્યાનમાં ન લઇએ તો જાણે તે બાલિકા જીવતી વિંધ્યવાસિની છે એવો ભ્રમ થયા સિવાય રહે તેમ નહોતું! વિંધ્યવાસિનીના મસ્તક ઉપર મોતીનો મુકુટ શોભતો હતો, પરંતુ બાલિકાના કપાળ ઉપર પરસેવાનાં બિંદુ એવી ખુબીથી બાઝયાં હતાં કે જાણે તે મોતીનાં બિંદુ ઝીણાં હોય તેવું જણાતું હતું અને તેથી વિંધ્યવાસિની જોડે તેની સરખામણી કરવા માટે બનાવટી મુકુટની જરૂરજ જણાતી ન હતી. એ અનુપમ સૌંદર્યમય સજીવ પુતળી ચાલતી ચાલતી વિંધ્યવાસિનીની મનોહર મૂર્તિમાં મળી જઈ અદૃશ્ય થઈ જશે કે શું એવી ઘણાને બ્હીક લાગી! પરંતુ એ બ્હીક ક્ષણવાર પછી જતી રહી. ગુંબજના વિશાળ સ્થાનમાં ઉભી

રહી બાલિકા સ્વર્ગીય મંજુલ કણ્ઠસ્વરે પ્રાણનાથ પ્રભુને કહેવા લાગી:—

"પ્રભો! યુવરાજ છત્રસાલ અને તેમના સ્નેહી યુવરાજ દલપતરાય અને યુવરાજ વિમલદેવ એક સારા કાર્યમાં યશ પ્રાપ્ત કરી દેવીના દર્શન માટે અત્રે આવે છે. તેમના આવતાં સુધી આજના મંગળ કાર્યની શરૂવાત નહિ કરવાની વિનતિ કરવા માટેજ તેમણે મ્હને અહીં મોકલી છે."

"બાળા! છત્રસાલ અને તેમના સ્નેહીઓએ કયા કાર્યમાં યશ પ્રાપ્ત કર્યો છે?" પ્રાણનાણુ પ્રભુ દેવળમાંથી બહાર નીકળતાં બોલ્યા. તેઓ બહાર નીકળ્યા તે વખતે તેમના ચળકતા મુખની આસપાસ એક તેજસ્વી કુંડાળું ફરતું જણાતું હતું. તેમની ગંભીર પરંતુ તેજસ્વી મુખકાંતિ ઉપરથી તેમની નિષ્કામ બુદ્ધિની, સખ્ત બ્રહ્મચર્યની અને ઉત્કટ તપોબલની પક્કી ખાત્રી થતી હતી. મૃદુહાસ્ય કરતા મુખે બાલિકાને પ્રશ્ન કરતા તેઓ મંદિર-માંથી બહાર આવ્યા તે સમયે જાણે અમૃતનો વરસાદ વરસાવતો ચંદ્ર વાદળાંનું શ્યામ આવરણ વેગળું ખસેડી પોતાનું મુખ પ્રકાશિત કરતો હોય એવી તેમના ભક્ત–ચકોરોને કલ્પના થતી હતી. પ્રભુ ઉપરની ભક્તિ બતા-વવા માટે આસપાસ બેઠેલા સર્વ મનુષ્યો ઉઠીને ઉભાં થયાં. માત્ર ઓરછાના રાજા પહાડસિંહ અને તેની પત્ની હિરાદેવી ઉભાં થયાં નહિ. સર્વ ભક્તોને બેસી જવાની ઇશારત કરતા પ્રભુએ કહ્યું: "સજ્જન બંધુઓ! નીચે બેસી જાઓ. હું વારંવાર આવજા કરૂં તે વખતે તમારે ઉઠવા બેસવાની જરૂર નથી. આ સુંદર બાલિકા જે શુભ સમાચાર કહે છે તે શાંત ચિત્તે શ્રવણ કરીએ. બાળા! કહે. મ્હારો છત્રસાલ અને તેના મિત્રો કયું પ્રશંસનીય કાર્ય કરીને આવે છે? કયા સત્કર્મમાં ગુંથાયા હોવાથી અત્રે આવતાં તેમને વિલંબ થયો વારૂ?"

બાલિકાએ વિણા જેવા મધુર કણ્ઠસ્વરે ઉત્તર દીધો:—

"વિંધ્યાચલના ઉચ્ચ શિખર ઉપરનાં વનપુષ્પો એકઠાં કરી તેની મનોહર માળા દેવીને અર્પણ કરવાના ઉદ્દેશથી હું અને યુવરાજ વિમલદેવ પ્રાતઃકાળમાં ડાબી બાજુના શિખર ઉપર ચઢયાં. એ સમયે બાલ–સૂર્યનાં સોનેરી કિરણો ત્યાંના સર્વ પુષ્પો ઉપર પડતાં હોવાથી તે જાણે સોનાનાંજ

હોય એવું સુંદર જણાતું હતું. એવી અનુપમ શોભા અમે પ્રથમ કોઇ પણ દિવસ જોઇ નહોતી. તેથી આગળ ચાલતાં અતિ આનંદ પ્રાપ્ત થશે એવી જિજ્ઞાસા ઉત્પન્ન થવાથી અમે ઘણે વેગળે સુધી ગયાં. પુષ્પ એકઠાં કરવાનું કામ પુરૂં કર્યા પછી પૂજાનો આરંભ કરવામાં ઘણો વિલંબ જણાયો; તેથી ત્યાંજ બેસી વનપ્રદેશની અલૌકિક શોભા અવલોકન કરતાં પુષ્પની માળા ગુંથવાનો અમે વિચાર કર્યો. માળાની એક બાજુ હું ગુંથવા લાગી અને બીજી બાજુ વિમલદેવે લીધી. થોડા વખતમાં માળા તૈયાર થઇ. વિમલદેવની ગુંથણી મ્હારા જેટલીજ સુંદર અને સ્વસ્થ થયેલી જોઇ સ્ત્રીઓના જેવોજ હુન્નર તેમને આવડતો હોવાથી હું જરા હાસ્યમાં તેમનાં વખાણ કરતી હતી ! એટલામાં કેટલાંક મનુષ્યોએ—અરે ! મનુષ્યરૂપે અસુરોએ અમને ઘેરો ઘાલ્યો."

બાલિકાનું ભાષણ મંદિરમાં બેઠેલા સર્વ મનુષ્યો એક ચિત્તે સાંભળતાં હતાં. વિમલદેવનું નામ સાંભળતાંજ પહાડસિંહ અને હિરાદેવી બાલિકાની પાસે આવી ઉભાં રહ્યાં. ધારીરના રાજા કંચુકીરાય તો ક્યારનોએ ત્યાં આવી ઉભો હતો.

"તમને ઘેરો ઘાલનાર મનુષ્યો કોણ હતાં ?" પ્રાણનાથ પ્રભુએ પ્રશ્ન પૂછ્યો. "તે તને અસુર જેવાં જણાયાં ?"

"હા, સીતાદેવીની કથા કહેતી વખત તમે લંકાના અસુરોના સ્વભાવનું જેવું વર્ણન કરતા હતા તેવાજ સ્વભાવનાં તે માણસો હતાં. માત્ર લંકાના અસુરોની પેઠે તેમના હોઠ બહાર લટકતા, લાંબી જીભ, મ્હોટાં નાક, લાંબા દાંત નહોતાં. તેમના શરીર ઉપર કિમતિ વસ્ત્રો હતાં. અફીણની કેફ આવી હોય તેમ તેમની આંખો અર્ધી ઉઘાડી રહી હતી. પોતાના જેવાં માણસો સિવાય બીજાંને ક્ષુદ્ર જાણી તેમને આજ્ઞા ફરમાવવી એજ પોતાનું કર્તવ્ય સમજતા હોય એમ જણાતું હતું. એવા અસુરો પિતાજીના દરબારમાં વારંવાર આવે છે. પિતાજી તેમને દેવ જેવા પૂજ્ય માની તેમનું યોગ્ય આદરાતિથ્ય કરે છે અને તેઓના જતાં સુધી તેમની સેવામાં નિમગ્ન રહે છે !"

"વિજયા !" ધારીરના રાજાએ ગુસ્સે થઇ કહ્યું: "વધારે લાંબી ટુંકી નહિ કરતાં સાર્વભૌમ રાજાના તે જાતભાઇઓએ શું કર્યું તેજ કહે."

" કંચુકીરાય ! સાર્વભૌમ રાજા કિંવા તેના જાતભાઇ કોણ છે, તેની આ બાલિકાને કલ્પના પણ નહિં હોય ! " ચંપતરાયે કહ્યું: " દિલ્લીના બાદશાહી તખ્ત આગળ જતાં–અરે ! દિલ્લીની સુલતાની સત્તાનું નામ દેતાંજ પોતાના બંધુજનોમાં ઉંચું–ગરમ–માથું રાખનાર મનુષ્યને પોતાનું માથું કેટલું નીચું–નમ્ર કરવું પડે છે, તેમજ તમારી ઉદ્ધત ભાષા ત્યાં કેવી કોમળ કરવી પડે છે તથા તમે એક રાજા છો એવો વિચાર ભૂલી જઇ, બાદશાહના સેવાધર્મમાં તમારા જેવા રાજાઓને કેવી ધન્યતા માનવી પડે છે ! એ તમારી રાજનીતિનાં સૂત્રો આ બિચારી અજાણ બાલિકા શી રીતે સમજે ? તે પોતાની સીધી સરલ અને નિર્દોષ ભાષામાં જે કાંઇ કહે તેમાંજ આપણે સંતોષ માનવો જોઇએ. "

ચંપતરાયનું કહેવું સાંભળી કંચુકીરાયે તેના તરફ ક્રોધ ભરેલે મુખે જોયા પછી પોતાની કન્યાને કહ્યું: " હં, પછી શું થયું તે કહે. "

" અમને ઘેરો ઘાલ્યા પછી ઘણો વખત સુધી તેઓ પોતપોતામાં વાતો કરતા ઉભા રહ્યા હતા, અને અમારા સ્હામું જોઇ હસતા હતા. તેમની વાતચિત આસુરી ભાષામાં ચાલતી હતી, તેથી તેનો ભાવાર્થ મ્હારાથી બરાબર સમજી શકાયો નહિ. તેમ છતાં–" બોલતાં બોલતાં બાલિકાની મુખમુદ્રા વિંધ્યવાસિની દેવીના જેવી ગંભીર થઇ ગઇ. તેણે કહ્યું: "તેમની વાતચિતનો સર્વ અર્થ હું સમજી શકી નહિ તેમ છતાં મ્હારૂં અને વિમલદેવનું અપમાન કરવા જેવી વાતો તેઓ કરે છે એવી મ્હારી ખાત્રી થઇ. શાહજાદાની નાટકશાળામાં નાચવા લાયક હું ખુબસુરત છું અને દરબારમાં હજુરીઓ થવાને લાયક હોય તેવો વિમલદેવ ફાંકડો જુવાન છે એવા અર્થનું તેમનું બોલવું થતું હતું ! " આ વખતે બાલિકાના મુખ ઉપર ક્રોધની રક્તવર્ણ છાયા જણાઇ. તેનાથી આગળ બોલી શકાયું નહિ.

" સાંભળો ! કંચુકીરાય ! સાંભળો ! " ચંપતરાયે કહ્યું: " તમારા સાર્વભૌમ બાદશાહના જાતભાઇઓએ તમારી કન્યા માટે કેવો અભિપ્રાય આપ્યો તે જરા સાંભળો ! તમારી કન્યાનુંજ નહિ પણ પોતાની સત્તા નીચેનાં પ્રત્યેક સ્ત્રી પુરૂષોને એ રાજકર્ત્તાઓ એવી રીતે વારંવાર અપમાન

કરે છે! આપણી સુંદર રૂપવતી કન્યાઓ તેમની રાક્ષસી વિષયલાલસા તૃપ્ત કરવા માટે છે કેમ? આપણા સુકુમાર રાજકુમારો તેમના દરબારોમાં હજુરીઆ થવા માટે, તેમના પગરખાં ઉંચકવા માટે, પિકદાનીઓમાં પડતાં તેમનાં થુંક ઝીલવા માટે નિર્માણ થયા છે કેમ? આપણા ભાઇઓના પગમાં પડેલી બેડીઓ વિશેષ મજબૂત કરવા માટે આપણે તેમના વતી શૌર્ય પૂર્વક યુદ્ધ કરવાં, આપણે પ્રપંચો રચીને આપણાજ જાડા પાતળા રોટલા મોંઘા કરવા, રાત દિવસ તકરાર ટંટા કરવો, અને આપણા ચતુર કારીગરોએ પોતાના પ્રાણપ્રિય દેવતાનાં દેવાલયોનો ધ્વંશ થયા પછી રમ્ય મસ્જિદો અને તેના સુંદર ગુંબજો બાંધવામાં પોતાનો જન્મ વિતાડવો એવી દિલ્લીના સુલતાનની અને તેના જાતભાઇઓની ઇચ્છા છે! બુંદેલખંડની એક રાજકન્યા તે જાણે એમના મનથી થોડી કિંમતમાં મળતું બજારનું એક ફળરતો! અને બુંદેલખંડનો રાજકુમાર તે જાણે ઉંચી પદવીના કટકા રોટલા માટે લલચાવેલો એક કુતરોસ્તો! તમારા સાર્વભૌમ રાજા અને તેના જાતભાઇઓ એવું સમજીનેજ આપણી સાથે વર્તે છે ખરૂં કે! બ્હેન! તું ધારીરના રાજાની કન્યા છે અને વિમલદેવ ઓરછાનો યુવરાજ છે એવું તે અસુરોને તમે જણાવ્યું હતું કે?"

"અમે કોણ છીએ તે જાણ્યાથી કદાચ તેઓ અમને સત્વર મુક્ત કરશે એવી આશાથી અમે તેમને અમારી ઓળખ આપી પરંતુ તેમ કરવાથી મુક્ત થવાનું તો ક્યાંયે રહ્યું! ઉલટું દિલ્હીના શાહજાદા પાસે લઈ જઇ મ્હને તેની ભેટ કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

ચંપતરાય: "મહારાજ કંચુકીરાય! સાંભળો છોકે?"

"હા, હું બધું સાંભળું છું," કંચુકીરાયે વિચારશૂન્યપણે કહ્યું: "ઐશ્વર્ય અને સૌન્દર્યમાં પ્રત્યક્ષ ઇંદ્રની અમરાવતીને પણ ભૂલાવી દે એવી દિલ્હી, દેવલોકની અપ્સરાના ગર્વ ઉતારે એવાં ત્યાંના વિલાસી જનાનખાનાં અને આ લોકમાં અતિ ઉચ્ચ મનાતું લાલ ગુલાબી જળ, જાણે દેવલોકનું અમૃતજ! તેનું પાન કરી ઇંદ્ર કરતાં પણ અધિક સમય વિલાસમાં અને એશ આરામમાં વિતાડનાર દિલ્હીના સુલતાનનાં તમે જ્યાં સુધી દર્શન કર્યાં

નથી અને તે આ લોકના સ્વર્ગસ્થાનમાં તમે જ્યાં સુધી પગ મૂકયો નથી ત્યાં સુધી તમારી કલ્પનાઓ એવીજ સંકુચિત અને વિચિત્ર રહેવાની ! આપણી પુત્રી-ભગિનીઓ શાહજાદાની નાટકશાળામાં નાચ કરનાર એક નટી થાય અને દિલ્હીના વિલાસી જનાનખાનામાં પ્રવેશ કરે એ શું તમે હલકી વાત સમજો છો? એતો જેનું મહદ્ ભાગ્ય હોય તેનેજ એવી ઉચ્ચ-ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે! એમાં તો મ્હોટું માન સમજવું જોઇએ. મ્હારી વિજયા અત્રે પાછી આવી તેના કરતાં જો દિલ્હીના જનાનખાનામાં પહોંચી હોત તો તેથી મ્હને અતિશય આનંદ થાત."

"પિતાજી!" વિજયાએ ક્રોધયુક્ત નેત્રો કરી કહ્યું: "એવું અમંગલકારક શા માટે બોલો છો? મ્હારો તમને એટલો બધો ભાર લાગ્યો કે શું?" એ અસુરોના જનાનખાનામાં જવા કરતાં હું મરણનેજ પસંદ કરૂં છું. આપણે હિંદુ, તેઓ મુસલમાન! આપણો અહિંસા ધર્મ, તેઓ હિંસક પશુ સમાન! અરેરે! પિતાજી! તમે એવું અકલ્યાણકારક શા માટે બોલ્યા?"

"બ્હેન! સુલતાનનો માયાવી વૈભવ જોઈ ત્હારા પિતાનાં નેત્રો ચકિત થઈ ગયાં છે! નહિ તો આલોકના નરકવાસને ત્હારા પિતા ઇંદ્રની અમરાવતીની ઉપમા આપતજ નહિ. જગત્માં નિર્લજ્જપણાનું અને વિષયાશક્તિનું મોસાળ જોવું હોય, અતિશય નીચી કોટીમાં ગયેલી ક્રૂરતા જોવી હોય, ભોગવિલાસનું અને આળસનું મૂળ સ્થાન શોધવું હોય અને સર્વ પ્રકારનાં હલકાં વ્યસનોનું એકત્ર પ્રદર્શન જોવું હોય તો તે આજે દિલ્લીમાં જણાશે! તેમ છતાં વિષયાસક્તિ ને વિલાસ, ક્રૂરતા ને શૌર્ય, આળસ ને સુખ અને વ્યસન ને મૌજનાં મધુર વિશેષણો આપનાર મગજના ચસકેલા મનુષ્યોએ તેજ દિલ્લીને આ લોકનું સ્વર્ગ બનાવ્યુ છે! પોતાની પુત્રી-ભગિનીઓને જાણી જોઇને, મુસલમાનોના જનાનખાનામાં મોકલી ત્યાંના દલાલોનું કામ કરવા તૈયાર થયેલા વિચિત્ર કંચુકીરાય આજ પર્યંત થોડા જણાયા નથી! આપણી કુમારિકાઓનાં કૌમાર્યવ્રતનું દિલ્લીના સુલ્તાનોના જનાનખાનાઓમાં નહિ-નહિ-વ્યભિચારખાનાંઓમાં બલિદાન આપી તેના બદલા તરીકે મ્હોટી સરદારી અથવા કોઈ એક પદવી મેળવનાર પાષાણ હૃદયના પિતા-અને બંધુઓ

જ્યાં સુધી પવિત્ર ભારતમાતાની કુખે જન્મ લે છે ત્યાં સુધી આ ભારતમાતા અને આ બુંદેલખંડ મુસલમાનોના દાસત્વમાં સબ્બાજ કરશે એમાં મીનમેષ નથી! વારૂ, શોક કરવાનો ઘણોએ વખત છે! પછી શું બન્યું તે સાંભળવા દો." ચંપતરાયે શોક કરતાં કહ્યું.

એ સાંભળી વિજયાએ કહ્યું: "અમને દિલ્હીના શાહજાદાને ભેટ કરવાનો સંકલ્પ કરી તે અસુરો થોડીવાર વિશ્રાંતિ લેવા લાગ્યા, એટલામાં તેમનાજ જેવો પરંતુ ઘણા કિમતી વસ્ત્રાલંકારો ધારણ કરેલો એક નર–અસુર ત્યાં આવી પહોંચ્યો. તેના આવી પહોંચવાથી પ્રથમના અસુરોએ તેને નમીને મુજરો કર્યો. એ ઉપરથી અમે અનુમાન કર્યું કેઃ નવીન આવનાર પુરૂષ તેમનો ઉપરી અધિકારી હોવો જોઇએ." પ્રથમના અસુરોએ તેને અમારી ઓળખ આપી અને તેમનો વિચાર પણ તેને જણાવ્યો. એ સાંભળી નવીન પુરૂષે હાસ્ય કરી કહ્યું: "પોતાની પુત્રી–ભગિની દિલ્લીના જનાનખાનામાં મોકલી દરબારમાં મ્હોટી મ્હોટી નોકરીઓ મેળવવા માટે સર્વ હિંદુ રાજાઓ તળે ઉપર થઈ ગયા છે! પોતાનો યુવરાજ દિલ્લીદરબારમાં હજુરીઆનું કામ ન કરે ત્યાંસુધી રાજ્યનો કારભાર ચલાવવાને અશક્ત છે એવુંજ હિંદુ રાજાઓ સમજી બેઠા છે! તેથીજ જનાનખાનું સુશોભિત કરવા માટે સુંદર સ્ત્રીઓ કિંવા દરબાર સુશોભિત કરવા માટે હજુરીઆઓ મેળવવામાં પહેલાંની પેઠે મુશીબત પડતી નથી! એ બન્નેને છોડી દો; પછી થોડાજ વખતમાં જોશો કે એક જનાનખાના તરફ અને બીજો દરબાર તરફ જરૂર વળશે!"

"એ અધિકારીએ જે ભવિષ્ય કહ્યું તે તદ્દન ખરૂંજ છે." હિરાદેવી વચમાંજ બોલી ઉઠી. "યુવરાજ વિમલદેવ એટલીજ યોગ્યતા ધરાવે છે. દિલ્લી દરબારમાં મુખ્ય હજુરીઓ થવા જેટલીજ તેની યોગ્યતા છે. સુલતાન સાથે અત્યારે અમારે સારો સંબંધ નથી, નહિ તો યુવરાજ કયારનોએ દરબારમાં હજુરીઓ થઈ ગયો હોત. ઓરચ્છાના ભાવિ રાજાએ દિલ્લી દરબારની સેવા કરવીજ જોઇએ."

"હાય! હાય! આ તે કેવી બુદ્ધિ–ભ્રષ્ટતા! હરિ! હરિ! આ તે કેવો ભ્રમ!" ચંપતરાયે કહ્યું: "આવાં દેશદ્રોહી મનુષ્યો આ જગતમાંથી કયારે

નાશ પામશે ? હિરાદેવી ! તમને બોલતાં કંઇ વિચાર થાય છે ખરો ? જે મહાદેવીના કૃપાપ્રસાદથી વીરકેસરી મહારાજ રૂદ્રપ્રતાપે સ્વાતંત્ર્ય મેળવ્યું, તેજ દેવીના મંદિરમાં, તેજ દેવીના પ્રિયભક્ત રૂદ્રપ્રતાપનો એક વંશજ મ્લેચ્છોના દરબારનો હજુરીઓ થવાનો છે, એ સાંભળી આસન પર બેઠેલાં દેવીના પાષાણમય નેત્રમાંથી પણ આંસુ સરવા લાગશે ! ”

“ વિજયા ! ” હિરાદેવીએ ચંપતરાયના શબ્દો તરફ લક્ષ્ય નહિ આપતાં કહ્યું: “ પછી શું થયું ? ”

“પેલા મુખ્ય અસુરે અમને ત્યાંથી જવાની રજા આપી. અમે પણ અમારો છુટકો થયેલો જાણીને અને હવે દેવીના પૂજન સમયે બરાબર વખતસર હાજર થવાશે જાણી આનંદ પામતાં પુષ્પમાળા લઇ નીકળ્યાં. એટલામાં તે મુખ્ય અસુરે અમને વિંધ્ય પર્વતની તળેટીમાં કોઈ દેવીનું મંદિર છે કે કેમ ? તે સંબંધી પૂછ્યું. તેના પૂછવાનો ભાવાર્થ સમજવામાં નહિ આવવાથી સરળપણેજ મ્હેં નજીકમાં આવેલાં વિંધ્યવાસિની માતાના રમ્ય દેવળ સંબંધી તથા આજે વાર્ષિક મહોત્સવ હોવાથી બુંદેલખંડના સર્વ રાજા રજવાડાઓ ત્યાં એકત્ર થયા છે એમ કહી દીધું. એ સાંભળી તેણે પુનઃ પુછ્યું કેઃ “ ઉત્સવનો પ્રારંભ ક્યારે થશે ? ” હજી પણ તેનો ઉદ્દેશ્ય મ્હારા જાણવામાં આવ્યો નહિ. મ્હેં ઉત્તર દીધો કેઃ “ સૂર્યોદય થયા પછી દશ ઘડીએ પૂજનનો સમારંભ થશે. ” તેણે કહ્યું: “ હજી પૂજન થવાને બે ઘડીનો વિલંબ છે. તે પહેલાંજ દેવીને ત્યાંથી ઉપાડી નાંખીશું. ” એ સાંભળીને મ્હારૂં હૃદય ચિરાઇ જવા લાગ્યું. વિમલદેવ મ્લાન મુખે મ્હારી પાસેજ ઉભા હતા. દેવીના મંદિર સંબંધી ખુલાસો કરીને મ્હેં મ્હોટું પાપ કર્યું એવું મ્હારા મનને થયું. વિંધ્યવાસિનીનું મંદિર ત્યાંથી વિશેષ વેગળું નહોતું પરંતુ અજાણ્યા માણસને એકાએક જડે તેવું પણ નથી એવું હું જાણતી હતી. મુખ્ય અસુરે દેવીના મંદિર સુધીનો માર્ગ બતાવવાની અમને આજ્ઞા ફરમાવી. તેને દેવીના મંદિર સુધી નહિ લાવવાનો મ્હેં પણ નિશ્ચયજ કર્યો અને વિમલદેવને મ્હારો વિચાર જણાવી દીધો. સર્વ અસુરોને અમે દેવીના મંદિરની વિરૂદ્ધ દિશામાં લઇ ચાલ્યા. તે લોકો પણ નિશ્ચિંત ચિત્તે પોતાનો

પ્રપંચ રચતા અમારી પાછળ પાછળ ચાલતા હતા. દેવીના મંદિરનું અંતર ઓછું કરવાને બદલે અમે વધારતાં ચાલ્યાં જતાં હતાં. એટલામાં યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાય અશ્વારૂઢ થઇ સ્હામેથી આવતા જણાયા !"

સભાકરણે પ્રશ્ન કર્યો: "તમારી સાથે આવનાર યવનોની સંખ્યા કેટલી હતી ?"

"બધા મળીને વીશ જણ. પરંતુ તેમાંના અર્ધા ઉપરાંત શસ્ત્ર વગરના હતા. દેવીનો વિધ્વંશ કરવામાં શસ્ત્રની કશી જરૂર પડશે નહિ એવી તેમની કલ્પના હોય એમ જણાયું. નજીક આવતાંજ અમને ક્યાં લઇ જવામાં આવે છે એ સંબંધી મુખ્ય અસુરને પ્રશ્ન કર્યો. તેણે અપમાનકારક હાસ્ય કર્યા સિવાય બીજો કશો ઉત્તર દીધો નહિ, ત્યારે વિમલદેવે ટુંકાણમાં સર્વ હકિગત કહી સંભળાવી. એ સાંભળતાંજ બન્ને યુવરાજે પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી અને કહ્યું કેઃ "દેવીના મંદિરનો માર્ગ તેના પવિત્ર ભક્તોને માટે અત્યંત સરળ અને સુખદાયક છે, પરંતુ તમારા જેવા દેવીના શત્રુઓને માટે અતિશય વિકટ અને દુઃખદાયક પણ છે." એટલું કહી તેમણે અસુરોને યુદ્ધ કરવાનું આમંત્રણ કર્યું !"

"હેં ! શું બે બાળકોએ વીશ શૂરવીરોને લડવાનું આમંત્રણ કર્યું ? બાળચેષ્ટા તે એનુંજ નામ ?" પહાડસિંહે કહ્યું: "સભાકરણ ! તમારો દલપત પેલા છત્રસાલની સોબતમાં પડી ઘણો બગડતો જાય છે. એ છોકરાંને તેમની નાલાયક વર્તણુક માટે શિક્ષા મળીજ હશે !"

"હા, અવસ્ય મળી હશે !" કંચુકીરાયે કહ્યું: "કદાચ તે ઉદાર હૃદયના યવન વીરોએ તેમને બાળક જાણી જવા દીધા હોય તો તેમને અહિં આવ્યા પછી સખ્ત શિક્ષા કરવીજ જોઇએ. રાજકર્તાના જાતભાઇઓનું અપમાન થાયજ કેમ ? તેમણે એક મંદિરની વ્યવસ્થા કરી હોત તો આપણે બીજું દેવાલય ઉભું કરત. પત્થર અને માટીની આપણે ત્યાં ક્યાં ખોટ છે ? આપણા સાર્વભૌમ રાજાના ધાર્મિક વિચારોમાં વ્યર્થ અડચણ નાંખવી એ કાંઇ ડહાપણનું કામ નથી. વિજયા ! એ છોકરાઓએ ત્યાં કેવા કેવા અનાચાર કર્યા ?"

"તેમણે કશા અનાચાર કર્યા નથી. વીશ અસુરોએ બે યુવરાજ સાથે યુદ્ધ કરવાની એકદમ શરૂવાત કરી. એકલા અભિમન્યુ સાથે જેમ કૌરવોએ અધર્મનું યુદ્ધ કર્યું હતું તે પ્રમાણે તે વીશ શત્રુઓ બન્ને યુવરાજ ઉપર ધસી ગયા !·વિમલદેવ પુરૂષ હતો ! તેમ છતાં તેનાથી એ યુદ્ધ પ્રસંગ જોઇ શકાયો નહિ, ત્યાં પછી મ્હારી તો વાતજ શી ? એકલા છત્રસાલ ઉપર છ શત્રુઓ પોતાની તલવારો સાથે ધસી ગયા. તેમાંના એકનો ઘા છત્રસાલને યમ·લોકમાં પહોંચાડી શકત. યુવરાજ દલપત પણ સંખ્યામાં દશગણા પરંતુ વયમાં એથી અધિક વીર સાથે એકલોજ યુદ્ધ કરતો હતો. એ ભયંકર સંગ્રામ જોઈ મ્હારૂં હૃદય થર થર કમ્પવા લાગ્યું. ભયને લીધે મ્હારી આંખો મિચાઇ ગઇ. કેટલીકવારે મ્હેં આંખો ઉઘાડી જોયું તો વિમલદેવ હાસ્ય કરતા મ્હારી પાસે ઉભેલા જણાયા. બાજુમાં રક્તનો વહેળો વહેતો હોય તેવું જણાતું હતું. ત્યાં ચાર પાંચ મુસલમાનો તરફડતા પડયા હતા. મુખ્ય મુસલમાન અધિકારીનો રૅાફ અને અહંકાર ઉતરી ગયો હતો. તે નિર્બળ થઇ નીચું માથું રાખી ઉભો હતો. યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપત તેના શરીરે દોરડાં બાંધતા હતા. છત્રસાલે મ્હારા સ્હામું જોઇ કહ્યું: "દેવીની પૂજાનો સમય થયો છે. દોડતાં જાઓ અને પ્રભુને વિનતિ કરજો કે દેવીનું પૂજન થતું થોડીવાર અટકાવે એટલામાં હું આ યવન અધિકારીને લઇ ત્યાં આવી પહોંચું છું." યુવરાજનું કહેવું સાંસળતાંજ હું ત્વરાથી દોડતી અત્રે આવી પહોંચી છું."

વિજયાનું બોલવું પુરૂં થતાંજ મંદિરના આગલા ચૅાકમાં દેવીનો જય જયકાર ધ્વનિ થયો. જયજયકારનો ધ્વનિ એટલો બધો મધુર હતો, અને તેમાં રણાંગણમાં થતો ઉત્સાહપૂર્ણ ઘોષ, વિદ્વત્સભામાં થતો ગાંભીર્યપૂર્ણ અવાજ અને પ્રણયના રાજ્યમાં થતો માધુર્યપૂર્ણવિનોદ, એ સર્વની ઐક્યતા એટલી બધી જામી ગઈ હતી કે જેથી તે સમરભૂમિપર આયુષ્ય ગાળનાર કઠોર વીરને, પ્રપંચની જાળ સાથે આઠે પહોર રમત રમનાર અરસિક પણ ચતુરને અને પ્રણયની મોહજાળમાં સપડાયલા રસિક જનને પ્રિય લાગતો હતો. પ્રાણનાથ પ્રભુ અત્યાર સુધી શાંત ચિત્તે રાજકુમારી વિજયાનું કહેવું સાંભળતા

હતા, હવે તેમને ધીરજ રહી નહિ. ક્ષણવારમાં તો તેઓ પોતાના શિષ્ય છત્રસાલને પોતાના ચરણમાં સાષ્ટાંગ કરતા જોઈ શક્યા હોત, પરંતુ અત્યાર સુધી અંતઃકરણમાં રોકી રાખેલો પ્રેમપ્રવાહ હવે તેઓ અટકાવી શક્યા નહિ. ખોવાઈ ગયેલાં બાળકને આલિંગન કરતી વખત માતાના કોમળ હૃદયની જેવી સ્થિતિ થાય છે તેવીજ પ્રેમળ મનોવૃત્તિ પ્રાણનાથ પ્રભુની થઈ. કેટલાક કલાક સુધી વિખુટાં પડેલાં વાછરડાંઓને સાયંકાળે પાસે આવેલાં જોઇ ગાયમાતાને જેવી આતુરતા થાય છે તેવીજ આતુરતા પ્રાણનાથ પ્રભુને થઇ. તેઓ દેવાલયના ઓટલાપર ગયા. ગુરૂ-શિષ્ય વચ્ચેનું થોડું અંતર એકલા શિષ્યેજ ખુટાડવું એ તેમને અયોગ્ય જણાયું. જયજયકારનો પ્રતિધ્વનિ સાંભળવા પહેલાંજ તેઓ ઓટલે જઇ પહોંચ્યા હતા. ત્યાં તેમનું બાળક, ત્યાં તેમનો પુત્ર, માતા કરતાં પણ વિશેષ વત્સલ, અને પ્રાણ કરતાં પણ વિશેષ પ્રિય એવા પ્રાણનાથ પ્રભુના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરવા સજળ નેત્રે તૈયાર ઉભોજ હતો.

અત્યંત ક્ષુદ્ર વિષયો તરફ પણ વિશેષ લક્ષ્ય રાખનાર મનુષ્યને હાથે પણ મ્હોટી મ્હોટી ભૂલો થાય છે એવો આ લોકમાં જુનો અનુભવ છે. તેની સત્યતા બતાવી આપવાને માટેજ જગતની રચના કરનાર પરમેશ્વરે કદાચ પોતાના રચનાચાતુર્યમાં એટલી ખામી રહેવા દીધી હશે! ચંદ્ર-સૂર્યની રચના કરવી એ કાંઇ બાળકોની રમત નથી એ તો તે પરમેશ્વર સારી પેઠે જાણતા હોવા જોઇએ. ત્રિકાળજ્ઞાની મહાપુરૂષો ચંદ્ર-સૂર્યની યોગ્યતા જાણતાજ હોવા જોઇએ, પરંતુ ચંદ્ર-સૂર્યની ભઠ્ઠી પ્રથમ નિકળેલી હોવાથી, નવીન મૂર્તિને લીધે કહો અથવા તે ભઠ્ઠી સૌથી છેલ્લી નિકળેલી હોવાથી યોગ્ય વસ્તુને અભાવે કહો, અથવા ગમે તેમ પણ સૂર્યના શરીરમાં અતિશય સખ્તપણું અને ચંદ્રના શરીરમાં અતિશય ઠંડાપણું રહી ગયું છે. પોતાની કૃતિમાં રહી ગયેલો એ દોષ જગન્નિયંતાના ધ્યાનમાં આવ્યા સિવાય કેમ રહ્યો હશે? સર્વ ક્ષુલ્લક વસ્તુઓ નિર્દોષ હોવા માટે અને મુખ્ય વસ્તુઓ દુષિત હોવા માટે પશ્ચાતાપ થતો હોવાથી સહસ્રનેત્ર પરમેશ્વર વર્ષમાં ચાર ચાર મહિના પર્યંત પોતાના નેત્રમાંથી આંસુ કાઢવા લાગ્યા. પરમેશ્વરનો એ પશ્ચાતાપ

ળવા માટે બુંદેલખંડે એક નવીન પ્રકાશ-રાજનો ઉદય કર્યો. તેના શરી-
ાં સૂર્યનું તેજ હતું તેમજ ચંદ્રની શીતળતા પણ જણાતી હતી. પોતાના
રમાંથી એક પણ પરમાણુ નહિ લેતાં કેવળ સદ્ગુણના પરમાણુઓનોજ
ક અવતાર જગત ઉપર જન્મેલો જાણી આકાશના ચંદ્ર અને સૂર્યનારાયણે
તાના અંશ તે નવીન પ્રકાશ-રાજના શરીરમાં પ્રવેશ કરાવી દીધા હતા.
ક તરફ પ્રતાપી દલપતરાય પોતાના તીવ્ર તેજ વડે શોભતો હતો, અને
જી તરફ વિમલદેવનો નિષ્કલંક સ્નિગ્ધ મુખચંદ્ર પ્રકાશી રહ્યો હતો.
લખંડના એ બન્ને ચંદ્ર-સૂર્યના મધ્ય ભાગમાં, અક્ષય સુખ આપનાર,
ર્યનો પ્રભાવ અને ચંદ્રની સ્નિગ્ધતા, એ બન્નેનો એકત્ર પ્રકાશ પાડનાર,
ણી માત્રમાં નૂતન જીવન અને તેજની વૃષ્ટિ કરનાર ચંદ્ર, અથવા શાંતિ
ને સુખની વૃષ્ટિ કરનાર સૂર્ય, સંપૂર્ણ તેજ વડે પ્રકાશી રહ્યો હતો. તેની
સે જઇ પ્રાણનાથ પ્રભુ ગદ્ગદ્ કણ્ઠે બોલ્યાઃ—"છત્રસાલ ! ધન્ય છે
ને ! આટલી કોમળ વયમાંથીજ ત્હારી ધર્મનિષ્ઠાનાં અને સ્વાતંત્ર્ય-પ્રેમનાં
ાહર કિરણો પ્રકાશવા લાગ્યાં છે."

જેમ ઉદય સમયે સૂર્ય, પોતાની ભૂમાતાના ચરણ રજની ઇચ્છા રાખી
તરફ દોડતાં માતાના પ્રેમાંકિત રક્તવર્ણના ખોળામાં જઇ વિરાજે છે,
 પ્રમાણે યુવરાજ છત્રસાલ પ્રભુના શબ્દ સાંભળી તેમના ચરણમાં મસ્તક
ાવવા જતાં તેમના પ્રેમળ બાહુમાં જઇ પડયો.

ગુરૂ-શિષ્યની પ્રેમળ ભેટ ચાલતી હતી તે સમયે યુવરાજ દલપતરાય
ને યુવરાજ વિમલદેવના મનમાં વિચાર આવ્યો કેઃ "આપણે આકાશમાંના
દ્ર નથી પણ માનવી પ્રાણી છીએ, ચંદ્ર-સૂર્યનાં કર્તવ્યો જેમ ઇચ્છા
ર ચાલે છે તેમ આપણું કર્તવ્ય નથી. આપણાં કર્તવ્યની બાજુમાંજ
ચ્છાશક્તિ જાગૃત છે, છત્રસાલની પેઠે આપણું પણ અભિનંદન થવું
ઇએ." પ્રાણનાથ પ્રભુએ યુવરાજ દલપતરાયને છત્રસાલના જેટલાજ
ીથી આલિંગન કર્યું, પરંતુ વિમલદેવને તેમને વેગળેથીજ અભિનંદન કર્યું.
ના એવા માનથી વિમલદેવ અત્યંત આનંદ પામ્યો. તેને આલિંગન
ાથી કદાચ તેને આટલો આનંદ થયો ન હોત !"

પોતાના પુત્રનું વિરોચિત કૃત્ય સાંભળી ચંપતરાયના હૃદયમાં આનંદનો સાગર ઉભરાઇ આવ્યો હતો. તેમણે છત્રસાલને છાતી સાથે દબાવી તેની પીઠ થાબડતાં કહ્યું: "વત્સ! યવનો સાથે યુદ્ધ કરતાં મ્હારો જ્યેષ્ઠ પુત્ર સર્વાહન રણાંગણમાં મરણ પામ્યો હતો. તે અત્યંત શૂરવીર હોવાથી મ્હને અને ત્હારી માતાને અત્યંત દુઃખ થયું હતું. તે સમયે તેણે અમને સાંત્વન આપવા માટે સ્વપ્નમાં કહ્યું હતું કે: "હું પુનઃ તમારે પેટે જન્મ લઇ શત્રુઓનું વૈર લઇશ." એ બનાવ બન્યા પછી કેટલેક મહિને ત્હારો જન્મ થયો. તેમ છતાં સ્વપ્ન ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ ન હતો, પરંતુ આજનું ત્હારૂં શૂર કૃત્ય સાંભળી મ્હને પૂર્ણ વિશ્વાસ બેઠો છે. "વત્સ! આ ત્હારા પિતા ચંપતરાયની મનોવાંચ્છના પરિપૂર્ણ નહિ થાય તો તે તું મ્હારો યુવરાજ પરિપૂર્ણ કરશે એવી આજ મ્હારી ખાત્રી થઇ છે."

ચંપતરાયે સુંદર મુખાકૃતિવાળા બાળકપુત્ર છત્રસાલને છાતી સાથે દબાવી એક ચુંબન લીધું. યુવરાજ દલપતરાય પોતાના પિતા પાસે જઇ બેઠો હતો. યુવરાજ વિમલદેવે પોતાની માતા પાસેનું એક આસન સુશોભિત કર્યું હતું. વિજયા હાથમાં પુષ્પમાળા લઇ તે અર્પણ કરવાનો સમય ક્યારે આવે છે તેની વાટ જોતી તેના ભાઇની પાસે ઉભી હતી. એટલામાં પ્રાણનાથ પ્રભુએ દેવીની મહાપૂજા કરવાનો આરંભ કર્યો.

પૂજાની સમાપ્તિ વખતે પ્રાણનાથ પ્રભુએ સર્વ રાજાઓને દેવીનો પ્રસાદ આપવા માટે મંદિરના અંદરનાં દ્વાર પાસે બોલાવ્યા. માતા વિંધ્યવાસિની સૂવર્ણના આસન ઉપર વિરાજ્યાં હતાં. તેમના જમણા હાથ તરફ પ્રાણનાથ પ્રભુ ઉભા હતા અને ડાબા હાથ તરફ રાજકુમારી વિજયા અને યુવરાજ વિમલદેવ પોતપોતાની બનાવેલી પુષ્પમાળાઓ લઇ ઉભાં હતાં. યુવરાજ છત્રસાલ દેવીનાં ચરણ આગળ મસ્તક નમાવી ઉભો હતો. તેની પાસે યુવરાજ દલપતરાય ઉભો હતો અને ચંપતરાય તથા સભાકરણ પ્રાણનાથ પ્રભુની નજીક ઉભા હતા. પહાડસિંહ અને હિરાદેવી કંચુકીરાય સાથે ધીમેથી વાતચિત કરતાં એક ખુણામાં ઉભાં હતાં. તે સર્વને ઉદ્દેશી પ્રાણનાથ પ્રભુએ કહ્યું: "સર્વ રાજા મહારાજાને મ્હારા શુભ આશિર્વાદ હો. પ્રત્યેક વર્ષના

નિયમ પ્રમાણે આજે દેવીનો મહોત્સવ અતિ આનંદે પરિપૂર્ણ થયો છે. પરંતુ આવો ઉત્સવ આવતે વર્ષે કરી શકાશે કે કેમ ? તે માટે મ્હારા મનમાં સંશય થાય છે. યવનોની સત્તા પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે. હિંદુઓનું હિંદુત્વ નાશ કરવાની તેમની ઇચ્છા બળવાન થતી જાય છે. એવે અણીને પ્રસંગે બુંદેલા રાજાઓમાં પરસ્પર ફાટફુટ રહે, એક બીજા ઉપર દ્વેષ રહે એ ઘણુંજ શોચનીય કહેવાય. બુંદેલખંડ એ ભારતભૂમિના સૌંદર્યનું કેંદ્રસ્થાન, સૃષ્ટિસુંદરીનું વિલાસભૂવન અને લક્ષ્મીનું ક્રિડાભૂવન છે. ભરતખંડનું એ સૌંદર્ય દિલ્લીની છેક સમીપ હોવા છતાં, દિલ્લીના પૂર્વ દિશાનાં દ્વાર નજીક સૃષ્ટિસુંદરીનો વિલાસ નિત્ય ચાલુ હોવા છતાં, લક્ષ્મીના ચંચળ પગલાંનો ખડખડાટ દિલ્લીના કાન ઉપર નિત્ય પડતો હોવા છતાં હિંદુસ્થાન ઉપર આસક્ત થયેલા, ભોગવિલાસમાં સર્વ સુખ માની લઇ, ચંચળ લક્ષ્મીની પૂઠે પૂઠે દોડનારા દિલ્લીના સુલતાન, કેટલાક કાળ પર્યંત બુંદેલખંડ તરફ લોભી દ્રષ્ટિથી ધસ્યા નહોતા ! અરે ! તેમ કરવાની તેમનામાં હિંમતજ નહતી ! જ્યાં સુધી બુંદેલખંડનું માન જાળવી રાખનાર બુંદેલા નૃપતિઓ સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે, ધર્મનું પ્રતિપાલન કરવા માટે, અને દેશનું ગૌરવ અખંડ રાખવા માટે, પરસ્પર વૈરભાવ ભૂલી જઈ સમરાંગણમાં સ્વતંત્રતાના ઝુંડા નીચે એકત્ર થતા હતા ત્યાં સુધી બુંદેલખંડના અનુપમ સૌંદર્ય તરફ દ્રષ્ટિપાત કરવા માટે પણ દિલ્લીના બાદશાહોને ભય લાગતો હતો. રાજકારણ, સૈન્યબળ અને ધાર્મિક સ્વતંત્રતાની મનોવેધક જાળ ગુંથી તેમાં ઘણે વેગળેના શિકાર અચાનક પકડનાર ખટપટી અકબરશાહ જે કરી શક્યા નહિ તે તેના પછી ગાદીએ બેસનાર વિલાસી સલીમે અને કેવળ વૈભવનો તોર રાખનાર શાહજહાંને કર્યું ! સૈન્યના પ્રપંચના અને ધાર્મિક સ્વતંત્રતાના પ્રચંડ વંટોળીયાને ટક્કર મારી વિજય પ્રાપ્ત કરનાર બુંદેલખંડ અંતે વિનાકારણે પરતંત્રતાના દુર્ગંધમય કાદવમાં ગરક થયું. એ જોઇ આસપાસના દેશ પ્રદેશમાં ઘણું આશ્ચર્ય ફેલાયું હશે ! પરંતુ બુંદેલખંડની આજની સ્થિતિ જોતાં કોઇને આશ્ચર્ય થશે નહિ. ઐક્યતાની રજ્જુવડે દ્રઢ થયેલી પૂર્વની વીરમાળા કાળના પ્રચણ્ડ સપાટામાં સપડાવાથી નષ્ટ ભ્રષ્ટ થઇ છે.

પૂર્વેની વીરમાળામાં ઐક્યતાપૂર્વક રહેનાર પુષ્પ જેવા સુગંધિત, તેજસ્વી અને અલભ્ય પુષ્પો આજે બુંદેલખંડમાં પુષ્કળ છે પરંતુ તેમની વ્યવસ્થા પ્રથમ જેમ માત્ર દેવતાના મસ્તક ઉપર વિરાજવા માટે થતી હતી તેમ આજે થતું નથી. ચંપતરાય જેવાં એક બે મનોહર પુષ્પ પ્રાપ્ત થયાં છે ખરાં, પરંતુ બાકીનાં અનેક પુષ્પ સ્વતંત્રતા અને સ્વમાન ભૂલી જઇ, દુશ્મનોના તેજમાં અંજાઇ ગયાં છે! તેમના લોભમાં તણાઇ જઇ તેમને શોભા અપાવવા માટે ઉદ્યોગ કરતા જણાય છે! કેટલાંક પુષ્પ જંગલમાં ને જંગલમાં સુકાઈ જઇ ધૂળધાણી થઇ જાય છે! સભાકરણ! પહાડસિંહ! હું જે કહું છું તે તમે સાંભળો છો કે? દુશ્મનોનાં ચરણપર મસ્તક ઝુકાવવાનું તમે છોડી દો! જે ઐક્યતાની રજ્જુવડે બદ્ધ થવાથી તમારી સુગંધ સર્વત્ર પ્રસરી શકશે તે ઐક્યતા સંપાદન કરી સર્વ સુમધુર પુષ્પની મનોહર માળા બનાવો અને તમારી આ સ્વાતંત્ર્ય દેવી વિંધ્યવાસિની માતાને સપ્રેમ સમર્પણ કરો! વિજયા! ત્હારી પુષ્પમાળા અર્પણ કરવાનો આ સમય છે. આ સર્વ રાજાઓની સમક્ષ ત્હારી પુષ્પમાળા દેવીના ગળામાં પહેરાવી દે અને એવીજ વીરપુરૂષોની માળા આવતે વર્ષે માતાના પવિત્ર ચરણ સમક્ષ હાજર થાય એવી વિંધ્યવાસિની માતાને ભવિષ્યવાણી કહે."

પ્રાણનાથ પ્રભુની આજ્ઞા સાંભળતાંજ રાજકુમારી વિજયા પુષ્પમાળા લઇ દેવી સમક્ષ ગઇ. પરંતુ વિમલદેવની મદદવડે બનાવેલી માળા એકલી અર્પણ કરતાં તે અચકાઇ. તેણે વિમલદેવ સ્હામુ જોયું. તે પણ દેવીને માળા સમર્પણ કરવા સજ્જ થઇને આગળ આવતો જણાયો. માળા પહેરાવવા ઉંચો કરેલો હાથ વિજયાએ થોભાવ્યો. વિમલદેવ નજીક આવ્યા પછી સમાન વયના તે બન્ને મિત્રોએ ઉંચા હાથ કરી હાથમાંની માળા દેવીના ગળામાં પહેરાવી દીધી. માળા દેવીના ગળામાં બરાબર પહેરાવી છે એવી તેમની ખાત્રી થઇ. મંદિરના ગુંબજમાં એકત્ર થયેલાં સર્વ મનુષ્યોની પણ એવીજ ખાત્રી થઇ. માળા પહેરાવ્યા પછી વિજયાએ અને વિમલદેવે પોતાના હાથ ત્યાંથી લઇ લીધા. એટલામાં તે પુષ્પમાળા ખસતી ખસતી નીચે આવી અને દેવીનાં ચરણ આગળ નીચું મસ્તક નમાવી પ્રણામ કરતા

યુવરાજ છત્રસાલના ગળામાં આવી પડી ! દેવીના ગળાની માળા યુવરાજ છત્રસાલના કણ્ઠને શોભાવવા લાગી ! એ જોઇ સર્વને અતિશય આશ્ચર્ય લાગ્યું. છત્રસાલ તેને પોતાના ગળામાંથી કાઢવા લાગ્યો. તેનો હાથ ઝાલી પ્રાણનાથ પ્રભુએ કહ્યું:—

"બાળવીર ! એ તો દેવીનો પ્રસાદ છે. એનું અપમાન કરશો નહિ. યુવરાજ વિમલદેવ અને રાજકન્યા વિજયાએ ગુંથેલી એ માળા ત્હારા ગળામાં વિશેષ શોભે છે એવું મા વિંધ્યવાસિનીનું માનવું જણાય છે. પોતાને પાવન કરી શ્રેષ્ઠત્વ લાવનાર દેવીનું સંરક્ષણ અલૌકિક રીતે થયેલું જોઇ વિંધ્યાચલે પણ એ કોમળ બક્ષીસ તમને આપી છે, અને આ વિંધ્ય-વાસિનીએ પોતાના કણ્ઠની માળા તમને અર્પણ કરી તમારા શૌર્યનું અને સ્વધર્મનિષ્ઠાનું અભિનંદન કર્યું છે. વનનાં પુષ્પનો એ મનોહર હાર વિજયા અને વિમલદેવ જેવા નાગરિક જનોને હાથે તૈયાર થયો છે ! વિંધ્યાચલના અચલપણાનો અને દેવીની પવિત્રતાનો સ્પર્શ થવાથી તેને સ્થિરતા અને પવિત્રતાની સુગંધ અને વિમલતા પ્રાપ્ત થઇ છે. એ પવિત્ર બક્ષિસ આજે તમને તમારા વિજયને દિવસે વિજયા અને વિમલદેવને હાથે દેવી વિંધ્ય-વાસિની અપાવે છે. તે સ્વિકારી લો ! ભવિષ્યમાં તમારે હાથે સ્વતંત્રતા દેવીની જે સેવા થનાર છે તેને માટે આજે તમને શુભ શુકન થાય છે. દેવીની કૃપાનું જરા પણ અપમાન કરશો નહિ."

"પ્રભુની આજ્ઞા શિરસાવંદ્ય છે." એમ કહી યુવરાજ છત્રસાલે પોતાના કણ્ઠની માળાને પ્રેમપૂર્વક પ્રણામ કર્યા.

એ સમયે વિજયાની મુખમુદ્રા જોવા જેવી થઇ હતી. અત્યાર સુધીની તે સરલ હૃદયા, તે નિર્મળ મનની ભોળી વિજયા, પોતાની માળા છત્રસાલના ગળામાં કેવી શોભે છે તે નિરખવામાં ચકચૂર બની હતી. લજ્જાનું રક્ત-વર્ણ નિશાન તેનાં નેત્ર ઉપરજ જણાતું હતું. ચંચળતાથી વિહાર કરતાં તેનાં નેત્ર સંકુચિત થઇ પૃથ્વી તરફ જોવા લાગ્યાં. આજથી પોતાનું મ્હોં કોઇને બતાવવું નહિ એવુંજ તેના મનમાં થયું. ધીમે ધીમે તેણે મંદિરનું દ્વાર ઉઘાડી નાંખ્યું. તે સમયે બુંદેલખંડના નૃપતિઓ દેવીનો પ્રસાદ લઇ

પોતપોતાના નિવસસ્થાન તરફ જતા હતા. સર્વત્ર ભીડ થઈ રહી હતી. એ લાગ જોઇ વિજયા બહાર સટકી ગઇ. માર્ગમાં તેને વિમલદેવ મળ્યો. તેણે તેના તરફ જોયું. તે વખતે તેની મુખમુદ્રા પણ બદલાઈ ગઇ હતી. વિમલદેવે વિજયાને કહ્યું:—

"વિજયા ! આપણે ગુંથેલી માળા અંતે યુવરાજ છત્રસાલના કણ્ઠમાં પડી !"

"તેમાં ખોટું શું થયું ?" વિજયા એવુંજ કહેવાની હતી પરંતુ તેણે આત્મસંયમ કરી કંઇ પણ ઉત્તર દીધો નહિ.

ઉચ્છૃંખલપણે વર્તનાર છુટી જીભની વિજયાને જન્મ્યા પછીથી આજેજ તેને પ્રથમ આત્મસંયમ કરવું પડયું !

---

# પ્રકરણ ૨ જું.

## વિંધ્યાચલનું સ્નાન !



વિંધ્યાચલ ચંદ્રની વિમલ જ્યોત્સ્નામાં સ્નાન કરતો હતો. ગંગાનો ગહન પ્રવાહ જોઇ જેમ વિહાર પ્રિય ગજરાજને આનંદ થાય છે તેજ પ્રમાણે ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશનો નિર્મળ સાગર જોઇ વિંધ્યાચલને અત્યંત આનંદ થયો હોય એમ જણાતું હતું. વિંધ્યવાસિની દેવીના મંદિર આગળ નિર્મૂળ થતા વિંધ્યાચલનો અર્ધ વર્તુલાકૃતિ પ્રદેશ ગજરાજની જાણે શુંડ હોય અને ઉપર ઉન્નત જણાતા મસ્તકની આસપાસ જણાતી બે ટેકરીઓ જાણે તેના બે કાન હોય એવી કલ્પના કરી લઇએ તો જાણે કોઇ ગજરાજ ગંગાના સ્વચ્છ પ્રવાહમાં આનંદપૂર્વક ક્રિડા કરતો હોય એવોજ ભાસ થાય છે ! એક વખત એવી કલ્પના થયા પછી વિંધ્યાચલ ઉપરની સુંદર વૃક્ષરાજિ, પર્વતની તળેટીમાં આવેલું વિંધ્યાવાસિની દેવીનું મંદિર, અને આકાશમાં પ્રકાશતા ચંદ્રદેવનું દર્શન થવા છતાં એ કલ્પના ઘણા સમય

પર્યંત મનમાંથી નિકળી શકતી નહોતી. કલ્પના સૃષ્ટિમાંથી સત્વર જાગૃત થવા માટે દેવીના મંદિરની આસપાસ પ્રસરેલા બુંદેલખંડના નૃપતિઓની છાવણીઓનો એ કાર્યમાં સારો ઉપયોગ થશે. તેમના તરફ દ્રષ્ટિ ફેરવતાં સ્વચ્છ જણાતી વસ્તુ એ ગંગાનો પ્રવાહ નથી પણ ચંદ્રની નિર્મળ ચાંદની છે અને ગજરાજ જેવી જણાતી વસ્તુ એ વિંધ્યાચલ પર્વત છે એવી તત્કાળ ખાત્રી થાય છે.

વિંધ્યાચલને સ્નાનની શી જરૂર પડી તે એક કઠિન પ્રશ્નજ છે! અગ્નિને વિશુદ્ધ કરવા માટે તેને ભઠ્ઠીમાં નાંખવો, શુદ્ધ અને પવિત્ર જળને જળની સહાયતા વડે નિર્મળ કરવાનો પ્રયત્ન કરવો અથવા દુધની સફેદી વધારવા માટે યત્ન કરવો એ જેટલું અજ્ઞાનપણું છે તેટલુંજ પવિત્ર વિંધ્યાચલના સ્નાન સંબંધી માનવું પડશે. વિંધ્યાચલે પોતાના સ્નાનનો સમય પણ એવો પસંદ કર્યો હતો કે તે સમયે મનુષ્ય–પ્રાણી તો શું પણ પશુ પક્ષીઓ સુદ્ધાં વિશ્રાંતિ સુખ લેતાં હતાં. વાયુ દેવતા શાંત થઇ વૃક્ષનાં પલ્લવો ઉપર નિદ્રા સુખ ભોગવતા હતા. નિરંતર પ્રવાસ કરતું જળ, અત્યારે પ્રવાહમાંજ પોતાનું શરીર પ્રસારી દઇ થોડી ક્ષણ વિશ્રાંતિ લેતું હતું. એવા અત્યંત શાંત સમયે વિંધ્યાચલે પોતાના સ્નાન કાર્યનો આરંભ કર્યો હતો. એમ હોવાથી પોતાનું કૃત્ય કોઇ અવલોકન કરતું નથી એવી તેની પૂર્ણ ખાત્રી હતી.

વિંધ્યાચલનું સ્નાન કાર્ય શાંતપણે ચાલી રહ્યું હતું. ચંદ્ર પોતાની સંપૂર્ણ કલાઓ વડે વિંધ્યાચલ ઉપર પોતાના અમૃતની ધારાઓ વર્ષાવતો હતો. એટલામાં દેવીના મંદિર પાસેના એક તંબુમાંથી સભાકરણ બુંદેલો બહાર આવ્યો. તેણે ભયભીત મુખે પ્રથમ દેવીના મંદિર સ્હામું જોયું ત્યાર પછી જરા ક્રોધાભરેલે નેત્રે ચંદ્ર તરફ દ્રષ્ટિ ફેરવી, અને અંતે વિસ્મય પામી વિંધ્યાચલ તરફ જોવા માંડયું. તેના નેત્રમાં નિદ્રાનો જરા પણ અંશ નહતો. રાત્રિનો ઉજાગરો હોવાથી કિંચિત્ મ્લાન થયેલા તેના મુખ ઉપર ચિંતાની છાયા સ્પષ્ટ જણાતી હતી! ચંદ્ર અમૃત વર્ષાવતો હોવા છતાં તેની ચિંતા જરા પણ ઓછી થઇ નહિ!

વ્યાધિ વડે દુઃખી થયેલા દરદીએ થોડી વાર વિશ્રાંતિ લેવી જોઇએ, સંપતિના અભાવને લીધે અથવા વિશેષતાને લીધે સર્વદા જાગૃત રહેનાર લક્ષ્મીના ભક્તોએ થોડીવાર પર્યંત નિદ્રા લેવી જોઇએ અને પ્રેમીજનોએ થોડીવાર પર્યંત વિરહ વ્યથા સહન કરવા તૈયાર થવું જોઇએ, એવી તે સમયે મોહનીય શાંતતા હતી. એમ હોવા છતાં જેના બળવાન શરીરને સ્પર્શ કરવો એ વ્યાધિના સામર્થ્યથી બહાર હતું, સંપતિની વૃદ્ધિ કિંવા વિનાશ કરવો એ જેના વજ્ર જેવા મનની સ્થિરતાનો ક્વચિતજ ભંગ કરી શકતું અને પ્રણયનો પ્રલય થવા છતાં જે ક્ષણ માત્ર ડગમગે તેવો નહતો એવો મહાવીર સભાકરણ આજે ચિંતાના પંજામાં સપડાયો છે એ અતિશય આશ્ચર્યજનકજ કહેવાશે ! પોતાની પ્રતિજ્ઞાને માટે, પોતાના નિશ્ચયને માટે સુખ દુઃખને લાત મારી આયુષ્યને શાંત રીતે વ્યતીત કરનાર વીર પુરૂષ ચિંતાની જાળમાં કેવી રીતે સપડાયો તે પરમાત્મા જાણે !

ઘણો વખત થયો છતાં સભાકરણ વિંધ્યાચલ તરફ એકી ટસે જોયા કરતો હતો. તેના મુખ ઉપરથી ચિંતાની છાયા જરા પણ ઓછી થઇ નહોતી. ઉલટું તેનું શાંત મુખ, કૃષ્ણપક્ષના ચંદ્રની પેઠે અધિક ફિક્કું પડતું જતું હતું.

વિંધ્યાચલ હજી પણ ચંદ્રના પ્રકાશમાં સ્નાન કરી રહ્યો હતો. સભાકરણના આગમનથી તેની સ્નાન ક્રિયામાં અડચણ પડી નહોતી. સભાકરણ તંબુ બહાર આવે તે વખતે તેને પોતાનું વિશુદ્ધિપણું બતાવવાની ઇચ્છાથીજ વિંધ્યાચલે સ્નાનનો આરંભ કર્યો હોય તો તે બનવા જોગ હતું !

કેટલોક સમય વિત્યા પછી સભાકરણે વિંધ્યાચળ તરફ જોઇ વિકટ હાસ્ય કર્યું. તેના એ હાસ્યનો તેથી પણ અધિક હાસ્યમાં પ્રત્યુત્તર મળ્યો. એ સાંભળી સભાકરણે મનમાંજ કહ્યું: "શું વિંધ્યાચલ મૂર્ખ છે ! એને આટલી બધી પવિત્રતા અને શુદ્ધતા મળવા છતાં અને એનામાં મલિનતા નહિ હોવા છતાં પણ એ ચંદ્રના પ્રકાશમાં વિના કારણે સ્નાન કરે છે ! જેના શરીરમાં મલિનતા હોય તેણે સ્નાન કરવું જોઇએ. જ્યાં અશુદ્ધપણું હોય ત્યાં શુદ્ધતા કરવાની આવશ્યકતા છે. આ પર્વત રાજના શરીરમાં કોઇ

પણ પ્રકારની મલિનતા નથી. તેના નિર્મળ શરીરમાં ઉત્પન્ન થતાં પુષ્પ એટલાં બધાં શુદ્ધ હોય છે કે જેથી આકાશમાં પ્રકાશતા ગૃહનક્ષત્રોને અમે પુષ્પનું વિશેષણ આપીએ છીએ. બાળકનાં હૃદય પુષ્પ જેવાં છે એમ કહીએ છીએ એટલુંજ નહિ, પણ અમારા પરમપૂજનીય દેવતાઓના મસ્તક ઉપર તેને ચઢાવીએ છીએ. નદીના પ્રવાહ રૂપે વહેતો એનો પરસેવાનો પ્રવાહ અમે એટલો બધો પવિત્ર અને શુદ્ધ માનીએ છીએ કે તે જળના બાહ્ય સ્નાનથી અમારો આંતરિક મળ ધોવાઇ જાય છે એવી અમારી દ્રઢ માન્યતા છે. એવા અત્યંત પવિત્ર અને નિર્મળ પર્વતરાજા સ્નાન કરે એ અતિ આશ્ચર્યજ ! અરે ! એ તેની મૂર્ખતાજ !" એટલું કહી સભાકરણે પુનઃ વિકટ હાસ્ય કર્યું.

તેના હાસ્યનો ધ્વનિ વિંધ્યાચલ પ્રદેશમાં રમત રમી ક્ષણમાત્રમાં તેના તેજ રૂપમાં પાછો આવ્યો. પરંતુ એટલા અતિ અલ્પ સમયમાં સભાકરણે કલ્પનાના રાજ્યમાં કેટલાએ કુદકા મારી લીધા હતા. "પવિત્ર વિંધ્યાચલને અર્થાત્ નિર્મળતાના મહાદેવને વિશુદ્ધ થવાની જરૂર જણાઇ ત્યારે અમારા જેવા અપવિત્ર વિચારથી ભરેલા, વિકારવશ થયેલા અને ષડ્રિપુના સપાટામાં સપડાયલા મનુષ્ય પ્રાણીઓએ પોતાના મનને વિશુદ્ધ શા માટે ન કરવું ?" આટલે સુધી તેના વિચારના ઘોડા આવી પહોંચ્યા હતા. પોતાના હાસ્યનો પ્રતિધ્વનિ વિંધ્યાચલમાંથી પાછો આવેલો જોઇ, "મ્હારા સ્હામું જોઇ વિંધ્યાચલ વિકટ હાસ્ય કરે છે." એવી સભાકરણની ખાત્રી થઇ. વિંધ્યાચલ જેવી નિર્જીવ વસ્તુઓ પણ તેનું અપમાન કરે છે, અને તેના સ્હામું જોઇ વિકટ હાસ્ય કરે છે, એ વિચારથી સભાકરણને લજ્જા આવી. શરમને લીધે તેનું મુખ શ્યામવર્ણું થઇ ગયું. તેમ છતાં વિંધ્યાચલ તો સ્નાન કરતોજ હતો.

હવે સભાકરણને વિંધ્યાચલનું સ્નાન મૂર્ખતા ભરેલું જણાયું નહિ. તેને તે પ્રશંસનીયજ જણાવા લાગ્યું. વિંધ્યાચલ નૈસર્ગિક રીતેજ પવિત્ર અને નિર્મળ હોવા છતાં તે માત્ર અન્ય જોનાર મનુષ્યને મુંગે મ્હોંડે એવો ઉપદેશ આપતો સભાકરણને જણાયો કેઃ "તમારાં પાપી હૃદયો વિશુદ્ધ

કરો. ” તેણે મનમાં ને મનમાંજ વિંધ્યાચલના એ પરોપકારી કૃત્યને માટે અનેક વખત તેનો ઉપકાર માન્યો. તે મનમાંજ બોલવા લાગ્યો કે: “ વિંધ્યાચલ ! પરોપકારી દેવ ! તને ધન્ય છે. ત્હારા શરીરમાં મલિનતાનો અંશ નથી, અપવિત્રતાનો સ્પર્શ નથી, ત્હારામાં મૂર્તિમંત પવિત્રતાનો નિવાસ છે. ત્હારી નિર્મળતા અને પવિત્રતા છેલ્લી હદે પહોંચી છે તેમ છતાં તને સ્નાન કરવાની આવશ્યકતા જણાય છે. જેમ જ્ઞાની મનુષ્યો જ્ઞાન પ્રાપ્ત કરવા માટેજ અહર્નિશ યત્ન કરે છે, અને તેમને પોતાના જ્ઞાનની સંપૂર્ણતા જણાતીજ નથી; તેજ પ્રમાણે ત્હારી સ્થિતિ છે. પરંતુ દેવ ! મ્હારી સ્થિતિ તદ્દન જુદીજ છે. અજ્ઞાનતાથી ભરેલો મનુષ્ય જેમ પોતાની જાતને ડહાપણનો ભંડાર માની લઇ એકાદ મહાન જ્ઞાની મનુષ્યને તુચ્છ સમજે છે અથવા વ્યસનના સપાટામાં સપડાયલો મનુષ્ય એક વ્યસન છોડવાને બ્હાને બીજાં અનેક વ્યસનોની જાળમાં સપડાય છે અથવા એકાદ દુર્ગંધથી ભરેલો કૂતરો પોતાને સ્વચ્છ નિર્મળ કરવા માટે એકાદ કીડાથી ભરેલી દુર્ગંધ મારતી ખાલકુંડીમાં ઉતરી સ્નાન કરી પોતાને અધિક મલિન અને અસ્વચ્છ કરે છે તેજ પ્રમાણે મ્હારા વિચારોની, મ્હારા મનની અને મ્હારી વિવેકબુદ્ધિની સ્થિતિ થઇ છે ! મ્હારો વિવેક દિશા ભૂલ્યો છે ! મ્હારૂં મન મ્હને કોઇ ભિન્ન દિશામાં દોરી જતું જણાય છે ! મ્હારો વિવેક બુદ્ધિ ભ્રષ્ટ થયો છે ! જે બંધુના સંરક્ષણને માટે મ્હારી તરવાર મ્યાન બહાર નીકળવી જોઇતી હતી તે તેજ બંધુઓનાં રક્ત પીવાને તરસી થઇ રહી છે ! જે દેશની ગુલામગિરી નિર્મૂળ કરવા માટે મ્હારે મ્હારા પ્રાણ સમર્પણ કરવા જોઇએ તેજ દેશને દાસત્વની સખ્ત બેડીમાં જકડી લેવા–અરે ! પરતંત્રતાનાં વિષ–વૃક્ષનું પોષણ કરવા માટે મ્હારે તે સમર્પણ કરવા પડશે ! જે દેશના કલ્યાણનો માર્ગ મોકળો કરવા મ્હારી બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇતો હતો, તેજ દેશના અકલ્યાણને માટે મ્હારી બુદ્ધિનો વ્યય કરવો પડે છે. બુંદેલખંડના હિતને માટે સતત યત્ન કરનાર જીવાત્માઓ મ્હારા શત્રુ ! બુંદેલખંડના જનસમાજને માટે રાતદિવસ તડફડનાર આત્માઓ મ્હારા પ્રતિસ્પર્ધી ! બુંદેલખંડની સ્વતંત્રતાની વિજયપતાકા નીચે એકત્ર થયેલા દેશભક્ત વીરપુરૂષો મ્હારા કટ્ટા

દુશ્મન ! એવી વિપરિત અવસ્થા મ્હારા મનની થઇ છે ! સદ્‌ગુણને દુર્ગુણ અને સત્કર્મને દુષ્કર્મ, સદ્‌વિચારને અવિચાર અને ઉત્તમને અધમ સમજવા જેટલી મ્હારા મનની અપવિત્રતા અને મલિનતા વૃદ્ધિ પામી છે ! હરિ ! હરિ ! મનની એ મલિનતા, હૃદયની દુર્ગંધ, વિચારમાંનો કચરો ધોઇ સાફ–સ્વચ્છ કરવાને બદલે તે નિત્ય અધિક વૃદ્ધિ પામતો જાય એવાં દુષ્કૃત્યોજ મ્હારે હાથે ઘડાતાં જાય છે ! મ્હારી કેવી હીન દશા ? ”

થોડી વાર સુધી તેના મુખમાંથી એક પણ શબ્દોચ્ચાર થયો નહિ. તે નેત્રો મીચી પોતાના બાલ્યાવસ્થાનાં સુખસ્વપ્નોનું સ્મરણ કરતો હતો. સ્વપ્નમાં થતો કાલ્પનિક સુખનો અનુભવ જેમ નિદ્રાવસ્થ મનુષ્યના મુખ ઉપર આનંદની મધુર રેખાઓ ઉત્પન્ન કરે, તેમ સભાકરણના ચિંતામગ્ન મુખ ઉપર થોડો સમય પર્યંત આનંદની વિમલ લહરીઓ રમવા લાગી. પરંતુ તેના વિચારના પગલાં બાલ્યાવસ્થામાંથી જેમ જેમ તારૂણ્યાવસ્થા તરફ આગળ વધવા લાગ્યાં તેમ તેમ તેના મુખ ઉપર જણાતી આનંદ–લહરીઓ અદ્રષ્ય થવા લાગી. તેના વિચારમાંથી બાલ્યાવસ્થાના મનોહર રોપાઓ લોપ થવા લાગ્યા. તે ફળ પુષ્પના રોપાઓ ઉપર ઉગેલી કોમળ કળીઓ ત્યાં ને ત્યાંજ કરમાઇ જતી તેના માનસચક્ષુને જણાઇ. નહાના રોપાઓનાં સુંદર વૃક્ષ થઇ તેને ફળ પુષ્પ ભરેલા જોવાનું પોતાના નસિબમાંજ નથી એવી તેની ખાત્રી થઇ. થોડા સમયમાંજ પોતાની બાલ્યાવસ્થાના મનોહર રોપાઓની આસપાસ કાંટાળાં વૃક્ષ ઉત્પન્ન થયાં હોય એવું તેને જણાયું. એ કાંટાળાં વૃક્ષો ઝપાટાબંધ એટલાં બધાં વધી ગયાં કે જેથી પ્રથમના મનોહર રોપાઓ તદ્દન અદ્રષ્ય થઇ ગયા. હવે સભાકરણને પોતાના અંતઃકરણમાં સર્વત્ર કાંટાળાં વૃક્ષ સિવાય બીજું કશું જણાતુંજ નહોતું ! હવે તે અત્યંત દુઃખી થયો. હવે નેત્રો બંધ કરી અંતરચક્ષુની સહાયતા વડે પોતાના ગત આયુષ્યનું પરીક્ષણ કરવું એ તેને અસહ્ય થઇ પડયું. તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં તો ત્યાં તેને એક સ્ત્રી પોતાના સ્હામું સ્મિત કરતી ઉભેલી જણાઇ.

સભાકરણને નેત્રો ઉઘાડી પોતાના સ્હામું જોતો જોઇ સ્ત્રીએ કહ્યું: “ સભાકરણ ! આટલી રાતે શા વિચાર ચાલે છે ? ”

" રાણી હીરાદેવી ! મ્હારૂં આ જડ શરીર પોતાનું જડત્વ ભૂલી જઇને અને મન પોતાની સ્વાભાવિક ચંચળતાનો ત્યાગ કરીને આખો દિવસ તમારી સેવામાં હાજર રહે છે. મ્હારા મનના વિચારોને વેગળા મુકી માત્ર તમારી ઇચ્છા–અભિલાષા પાર પાડવા માટે હું અહર્નિશ પ્રયત્ન કરૂં છું. મનની ઉચ્ચતા, વિચારોની પવિત્રતા, અને વર્તણુંકની વિશુદ્ધતાને તિલાંજલી આપી કળનાં નિર્જીવ પુતળાંની પેઠે હું તમારે માટે બારે ઘડી ને બત્રિશે પ્હોર દોડાદોડ કરૂં છું. તેમ છતાં રાત્રિની વિશ્રાંતિને સમયે મ્હારી શાંતિનો, વિશુદ્ધતાનો અને નિષ્કલંકી આચરણનો થોડો સમય પણ તમારાથી સહન થઇ શક્યો નહિ વારૂ ? "

સભાકરણનું કહેવું સાંભળી આશ્ચર્ય ચકિત થઇ હિરાદેવીએ કહ્યું:– " સભાકરણ ! આજે તમે શું બોલો છો તેનું ભાન છે કે ? તમે અમારી કઇ સેવા કરો છો ? અમારો કયો ઉદ્દેશ પાર પાડવા માટે તમે યત્ન કર્યો ? અમારે માટે તમે કળનાં પૂતળાંની પેઠે કયાં કાર્ય કરવા દોડાદોડ કરી ? ઓરછાના રાજા આજ પર્યંત તમને પોતાના સમાન દરજ્જાના મિત્ર સમજતા આવ્યા છે. અમારી તમારી વચ્ચે સેવ્ય સેવક ભાવ કદી પણ રહ્યો નથી. "

" હા, એ વાત ખરી છે. હું જ્યારે જ્યારે ઓરછાના રાજ દરબારમાં આવું છું કિંવા તમારો અતિથિ થઇ આવું છું તે સમયે તમે મ્હારો આદરસત્કાર કરો છો તેથી હું તમારો અત્યંત આભાર માનું છું. પરંતુ એવી આગતા સ્વાગતાનો બાહ્યાડંબર જોઇએ અને થોડીવાર પછી અંદરની સ્થિતિ તરફ લક્ષ્ય દોરીએ તો ઓરછાના દરબારમાં મ્હને જે માન મળે છે તે માત્ર બહારનો દેખાવજ છે ! સમાન દરજ્જાનો માત્ર ઉપલેકીઓ ઢોંગજ છે ! પણ નહિ, આ શાંત સમયે એવા નીચ વિચારોનું સ્મરણ કરવાની જરૂર નથી. હિરાદેવી ! સ્વતંત્રતા સંપાદન કરવા માટે ચંપતરાય જે પ્રયત્નો કરે છે તેમાં વિઘ્ન નાંખવાની તમારી ઇચ્છા હતી, અથવા તેના ઉપર અનેક સંકટનાં બાણ વર્ષાવવાની ધારણા હતી, અથવા દિલ્હી દરબારમાં જઇ ચંપતરાયનો પરાજય કરાવવાનો ઉદ્દેશ હતો તો તે કાર્ય માટે આ-

વતી કાલનો આખો દિવસ હતો. દશ પાંચ ઘડી બાકી રહેલી રાત્રિને સમયે તે સ્વતંત્રતાના મહાલયમાં પ્રવેશ કરી શકત નહિ, અને સુખ ઐશ્વર્યના અતિ ઉચ્ચ આસન ઉપર બિરાજી શકત નહિ! તો પછી રાત્રે આ સ્થળે આવી મ્હારી મુલાકાત લેવાની તમે ઉતાવળ શા માટે કરી? મ્હારી શાંતિનો ભંગ કરવાનું હિરાદેવીને શું પ્રયોજન હતું?"

"પોતાના મિત્રમંડળમાં ગુસ્સાથી પ્રતિજ્ઞા કરનાર, પોતાના જીવનનું કર્તવ્ય એક વખત નક્કી કરી તે પ્રમાણે વર્તવાનો દ્રઢ નિશ્ચય કરનાર, અને પોતાના મુખમાંથી ઉચ્ચાર કરેલા શબ્દોની કિંમત પોતાના પ્રાણથી પણ અધિક છે એવું પ્રતિપાદન કરનાર સભાકરણ બુંદેલો રાત્રિનો શાંત સમય કેવી રીતે વિતાડે છે તે નજરેનજર જોવા માટેજ હું આ સ્થળે આવી છું." હિરાદેવીએ ઉત્તર દીધું.

"રાણી" સભાકરણે જરા આવેશમાંજ કહ્યું: "રાત્રિનો સમય હું કેવી રીતે વિતાડું છું તેની તપાસ કરવાનો તમને શો હક્ક છે? મ્હેં પ્રતિજ્ઞા કરી અને મ્હેં સ્વકર્તવ્યનો નિશ્ચય કર્યો, તેથી શું મ્હારી બધી સ્વતંત્રતા તમને વેચી દીધી છે કે?"

"એ પ્રશ્નનો ઉત્તર સભાકરણની સ્મરણ શક્તિમાં ન આવે અને તેના મસ્તકમાં ન સૂજે એજ ઘણી દિલગીરીની વાત છે. પ્રતિજ્ઞા કરતી વખતે સભાકરણે મ્હારા જે જમણા હાથમાં વચન આપ્યું છે, મ્હારા જે કાને તેમની પ્રતિજ્ઞાના શબ્દો સાંભળ્યા છે, અને મ્હારાં જે નેત્રોએ સભાકરણના મુખ ઉપર પ્રતિજ્ઞાનું પ્રતિબિંબ ચિતરાયલું જોયું છે તેમને જો વાચા હોત તો તે સર્વ અવયવો તેના પ્રશ્નનું ઉત્તર દીધા વિના રહેતજ નહિ! આજે તો સભાકરણ પોતાની પ્રતિજ્ઞા ભૂલી જાય છે, પણ કાલે કદાચ પોતે મનુષ્ય પ્રાણી છે કે નહિ તે પણ ભૂલી જશે!" રાણીએ કહ્યું.

"પ્રતિજ્ઞા ભૂલી જવાય? રાણી! એ તો તદ્દન અશક્યજ છે. જે દ્રઢ પ્રતિજ્ઞાના જાડા પડદામાં મ્હારી બાલ્યાવસ્થાના સર્વ ઉત્તમ વિચાર સંપૂર્ણ રીતે ઢંકાઇ ગયા છે, જે પ્રતિજ્ઞારૂપી રાહુએ મ્હારા કર્તવ્ય સૂર્યને સંપૂર્ણ રીતે ઘેરી લીધો છે, અને જે પ્રતિજ્ઞારૂપી વિષવૃક્ષની છાંયા નીચે મ્હારૂં

કોમળ અને નિર્મળ મન વિશ્રાંતિ લેતાં તેમાંના ઉત્તમ વિચારોનાં અંકુર નિર્મૂળ થયા છે તે ઉગ્ર પ્રતિજ્ઞાનું–તે કઠોર પ્રતિજ્ઞાનું વિસ્મરણ થવું તો અશક્યજ છે ! મ્હારા પવિત્ર કર્તવ્યને કાળું કલંક લગાડનાર, મ્હારી સ્વાભિમાન બુદ્ધિનું અધઃપતન કરનાર, મ્હારી સ્વાતંત્ર્ય જ્યોતિને ઓલવી નાંખી મ્હને ગહન અંધારામાં ગબડાવી પાડનાર અને મ્હારી બાલ્યાવસ્થાની મહત્વાકાંક્ષાઓને ધૂળમાં મેળવી દેનાર તે ભયંકર પ્રતિજ્ઞા, મ્હારા મનમાં રાત દિવસ એક સરખી જાગૃત થઇ રહી છે ! રાત્રિના શાંત સમયે રજનિનાથ ચંદ્રદેવ અમૃતનો વર્ષાદ વર્ષાવી રહ્યો છે તેમ છતાં તે પ્રતિજ્ઞા મ્હારા તન, મનને ખળખળ ઉકળાવી રહી છે. અરે ! ધાણીની પેઠે તપાવી રહી છે. તેનું વિસ્મરણ તો શ્મશાનનાં ચિતા ઉપરજ ! પ્રાણની સાથેજ ! તે પહેલાં ક્ષણ માત્ર પણ તે મ્હારો પિચ્છો છોડે એ આશા વ્યર્થજ ! ”

“ કેમ વારૂ ? સભાકરણને પોતાની પ્રતિજ્ઞા માટે પ્રશ્ચાતાપ થાય છે વારૂ ? ” રાણીએ પૂછ્યું.

“ હા, ખરેખરો પશ્ચાતાપ થાય છે. પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવા માટે યત્ન કરવો અને દિવસે કરેલાં પાપકર્મો માટે આખી રાત પશ્ચાતાપ કરવો એજ મ્હારૂં જીવન કર્તવ્ય થઇ પડયું છે. આજે દિવસે મ્હેં સ્વતંત્રતા દેવી વિંધ્યવાસિની માતાના સમક્ષ જે જે પાપ કર્મો કર્યા છે તે ધોઇ નાંખવા માટે આખી રાત પશ્ચાતાપ કરતો ઉભો છું. તેમ છતાં મ્હારા મનને કિંચિત્ પણ શાંતિ મળતી નથી. જે સમયે મ્હારે વિશ્રાંતિનું સુખ ભોગવવું જોઇએ તે સમય હું મ્હારા મનને શુદ્ધ કરવામાં વિતાડું તો તેથી અન્યાય શો થયો ? ”

હિરાદેવીએ સભાકરણ સ્હામું ચકિત નેત્રે જોયું. ક્ષણવાર પછી તેનું ભ્રમિત મન ઠેકાણે આવ્યું, તે ક્રોધે ભરાયલી સિંહણ જેવી મુખાકૃતિ કરતી બોલી: “ હું એવુંજ ધારતી હતી. સભાકરણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરતા જાય છે એવી મ્હેં આજ દેવીના મંદિરમાંજ કલ્પના કરી હતી. ”

“ બસ કર, હિરાદેવી ! ત્હારૂં મુખ બંધ કર ! ” સભાકરણે ગુસ્સામાં

કહ્યું: " પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરતા જાય છે. " એ શબ્દો સભાકરણને માટે ઉચ્ચારનાર જીહ્વા હિરાદેવી જેવી સ્ત્રીના મ્હોંમાં છે તેથીજ સારૂં થયું. એને બદલે જો કોઇ પુરૂષની જીહ્વાએ એ શબ્દો ઉચ્ચાર્યા હોત તો મ્હારી તરવાર વડે તેના હજારો કટકા કરી નાંખત! હિરાદેવી! બોલતી વખત આપણે કોને માટે કયા શબ્દો બોલીએ છીએ તેનો પ્રત્યેક મનુષ્યે અવશ્ય વિચાર કરવોજ જોઇએ. પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે જેણે પોતાના ઉદ્દેશ્યનો, પોતાની મહત્વાકાંક્ષાનો અને પોતાની સ્વતંત્રતાનો નાશ કર્યો, જેણે ન્યાય અન્યાયને પગ નીચે કચડી નાંખ્યો, જેણે નીતિના પર્વત ઉપરથી અનીતિની ઉંડી ખોમાં ભૂસકો માર્યો, જેણે ઉત્તમ વિચારોના રમ્ય બગિચાનો ત્યાગ કરી અધમ વિચારોના ભયંકર અરણ્યમાં ગમન કર્યું અને જેણે સ્વતંત્રતા રૂપી બજારમાં કોડીને મૂલ્યે વેચાતી એક વેશ્યાની સેવામાં સર્વ સુખ માની લીધું, તેને " પ્રતિજ્ઞાનો ભંગ કરતો " કહેવો એ સત્યનું ખૂન કરવા જવું છે. એવા શબ્દો ત્હારા જેવી એક અસત્યવાદી સ્ત્રીના મુખમાંથી સાંભળ્યાથી એ સૂત્રના અસ્તિત્વ ઉપર મ્હારો વિશ્વાસ બેઠો, નહિ તો સ્વપ્નમાં જણાતી કલ્પના જેટલુંએ હું તેને વજન આપત નહિ! હિરાદેવી! એવું અસત્ય અનુમાન કરી લેવાનો ત્હને શો અધિકાર હતો ? "

એ સમયે સભાકરણનો ક્રોધ જોઇ હિરાદેવી થોડીવાર ભય પામી. સભાકરણના ક્રોધ આગળ તેણે દીનતા ધારણ કરી. વિશેષ બોલવાથી સભાકરણનો ક્રોધ ઉચ્ચ આસન ઉપર બેઠા સિવાય રહેશે નહિ, અને તેમ થવાથી તે કયા પ્રકારના અનર્થ કરશે તેની તેને સંપૂર્ણ માહિતી હતી. સભાકરણના તેજસ્વીપણાનું બલિદાન આપી હજી તેને હાથે અનેક કૃત્યો કરાવવાનાં હતાં, તેથીજ જરા નમતું મૂકવાનો તેણે મનમાં વિચાર કર્યો. સભાકરણના પ્રશ્નનો તેણે કંઇ પણ ઉત્તર દીધો નહિ.

પરંતુ હિરાદેવીનું મૌન સભાકરણને શાંત કરી શક્યું નહિ. તેણે લાલચોળ નેત્રો કરી કહ્યું: " હિરાદેવી! હું પ્રતિજ્ઞાનો ભંગ કરતો જાઉં છું, એવું અનુમાન કરવાનો તને શો આધાર મળ્યો ? જવાબ દે! ઉત્તર મળવોજ જોઇએ. "

સભાકરણના પ્રશ્નનો ઉત્તર આપ્યા સિવાય છુટકોજ નથી, એવું જાણીને હિરાદેવી અત્યંત નમ્રતાથી બોલીઃ–" યુવરાજ દલપતરાયે છત્રસાલની સોબતમાં પડી આજે કેટલાક મુસલમાનોનો શિરચ્છેદ કર્યો છે. રણદુલ્લાખાન જેવા દિલ્લી દરબારના મ્હોટા સત્તાધારી અધિકારીનું અપમાન કરી તેને દોરડાંવડે બાંધી કેદખાને નાંખ્યો છે. એવું અઘોર કૃત્ય કરી તમારી પાસે આવવા છતાં તમારા મ્હોમાંથી તેની ગેરવર્તણુક માટે ઠપકાનો એક શબ્દ પણ નીકળ્યો નહિ. તમે તેનો તિરસ્કાર પણ કર્યો નહિ તેથીજ અમે આશ્ચર્ય ચકિત થઇ ગયાં ! પ્રાણનાથ પ્રભુ કોમળ મનના યુવરાજને એવાંજ કૃત્યો સદૈવ કરવાનું પ્રોત્સાહન આપતા હતા તેમ છતાં તટસ્થજ રહ્યા હતા. છત્રસાલની વર્તણુક માટે ચંપતરાયે જેટલું અભિમાન દર્શાવ્યું તેટલોજ તિરસ્કાર યુવરાજ દલપતરાયની વર્તણુક માટે તમને થવો જોઇતો હતો, પરંતુ તમે તો પ્રસન્ન મુખે યુવરાજના સ્હામુ જોયા કરતા હતા ! તમારી એ વિચિત્ર વર્તણુકનો તમે શો ખુલાસો કરો છો ? તે સાંભળવા માટેજ હું આટલી રાત્રે તમારી પાસે આવી છું. તમારી એ વર્તણુક ઉપરથી તમે પ્રતિજ્ઞાનો ભંગ કરતા જાઓ છો એવું સહજ અનુમાન કરી શકાય છે. એ વાતની સત્યતા માટે મ્હારા મનની ખાત્રી થતી નહોતી. તમારી પ્રતિજ્ઞાને અનુસરતું આજ પર્યંતનું તમારૂં વર્તન, અને પ્રતિજ્ઞા ભંગ કરવા જેવું આજનું આચરણ, એક વર્તન ઉપરથી તમારી પ્રતિજ્ઞાપાલન કરવાની ખાત્રી અને બીજા વર્તનથી તે સંબંધી ઉત્પન્ન થયેલો સંશય; એ બન્ને વચ્ચે મ્હારા મનમાં દારૂણ યુદ્ધ શરૂ થયું હતું. તેથીજ અત્રે આવતાં સુધી મ્હારાં નેત્રો મીંચાયાં નથી. તમારા એ વિચિત્ર વર્તનનો ખુલાસો જાતે સાંભળવા માટેજ અત્યારે મ્હારા તંબુમાંથી બહાર નીકળી હું અત્રે આવી છું. તમારી મુલાકાત થઇ એજ સદ્ભાગ્ય. દેવીના મંદિરમાં યુવરાજ દલપતરાય સંબંધી તમે જે વિચિત્ર વર્તણુક ચલાવી અને તેનો તિરસ્કાર કરી ઠપકો આપવાને બદલે તમે મૌન ધારણ કર્યું તેનો તમે શો ખુલાસો કરે છો ? "

હિરાદેવીનું કથન સાંભળી સભાકરણ થોડી વાર વિચારમાં પડયો. તેનું ચિન્તાગ્રસ્ત મુખ ધીમે ધીમે પ્રસન્નતાવડે પ્રકાશવા લાગ્યું. થોડી વાર પછી તે

વિચાર નિદ્રામાંથી જાગૃત થયા જેવો થઇ હિરાદેવીને કહેવા લાગ્યો: "આજની મ્હારી વર્તણુક વિચિત્ર તો ખરીજ! યુવરાજે આજે જે અદ્વિતીય શૌર્ય અને સ્વતંત્ર પ્રિયતા, સ્વાભિમાન અને દેશાભિમાન દર્શાવ્યું છે તે માટે એક પિતા તરીકે મ્હારે તેને માટે ઘણું કરવું જોઇતું હતું, તેમ છતાં મ્હેં મૌન ધારણ કર્યું તટસ્થવૃત્તિ ધારણ કરીનેજ હું શાંત રહ્યો. મ્હારી જવાબદારી હું તદ્દન વિસરીજ ગયો! યુવરાજ હવે યોગ્ય ઉમ્મરે પહોંચ્યો છે. આજના જેવાં અથવા એથી પણ વિશેષ ભયંકર જણાતાં કૃત્યો એને હાથે થવાનો સંભવ છે. હું તો ચંપતરાયનો અને તેને હાથે સ્વતંત્રતાને માટે થતા પ્રયત્નો વિધ્વંસ કરવાની પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું ત્યારે મ્હારો પુત્ર બુંદેલખંડમાંથી પરદેશી શત્રુઓની સત્તા નષ્ટ કરી યુવરાજ છત્રસાલને મદદ કરવા તત્પર થયો છે! એવે પ્રસંગે મૌન ધારણ કરી તટસ્થ રહેવું શ્રેયસ્કર નથી. હું જેમ ચંપતરાયની વિરૂદ્ધ વર્તું છું, તેના પ્રયત્નો જેમ હું ધૂળમાં મેળવી દેવા એજ મ્હારો ઉદ્દેશ સમજું છું, અને સ્વતંત્રતાને માટે થતાં કૃત્યોમાં જેમ હું આડખીલી નાંખું છું, તેજ પ્રમાણે મ્હારા પુત્રે પણ વર્તવું કિંવા તેણે યુવરાજ છત્રસાલ સાથે સ્નેહભાવે વર્તવું એ મ્હારેજ નક્કી કરવું જોઇએ. હું અને ચંપતરાય, જેમ આજપર્યંત સ્હામસ્હામા યુદ્ધ કરતા આવ્યા છીએ તેજ પ્રમાણે અમારા પુત્રોએ પણ વર્તવું કિંવા તેમણે હાથમાં હાથ ભેરવી–એક માતાની કુખે પાકેલા બંધુઓ પ્રમાણે ભ્રાતૃભાવ રાખી–બુંદેલખંડને પરદેશીઓના દાસત્વરૂપી કઠોર બંધનમાંથી મુક્ત કરવા માટે યત્ન કરવા એનું મ્હારે સ્પષ્ટિકરણ કરવુંજ જોઇએ. હિરાદેવી! જેમ મ્હારી આજની મૌન-વૃત્તિથી તને મ્હારા ઉપર શંકા ઉત્પન્ન થઇ તેજ પ્રમાણે કુમાર દલપતરાય પણ સ્તબ્ધ થયા હશે, પોતાનું કૃત્ય પોતાના પિતાને પસંદ પડયું હશે કે નહિ તેની તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ હશે. મ્હારી વર્તણુંક માટે ત્હારી પેઠે તેને પણ મ્હારો ખુલાસો પુછવાની ઇચ્છા થઇ હશે. ચાલ, યુવરાજ દલપતરાયના તંબુ તરફ ચાલ. ત્યાં હું મ્હારી વર્તણુકનો સંપૂર્ણ ખુલાસો કરીશ. એ શિવાય મ્હારા મનની ચટપટ શાંત પડશે નહિ."

એટલું કહી સભાકરણ જમણા હાથ તરફના તંબુ તરફ વળ્યો. હવે

તેણે ચિંતા તજી દીધી. આકાશમાં ચળકતા તેજસ્વી ચંદ્રની પેઠે તેનું મુખ પ્રફુલ્લિત જણાવા લાગ્યું; રાણી હિરાદેવી તેની પાછળ પાછળ ચાલતી હતી. યુવરાજ દલપતરાયને તેના સ્હવારનાં અયોગ્ય કૃત્યની સખ્ત શિક્ષા મળવાની કલ્પના કરવાથી રાણીને અતિ આનંદ થતો હતો. રાત્રિનાં કર્તવ્યમાં તેને સંપૂર્ણ યશ મળવાનો સંભવ જણાવા લાગ્યો.

સભાકરણે પ્રફુલ્લિત વદને ચંદ્રપ્રકાશમાં સ્નાન કરતા વિંધ્યાચલ સ્હામુ પુનઃ એક વખત દૃષ્ટિ ફેરવી. એ સમયે તેની દ્રષ્ટિમાં નિશ્ચય, આનંદ અને અભિમાનની મિશ્ર છાયા દ્રષ્ટિગોચર થતી હતી. તે કાંઇ પણ બોલ્યો નહિ પરંતુ તેના મુખ ઉપરથી તેના મનોભાવ જણાયા. તેણે મનમાંજ કહ્યું કેઃ " હે પર્વતરાજ ! ત્હારૂં કૃત્ય મ્હને પસંદ છે. "

હિરાદેવી સભાકરણની પાછળ પાછળ દલપતરાયના તંબુ પાસે આવી. તેના તરફ ધ્યાન નહિ આપતાં સભાકરણ છેક પોતાના પુત્રની શય્યા પાસે જઈ પહોંચ્યો.

" હમણાંજ સભાકરણ પોતાના પુત્રને કઠોર સ્વરે બોલાવશે અને તેને શય્યા ઉપરથી નીચે ફેંકી દેશે ! " એવી ધારણાથી હિરાદેવી મનમાંજ આનંદ પામતી તેના તરફ જોવા લાગી. પરંતુ તેણે ત્યાં કંઇ બીજુંજ જોયું ! તેનો આનંદ નાશ પામ્યો. તેની આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ ગઇ. તે આશ્ચર્ય પામી સ્તબ્ધ થઇ ! પોતાની દ્રષ્ટિ ઉપરથી તેનો વિશ્વાસ ઉઠી ગયો ! મનની ખાત્રી કરવા માટે તેણે પુનઃ દલપતરાયની શય્યા તરફ ભયચકિત નેત્રે જોયું. તેણે જોયું કેઃ હજી પણ સભાકરણ તેના પુત્ર સ્હામુ પ્રેમભરેલી દ્રષ્ટિથી જોતો ઉભો છે.

સભાકરણનાં સ્હવારનાં વર્તનનો એજ ખુલાસો ! રાણીના ભાગ્યમાં એવોજ ખુલાસો જોવાનું લખ્યું હશે ?





## પ્રકરણ ૩ જું.

### રાજ્યપદનો લોભી શયતાન !




ચુકીરાય રાજ્યપદ ઉપર હતો. તે રાજા બન્યો હતો! પરંતુ એક સામાન્ય મનુષ્યમાં જેવા ગુણ હોય છે તેવા તેનામાં ન હતા. શરીરે તે ઘણો અશક્ત હતો. તેનું મન અતિ દુર્બળ હતું. તેથી પોતાના એક ન્હાના કુટું-બનો ગૃહસ્થાશ્રમ નિભાવવાનું તેનામાં સામર્થ્ય ન હતું. તેમ છતાં તેને ભરતખંડમાં પરંપરાથી ચાલતી આવેલી રાજનીતિ પ્રમાણે બુંદેલખંડના એક વિસ્તીર્ણ પ્રાંતના રાજાનું સિંહાસન શોભાવવાનું માન મળ્યું હતું !

જેમ સોમલ અને અમૃત વચ્ચેનો ભેદભાવ નહિ જાણનાર મનુષ્યને માત્ર પોતાના પિતાની પરંપરા ચલાવવા માટે નામના વૈદ્યરાજ બની જઇ મ્હોટા ધન્વન્તરી જેટલો મિજાજ રાખવો પડે છે અથવા એકાદ અક્ષર શૂન્ય–નિરક્ષર–મનુષ્યને પોતાના બાપદાદાની કિમતિ સાલ ઓઢી શાસ્ત્રીજી મહારાજ બનવું પડે છે, અથવા પોતાના કર્કશ સ્વરથી ગર્ધવરાજને પણ નીચું જોવડાવે એવા મનુષ્યને પોતાના વંશનું નામ રાખવા માટે પોતાના કર્કશ સ્વરમાં તાનસેનની યોગ્યતા ભરેલી છે એવું અભિમાન રાખવું પડે છે અને પોતાને મ્હોટા ગવૈયા કહેવડાવે છે; તેજ પ્રમાણે કંચુકીરાયના રાજ-પદની સ્થિતિ હતી ! તેની માતાના પિતા–દાદા ધારીરના રાજા હતા. તેના પિતા ધારીરના રાજા હતા. તેથી કંચુકીરાયને પણ ધારીરના રાજા બન-વાની ફરજ પડી હતી. ધારીરના રાજાનો પુત્ર અને ધારીરના રાજ્યનો શાસ્ત્ર પ્રમાણે તે પોતેજ વારસ છે એ શિવાય બીજા કોઇ રાજગુણ–એ શિવાય

બીજી કોઇ પણ પ્રકારની પાત્રતા—ધારીરના રાજસિંહાસન પર બેસતી વખત કંચુકીરાયના શરીરમાં નહોતી ! હા, તેણે બે કાર્ય ઘણાં હોંશીઆરીથી કર્યાં હતાં ! અને તેનામાં તે પાત્રતા-યોગ્યતા હતી ! પછી તે એક આદર્શ રાજાને લાયક હોય કે નહિ તે પ્રશ્નજ નથી ! તે જ્યારે યુવરાજ હતો ત્યારે જહાંગીર બાદશાહના દરબારમાં કેટલાંક વર્ષ પર્યંત મુખ્ય હજુરી-આનું કામ કરવામાં અને વિલાસી શાહજહાંન બાદશાહના જનાનખાનામાં કેટલાંક વર્ષ પર્યંત કંચુકીનું અર્થાત્ જનાનખાનાની સુંદર યુવતીઓએ બાદશાહનો પ્રેમ કેવી રીતે મેળવવો અને બાદશાહને પ્રિય થઇ પડવા માટે કેવી રીતે વર્તવું તે કંચુકીરાય યુવતીઓને શિખવતો હતો, અને બીજા શબ્દોમાં કહીએ તો કંચુકીરાયે બાદશાહના જનાનખાનામાં દલાલીનું કામ કર્યું હતું ! વિલાસી શાહજહાન બાદશાહ તેને મશ્કરીમાં કંચુકીરાય કહેતા હતા ! એમાં બાદશાહનો શો વાંક ? તે જેવું કામ કરતો હતો તેવુંજ તેનું નામ પડયું હતું ! ધારીરનો યુવરાજ તેમાં મ્હોટું માન સમજતો હતો ! રાજસિંહાસન પર બેઠા પછી તુરતજ તેણે પોતાનું પ્રથમનું નામ બદલી કંચુકીરાય એવું નવીન નામ ધારણ કર્યું હતું. ભરતખંડની સર્વ પ્રજાની પેઠે ધારીર રાજ્યની સર્વ પ્રજા પોતાના રાજામાં ઇશ્વિરી અંશ હોવાનું શાસ્ત્રોક્ત વાક્ય માનતી હતી. દરબારના એક હજુરીઆમાં અને જનાનખાનાની દલાલીના કામમાં પારંગતતા પ્રાપ્ત કરેલા કંચુકીરાયના શરી-રમાં ઇશ્વિરી અંશ છે એવી ધારીરના પ્રજાજનોમાં ભાવના ઉત્પન્ન થઇ. તેમણે રાજાના નામને અને પદવીને હિનત્વ પ્રાપ્ત કરાવનાર અપાત્ર કંચુ-કીરાયને પોતાના રાજા તરીકે સ્વીકાર્યો અને તેની ઇશ્વિરના જેટલી ભક્તિ-ઉપાસના કરવા માંડી !

મોગલ બાદશાહોની સેવા કેવા પ્રકારે કરવી તેનું શિક્ષણ કંચુકીરાયને તે હજુરીઓ હતો તે વખતથીજ મળ્યું હતું. તેજ પ્રમાણે જનાનખાનાની સુંદર સ્ત્રીઓ બાદશાહની પ્રીતિ કેવી રીતે સંપાદન કરે છે તે પણ તે સારી પેઠે જાણતો હતો. બાલ્યાવસ્થાથીજ તેના મન ઉપર બાદશાહી દરબારની " હા જી હા " અને જનાનખાનાની સ્ત્રીઓના સ્વભાવની અસર સારી પેઠે

થઇ હતી. રાજા થવા છતાં એ અસર તેનામાંથી ઓછી થઇ નહતી. ઉલટું બાલ્યાવસ્થાના એ અંકુરો દિવસે દિવસે એટલા બધા વૃદ્ધિ પામતા ગયા કે જેથી કોઇ એક સામાન્ય બાદશાહી અધિકારીને જોતાંજ કંચુકીરાય પોતાના રાજપદનું અભિમાન છોડી દઇ તે અધિકારીની હરેક રીતે સેવા કરવામાં ગુંથાઇ જતો ! અને તેમાંજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સમજતો ! રાજાના એવા અભિમાનશૂન્ય વર્તનથી રાજ્યમાં સર્વત્ર મોગલોનું જોર વધી પડયું. કંચુકીરાય ધારીરની રાજગાદી ઉપર એક નિર્જીવ પુતળા જેવો થઇ પડયો ! તેને પ્રજાજનો સમક્ષ ઇચ્છામાં આવે તેવી રીતે નચાવી-રમાડી કેટલાક અધિકારીઓ મોજશૉખ ભોગવવા લાગ્યા !

તે સમયે યવનોની સેવા કરવામાંજ જીવન સાફલ્ય માનનાર રાજાઓ કંઇ થોડા ન હતા ! પરંતુ કંચુકીરાયની સેવા-પદ્ધતિ એટલી બધી વિલક્ષણ હતી કે જેથી તેના જેવી સેવા, અનેક પ્રયત્નો કરવા છતાં બીજા કોઇ પણ રાજાઓ કરી શકયા ન હતા ! શહેનશાહ જહાંગીરના રાજત્વ સમયે દરબારી હજુરીઆનું કામ કરતી વખતે તેણે ગહન સેવા-ધર્મનું જે શિક્ષણ પ્રાપ્ત કર્યું હતુ તેને તેના આ સમયના કર્તવ્યને લીધે વિશેષ મહત્વ પ્રાપ્ત થયું. શાહજહાંન બાદશાહના અંતઃપુરનો સહવાસ હોવાથી અને ત્યાંની વિલાસી યુવતીઓના સમાગમમાં ઘણો વખત રહેલો હોવાથી પોતાની રાજ-સેવા જનાનખાનાની યુવતીઓ કરતાં પણ વિશેષ પ્રિય થઇ પડે એવી તેને ઇચ્છા થયા કરતી. પુરૂષોએ પુરૂષોની સેવા ચોક્કસ મર્યાદામાં રહીનેજ કરવી જોઇએ. તે મર્યાદા કરતાં આગળ વધી સેવા કરવી અયોગ્ય જાણી કંચુકીરાયના મનમાં ઘણું દુઃખ થતું ! શાહજહાંન અને મુમતાજ બેગમ વચ્ચે પ્રથમ પ્રેમળ પ્રસંગ તેણેજ બંધ બેસાડી આપ્યો હતો. મુમતાજે શાહજહાંનની જેવી સેવા કરી તેવા પ્રકારની બાદશાહની સેવા જો પોતાનાથી બની શકે તો આ લોકનું સ્વર્ગ પોતાને મળે એવી કેટલીક વખત કંચુકીરાયની ધારણા થતી. તેને ઇશ્વરે સ્ત્રીનો જન્મ ન આપ્યો તે માટે કંચુકીરાય ઇશ્વરને અનેક વખત ધિક્કાર આપી ચૂકયો હતો ! એ શિવાય વિશેષ કંઇ કરવાનું તેના હાથમાં નહતું, તેથીજ ઇશ્વરને તે કંઇ કરી શકયો નહિ !

ગમે તેમ છતાં કંચુકીરાયની સેવામાં સ્ત્રીઓના જેવી લજ્જા, વિનય અને માધુર્યની રેલછેલ ઉડતી હતી !

યુવરાજ છત્રસાલે અને યુવરાજ દલપતરાયે રણદુલ્લાખાનના યવન સૈનિકનો સારી પેઠે પરાજય કર્યો છે, એ સાંભળી કંચુકીરાયને મરણ સમાન દુઃખ થયું. તેમના એ કૃત્ય માટે બન્ને યુવરાજને યોગ્ય શિક્ષા થશે એવું તે ધારતો હતો. પરંતુ તેમ નહિ થતાં બન્ને યુવરાજને સારૂં માન મળેલું જોઇ તેનો મિજાજ હાથથી ગયો ! છત્રસાલને શિક્ષા કરવાનું અથવા કરાવવાનું કામ તેની શક્તિ બહાર હતું, પરંતુ દલપતરાય તો રાણી હિરાદેવીના કહેવા પ્રમાણે વર્તનાર સભાકરણનો પુત્ર હતો, તેથી તેને દેવીના મંદિરમાં સખ્ત શિક્ષા અપાવવાનો તેણે પ્રથમ વિચાર કર્યો હતો. પરંતુ એ સંબંધી સૂચના આપવાનો અવકાશ ન મળ્યો તેથી કહો કિંવા સભાકરણને તેવી સૂચના કરવાનું તેનામાં મનોબળ નહોતું તેથી કહો, ગમે તેમ પણ યુવરાજ દલપતરાયને શિક્ષા કરાવવાનું કામ ત્યાંજ અટકી પડયું હતું ! દેવીના મંદિરમાંથી બહાર નીકળતાંજ રણદુલ્લાખાનને એક ઝાડ સાથે બાંધેલો તેણે જોયો. નરમ રેશમ જેવી ગાદી ઉપર આળોટી મોજમજાહ કરનાર, આ લોકના દેવને કેદ કરી ઝાડ સાથે બાંધવો એ સાર્વભૌમ બાદશાહને અન્યાય કરવા જેવું તેને લાગ્યું. રણદુલ્લાખાનને બંધનમુક્ત કરવાનું સામર્થ્ય તેનામાં નહિ હોવાથી માત્ર તેનો ક્રોધ વધી ગયો. તેની સાથેજ તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ, તેની શુદ્ધ–શાન જતી રહી. તેને એવી બેશુદ્ધ અવસ્થામાંજ તેના તંબુમાં લઇ ગયા. તેને બેશુદ્ધ થવાનું કારણ કોઇની કલ્પનામાં આવ્યું નહિ.

તે દિવસે સંધ્યા સમય પર્યંત કંચુકીરાયને શુદ્ધિ આવી નહિ ! સૂર્યનાં તાપદાયક કિરણો અદસ્ય થઇ ચંદ્રની શીતળ પ્રભા તપેલા જનસમાજને જેમ જેમ શાંત કરવા લાગી તેમ તેમ કંચુકીરાયનું ચિત્ત ઠેકાણે આવવા લાગ્યું. ચિત્ત બરાબર ઠેકાણે આવ્યા પછી તેણે હિરાદેવીને બોલાવવા મોકલ્યું. હિરાદેવીના આવ્યા પછી તે બન્ને વચ્ચે ઘણા સમય સુધી ગુપ્ત સલાહ મસલત ચાલી. મધ્ય રાત્રિને સમયે તે બન્ને જુદાં પડયાં. હિરા-

દેવી પોતાના નિવાસસ્થાન તરફ નહિ જતાં સભાકરણે છાવણી નાંખી હતી તે તરફ ગઇ.

કંચુકીરાય સ્વતંત્રપણે વિચાર કરવા લાગ્યો. થોડો વખત પર્યંત તો વિચારગ્રસ્ત મુખમુદ્રા કરીને તેણે તંબુમાં ટહેલવા માંડયું. તેમ છતાં તે કોઇ એક નિશ્ચય કરી શક્યો નહિ, ત્યાર પછી નજીકના એક આસન પર બેસી તેણે પોતાનું મસ્તક નાંખી દીધું. તેથી પણ તેને કશો લાભ થયો નહિ. અંતે કંચુકીરાય પોતાની શય્યા પર જઇ પડયો, અને થોડી વાર પછી નિદ્રાવશ થઇ સ્વપ્ન રાજ્યમાં આમતેમ ભટકવા લાગ્યો. નિદ્રામાં સ્વતંત્ર વિચારો થતા બંધ પડ્યા. પરંતુ જાગૃત અવસ્થામાં તે જે નિશ્ચય કરી શક્યો નહિ તે નિદ્રાવશ હોવા છતાં કલ્પનામય સ્વપ્નસૃષ્ટિમાં સત્વર કરી શક્યો.

પોતાની કઠોર અવસ્થા નાશ પામી છે અને કાંટા જેવા વાળથી ભરેલી દાઢી અને ગાલ સુંદર ગુલાબી બન્યા છે, પોતાના નેત્રમાંથી વહેતો મલપ્રવાહ બંધ પડી તે સુંદરી મુમતાજના નયન કરતાં અધિક મોહન જણાય છે, યમરાજાએ પોતાના મુખ ઉપર રોપેલો સફેદ યશોધ્વજ નાબૂદ થઇ, તેને બદલે ત્યાં રમણીયહાસ્ય રમી રહ્યું છે, હાથ પગની જાડી ચામડી નીચે ઢંકાયલા લાંબાં જાડાં હાડકાં, સફેદ સતેજ કોમળ ચામડી નીચે સુંદર દર્શનીય થઇ ગયાં છે. હાથમાંની અણીદાર તરવાર અદ્રષ્ય થઇ બન્ને હાથ સોનાનાં કંકણોથી ભરેલા જણાયા. પગની શાહમૃગ જેવી વિચિત્ર કઢંગી ચાલ હાથીના જેવી મંદ થઇ ગઇ છે અને જાણે પોતાના મનોહર શરીર ઉપર સ્ત્રીને લાયક અનેક અલંકારો સહિત જરીકસબની ઝીણી ઓઢણી તથા સુરવાળ ધારણ કર્યા છે એવો તેને ભાસ થયો. સ્વપ્નામાં પોતાનું એવું સુંદર રૂપ જોઇ કંચુકીરાયને અત્યંત આનંદ થયો. જેમ જેમ તે કલ્પનામય આત્મચિત્ર ને નિરખવા લાગ્યો તેમ તેમ તેને તે ઉપર અધિક પ્રેમ ઉત્પન્ન થયો. થોડીવાર પછી તો તે પોતાની પુરૂષાવસ્થા ભૂલી જઇ સ્વપ્નમય સ્ત્રીરૂપ ઉપર મોહિત થયો ! સ્હવારે ઝાડ સાથે બાંધેલો રણદુલ્લાખાન રત્નજડિત આસન ઉપર બાદશાહી ઢબે બેઠો છે, તેના શરીરમાં શાહજહાંન બાદશાહનો આવિર્ભાવ પ્રતિબિંબિત થયેલો દેખાય છે, તે પોતે

પણ બે હાથ જોડી પ્રેમકટાક્ષ ફેંકતો રણદુલ્લાખાનના ચરણ આગળ ઉભો છે. "મુમતાજ બેગમે પ્રથમ પ્રેમયાચના કરતી વખતે શરીરના જે અવયવોને જેવી રીતે નીચા ઉંચા કર્યા હત તેવીજ રીતે હું પણ કરૂં છું અને શુદ્ધ ફારસી ભાષામાં "સેવા કરવાની મ્હને પરવાનગી આપો." એવી શરમાતે મુખે વિનતિ કરતો ઉભો છું. રણદુલ્લાખાન મ્હારા રમણીય સ્ત્રીરૂપ તરફ અનિમિષ નેત્રે જુવે છે." એવી તેને સ્વપ્નમાંજ કલ્પના ઉત્પન્ન થઇ. પોતાના જન્મનું સાર્થક્ય થયું હોય એવું તેને જણાયું. મુમતાજે જેમ બાદશાહ શહાજહાંનની સેવા કરી, તેવીજ સેવા એક ઐશ્વર્યશાળી મુસલમાન યુવકની કરવા માટે તક મળશે એ વિચારથી તેને આનંદ થયો. લજ્જાને લીધે તેના મુખ ઉપર પરસેવાનાં બિંદુઓ વળ્યાં છે એવું તેને ભાન થયું. કોમળ હાથવડે સુંદર મુખ ઉપરનો પરસેવો લુછવા માટે કુંચુકીરાયે પોતાના જાગૃતાવસ્થાના જાડા ખડબચડા હાથ ઉંચા કરી જુના મુખ ઉપર ફેરવ્યા કે તુરતજ દાઢી મુછના જાડા વાળનું જાળું તેના હાથમાં આવ્યું ! પોતાના મુખચંદ્ર ઉપર ઘાસ ઉગ્યું હશે એવો ભ્રમ થતાં તે નિર્મળ કરવા તેણે ગુસ્સો કરી વાળ ખેંચ્યા તેજ વખતે મ્હો ઉપર એવી વેદના થઇ કે જેથી તે તુરતજ સ્વપ્ન રાજ્યમાંથી જાગી ઉઠયો !

જાગૃત થયા પછી તુરતજ કંચુકીરાયે પોતાના એક સેવકને બોલાવ્યો, અને તેના કાનમાં ધીમેથી કંઇક કહ્યું. તે સાંભળતાંજ સેવકે આશ્ચર્ય ચકિત દ્રષ્ટિથી પોતાના રાજા રહામું જોયું. રાજા સંપૂર્ણ જાગૃત થયા છે અને ચેતન છે એવી પોતાના મનની ખાત્રી કર્યા પછી આશ્ચર્ય પામતો સેવક ત્યાંથી ચાલ્યો ગયો.

સ્ત્રીના અલંકાર તથા પોષાક લઇ સેવકને પાછો આવતાં વિશેષ સમય લાગ્યો નહિ. તેણે તે સર્વ રાજા સમક્ષ મૂક્યું. તે ગયો અને આવ્યો એટલા ટુંક સમયમાં કંચુકીરાયે પોતાના શરીર પરનો પુરૂષ પોષાક ઘણો ખરો ઉતારી દીધો હતો. પોતે આણેલા અલંકાર અને પોષાકનો રાજા કં[illegible] રાય કેવો ઉપયોગ કરે છે તે જોવા માટે સેવક ત્યાંજ ઉભો [illegible] હતો.

કંચુકીરાયે સ્વપ્નમાં જોયલી પોતાની કલ્પનામય ર[illegible]ય આકૃતિ

નમાં લઇ તેને અનુસરી પોતાનું શરીર શણગારવા લાગ્યો. તે દિલ્લીના શાહી જનાનખાનાની સ્ત્રીઓનો ઉપરી અધિકારી હતો તે વખતે તેણે કેટલી એક યવન સુંદરીઓનો શણગાર જોયો હતો. રાજસ્થાનમાંથી અથવા ભરતખંડના અન્ય પ્રદેશમાંથી આણેલી અજાણી સ્ત્રીઓને મુસલ્લમાની વસ્ત્રાલંકાર કેવી રીતે ધારણ કરવા તે તેણે તેમને અનેક વખત શિખવ્યું હતું. તેથી તેને પોતાનું શરીર મુસલમાની વસ્ત્રાભૂષણથી શણગારવું કઠિન જણાયું નહિ. દાઢી મૂછવાળો એક વયોવૃદ્ધ રાજા થોડી વારમાંજ સુંદર બેગમ સાહેબ બની ગયો! પોતાના રાજાનું આશ્ચર્યકારક કારસ્થાન જોઇ બાજુમાં ઉભેલા સેવકને એટલું બધું હસવું આવ્યું કે, જેથી ત્યાં શાંતપણે ઉભું રહેવું તેને અશક્ય થઇ પડયું! તે પોતાનું મ્હો દબાવતો દબાવતો તંબુની બહાર જવા લાગ્યો. કંચુકીરાયે જનાની કણ્ઠસ્વર કાઢી તેને પાછો બોલાવતાં કહ્યું:–
" કિશનજી! હું હવે કેવો દેખાઉં છું વારૂં?"

કિશન કાંઇ પણ બોલ્યો નહિ. પેટમાંથી આવેલું હસવું રોકતાં રોકતાં તેનો દમ નાકમાં આવ્યો. હસતાં હસતાં તે કળેકળ ખાવા લાગ્યો!

કિશને કંઇ પણ ઉત્તર દીધો નહિ ત્યારે કંચુકીરાયે પુનઃ પુછયું:–
" મ્હારૂં સ્વરૂપ ત્હને પસંદ પડતું નથી કે?"

હવે કિશનથી હસવું રોકી શકાયું નહિ. તે ખડખડાટ હસી પડયો. પેટ ભરીને હસ્યો. બિચારો કંચુકીરાય મૂઢ થઇ તેના સ્હામુ જોઈજ રહ્યો.

અંતે કિશને હસવું રોકી ગંભીર મુખે કહ્યું: "મહારાજ! આપે સેવકની પરીક્ષા કરવા માંડી છે કે શું? પુરૂષને સ્ત્રીનો પોષાક શોભે ખરો કે?"

"ખરેખર! કોઇ જંગલી મૂર્ખ જેવું બોલે છે!" કંચુકીરાયે દાંત વગરનું મ્હોં ઉઘાડી કહ્યું: "સ્ત્રીઓના અલંકાર અને આભૂષણમાં કંઇ એવી ખુબી છે કે જેથી તે પોષાક મનુષ્યનેજ નહિ પણ જો પત્થર માટીના પૂતળાને પહેરાવવામાં આવે તો તેને પણ શોભાયમાન જણાય."

"પરંતુ તે આપને શોભતો નથી એ હું ખાત્રીથી કહું છું મહારાજ!" કિશને અભિપ્રાય જણાવ્યો.

કિશનના અભિપ્રાય ઉપર કંચુકીરાયને વિશ્વાસ ઉત્પન્ન થયો નહિ. તેણે પોતાના સ્હામું એક મ્હોટો આરસો મૂકવાની કિશનને આજ્ઞા ફરમાવી. આરસાએ કંચુકીરાયને તેની ચાલવાની આકૃતિ બતાવી આપી. તેણે કહ્યું: " આરસો તદ્દન નકામો છે. " પછી આશાતુર નેત્રે તંબુના કપડા ઉપર પડેલા પોતાના છાંયડા તરફ જોવા લાગ્યો. તે વિચિત્ર આકૃતિ જોઇ તેને આનંદ થયો. પોતે એક નવયૌવના સુંદરી જેવો જણાય છે એવું મનથીજ માની લીધું. તે મનને એવી રીતે સમજાવતો હતો એટલામાં કંચુકીરાયની દાઢી અને મૂછના વાળ ફરફર રમવા લાગ્યા. તેમ થવાથી જનાનખાનાની સ્ત્રીઓ જેમ બહાર નીકળતાં બુરખાવડે પોતાનાં મ્હોં ઢાંકી દે છે તેમ આપણે પણ કરવું. એવો તેણે નિશ્ચય કર્યો. પરંતુ એવો નિશ્ચય કરતી વખત " હું મ્હારી સૌંદર્યતા જાણીજોઇને સંતાડી દઉં છું. " એવી નિઃસ્વાર્થભાવનાથી તેને ઘણું અભિમાન ઉપજ્યું.

તંબુનાં કપડાં ઉપર પડેલી પોતાની છાયા તરફ જોતો અને તે ઉપરથી પહેરેલા પોષાકમાં રહી ગયેલી ખામીઓ સુધારતો કંચુકીરાય થોડી વાર સુધી ત્યાંજ ઉભો રહ્યો. શણગાર બરાબર સજાયો છે એવી ખાત્રી થયા પછી તેણે કિશનને કહ્યું: " કિશન ! મહોબાના ચંપતરાયે રણદુલ્લાખાનને જે સ્થળે કેદખાનામાં નાંખ્યો છે ત્યાં મ્હને લઇ જા. "

" રણદુલ્લાખાનની મુલાકાતજ કરવી હતી તો પછી આવો વિચિત્ર પોષાક ધારણ ન કર્યો હોત તોપણ તેમ બની શકત. " કિશને સ્મિતહાસ્ય કરતાં ઉત્તર દીધો.

" તને મ્હારા પોષાકની શી પંચાત ? " કંચુકીરાયે જરા ક્રોધમાંજ કહ્યું: "આગળ થા, અને ચંપતરાયની છાવણીમાં જ્યાં આગળ ખાંસાહેબને રાખ્યા છે ત્યાં મ્હને લઇ જા. "

એ સાંભળી કિશન કંઇ પણ બોલ્યો નહિ. તે પોતાના સ્ત્રીવેષ ધારી રાજાને લઈ ચંપતરાયના તંબુ તરફ ચાલ્યો, એ સમયે કંચુકીરાયે પગે પહેરેલા ઝાંઝરનો મનોહર સ્વર સંભળાતો હતો. તે સ્વરની ગતિ પ્રમાણે રાજારૂપ વૃદ્ધા અભિસારિકા ગજગતિ ઢબે માર્ગ ખુટાડવા લાગી !

કંચુકીરાયે મૃચ્છકટિક નાટક જોયું હતું. તેથી વસંતસેના ચારૂદત્તની પાસે જતી હતી એ પ્રસંગ તેને યાદ આવ્યો. એ પ્રસંગની સાથે પોતાની સ્થિતિની તેણે સરખામણી કરી, એટલામાં મેઘવૃષ્ટિ થતાં નાટકની વસંતસેનાને ઓળંગી જઇ ખરી વસંતસેનાની યોગ્યતાએ પહોંચી શકાશે એવું તેને જણાયું.

પરંતુ મેઘના મનમાં તે વૃદ્ધ પુરૂષની બનેલી અભિસારીકાને ખરી વસંતસેના બનાવી, ચારૂદત્તના સુખમાં ઉમેરો કરવાની ઇચ્છા નહિ હોવાથી કંચુકીરાય સાહેબના તંબુ સુધી જઇ પહોંચે ત્યાં સુધી તેણે આકાશમાં ડોકીઉં કર્યું નહિ.

“ મહારાજ ! ” કિશને પોતાના રાજાને કહ્યું. “ પેલા તંબુમાં રણદુલ્લાખાનને રાખ્યો છે. પરંતુ તંબુના દ્વાર આગળ અને આસપાસ પહેરો હોવાથી તમે ત્યાં પ્રવેશ કરી શકો એવું મ્હને જણાતું નથી. ”

“ તેની ત્હને ચિંતા શી ? ” કંચુકીરાય વિચાર કર્યા વગરજ બોલ્યો. “ તું હવે પાછો જા અથવા અહિજ કોઇ સ્થળે આસપાસ ઉભો રહે અને હું એ તંબુમાં કેવી રીતે પ્રવેશ કરૂં છું તે જો. ” એટલું કહી કંચુકીરાય તંબુ તરફ ચાલ્યો. ત્યાં સુધી તંબુમાં કેવી રીતે પ્રવેશ કરવો તેની તેને કલ્પના પણ ન હતી. “પહેરેગીર કદાચ મ્હારૂં સુંદર રૂપ યૌવન જોઇ મ્હારી ઇચ્છાનુસાર મ્હને રણદુલ્લાખાન પાસે લઇ જશે. ” એવી બેવકુફી ભરેલી કલ્પના તેણે કરી હતી. એ આશામાં ને આશામાં કંચુકીરાય રણદુલ્લાખાનના તંબુ સુધી તો આવી પહોંચ્યો હતો. હવે માત્ર તંબુમાં પ્રવેશ કરવાનું બાકી રહ્યું હતું.

“ મ્હોં ઉપરનો બુરખો ખસેડતાં મ્હારૂં લાવણ્ય જોઇ પહેરેગીરો મ્હને તંબુમાં જવા દેશે અને રણદુલ્લાખાનના દર્શનનો લાભ લેવાશે. “ એવું પ્રથમ કંચુકીરાયે ધાર્યું હતું. અને “ તમે કોણ છો ? ” એવો પ્રશ્ન કરતા બે પહેરેગીરો આગળ આવ્યા સુદ્ધાં. તેજ ક્ષણે મ્હોં ઉપરનો બુરખો વેગળો ખસેડવા કંચુકીરાયનો હાથ ઉંચો થયો. સૌંદર્ય ઉપરનો પડદો ખસેડવા હાથ ઉંચો કર્યો તો ખરો પરંતુ વળી પાછો તુરતજ નીચો કરી દીધો !

“ વૃદ્ધ બીબી સાહેબા ! ” એક પહેરેગીરે વિનય પૂર્વક કહ્યું. “આટલી

બધી મોડીરાત્રે છાવણીમાં એકલાં ક્યાં ફરો છો ! તમારી શી ઇચ્છા છે ?"

નમ્રતા ભરેલા શબ્દ સાંભળતાંજ કંચુકીરાયને જેટલો આનંદ થયો તેટલુંજ દુઃખ પણ થયું. પહેરેગીરે " બીબી સાહેબા " કહ્યું એ તો તેણે જાણે ઠીકજ કર્યું પરંતુ " વૃદ્ધ " શા માટે કહ્યું ? વૃદ્ધ કહેવાથી તેને પોતાનું અપમાન થયેલું જણાયું. તેણે ફારસી ભાષામાંજ પહેરેગીરની સારી પેઠે ઝાટકણી કાઢી નાંખી ! તેના શબ્દો સાંભળી બીબી સાહેબા ઘણાંજ વૃદ્ધ થઇ ગયાં છે એવી પહેરેગીરની ખાત્રી થઇ. તેને બિચારાને શુદ્ધ ફારસી આવડતું નહતું. ભાંગી તુટી મુસલ્માની ભાષા જાણતો હતો તેથી તેના ઘણા ખરા શબ્દોનો તો ભાવાર્થ પણ તે સમજ્યો નહિ.

" દાદી મા ! " તેણે સ્ત્રીને પુનઃ કહ્યું. "આ છાવણી તો મહોબાના પરમકૃપાળુ રાજા ચંપતરાયની છે. અહિં તમને કોઈ પણ પ્રકારનો ત્રાસ પડશે નહિ. તમારે જે જોઇએ તે તમારા આ દિકરાને ઘણી ખુશીથી કહો. "

કેટલાએ દીકરાદિકરીનો તે દાદો થયો હશે. એ સંબંધી અનેક વિચાર તેના કરચલી વળેલા, જીર્ણ થયેલા મુખ ઉપર ફરી વળ્યા. પરંતુ અત્યારે તો તે પોતાના મનથી નવયુવતી હોય એવું અનુમાન કરી બેઠો હતો, તેથી તેને દાદીમા કહેનાર ઉપર ક્રોધ તો ચઢ્યો પરંતુ અત્યારે ક્રોધ ગળી જઇને તે પુનઃ ફારસી ભાષામાંજ બોલ્યોઃ " રણદુલ્લાખાં આ તંબુમાં કેદ છે એવી મ્હને ખબર મળી છે. હું તેમને મળવા ચાહું છું. જરા એક બાજુએ થઇ જાવ. મ્હારે તંબુમાં જવું છે."

બીબી સાહેબાના કહેવાનો ભાવાર્થ, દાદી મા રણદુલ્લાખાનને મળવા ઇચ્છે છે એટલોજ પહેરેગીર સમજી શક્યો. બીજાએ પૂછ્યું: "રણદુલ્લાખાન તમારા કંઇ સગા છે કે ડોસી મા ?"

" તમારે અને ખાંસાહેબને શું સગપણ છે ? " પહેરેગીરનો એ પ્રશ્ન સાંભળતાંજ કંચુકીરાયના શરીરમાં હર્ષને લીધે રોમાંચ થયો. તેણે પોતાનું સગપણ સાબિત કરવા માટે એક લાંબુ લચક ભાષણ કર્યું. ફારસી ભાષામાં થયેલું ભાષણ પૂરું થયા પછી તેનો શો અર્થ થાય છે તે સંબંધી એકત્ર થયેલા પહેરેગીરોને તેણે ચાર દબકાંના શબ્દો પણ કહ્યા ! કેવા માણસ સાથે

કેમ વર્તવું અને કોઇને પૂછ્યા વગરજ તંબુમાં પ્રવેશ કરવા દેવો તે સંબંધી તેણે પણ શિખામણ દીધી. પરંતુ પહેરેગીરોને ફારસી ભાષાનું જ્ઞાનજ ન હતું તેથી કોણે વધારે અને કોણે ઓછો બોધ ગ્રહણ કરવો તે નક્કી થઇ શક્યું નહિ ! કંચુકીરાયની મહેનત વ્યર્થ ગઇ !

" જો સૌભાગ્યસિંહ ! " અત્યાર સુધી એક બાજુએ ઉભેલા એક પહેરેગીરે આગળ આવી કહ્યું: " આ દાદીમા રણદુલ્લાખાનનાં ઘરડાં સાસુ હોવાં જોઇએ–"

" એવું શું બોલે છે ? " સૌભાગ્યસિંહે ઉત્તર દીધો. " ઘરડી સાસુને પોતાની દિકરીના પતિ ઉપર આટલો બધો પ્રેમ હોય એવું મ્હેં કોઇ દિવસ જોયું નહોતું. કદાચ આ બીબી સાહેબા રણદુલ્લાખાનનાં બીજાં કંઇ સગાં પણ થતાં હોય ! "

" હમણાં તો એવું અનુમાન થઇ શકે છે કે: " બીબી સાહેબાની દિકરી તે રણદુલ્લાખાનની પત્ની, ખાંસાહેબના જન્મ સમયે ચાર પાંચ છોકરાની માતા હોવી જોઇએ ! "

" ઉતરતી ઉમ્મરે બીબી સાહેબાને કદાચ એકાદ કન્યા થઇ હોય તો તે રણદુલ્લાખાનના જેટલીજ વયની હોય એમ સંભવ છે. " સૌભાગ્યસિંહે કહ્યું.

" વાહ ! વાહ ! તમારી કલ્પનાને શું કહેવું ? " પોતાને બીબી સાહેબાના જાતિ ભાઇ તરીકે ઓળખાવનાર એક પહેરેગીરે કહ્યું: " સાસુ અથવા દાદી સાસુ પોતાના જમાઇ પાસે આમ ખુલ્લી રીતે આવી શકે ખરી કે ? રણદુલ્લાખાન દિલ્લીનો રહેવાસી છે. ત્યાંજ આસપાસ તેનું સાસરૂં હોવું જોઇએ. તેને કેદ પકડવાના સમાચાર તેને સાસરે પહોંચતાં બીજા ચાર દિવસ જોઇએ. આ ડોસી જરૂર રણદુલ્લાખાનની ઘરડી મા હોવી જોઇએ. "

" બાપની મા કે માની મા ? " પહેરેગીરોએ નવીન ચર્ચા શરૂ કરી.

ઘણો વખત સુધી ચર્ચા ચલાવ્યા પછી એકત્ર થયેલા પહેરેગીરોએ વૃદ્ધ બીબીસાહેબા રણદુલ્લાખાનની નજીકની સગી હોવી જોઇએ એવો ઠરાવ કર્યો. વળી તે અતિશય વૃદ્ધ હોવાથી તેનામાં કોઇ પણ પ્રકારનું નુકશાન

કરવાનું સામર્થ્ય નથી તેથી તેને રણદુલ્લાખાન સાથે મુલાકાત કરવાની પરવાનગી આપવાની અડચણ નથી એવો નિશ્ચય કર્યો.

પહેરેગીરોના એ ઉપકારના બદલા તરીકે તેમને પોતાનો મુખચંદ્ર બતાવવાની કંચુકીરાયે ઇચ્છા કરી પરંતુ તુરતજ તેને લાંબા શીંગડાનો ગર્વ રાખનાર પણ સુક લકડી પગની કુરૂપતા ઉપર તિરસ્કાર કરનાર સાબરનું તેને સ્મરણ થયું. "જે વૃદ્ધાવસ્થાનો મ્હને તિરસ્કાર આવે છે તેણેજ ખાંસાહેબની મુલાકાત કરાવી છે પરંતુ જે સૌંદર્યનો મ્હને ગર્વ છે તેનું દર્શન કરાવતાં કદાચ સાબરને તેના સુંદર શિંગડાંએ જેમ અણીને વખતે સંકટ જાળમાં સપડાવી દીધું હતું તેમ થવાનો સંભવ છે." એવું જાણી તેણે ગુપચુપ ખાંસાહેબના તંબુમાં પ્રવેશ કર્યો.

તે સમયે કંચુકીરાયના અંતઃકરણમાં અવર્ણનીય આનંદ થયો હતો. હવે ઇચ્છાનુસાર ખાંસાહેબની સેવા કરવાનો વખત મળશે, અને કવચિત્ તેમને બંધનમુક્ત કરવાનો પ્રયત્ન પણ કરી શકાશે. એવા વિચારમાં તેનું હૃદય પ્રેમથી ભરાઇ ગયું. રણદુલ્લાખાન પોતાની શય્યા ઉપર સૂતો હતો. તેને હમણાંજ નિદ્રા આવી હતી. સ્ત્રી વેશધારી કંચુકીરાય તેની પાસે જઇ ઉભો રહ્યો. તેણે પોતાના હાથનાં કંકણોનો અને પગનાં ઝાંઝરોનો મધુર અવાજ વારંવાર જોરથી કરવા માંડયો, તેમ છતાં રણદુલ્લાખાનની નિદ્રા ભંગ થઇ નહિ, એ જોઇ કંચુકીરાયે ખાંસાહેબને નિદ્રામાંથી જગાડવાનો એક બીજોજ ઉપાય આદર્યો.

રણદુલ્લાખાનના પગ આગળ બેસી કંચુકીરાયે તેનાં ચરણ દબાવવા માંડયાં. ખાંએ નિદ્રામાં અનુમાન કરી લીધું કેઃ પોતાના પગ આગળ કોઇ વાંકાંચુંકાં શરીરવાળું પ્રાણી અથડાયા કરે છે ! તેજ વખતે તેણે પગ ખંખેર્યો. ખાંના પગની લાત વૃદ્ધ કંચુકીરાયની છાતીમાં વાગી. એટલો પ્રહાર સહન કરવાની કંચુકીરાયના શરીરમાં શક્તિ હોત તો લાત વાગવા છતાં સ્મિત હાસ્ય કરી તે પોતાને ધન્ય માનત પરંતુ એટલું તેનું સદ્ભાગ્ય નહતું. છાતીમાં લાત વાગતાંજ કંચુકીરાય એક ધીમી ચીસ પાડી ત્યાંને ત્યાંજ બેશુદ્ધ થઇ પડયો !

કંચુકીરાયના હાથનો સ્પર્શ થવા છતાં રણુદુલ્લાખાન બરાબર જાગૃત થયો નહોતો. હવે તે હમણાં સારી પેઠે જાગૃત થયો. ચીસ પડવાનો હૃદયભેદક સ્વર તેને કાને પડતાંજ તેને અત્યંત આશ્ચર્ય થયું. ધીમે ધીમે તેનું આશ્ચર્ય શાંત થયું. મધ્યરાત્રિનો સમય, અરણ્યમાં નિવાસ, સ્મશાનની શાંતતા કરતાં પણ અધિક ભયંકર શાંતતા અને ભૂત પ્રેતને રમત રમવાનો વખત! એ સર્વ વાતો રણુદુલ્લાખાનના મન આગળ એકી વખતે તરવરવા લાગી. તેણે અનેક યુદ્ધમાં પોતાની તરવાર ગજાવી મૂકી હતી, પરંતુ આ સમયે પોતાની તરવારનો ઉપયોગ થશે નહિ એવું તેને લાગ્યું. તે તરૂણ હતો, તેનામાં ધૈર્ય હતું, બળ હતું, પરંતુ યૌવન, ધૈર્ય અને બળનો, એકાદ અદ્રષ્ય ભૂત પ્રેત કે પિશાચ સયતાન ઉપર શી રીતે ઉપયોગ કરી શકાય? તે ભયભીત મુખે ચારે તરફ જોવા લાગ્યો. તંબુની બહાર પહેરેગીર પહેરો ભરતો હતો એ તે જાણતો હતો. તેની પાસે જઇ ચીસ કોણે પાડી અથવા તે સ્વર તેનાથી સંભળાયો કે નહિ? તેની શોધ કરવાના ઉદ્દેશથી ખાંસાહેબ પોતાની શય્યા પરથી ઉઠી તંબુનાં દ્વાર તરફ જવા લાગ્યા. એટલામાં તેના પગને કોઇનો સ્પર્શ થયો. એ સમયે તંબુમાં ઝાંખો પ્રકાશ હતો. ખાનસાહેબે પૃથ્વી તરફ દ્રષ્ટિ ફેરવી. એક ક્ષણુમાં તો "શયતાન! ભૂત! પિશાચ! ઓ—ઓ—" એવી ભયંકર બૂમ પાડતો ખાનસાહેબ ચાર પગલાં પાછો ખસી ગયો!

કંચુકીરાય સાવધ થયો તે સમયે તેણે જાણી લીધું કેઃ "હું અવ્યવસ્થિત થઇ ગયો છું. ઘણીવાર સુધી ખોટી થઈ વસ્ત્રાલંકાર સજ્યા હતા તે બધું પાણીમાં ગયું છે! કરચલી વળેલી ચામડી અને લાકડા જેવા હાડકાંવાળા હાથ પગ વસ્ત્રમાંથી બહાર જણાય છે, અને દાંત વગરનું મ્હો પહોળું થઇ ઘાસમાં ઉંદરોએ કરેલી બખોલની પેઠે ભાસે છે! તેણે પોતાની શરીર રચના તરફથી દ્રષ્ટિ ખસેડી લઇ આસપાસ જોયું તો જણાયું કેઃ ખાનસાહેબ, આ લોકનો ઈશ્વર, પોતાના આરાધ્યદેવ, તાળવે જીભ ચઢાવી, લથડતે-કમ્પતે પગે થરથરતો ઉભો છે!

કંચુકીરાયે શરીરના શણગાર જેમ તેમ ઠેકાણે કરી ફારસી ભાષામાં કાલાવાલા કરતાં કહ્યું: "સાહેબ! આપની કંઇક સેવા કરવાની મહત્વા-

કાંક્ષાને લીધેજ હું આ સ્થળે આવ્યો છું."

"માફ કર ! શયતાન ! માફ કર પિશાચ !" રણુદુલ્લાખાન ભયથી કંપતો બોલ્યો: "મ્હારે હાથે કિંવા મ્હારા પૂર્વજોને હાથે ત્હારૂં કંઇ અપમાન થયું હોય તો તે માટે હું ત્હારી ક્ષમા માગું છું."

શાહજહાંને મુમતાજ બેગમની અનેક વખત ક્ષમા માંગી હતી તેનું સ્મરણ થતાંજ કંચુકીરાયે પોતાને ધન્યવાદ આપ્યો. મુમતાજે શાહજહાંને આપેલા ઉત્તરનું સ્મરણ કરી તે શબ્દોનું અનુકરણ કરી બોલ્યો: "હું તો તમારા ચરણનો દાસ! તમારા ચરણની રજ જેટલી પણ મ્હારામાં યોગ્યતા નથી. તમે મ્હારા ઇશ્વરના ઇશ્વર! હું તે તમને શા ક્ષમા કરૂં ?"

"ના, ના, મ્હારા પર એટલો બધો ગુસ્સો ન કરવો. ત્હારી શી ઇચ્છા છે તે કહે. હું તે જરૂર પુરી કરીશ." રણુદુલ્લાખાને થરથરતે શરીરેજ ઉત્તર દીધો.

છેલ્લા શબ્દો સાંભળતાંજ વૃદ્ધ કંચુકીરાયનું નિર્બળ મન આનંદ પામ્યું. તેણે સ્નેહ સહિત ગદ્ગદ્ સ્વરે કહ્યું: "આજે હું મ્હારા જીવનને ધન્ય માનું છું. આજે મ્હારી મનોવાંચ્છના પરિપૂર્ણ થશે."

"આ શયતાનની ઇચ્છા મ્હારૂં ભક્ષ્ય કરી જવાની તો નહિ હોય? તેમ ન હોય તો તેને આટલો બધો આનંદ થાયજ કેમ?" એ કલ્પનાથી ખાનસાહેબ તદન ઢીલાઢસ્સ થઇ ગયા! જાણે શરીરમાંનું લોહી કોઇએ ચુસી લીધું હોય તેમ ફીક્કાફસ્સ પડી ગયા! તેને પોતાના કમ્પતા પગ ઉપર વિશ્વાસ રહ્યો નહિ. તે એકદમ શય્યામાં બેસી ગયા.

સેવા કરાવવા માટેજ ખાનસાહેબ પથારીમાં બેસી ગયા છે એમ જાણી કંચુકીરાય ખાનસાહેબની પાસે જવા લાગ્યો. તે સમયે ચાલવાની તેની વિચિત્ર ગતિ જોઇ, શયતાન અને ભૂત પ્રેત ઉલટે પગે ચાલતાં હોવાની દંતકથાઓ સાચી છે એવી ખાનસાહેબની ખાત્રી થઇ. તેમણે કાલાવાલા કરતાં કહ્યું: "હજી મ્હારા મનમાં ઘણી આશાઓ એમને એમ રહી છે. હજી મ્હેં કાફરોનું એક પણ મંદિર ચૂર્ણ વિચૂર્ણ કર્યું નથી, કિંવા બાદશાહી સત્તા વિરૂદ્ધ વર્તનાર મનુષ્યોનું મ્હેં પૂરેપૂરૂં સત્યાનાશ વાળ્યું નથી !

હજી સુધી મ્હને દિલ્લીદરબારમાં ભોગવાતી મોજમજાહનું સ્વપ્નું પણ આવ્યું નથી! મદ્યપાન, ગાયનશાળા, નાચરંગ, હિંદુઓની કત્લ, વગેરે પ્રશંસનીય કામોનો સારી પેઠે મ્હારે સ્વાદ ચાખવાનો છે. દિલ્લી એ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે. ત્યાંના અનુપમ સુખોનો હજી મ્હારે અનુભવ લેવાનો છે, ત્યાં સુધી આ લોકમાંથી મ્હારો નાશ નહિ કરવાની તને પ્રાર્થના છે. જા, હું તને હાથ જોડી વિનતિ કરૂં છું."

કંચુકીરાય આશ્ચર્યચકિત થઇ ત્યાં ને ત્યાંજ ઉભો રહ્યો.

"કેમ, હજી તું જતો નથી કે શયતાન? મ્હારી વિનતિને માન આપ. મહેરબાની કર." રણદુલ્લાખાન ભયથી થરથરતો બોલ્યો: "મ્હારે હાથે ત્હારો કંઇ અપરાધ થયો હોય તો તે મ્હેં જાણીજોઇને કર્યો નથી. ભૂલે ચૂકે કંઇ અપરાધ થયો હોય તો અંતઃકરણપૂર્વક હું ત્હારી ક્ષમા માગું છું, પણ મ્હારી નજીક આવી મ્હને બ્હીકથી મારી નાંખીશ નહિ. હું ત્હારે પગે લાગું છું." એમ કહી રણદુલ્લાખાને કંચુકીરાયને માથું નમાવ્યું.

ખાનસાહેબ શયતાન જાણીને કોની કરૂણાભિક્ષા માગે છે તે કોયડો હવેજ કંચુકીરાયથી સમજાયો. તે મનમાંજ પસ્તાવો કરવા લાગ્યો: "અરેરે! હું કંચુકીરાય, ધારીરનો રાજા છું એવું મ્હેં ખાનસાહેબને પ્રથમથીજ સમજાવ્યું નહિ એ બહુ ખોટું કર્યું! મ્હને ચંપતરાય કિંવા તેના પક્ષનો કોઇ મનુષ્ય સમજી ખાનસાહેબ ભ્રમમાં ને ભ્રમમાંજ આ બધું બોલતા હોય એમ જણાય છે." તેણે ખુલાસો કરવા કહ્યું: "સાહેબ! હું શયતાન ચંપતરાય નથી—"

"શું તું શયતાન નથી?"

"ના, હું શયતાન નથી."

ખાનસાહેબનાં, ભયથી અર્ધાં મીંચાયલાં નેત્રો ઉઘડયાં. કંચુકીરાય સામે બરાબર તાકીને જોઇ કહ્યું: "શયતાન નહિ હોય તો તેનીજ જાતનો એકાદ ભૂત પિશાચ હશે ત્યારે તો."

"નહિ સાહેબ નહિ. હું શયતાને નથી ને ભૂત પિશાચે નથી."

"જુઠું! તું કહે છે તે તદ્દન જુઠું."

"આપની પાસે અસત્ય બોલાય ખરૂં? ના, ના, તેમ કદી થાય નહિ. હું એક મનુષ્ય પ્રાણી છું સાહેબ."

"પુરૂષનું મ્હોં અને સ્ત્રીનું શરીર હોય એવું વિલક્ષણ પ્રાણી મ્હેં આજપર્યંત જગત્‌માં એક પણ જોયું નથી. અરે! બીજા કોઇએ પણ જોયું નહિ હોય."

પોતાની લાંબી દાઢી મુછોએ સત્યાનાશ વાળેલું જોઇ કંચુકીરાયને ઘણોજ ખેદ થયો. તેણે કહ્યું: "પરવરદેગાર! અમે રાજાઓ! અમારે લાંબી લાંબી રૉફદાર દાઢી મુછ રાખ્યા સિવાય છુટકો થતો નથી. તેથીજ મ્હેં મુખકમળ ઉપર એવાં જાળાં વળગાડી રાખ્યાં છે, તેમાં મ્હારો ઉપાય ચાલે તેમ નથી. રાજ્યનું જોખમ મ્હારા શિર ઉપર ન હોત તો મ્હોં ઉપરનો એ ભાર મ્હેં કયારનોએ હલકો કરી નાંખ્યો હોત! રાજા હોવાથી મ્હારી સુંદરતા ઉપર કલંક રૂપ જાળું મ્હારે રહેવા દેવુ પડયું છે! પ્રભો! એમાં બીજો ઉપાય ચાલે તેમજ નથી."

ખાનસાહેબે કહ્યું: "અરેરે! શયતાન હવે પોતાને રાજા કહેવડાવવા લાગ્યો છે. રાજગાદીમાં જેનું ચિત્ત ભરાઇ રહે છે તેની મુક્તિ થતી નથી. આ શયતાન પણ તેમાંનોજ એક છે. ઓ શયતાન! તું મ્હારો પિચ્છો છોડ. કોઇ હિંદુ રાજાનું એકાદ રાજ્ય હું ખાલસા કરીશ તે વખતે તેની ગાદી જરૂર ત્હને આપીશ, પરંતુ હમણાં તું મ્હને સતાવ નહિ. જા, ત્હારે રસ્તે પડ."

પોતાનું સ્વાગત થવાને બદલે તિરસ્કાર થાય છે અને પોતાને "સુંદરી, રમણી, પ્રિયા, વહાલી, દિલોજાન" વગેરે ગૌરવશાળી વિશેષણો આપી બોલાવવાને બદલે "શયતાન, ભૂત, પ્રેત, પિશાચ" જેવા શબ્દો વડે બોલાવવામાં આવતો જોઇ કંચુકીરાયને મરણવત્ દુઃખ લાગ્યું. તેણે કહ્યું: ખાનસાહેબ! હું શયતાન નથી. હું તો આપનો ચરણરજ દાસ છું. હું તો આપનો ક્ષુદ્ર સેવક છું."

"આવો ભયંકર સેવક?" રણદુલ્લાખાન આશ્ચર્યમાં ગરક થઇ બ્હીતો બ્હીતો બોલ્યો: "હું કોઇ જાદુગર, કાપાલિક કિંવા ઓલિયો નથી. મ્હને

ત્હારી સેવાની જરૂર નથી. તું અહિંથી ચાલ્યો જશે તો મ્હારી સેવા ઉત્તમ પ્રકારે થઇ એવું હું સમજીશ."

"જનાબેઆલી! આપના તાબેદાર કંચુકીરાયનો તિરસ્કાર કરશો નહિ. એને એક વખત આપનાં ચરણમાં સ્થાન આપો."

"કોણ! તું કંચુકીરાય?"

"હા, ખુદાવંદ. હું ધારીરનો રાજા. આપના પવિત્ર ચરણ એક વખત મ્હારા દરબારમાં પડી ચુક્યાં છે તે યાદ હશે."

"હૈં? શું તું ધારીરનો રાજા છે? તું શયતાન નથી?"

ધીમે ધીમે વાદળમાં છુપાયલો ચંદ્ર બહાર આવવા લાગ્યો. ભયને લીધે–અજ્ઞાનને લીધે ખાનસાહેબના મન ઉપર સંશયરૂપી અંધકાર જામી ગયો હતો તે ધીમે ધીમે દૂર થવા લાગ્યો. તે કંચુકીરાયને ઓળખવા લાગ્યો. થોડા સમયમાં તેને ખાત્રી થઇ કે: "જ્યારે હું ધારીર રાજ્યમાં ગયો હતો ત્યારે એજ રાજા કંચુકીરાયે મ્હારાં ચરણની પૂજા કરી મ્હારી આરતિ ઉતારી હતી. આટલી વાર સુધી અંધકારથી ઘેરાયેલું આકાશ, ચંદ્ર ઉદય થવાથી પુનઃ પ્રકાશવા લાગ્યું. રણદુલ્લાખાનના મ્હોં ઉપરથી સંશયની છાંયા નાશ પામી. તે પ્રસન્ન ચિત્તે હસતાં હસતાં બોલ્યો: "કંચુકીરાય! ત્હેં મ્હને જાણી જોઇને બ્હીવડાવ્યો! આવો વિચિત્ર વેશ પહેરવાનું શું પ્રયોજન?"

"માત્ર આપ નામદારની સેવા કરવાનેજ ખાતર. સાર્વભૌમ રાજકર્તા શાહેનશાહ અને તેમના જાતિધર્મ ભાઇઓની સતત સેવા કરવી એજ હું મ્હારૂં પવિત્ર કર્તવ્ય સમજું છું. જે સમયે મ્હારૂં અહોભાગ્ય હોય છે તે સમયેજ આપના જેવાનાં ચરણનો દર્શનલાભ થાય છે. એવે સમયે આપનો આ કંગાલ સેવક આપની સેવા કરવાના કલ્યાણકારક કાર્યથી જરા પણ પાછો હઠતો નથી. ખાનસાહેબની સ્વારી આટલે બધે નજીક છે એવું જાણતાંજ આપની સેવા કરવાની મ્હને તિવ્ર ઇચ્છા થઇ. તે ઇચ્છા મ્હને અત્રે ઘસડી લાવી છે."

"પણ હું અહિં ચંપતરાયનો કેદી થઇ પડયો છું તે સંબંધી જરા વિચાર તો કરવો હતો."

"એવા પ્રકારનો વિચાર અને કલ્પના અમારા દ્રઢ નિશ્ચયમાં વિઘ્ન નાંખે અને સેવા કરવાની સોના જેવી સંધિ ગુમાવવામાં ઉત્તેજન આપે ત્યારે તો પછી અમે દિલ્હી દરબારના ગુલામ શા કામના ? સરદાર સાહેબ ! અમે અમારા માતાપિતાની અને જાતિધર્મની આજ્ઞાઓ અમારા પગ નીચે કહાડી નાંખી શકીએ, પરંતુ દિલ્હી દરબારની આજ્ઞા અમારે શિરોમાન્ય કરવી પડે છે. અમે દેવતાઓનાં પૂજન કદાચ ભૂલી શકીશું, પરંતુ આપની સેવામાં અંતર પડવા દઇશું નહિ. આપની સેવા કરવા માટે અમે મૃત્યુની સાથે બાથંબાથ કરવા તૈયાર થઇએ તો પછી આજના જેવા થોડા ધૈર્ય–સાહસની તો વાતજ શી !"

"રાજાજી! તમે હિંદુઓ શૂરવીર છો. બહાદુર છો !" રણદુલ્લાખાન મશ્કરી કરતો હસવા લાગ્યો. "વારૂં, પણ મ્હારી મુલાકાત લેવામાં આવો સ્ત્રી વેશ પહેરવાની શી જરૂર હતી ! કદાચ તંબુમાં પ્રવેશ કરવા માટે આ યુક્તિ રચી હશે."

"આવો રમણીય વેશ પહેરવાથીજ હું આ તંબુમાં પ્રવેશ કરી શક્યો છું એ વાત ખરી પરંતુ આ પોષાક પહેરી તમારી મુલાકાત લેવામાં એક બીજો મહત્ત્વનો ઉદ્દેશ પણ હતો."

"તે કયો વારૂં ? મ્હને બ્હીવડાવવાનો ઉદ્દેશ તો ન હતો !"

"સાર્વભૌમ રાજાઓ અને તેમના જાતભાઇઓને હું એક સરખા પૂજ્યનીય અને સન્માનપાત્ર સમજું છું. તે અમારા કરતાં ઘણા ઉચ્ચ દરજ્જાના છે. તેઓની યોગ્યતા અદ્વિતીય છે. તેમની શ્રેષ્ઠતા અવર્ણનીય છે. બલ, સંપત્તિ, ઐશ–આરામ, ભોગવિલાસ, એ પ્રત્યેક વિષયમાં તેઓ અમારા કરતાં અધિક છે. તેથી તેમની પાસે જતી વખતે તેમના જેવો પોષાક પહેરી, ઉંચે મસ્તકે, ગર્વિષ્ઠ મુખે અને પુરૂષ જેવા અભિમાનથી જવું એ તેમનું અપમાન કરવા જેવુંજ હું સમજું છું. અમારે ગર્વ કરવો, અમારે મુછોના આંકડા ચઢાવી અક્કડાઇથી વર્તવું, અને અમારે શ્રીમંત કહેવડાવવું, પણ તે કોની આગળ ? નિર્બળ, ગરીબ અને અજ્ઞાન પ્રજાજનો સમક્ષ તેમ કરવાની જરૂર છે. વૈભવશાલી યવન સત્તા આગળ કિંવા તેમના જાતિભાઇ

યવનો સમક્ષ અમારે ગર્વ, અક્કડાઇ કે શ્રીમંતપણું તદ્દન ભૂલી જવું જોઇએ. પુરૂષનો પહેરવેશ પણ ખરેખર અહંકાર દર્શાવે છે. તે અક્કડાઇનો નિરર્થક અને શ્રીમંતપણું દર્શાવનારો—વ્યર્થજ છે ! એવો પહેરવેશ પહેરી તમારા જેવા મહાન યવન સરદારને મળવા આવવું એ પણ એક પ્રકારનો મ્હોટો અપરાધજ હું માનું છું. યવન સત્તાનું સન્માન જાળવવા માટે, સુલ્તાની સત્તાનો જયજયકાર કરવા માટે, અલ્લાહના રાજ્યનાં યશોગાન ગાવા માટે, પ્રત્યેક હિંદુએ જ્યારે પણ યવનો સાથે પ્રસંગ પડે ત્યારે સ્ત્રીઓની પેઠે નમ્ર થઇને, જાણે તેમની પત્ની હોય તેવા આજ્ઞાધારક થઇને અને પાળેલાં પશુઓની પેઠે પુંછડી હલાવીને અને સ્ત્રીઓની પેઠે પરતંત્ર, પરાવલંબી અને પરોપજીવી થઇનેજ વર્તવું જોઇએ. એટલુંજ નહિ પણ તેમણે પોતાનો અહંકારદર્શક, કઠોર પુરૂષ-વેશ ત્યાગ કરી નમ્ર, રમણીય સ્ત્રી-વેશ ધારણ કરી તેમની સમક્ષ આવવું જોઇએ, એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે. અમે નિર્બળ છીએ, અમે નિઃસત્વ છીએ, અરે ! સ્ત્રીઓની સ્ત્રીઓ છીએ, ત્યારે પછી પ્રસંગ આવે ત્યારે અમારે સ્ત્રી-વેશ ધારણ કરવામાં શા માટે પાછું જોવું જોઇએ ? અમે સ્ત્રી-વેશ પહેરીએ છીએ તે વખતે પુરૂષોના પોષાક જેવો અહંકાર અને અક્કડાઇ નાશ પામી સ્ત્રીઓના જેવી લજ્જા અને નમ્રતા ઉત્પન્ન થાય છે. શરીરનું કઠોરપણું નમ્ર થઇ વિનય આવે છે, બાળક જેવી નર-ચેષ્ટા નાશ પામી તેને બદલે સ્ત્રીઓના જેવા મોહક હાવભાવ દ્રષ્ટિગોચર થાય છે, અને પ્રથમ મનુષ્યોને તે જેટલો ગમતો નથી તેટલોજ પછીથી પસંદ પડે છે. અરે સ્ત્રી-વેશ ધારણ કરેલા પુરૂષ ઉપર બધા પ્રેમભાવ દર્શાવે છે ! સ્ત્રી-વેશ ધારણ કરવામાં એટલો બધો ગુણ છે. જો કે અત્યાર સુધી હિંદુ રાજસત્તા-ધારક પુરૂષો પાસે જતી વખતે હિંદુ પુરૂષોએ સ્ત્રીનો વેશ પહેરીનેજ ત્યાં જવાનો રિવાજ પડયો નથી, તેથી હું નિત્ય તેવું વર્તન રાખી શકું એમ નથી. પરંતુ જ્યારે જ્યારે મ્હારે આજની પેઠે એકાંત સેવા બજાવવાનો વખત આવશે ત્યારે મ્હારે આવોજ વેશ ધારણ કરવો એવો મ્હેં નિશ્ચય કર્યો છે.”

“ત્હારો નિશ્ચય ધન્યવાદને પાત્ર છે. વારૂ, પણ આજે ત્હેં કયા પ્રકારની સેવા બજાવવાનો નિશ્ચય કર્યો છે ?” ખાને પ્રશ્ન કર્યો.

"આપની કંઇક પણ સેવા કરવી એજ ઉદ્દેશ."

"તું મ્હારી સેવા કયા પ્રકારે કરશે ?"

"આખા દિવસના થાકથી દુઃખતા આપના પગ દાબ–"

"મૂર્ખ !"

"કેદખાનામાં પડવાથી આપનું માથું દુઃખતું–"

"બેવકુફ !"

"યુદ્ધ કરતાં શ્રમ થયેલો તેથી શરીર કળતું હો–"

"ગધેડો !"

"બીબીસાહેબ પાસે નહિ હોવાથી મનને આનંદ ન--"

"ઓ બેવકુફ કંચુકીરાય! બસ કર !" રણદુલ્લાખાન ગરમ થઇ જઇ બોલ્યોઃ "ત્હારૂં બેવકુફી ભરેલું, મૂર્ખતા ભરેલું બોલવું બંધ કર. મ્હને હમણાં એવી સેવાની જરૂર નથી, અને તે પણ ત્હારા જેવા વૃદ્ધ અને પુરૂષ પાસે હું એવી સેવાઓ કરાવતો નથી."

કંચુકીરાયના શરીર ઉપર જાણે વિજળી પડી !

"સાંભળ ! આમ પિશાચના જેવું મ્હોં કર નહિ. ત્હારા સ્હામું જોતાં તું શયતાન હોય એવું મ્હને પુનઃ જણાય છે. સાડીના છેડા વડે ત્હારૂં બ્હીઆમણું વૃદ્ધ મ્હોં ઢાંકી દે." રણદુલ્લાખાને જરા આંખો ચઢાવી આજ્ઞા ફરમાવી.

કંચુકીરાયે લાંબો ઘુમટો તાણ્યો.

"સારૂં કર્યું. લાંબા કાન માત્ર સાંભળવા માટે બહાર રહેવા દે. ડગમગતા ડોળા લુગડાની અંદર રહેશે તો હરકત નથી. સાંભળ. તું એક રાજા છે. ધારીરનો અધિપતિ છે. પાંચપચાશ માણસો સાથે આ તંબુ ઉપર હુમલો કર્યો હોત અને અમારો છુટકારો કર્યો હોત તો ત્હેં અમારી સેવા ઉત્તમ પ્રકારે કરી એવું હું સમજત, પણ તેટલી યોગ્યતા, તેટલી શૂરવીરતા, તેટલું સાહસ ત્હારા શરીરમાં નથી. તું જનાનખાનામાં ઉછરેલો સ્ત્રીઓનો દલાલ, સ્ત્રીઓનો મિત્ર, બાયલો, હિજડો છે! ત્હારે હાથે વીર પુરૂષના જેવું કામ ક્યાંથી થાય ? કેમ કંચુકીરાય, ખરૂં કે ?" ખાને તેના ગુણનું સ્પષ્ટિકરણ કર્યું.

"નિસંશય, તદ્દન ખરૂં." નિર્લજપણે કંચુકીરાયે કબૂલ કર્યું. તે બોલ્યો: "સરદાર સાહેબે મ્હારા સ્વભાવની બરાબર પરીક્ષા કરી છે. એથી હું મ્હારી જીંદગીને ધન્ય માનું છું. ખરેખર, બાદશાહ અને તેમના સત્તાધારીઓના જેવા ગુણ પરીક્ષક આખા જગત્માંથી કદી પણ મળશે નહિ. સરદાર સાહેબ! અમારી સ્ત્રીઓએજ અમને સ્ત્રીઓ કહેવી જોઇએ, એટલા બધા અમે બાયલા, નામર્દ થયા છીએ. અમારે હાથે હુમલો શી રીતે થાય? એ શિવાય બીજી કોઇ પણ સેવાનું કામ સોંપો, અને પછી જુવો કે તમારા અંતઃપુરની સ્ત્રીઓ કરતાં તે કામ વિશેષ કુશલતાથી થાય છે કે નહિ? માત્ર યુદ્ધ કરવાની વાત ઉંચી મૂકો."

"વારૂં, નિશાની દાખલ આ કટાર લે—"

રણદુલ્લાખાને આગળ ધરેલી કટાર લઇ કંચુકીરાયે તેને સપ્રેમ ચુંબન કર્યું.

"આ કટાર હું તને બક્ષીસ આપતો નથી. અણીને પ્રસંગે ઉપયોગી થઇ પડે તેટલા માટેજ હું એને જીવથી બધારે સંભાળું છું. ચંપતરાય અને તેના સેવકોની નજરે પડવા દીધી નથી, પરંતુ હમણાં તે મ્હારી પાસે રાખવા કરતાં ત્હારી પાસે રહેવા દેવી મ્હને વિશેષ શ્રેયસ્કર જણાય છે. દિલ્લીના દરબારમાં તો શું પણ રજવાડામાં અને જ્યાં સૂર્યનો પ્રકાશ પ્રવેશ કરી શકતો નથી, જ્યાં બાદશાહ અને તેમના વિશ્વાસુ રાજવંશી કુટુંબીજનો શિવાય બીજાં મનુષ્યો કદી પણ જઇ શકતાં નથી અને કદાચ ત્યાં કોઇ પ્રવેશ કરે છે તો પછી તે આ લોકમાં ઘણો થોડો સમયજ જીવતાં રહે છે. એવા ખાસ જનાનખાનામાં જો આ કટાર ત્હારી પાસે હશે તો ત્યાં સરલતાથી પ્રવેશ થશે, અને તેટલીજ સરલતાથી ત્યાંથી બહાર નીકળી શકાશે."

કંચુકીરાય આશ્ચર્ય ચકિત થયો. રણદુલ્લાખાનના શબ્દો ઉપર તેને વિશ્વાસ બેઠો નહિ.

"જાણે ચિત્તભ્રમ થયું હોય તેમ શું જુવે છે? મ્હારા કહેવા ઉપર અવિશ્વાસ? બરાબર આંખો ઉઘાડ અને કટારની મુઠ આગળ જો એટલે હું જે કહું છું તેની ખાત્રી થશે."

કંચુકીરાયે બારીકાઇથી કટાર સ્હામે જોયું. તેના મનની સંપૂર્ણ ખાત્રી થઇ.

તેણે કહ્યું: " સરદાર સાહેબ ! આ કટારનો મ્હારે શો ઉપયોગ કરવો ? "

" આ નિશાનીની કટાર લઇ જવાથી તું દિલ્હીના દરબારમાં પ્રવેશ કરી શકશે. ત્યાં જઇને, અલ્લાએ ફરમાવેલું પવિત્ર કર્તવ્ય કરવાની હું તૈયારીમાં હતો અર્થાત્ વિંધ્યવાસિની દેવીના મંદિરનો દેવીસહિત નાશ કરવાની તૈયારીમાં હતો તે સમયે ચંપતરાયના ઉચ્છૃંખલ પુત્રે મ્હને કેવી રીતે કેદ કર્યો અને તેમ થવાથી દિલ્હીની બાદશાહી સત્તાનું કેવું અપમાન થયું તે તેમને સવિસ્તર કહેજે, અને એમ પણ કહેજે કે: પોતાના ઉચ્છૃંખલ પુત્રને શિક્ષા કરવાનું છોડી દઇને ચંપતરાયે મ્હને કેદી કર્યો છે અને દિલ્હીદરબાર તરફથી હિંદુઓનાં દેવાલયોનો ભવિષ્યમાં વિધ્વંશ થશે નહિ, એવું વચન મળ્યા શિવાય મ્હારો છુટકો થશે નહિ. એવો ચંપતરાયનો નિશ્ચય છે. આવતી કાલે તે મ્હને મહોબા લઇ જઇ ત્યાંના કિલ્લામાં કેદ કરશે."

" એટલું કહેવાથી આપનો છુટકો થશે ખરો વારૂં ? "

" તેની ત્હને શી ચિંતા ? દિલ્લી દરબારને પોતાની આબરૂનું અભિમાન છે. તું ત્હારૂં કર્તવ્ય દક્ષતાથી બજાવ એટલે થયું."

" સરદાર સાહેબની આજ્ઞા શિર માન્ય છે. અવી અલ્પ સેવા કરવાની મ્હને તક આપી તે માટે હું આપ નામદારનો અત્યંત ઋણી છું." એમ કહી કંચુકીરાયે પુનઃ તે કટારીને ચુંબન કર્યું, અને વસ્ત્રમાં સંતાડી દીધી,

" કેમ ! કંચુકીરાય ! " રણદુલ્લાખાને સ્મિતહાસ્ય કરી કહ્યું: " તમારા હિંદુ લોકોના નશીબમાં જરા પણ ડહાપણ કે બુદ્ધિ લખાયલીજ નથી કે ? તમે ગુલામગીરી કરો છો તે તો ઠીક પણ આટલા બધા દિવસના અભ્યાસથી તે પણ તમને બરાબર કરતાં આવડતું નથી એ શું ? બધા હિંદુઓ અને તેમાં પણ તમે હિંદુ રાજાઓ એટલા બધા મૂર્ખ શા માટે ? "

" બાદશાહી સેવામાં કયા પ્રકારની ખામી આવી ? શું ગુલામોથી કોઇ અપરાધ થયો છે ? " કંચુકીરાય ગભરાતો ગભરાતો બોલ્યો.

"તમે રાજા શેના ? મરતી વખતે રાજગાદી મેળવવાની ઇચ્છા રાખનાર શયતાનો આજે પોતાને હિંદુ રાજાઓ કહેવડાવે છે ! શી તમા અક્કલ ? તમારી પાસે જો બુદ્ધિમાન દિવાન કે અમાત્ય ન હોય તો ત માટીના પૂતળા જેવાજ ! તેમની સલાહને લીધેજ તમે નામના રાજા ક વાઓ છો ! તેમને લીધેજ તમારી રાજગાદી શોભે છે ! તમને કયું વિશેષ આપવું તે મ્હને સમજાતું નથી. ગધેડાંઓ ભાર ઉંચકી એકથી બી ઠેકાણે લઇ જાય છે તે વિશેષણ આપું તો કંઇક શોભે ખરૂં ! એ તમારામાં વિશેષ અક્કલ મ્હને તો જણાતી નથી ! નિશાનીની કટાર લીધ શું કહેવું તે બધી હકીકત સાંભળી લીધી, પણ તે કોને કહેવી તે સંબં તો તેં એક શબ્દ પણ મ્હને પૂછ્યો નહિ ? એ તે ત્હારી કેવી બુદ્ધિ !

"સરદાર સાહેબ ! મ્હને તમે દિલ્લી દરબાર સંબંધી એટલો બ અજાણ્યો સમજશો નહિ. આ કંચુકીરાયે ત્યાં લાગલાગટ ત્રીશ વર્ષ કાઢ છે. આપનો સંદેશો ખુદ શહાનશાહ આલમગીર બાદશાહને કાને પહોંચ ડવો છે બીજું કંઇ ?"

"મૂર્ખપણું–ગદ્ધાપણું કહે છે તે આનેજ ! આલમગીર બાદશાહ આ મરણના મુખમાં પડયા છે. તેમની માંદગીમાં તેમની બ્હેન–શાહજહાં બા શાહની પ્રિય કન્યા રોશનઆરા બેગમની દેખરેખ નીચે તેમની સે ચાકરી થાય છે. રોશનઆરા બેગમની સેંકડો તાતારી બાંદીઓ બાદશ હની પાસે હથિયાર સાથે પહેરો ભરે છે. તેની પાસે જવાથી શું ફળ ત્હારે રોશનઆરા બેગમને જઇ મળવું જોઇએ. તેનેજ સર્વ હકીકત કહેવ તે આજે દિલ્લીની એક પ્રકારની બેગમજ છે. માત્ર તેને રાજ્યાભિ થયો નથી એટલુંજ બાકી છે. દરબારનું સર્વ કામ તેની આજ્ઞાથીજ ચા છે. બાદશાહનો સિક્કો અને મોહોર તેનાજ તાબામાં છે. તેજ મ્હા છુટકે કરશે, જા."

"સરદાર સાહેબ !" કંચુકીરાયના મનમાં ઘણુંએ કહેવાની ઇચ્છા હતી પરંતુ તે બધું મનમાં ને મનમાંજ રહ્યું. એટલામાં ચંપતરાયનો કડ શબ્દસ્વર તેને કાને પડયો.

" ખબરદાર ! " ચંપતરાય વેગળેથીજ બૂમ પાડી ઉઠયો, " એક શબ્દ પણ મ્હોમાંથી બહાર કાઢયો તો ત્હારી જીભ સાથે શરીરના કટકેકટકા કરી નાંખીશ. ચંપતરાયની છાવણીમાં આવી આવો વિશ્વાસઘાત, દગલબાજી અને રાજદ્રોહ કરે છે ? સૌભાગ્યસિંહ ! આ દુષ્ટ સ્ત્રીને કોના હુકમથી તંબુમાં જવા દીધી ? "

" મહારાજ ! ક્ષમા કરો. " સૌભાગ્યસિંહ બ્હીતો બ્હીતો બોલવા લાગ્યો, પરંતુ ચંપતરાયે તેને આગળ બોલવા દીધો નહિ. તેણે કહ્યું: " તમારાં કારણો પછીથી સાભળીશ. પ્રથમ આ દુષ્ટા કુલટા વૃદ્ધ સ્ત્રી કોણ છે, અને એણે અહિં શા કારણથી પ્રવેશ કર્યો છે તે મ્હારે જાણવુંજ જોઇએ. એને અહિં આવ્યે એક કલાકેક થયો હશે. કયારની શી ગડબડ ચાલી રહી છે તેનોજ હું શોધ કરતો હતો. ઓ દુષ્ટા ! તું કોણ છે ? "

કંચુકીરાય ઉત્તર દેવા તલ્પી રહ્યો હતો પરંતુ તેના મુખમાંથી એક પણ શબ્દ ફુટતો નહિ.

" એ એમ નહિ બોલે. " ચંપતરાયે કહ્યું: " સૌભાગ્યસિંહ ! એને બોલવાની ફરજ પાડ. "

સૌભાગ્યસિંહ આગળ ધસ્યો, એટલે કંચુકીરાય ડચકાં ખાતો ખાતો બોલવા લાગ્યો: " ચંપતરાય ! એ તો હું કંચુકીરાય. ધારીરનો રાજા. મ્હને ના ઓળખ્યો ? "

સર્વેને ઘણું આશ્ચર્ય લાગ્યું. સર્વનાં આશ્ચર્યપૂર્ણ નેત્રો ધારીરના રાજા તરફ અને તેના વિચિત્ર પહેરવેશ તરફ વળ્યાં. રણદુલ્લાખાન ચિંતાતુર નેત્રે જોતો ઉભો હતો.

અંતે ચંપતરાયે કહ્યું: " તુ રાજા શેનો ? ત્હને રાજા કોણ કહે ? રાજગાદીની ઇચ્છા રાખી પૂર્વજન્મે મરણ પામેલો તુ એક શયતાનજ છે ! કોઇ એક રાક્ષસજ છે !

ચંપતરાયનું કહેવું રણદુલ્લાખાનને યોગ્ય જણાયું.





## પ્રકરણ ૪ થું.

### પિતા-પુત્ર.



પૂર્વ દિશાના એક ઉચ્ચ શિખરની પાછળ ઉભા રહી સૂર્યનારાયણ ભગવાન પોતાનાં અનંત બાળકો તરફ સપ્રેમ દૃષ્ટિપાત કરતા હતા. અતિશય પ્રેમભાવને લીધે તેમના નેત્રમાંથી ઉત્પન્ન થયેલાં અશ્રુબિંદુઓ જાણે સ્વર્ગ લોકનું અમૃત હોય અને તે નાના પ્રકારનાં બાળકોને નૂતન તેજ અર્પણ કરતા હોય તેમ જણાતું હતું. પોતાના પિતાનો આગમનકાળ સમીપ જાણી સર્વ વનસ્પતિઓ આનંદમાં નૃત્ય કરતી પિતાની વાટ જોવા લાગી હતી. પુષ્પ લતાઓએ હાસ્યભરિત વદનથી, ફળવૃક્ષોએ નમ્રતાથી અને અન્ય વનસ્પતિએ અત્યંત પ્રેમભાવથી, પોતાને નૂતન તેજ અર્પણ કરનાર પોતાના પિતા સામું જોયું, એટલે વિશ્વરૂપી તંબુનું આકાશરૂપી આચ્છાદન દૂર ખસેડી દઇ તેમનો પ્રેમલ પિતા તેમના સમક્ષ ઉભેલો તેમની દૃષ્ટિએ પડયો.

યુવરાજ દલપતરાય આ સમયે જાગ્રત થયો હતો. તેણે નેત્ર ઉઘાડી આસપાસ દૃષ્ટિ ફેરવી, તો તેનો પિતા તેના તરફ સપ્રેમ દૃષ્ટિએ જોતો શય્યા પાસે ઉભેલો જણાયો અને હિરાદેવી નિર્જીવ પુતળીની પેઠે થોડે વેગળે ઉભેલી જણાઇ. એ જોઇ યુવરાજને અત્યંત આનંદ અને આશ્ચર્ય બન્ને ઉત્પન્ન થયાં. તે શય્યા ઉપરથી એકદમ ઉઠયો અને પિતાના ચરણમાં પ્રણામ કર્યા. તેનો હાથ ઝાલી ઉભો કરતો સભાકરણ ગદ્ગદ્ કણ્ઠે બોલ્યો: "ઉઠ, વત્સ દલપત, ઉઠ મ્હને એક વખત દૃઢ આલિંગન આપ."

"પિતાજી! હું કેવો ભાગ્યશાળી!" દલપત વિનયપૂર્વક બોલ્યો. "તમે આજે મ્હારૂં જીવન સાર્થક્ય કર્યું. પ્રાત: સમયે ઉઠતાંજ તમારા પવિત્ર દર્શનનો અલભ્ય લાભ થયો. વિંધ્યવાસિની માતાના હજાર વખત

દર્શન કરવાથી મ્હને જે આનંદ થાત નહિ તે આજે તમારાં દર્શનથી થયો છે. પિતાજી ! મ્હારાં પૂર્વનાં પુણ્ય આજે ઉદય પામ્યાં એવું હું સમજું છું."

"દલપત! હજી તું મ્હારો ખરો મનોભાવ જાણતો નથી. સદ્ગુણ, સત્કર્મ અને વિવેકબુદ્ધિને પ્રહાર કરવા જેવી મ્હારી અનીતિરૂપી વિષવત્ જ્વાળા વડે મ્હારૂં હૃદય ભડભડ બળી રહ્યું છે. પાપકૃત્યો મ્હને મનુષ્યની પંક્તિમાંથી ઉંચકી પિશાચની પંક્તિમાં ધકેલી દે છે. આજે બુંદેલખંડમાં પ્રથમનો સભાકરણ વિચરતો નથી પણ પિશાચરૂપી બીજોજ સભાકરણ પોતાનાં દુષ્કૃત્યો કરી રહ્યો છે. મ્હારા જેવા પિશાચ વૃત્તિના મનુષ્યને ત્હારા જેવો દૈવી ગુણનો અધિકારી મનુષ્ય વ્યર્થ મહત્વ આપે એ યોગ્ય નથી."

"પિતાજી ! તમે એ શું બોલો છો ?" દલપતે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

"જે સત્ય છે તેજ કહું છું. આજ પર્યંત આ સભાકરણ કેવાં કૃત્ય કરતો આવે છે તે તું ક્યાં નથી જાણતો? મ્હારા વર્તનમાં ત્હને મનુષ્યનો કોઇ અંશ જણાય છે ખરો? પિશાચોને પણ ભય લાગે, તેમને તિરસ્કાર ઉપજે, એવાં નીચ કૃત્ય કૃત્યો કરવાં એજ મ્હારૂં નિત્ય કૃત્ય થઇ પડયું છે! ચંપતરાય જેવો શૂરવીર, બુંદેલાઓને ઐહિક સ્વર્ગની-સ્વતંત્રતાની-પ્રાપ્તિ કરાવી આપવા માટે નિત્ય યત્નો કરી રહ્યો છે. તેને મદદ કરવાનું મૂકી વજ્રદેહ ધારણ કરી શત્રુઓ જોડે યુદ્ધ કરી તેમને ભારતવર્ષમાંથી ન્હસાડી દેવાનું મૂકી, આ સભાકરણ-નહિ, નહિ, પ્રથમના તરૂણ સભાકરણનું મુડદુ તેનાં ઉદાર-પરોપકારી-કાર્યમાં બને તેટલાં વિઘ્નો નાંખવાના પ્રયત્ન કરે છે. સર્વ બુંદેલાઓને ગુલામગિરીના ઉંડા નરક સ્થાનમાં ખેંચી લઇ જવા એજ મ્હારો અંતિમ ઉદ્દેશ્ય થઇ પડયો છે, ત્યાં પછી બંધુદ્રોહ, દેશદ્રોહ અને ધર્મદ્રોહ જેવાં કેટલાં ભયંકર કૃત્યો કરવાં પડતાં હશે તેની કલ્પના સુદ્ધાં ત્હારા જેવા પવિત્ર આચરણના તરૂણને નહિ હોય ! તું ત્હારા સદ્ગુણરૂપી સૌગંધ વડે આ લોકમાં સ્વર્ગ સમાન સુખ ભોગવ. ત્હારાં ઉદાર-પરોપકારી-દેશાભિમાની કૃત્યો વડે બુંદેલાબંધુઓને સ્વર્ગીય સુખનો લાભ અપાવ અને ત્હારા પવિત્ર આચરણ વડે સ્વર્ગનાં માંગલ્યમય સુખો આ

લોકમાં ખેંચી લાવ. મ્હારા જેવ પાપકુંડમાં સડતા અમંગલ કીડા તરફ ત્હારે દ્રષ્ટિપાત પણ ન કરવો. મ્હારી એજ ઇચ્છા છે."

"પિતાજી !" યુવરાજ દલપતરાયે કમ્પતે સ્વરે કહ્યું: "તમારા સદ્‌ગુણનું કિંચિત્ પણ પ્રતિબિંબ મ્હારા હૃદયમાં નથી. જેમ નક્ષત્રરાજ પાસે એક ક્ષુદ્ર નક્ષત્ર જણાય તેમ આપના સર્વ સદ્‌ગુણ આગળ મ્હારા વર્તનની સ્થિતિ છે. પિતાજી ! આપની મેળે દોષ વ્હોરી લેશો નહિ. આપની જાતે પાપી કહેશો નહિ. આપના કેટલાક સદ્‌ગુણ અત્યંત પ્રશંસનીય છે."

"એવું અસત્ય બોલતો નહિ." સભાકરણે જરા ગુસ્સામાંજ કહ્યું: "ત્હારા નેત્ર ઉપર પિતૃ પ્રેમનો પડદો આવ્યો છે, તે દૂર ખસેડી નાંખ અને પછી મ્હારા સ્હામું જો. ત્યારેજ સ્નેહરસથી ઠરી ગયેલાં ત્હારાં નેત્રો શુદ્ધ અને ચંચળ થશે. મ્હારામાં સદ્‌ગુણ છે; એવુંજ તેં કંઇક કહ્યું ને ? સદ્‌ગુણ અને મ્હારા વચ્ચે ક્યારનોએ વિયોગ થઇ ગયો છે. બંધુદ્રોહ કરનારને, બંધુઓનું અપમાન કરવામાં અને તેમને અનેક પ્રકારનાં દુઃખ અપાવવામાં સર્વ સુખ માનનારને, બંધુઓનું સત્યાનાશ કાઢવામાં પોતાનું જીવન સાફલ્ય માનનારને, સદ્‌ગુણની કિંમત કેટલી ? પોતાના ધર્મનું પગલે પગલે થતું અપમાન સહન કરવા છતાં જેનું મન જરાયે દિલગીર થતું નથી અને જે સુખેથી તે જોયાં કરે છે, પોતાના ધર્મના દ્વેષીઓની મદદ લઇ પોતાના ધર્મને પગ નીચે કચડી નાંખવામાં જેને આનંદ જણાય છે, અને પોતાના ધર્મનું ખંડન જેના નેત્રમાંથી દુઃખનાં આંસુ કઢાવવાને બદલે આનંદનાં આંસુ વહેવડાવે છે તેવા પાપી મનુષ્યને સદ્‌ગુણની શી કિંમત ? હા, હું એક વખત સદ્‌ગુણી હતો. દેશાભિમાની હતો, દેશના કલ્યાણને માટે મ્હારો આત્મા એક વખત તડફડતો હતો. બુંદેલાઓને સ્વતંત્રતા મળે એવા દિવ્ય વિચારો વડે એક વખત મ્હારૂં હૃદય પ્રકાશમાન થઇ રહ્યું હતું, પરંતુ તે વખતે હું પેલા દેશાભિમાની ચંપતરાયનો મિત્ર હતો. ચંપતરાય અને સભાકરણ એ બન્ને, રાષ્ટ્રનું અંત્તિમ ધ્યેય આલોકનો મોક્ષ સ્વતંત્રતા, બુંદેલાઓને પ્રાપ્ત કરાવી આપનાર છે એવું જનસમાજને લાગતું હતું, પરંતુ દેશનું તેવું મહદ્ ભાગ્ય ક્યાંથી હોય ? આગળ જતાં થોડા વખતમાંજ હું

ચંપતરાયને મ્હારો શત્રુ જાણવા લાગ્યો. દ્રષ્ટિમર્યાદામાં આવેલી સ્વતંત્રતાને વેગળી ફેંકી દઇ મ્હારે મ્હારા પ્રયત્નની દિશા બદલવી પડી. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે ધસતા બન્ને હાથને ગુલામગીરીને દ્રઢ બાથ ભરવાની આજ્ઞા કરવી પડી. સ્વતંત્રતા દેવીનું સ્વર્ગીય સૌંદર્ય જોઇ આનંદ પામતાં નેત્રોને ગુલામગીરીના રાક્ષસી રૂપ તરફ જોવું પડયું, અને સ્વતંત્રતાનો કર્ણમનોહર સ્વર સાંભળવાનું છોડી દઇ ગુલામગીરીની ભયંકર બુમો અને શોકપ્રદ ચીસો સાંભળવી પડી. દલપત! હું પણ એક વખત ત્હારી પેઠે પવિત્ર આચરણનો, પરોપકારી, અને ઉદાર મહત્વાકાંક્ષાવાળો તરૂણ શૂરવીર હતો."

"ત્યારે પછી વર્તનની દિશા બદલવાનું શું કારણ? ચંપતરાય સાથે મિત્રતા રાખી સ્વતંત્રતાનો લાભ કેમ લીધો નહિ?" દલપતરાયે વચમાંજ પ્રશ્ન કર્યો.

"તે સ્વર્ગીયસુખનો રસસ્વાદ લેવાનું મ્હારા ભાગ્યમાં નહોતું. થોડા સમયમાંજ સ્વતંત્રતાનો મનોહર ચંદ્ર ઉદય પામી સર્વ પ્રાણી માત્ર ઉપર અમૃત સિંચન કરવાની તૈયારીમાં હતો એટલામાં સ્વચ્છ આકાશમાં વાદળાં જણાવા લાગ્યાં. થોડા સમયમાંજ કાળાં વાદળાંએ સમસ્ત આકાશને આચ્છાદન કરી દીધું. એક તરફથી કાળાં વાદળાંએ અને બીજી તરફથી દુષ્ટ રાહુએ સ્વતંત્રતારૂપી ચંદ્રને ગ્રહણ કરવાની શરૂવાત કરી! બસ, થઈ ચૂક્યું. તુરતજ ચારે તરફ ગુલામગીરીનો કાળો અંધકાર પ્રસરી ગયો! તે અંધકારમાં ભટકનારાં અનેક ભૂત પિશાચોનું અગ્રેસરપણું મ્હારા હાથમાં લઇ, અંધકારનું સ્વરૂપ બને તેટલું ભયંકર કરવા હું તત્પર થઇ ગયો."

"પિતાજી! અંધકારનો નાશ કરવાનું વેગળું મૂકી તમે તે વધારવા માટે કેમ યત્ન કરો છો? ગુલામગીરીનો નાશ કરવો એ તો તમે કલ્યાણકારક માનો છો તો પછી તમે તેનાજ નાદે કેમ લાગ્યા છો?"

"ચંપતરાય ઉપર વૈર લેવા માટે, ચંપતરાયના પ્રયત્નો તોડી પાડવા માટે, ચંપતરાયનું માન ખંડન કરવા માટે, અને મ્હારી પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે મ્હેં ગુલામગીરીની લગામ સ્વિકારી છે. હું ગુલામ બનીશ, મ્હારા દેશ બંધુઓને ગુલામ બનાવીશ અને સમસ્ત બુંદેલખંડને ગુલામ-

ગીરીની બેડીમાં જકડી નાંખીશ પરંતુ ચંપતરાયનો અને તેણે સ્વીકારેલા કાર્યનો નાશ કરીશ, એજ મ્હારી પ્રતિજ્ઞા છે.”

“કેવી ભયંકર પ્રતિજ્ઞા!” યુવરાજ દલપતરાયે આશ્ચર્ય પામી કહ્યું. તે પુનઃ બોલ્યોઃ “એવા ભયંકર શબ્દોને પ્રતિજ્ઞા કહી શકાય નહિ. પ્રતિજ્ઞા તો દેશનો ઉદ્ધાર કરવાની, ધર્મનું પ્રતિપાલન કરવાની કિંવા અનાથનું રક્ષણ કરવાની થઇ શકે. દેશ ઉપર, ધર્મ ઉપર અને આપણા પ્રિય દેશબંધુઓ ઉપર શસ્ત્ર ઉગામવાં એ તો મહાન પાપ છે. તે પાપરૂપ કોદાળીને પ્રતિજ્ઞાના હાથામાં બેસાડવાથી ભયંકર હથિયાર થઇ પડે!”

“એ બધું હું સમજું છું.” સભાકરણે ગંભીરમુખે કહ્યું: “તે પ્રતિજ્ઞાનો દિવસ મ્હારી દ્રષ્ટિસમક્ષ આજે સાક્ષાત્ ઉભો છે. હિરાદેવી જેમ આજે પત્થરની પુતળી પેઠે ઉભી છે તેજ પ્રમાણે તે દિવસે પણ ઉભી હતી. એક ક્ષણમાંજ હું મનુષ્યનો પિશાચ થઇ ગયો હતો. મ્હારા બાહુમાં ફરકતું શૌર્યવીર્ય, મ્હારા મનમાં રહેલું ધૈર્ય અને મ્હારા શબ્દમાં રહેલો નિશ્ચય, મેં સ્વતંત્રતાદેવીને મનપૂર્વક અર્પણ કર્યાં હતાં. ત્યાંથી તે સર્વ પાછાં ખેંચી લઇ ગુલામગીરીના ચરણમાં અર્પણ કરવાની મ્હને ફરજ પડી. પ્રથમની પેઠે હમણાં પણ મ્હારી તરવાર મ્યાનમાં નિદ્રાવશ થઇ પડી નથી, પ્રથમની પેઠે હમણાં પણ મ્હારૂં શૌર્ય મ્હને મોજશોખ કરવા દેતું નથી, પ્રથમની પેઠે હમણાં પણ મ્હારા નિશ્ચય મ્હારા મનમાં ને મનમાંજ સમાઇ જતા નથી. મ્હારી તરવાર, મ્હારૂં શૌર્ય અને મ્હારો નિશ્ચય એ પ્રથમની પેઠેજ ગતિમાન રહ્યું છે. મ્હારી તરવાર પ્રથમના જેટલુંજ રક્તપાત કરે છે! મ્હારૂં શૌર્ય પ્રથમના જેટલોજ રક્તપાત કરે છે! મ્હારો નિશ્ચય પ્રથમના જેટલીજ રક્તની નદીઓ વહેવડાવે છે! પરંતુ તે રક્ત કોનું? તે રક્ત માત્ર મ્હારા પ્રિયતમ દેશબંધુઓનું! અરેરે દલપત! મ્હેં દેશદ્રોહ કર્યો છે! બંધુદ્રોહ કર્યો છે! મ્હારા જેવા પાપી પિતાના ઘરમાં રહેવું ત્હને સારૂં લાગે છે કે? મ્હેં જેમ મ્હારા આયુષ્યને એળે ગુમાવ્યું તેમ ત્હારા આયુષ્યને પણ નિરર્થક ગુમાવવું ત્હને યોગ્ય લાગે છે કે? મ્હારા જેવા દુષ્ટ શયતાન પાસે ઉભા રહેવાથી ત્હને શો ફાયદો મળશે?”

"પિતાજી! પ્રતિજ્ઞાને લીધેજ તમારે હાથે એવાં દુષ્કૃત્યો થાય છે એમ તમે માનો છો ત્યારે પછી તેવી પ્રતિજ્ઞાનો ત્યાગ કરતા નથી તેનું શું કારણ?" દલપતે નમ્ર સ્વરે કહ્યું.

"પ્રતિજ્ઞાનો ત્યાગ!" સભાકરણે ગુસ્સામાંજ કહ્યું: "ત્હારા મુખમાંથી એવાં નવાઇ જેવાં વચનો નીકળશે એમ હું ધારતો નહોતો. તું આ સભાકરણનો પુત્ર છે. મ્હારા શબ્દની કેટલી કિમ્મત છે તે ત્હારે સમજવું જોઇતું હતું. સભાકરણે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે એવું જાણવાથી તેના સ્વર્ગસ્થ પિતૃઓને કેટલું દુઃખ થશે?"

"સમસ્ત બુંદેલખંડને ગુલામગીરીની દુઃખમય બેડીમાં જકડવાનું તમેજ કારણ છો એવું જ્યારે તેઓ જાણશે ત્યારે તેમને દુઃખ નહિ થાય કે! એવી ભયંકર પ્રતિજ્ઞા લેવાનું તમને શું કારણ હતું?"

"દલપત! તે કારણ જાણવાની ઇચ્છા કરીશ નહિ." સભાકરણે કહ્યું: "મ્હારા શૌર્યનો, મ્હારા કર્તવ્યનો અને મ્હારી મહત્વાકાંક્ષાનો જેમ અસ્ત થયો છે, મ્હારૂં તેજ, મ્હારૂં બલ, અને મ્હારૂં ધ્યેય, જેમ માટીમાં મળી ગયું છે, અને મ્હારો મહદ્ ઉદ્દેશ જેમ નિષ્ફળ થયો છે તેજ પ્રમાણે મ્હારા પુત્રનું પણ ના થાય એજ મ્હારી ઇચ્છા છે. મ્હારી પ્રતિજ્ઞાનું કારણ હું ત્હને કહીશ તો ત્હારૂં જીવન ધૂળમાં મળી જશે! ત્હારા સુખમાં તીવ્ર વિષ ભેળાશે! ત્હને એક ક્ષણ પણ આનંદ પ્રાપ્ત થશે નહિ. તેથીજ હું તે કારણ ગુપ્ત રાખું છું. દલપત! તું ગમે તેટલા યત્નો કરશે તોપણ હું મ્હારી પ્રતિજ્ઞાનો ત્યાગ કરીશ નહિ. એકલો બુંદેલખંડજ નહિ પણ સર્વ મનુષ્ય જાતિ નષ્ટ થઈ જશે તોપણ આ સભાકરણ પોતાની પ્રતિજ્ઞામાંથી પાછો હઠનાર નથી. મ્હેં મ્હારૂં કર્તવ્ય નક્કી કરી લીધું છે તેમાં ફેરફાર કરવાનું કામ અનંત શક્તિમાન પરમેશ્વરના હાથમાં પણ નથી."

પિતાના એવા નિશ્ચયાત્મક શબ્દો સાંભળી દલપતરાયને ઘણું દુઃખ થયું. તે ખિન્ન મુખે, દુઃખી અંતઃકરણે ઘણો વખત સુધી સ્તબ્ધ બેસી રહ્યો. અંતે એક ઉંડો નિઃશ્વાસ મૂકી, નિરાશ થઇ બોલ્યો: "પિતાજી! સ્વતંત્રતા પ્રાપ્ત કરવા જેવા ઉદાર અને પરોપકારી કાર્યમાં તમે મદદ કરી

હોત તો થોડા સમયમાંજ તે મેળવી શકાત. અરે ! મદદ કરવાનું વેગળું મૂકી માત્ર શાંત બેસી રહ્યા હોત તોપણ એકદમ નહિ તો થોડે દિવસે પણ તે કાર્ય સિદ્ધ થયું હોત. પરંતુ તમારી મદદ જુદી દિશામાં વળી. હવે બુંદેલખંડની જનતાનું વિમાન સ્વતંત્રતાદેવીના ઉચ્ચ મહાલય ઉપર શી રીતે પહોંચશે ? તમે, હિરાદેવી અને બીજા કેટલાક રાજાઓ એ વિમાનને ગુલામગીરીની ઉંડી ખાડીમાં દોડતા લઈ જઈ નાંખવા તૈયાર થયા છો ! એટલે સ્વતંત્રતાદેવીના મહાલયની ભવ્યતા શી રીતે ઉત્તમ બને ? "

" ત્હારૂં કહેવું સત્ય છે. " થોડી વાર વિચાર કર્યા પછી સભાકરણ બોલ્યોઃ " પરંતુ મ્હારે મ્હારી પ્રતિજ્ઞાનું પાલન કરવુંજ જોઇએ. તેનું પાલન કરવા માટે મ્હારે ન કહેવા જેવાં પાપકર્મો કરવાં પડશે. અસુરોને પણ શરમ આવે એવાં દુષ્કૃત્યો કરવાં પડશે. ન્યાય અન્યાયને લાતો મારવી પડશે. નીતિનું ખૂન કરવું પડશે. સગપણ અને સંબંધીને બાળી ભસ્મ કરવાં પડશે ! દલપત ! હું સર્વ પ્રકારે પરાધિન છું. મ્હને પ્રતિજ્ઞારૂપી રાહુએ ઘેરી લીધો છે ! તે પ્રતિજ્ઞા, તે બળવાન પિશાચ, તે દુરાચાર પ્રિય શયતાન મ્હને જેમ નચાવશે તેમ મ્હારે નાચવું પડશે. તે શિવાય મ્હારો છુટકો નથી. કાલેજ ત્હેં તે યવન વીરોનો પરાજય કરી આપણા ધર્મ ઉપર આવતું કેટલું બધું સંકટ ઓછું કર્યું ? મહાપૂજાને દિવસેજ માતા વિંધ્યવાસિની દેવીનો વિનાશ કરવાની રણદુલ્લાખાનની–કહો કે દિલ્હી દરબારની ઇચ્છા તેં નિર્મૂળ કરી ! ત્હારા એ ધર્મપ્રેમને માટે, ત્હારા એ અતુલ્ પરાક્રમને માટે, ત્હારા એ અવર્ણનીય શૌર્ય–ધૈર્ય માટે, મ્હને કેટલું બધું અભિમાન ઉત્પન્ન થવું જોઇતું હતું ? ચંપતરાયે જેમ પોતાના પુત્રનાં કર્તવ્યને માટે તેને સાબાસી આપી, તેમ મ્હારે પણ ત્હને ધન્યવાદ આપવો જોઇતો હતો, તને ઉત્તેજનના બે શબ્દો કહી મ્હારી સ્હાનુભૂતિ દર્શાવવી જોઇતી હતી, પરંતુ હું મ્હારા વશમાં ક્યારે હતું ? હું મ્હારો ક્યાં છું ? હું પ્રતિજ્ઞાના સપાટામાં સપડાયલો હોવાથી એકાદ મરણ પામેલા મુડદા જેવો સ્વસ્થ બેસી રહ્યો. ત્હારાં એ પ્રસંશાપાત્ર કૃત્યને માટે ત્હને મ્હેં ઠબકો કેમ દીધો નહિ ? ત્હારૂં એ કૃત્ય મ્હને પસંદ નથી એવું મ્હેં તને તેજ સ્થળે કેમ કહ્યું

નહિ ? એનો ખુલાસો પૂછતી આ હિરાદેવી મધ્ય રાત્રિની મ્હારી પાછળ પાછળ ફરે છે. દલપત ! હું કેટલો બધો પરાધિન છું તે તું હવે જાણી શક્યો કે ? સર્વ પ્રકારે પરાધિન થઈ પડેલા માનવરૂપી પિશાચની સંગતિમાં ત્હારા જેવી દૈવી વિભૂતિનું આયુષ્ય વ્યતીત થાય એ મ્હને સારૂં લાગતું નથી. વિંધ્યવાસિનીના મંદિરમાંથી પાછો આવ્યો ત્યારથી મ્હને એજ વિચારો થયા કરે છે. માથું ફાટી જાય ત્યાંસુધી એ વિચારો કર્યા. પિતાની જવાબદારીમાંથી-પિતૃઋણમાંથી કેવી રીતે મુક્ત થવું તેનો રાત દિવસ વિચાર કર્યો. પરંતુ પુત્ર ! આપણે બન્નેએ પિતા પુત્રનો સંબંધ ભૂલી જઈ, આપણાં પરસ્પર કર્તવ્ય કર્મો કરવા માટે-ત્હારે અને મ્હારે-એક બીજાથી છુટાં પડી-વેગળે રહેવું એજ વિચાર અંતે મ્હને પસંદ પડ્યો છે."

"પિતાજી !" ઉંડો નિશ્વાસ મુકતાં દલપતરાયે કહ્યું: "મ્હારો એ પ્રમાણે ત્યાગ કરશો નહિ."

"તે શિવાય છૂટકોજ નથી. ત્હારા અને મ્હારા કર્તવ્યની દિશા જૂદી જૂદી છે. હવે પછી ત્હારી સાથે હું એકમત થનાર નથી. ત્હારા અને મ્હારા વિચારો પરસ્પર વિરોધી છે. તું ત્હારા પોતાના તેજથી પ્રકાશતો ગૃહરાજ થવાનો છે, અને હું ત્હારા તેજનો દ્વેષ કરનાર નિશાચર થવાનો છું ! તું સ્વતંત્રતાદેવીના ઉચ્ચ મહાલયનો માર્ગ પસાર કરશે ને હું પરતંત્રતા-ગુલામગીરીની ઉંડી ખાડી તરફ વળનાર છું ! ધર્મનું અભિમાન, બંધુપ્રેમ, સ્વતંત્રતાની લાલસા વગેરે અનેક સદ્ગુણરૂપી પુષ્પોની મધુર સુગંધનો તું ભોગી થશે, અને હું વિશ્વાસઘાત, ગળાફાંસુપણું, ધર્મશૂન્યતા, વગેરે દુર્ગુણોની દુર્ગંધીમાં મ્હારૂં આયુષ્ય વિતાડવાનો છું ! તું સ્વતંત્રતાદેવીના મધુર સ્મિતનો પ્રસાદ ગ્રહણ કરશે અને મ્હારે-પરતંત્રતા-ગુલામગીરીનો હૃદયભેદક ભયંકર અવાજ સાંભળવો પડશે ! દલપત ! "સ્વતંત્રતા પ્રાપ્ત કરાવનાર"ના પ્રશંસનીય વિશેષણથી ત્હારૂં સન્માન થશે ! અને સ્વદેશદ્રોહી, સ્વદેશઘાતક, જેવાં અનેક દુર્વચનો-વિશેષણો-મ્હારાં નામ આગળ જગતના અંતપર્યંત જોડાઇ રહેશે ! ત્હારામાં અને મ્હારામાં જમીન અસ્માનનો તફાવત છે ! હું જાણે જમીન ઉપરનો નિશાચર છું. તું જાણે આકાશમાં વિહાર કરનાર

પ્રતાપી સૂર્ય ! ત્હારા જેવા દિવ્ય તેજધારી, દૈવીગુણવડે પ્રકાશતા સૂર્યને માટે તેવાજ ગુણથી પ્રકાશતું વસતિસ્થાન યોગ્ય થઈ પડશે. દુર્ગુણવડે, દુરાચારવડે, નઠારી કલ્પનાઓવડે, નાશકારક વિચારોવડે, અને સડેલી યુક્તિ-પ્રપંચોવડે દુર્ગંધિત થયેલું મ્હારૂં ઘર-સાગરનું ઉચ્ચ રાજમહાલય-ત્હારે માટે યોગ્ય નથી."

"પિતાજી !" દલપતે દુઃખાશ્રુ સારતાં કહ્યું: "એવું બોલશો નહિ. તમારો વિયોગ મ્હારાથી સહન થશે નહિ. તમારી સેવા કરવાની મ્હારી ઇચ્છા મનમાં ને મનમાંજ રહી જશે."

"શું ? તું મ્હારી સેવા કરશે ? મ્હારા જેવા એક પિશાચની સેવા કરવાથી તને શો લાભ મળશે ? પિશાચનો પ્રસાદ અને પિશાચની પ્રસન્નતા પણ આસુરીજ હોય છે. તે પ્રસાદ ત્હને ન મળે અને તું પણ મ્હારી પેઠે પિશાચ બની દેશ સેવા કરવાથી વિમુખ ન થાય એવી મ્હારી ઇચ્છા છે. ત્હારા પવિત્ર કર્તવ્યમાં માટી મેળવી બુંદેલખંડમાંથી એક અમૂલ્ય નર-રત્ન હરણ કરી લેવાની મ્હારી ઇચ્છા નથી. દલપત ! ત્હારાં અને છત્રસાલનાં કર્તવ્ય ઉપર સમસ્ત બુંદેલખંડની સ્વતંત્રતાનો આધાર છે. તમારો સંપ તોડીને, તમને એક બીજાના શત્રુ બનાવીને, માતૃભૂમિના શાપથી દગ્ધ થવાની મ્હારી ઇચ્છા નથી. ત્હને જો મ્હારી કંઈ દયા આવતી હોય, મ્હારા પુત્રને કુમાર્ગે ચઢાવ્યાથી હું નરકમાં ન પડું એવી ત્હારી ધારણા હોય તો ત્હારે સાગરનું રાજ્ય ત્યજી દેવું જોઇએ. મ્હારા જીવનપર્યંત ત્હારે રાજકીય ભોગવિલાસ અને રાજકીય અધિકારનો ત્યાગ કરવો જોઇએ. મ્હારાં દર્શનનો ત્હારે ત્યાગ કરવો જોઇએ."

"પિતાજી !" દલપતરાયના મુખમાંથી અધિક શબ્દ નીકળ્યા નહિ. મનમાં દુઃખની લાગણી ઉભરાતી હોવાથી તેનાથી વિશેષ કંઇ બોલાયુંજ નહિ.

દલપતરાયના શોકાકુલ વદન સ્હામું દુઃખી અંતઃકરણે થોડા સમયપર્યંત જોયા પછી સભાકરણ બોલ્યો: "મોહ એજ ઘણી દુઃખકારક વસ્તુ છે. મોહને લીધેજ હું મ્હારા પુત્રનું કદી પણ અકલ્યાણ કરીશ નહિ. સારાસારની જે વિવેક બુદ્ધિ હમણાં મ્હારા મનમાં જાગૃત છે, જે વિચાર-બળ

હમણાં મ્હારા મનમાં રમી રહ્યું છે, જે પાપભીરૂપણું હમણાં મ્હારા મનમાં નિવાસ કરી રહ્યું છે, તે આવતી કાલે, ક્ષણ પછી રહેશે કે નહિ તેનો ભરોંસો શો ? તેથી જ્યાં સુધી સારૂં નઠારૂં સમજવાની શક્તિ મ્હારા મનમાંથી ગઇ નથી ત્યાં સુધી મ્હારે એક પિતા તરીકેની જવાબદારીમાંથી મુક્ત થવું જોઇએ, તેથીજ દલપત ! ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ત્હારે અહિંથી ચાલ્યા જવું એવો મ્હેં નિશ્ચય કર્યો છે. ચંપતરાય ઉદાર ચિત્ત, પરોપકારી પુરૂષ છે. તે મ્હારો દુશ્મન છે, પણ મ્હારા પુત્રનો દુશ્મન નથી. તું તેની છાવણીમાં જા. તેની આજ્ઞા મસ્તકે ચઢાવ. તેં જેમ મ્હારી સેવા કરી છે, અને મ્હારા શબ્દો જેમ પડતા ઝીલી લીધા છે તેવીજ વર્તણુક ત્યાં રાખજે. યુવરાજ છત્રસાલ સાથે મિત્રતા વધાર, અને દેશને પરતંત્રતામાંથી મુક્ત કરવાના પવિત્ર કાર્યમાં તેને અંતઃકરણપૂર્વક મદદ કરીને મ્હારી વર્તણુકથી કલંકિત થયેલી આપણી કુલકીર્તિને નિર્મળ કર ! આવ, મ્હને એક વખત છેવટનું આલિંગન આપ ! આવ ! મ્હને ભેટ."

એમ કહી સભાકરણે પોતાના પુત્રને દ્રઢ આલિંગન દીધું. એ સમયે પિતા પુત્રના નેત્રમાંથી અશ્રુની ધારાઓ ચાલવા લાગી. એ કરૂણાજનક પ્રસંગ જોઇ હિરાદેવી શિવાય કોઇ પણ મનુષ્ય પ્રાણીનું મન પિગળ્યા શિવાય રહે એમ નહોતું. હિરાદેવી પાષાણની પેઠે જડવત્ ઉભી રહી હતી.

પિતા પુત્રનું આલિંગન ઘણો વખત સુધી રહ્યું. અંતે સભાકરણે દલપતરાયને પોતાના બાહુબંધનમાંથી મુક્ત કરી ઉંડો નિશ્વાસ મુકી કહ્યું: "બસ, થયું. ત્હારી અને મ્હારી આજે છેલ્લી ભેટ થઇ રહી. આજથી ત્હારે અને મ્હારે પિતા પુત્રનું સગપણ ભૂલી જવું જોઇએ. એ જવાબદારીમાંથી હું આજે મુક્ત થયો છું. હવેથી હું અને મ્હારી પ્રતિજ્ઞા ! હવે પછીથી હું અને તું જ્યારે જ્યારે મળીશું તે વખતે આ સભાકરણ તને ચંપતરાયના પક્ષનો-દુશ્મન જાણી ત્હારા સ્હામું જોશે."

ધીમે ધીમે પ્રતિજ્ઞાનું ભૂત સભાકરણના અંતઃકરણમાં પ્રવેશ કરવા લાગ્યું. તે બોલ્યો: "મ્હારો અવસાનકાળ થશે ત્યાં સુધી સાગરનાં રાજ્યનો કોઇ પણ યુવરાજ નથી એમજ હું સમજીશ. સભાકરણ મૃત્યુના મુખમાં પડતાં સુધી પોતે પુત્રહીન હતો એમજ સમજશે. યુવરાજ દલપતરાય અને

તેનું યુવરાજ પદ આજેજ સભાકરણે પોતાના સ્મરણમાંથી હદપાર કર્યું છે. આજથી ત્હારા યુવરાજ તરીકેના, સભાકરણના પુત્ર તરીકેના અને મ્હારા સાગર–રાજ્યના એક પ્રજાજન તરીકેના સર્વ હક્ક નાશ પામ્યા છે. જા, ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં મ્હારી આ છાવણી છોડી એકદમ ચાલ્યો જા. ત્હારૂં અહિં રહેવું મ્હારી પ્રતિજ્ઞાને અત્યંત અસહ્ય થતું જાય છે. ક્ષણ વાર પછી જો ત્હને આ છાવણીમાં હું ફરતો જોઇશ તો ત્હને ચંપતરાયના તરફનો એક ગુપ્ત અનુચર સમજી કેદ પૂરવામાં આવશે."

એટલું કહી દલપતરાય સ્હામું એક પણ વખત દૃષ્ટિ નહિ કરતાં સભાકરણ ત્યાંથી તુરત ચાલ્યો ગયો. તંબુની બહાર નીકળ્યા પછી તેણે હિરાદેવીને કહ્યું: "કેમ હિરાદેવી! હવે ત્હને સંતોષ થયો કે? ત્હને જોયતો ખુલાસો મળી ગયો કે?"

સભાકરણના શબ્દમાં રહેલી તીવ્રતા સાંભળી હિરાદેવી ગભરાઇ ગઈ. તે એક શબ્દ પણ બોલી નહિ. પરંતુ સભાકરણ ઘણે વેગળે ચાલ્યો ગયો ત્યાર પછી તે કંઇક બબડી, અને વિકટ હાસ્ય કર્યું. એ હાસ્ય તેના તંબુમાં જતાં સુધી તેના મુખ ઉપર જણાતું હતું.

થોડી વાર પછી યુવરાજ દલપતરાયના તંબુમાંથી એક તરૂણ બહાર નીકળ્યો. તેણે અત્યંત સાદો પોષાક પહેર્યો હતો. તેના શરીર ઉપર અલંકારો પહેરવાની કેટલીક જગ્યાઓ ખાલી જણાતી હતી. તેમ છતાં તેના મુખ ઉપર પ્રકાશતું રાજતેજ, તેની ઓળખાણ સંતાડી શકે તેમ નહતું. યુવરાજ દલપતરાય પોતાના યુવરાજપદનો, પોતાના ઐશ્વર્યનો ત્યાગ કરી રાષ્ટ્રીયકર્તવ્ય બજાવવા માટે તંબુમાંથી બહાર નીકળી ચાલ્યો હતો. ભગવાન સૂર્યનારાયણ પણ તેટલુંજ પરોપકારી કાર્ય કરવા માટે પોતાની માતાની રજા લઈ તેજ ક્ષણે આકાશપટ ઉપર આવી ઉભા હતા. તેના સ્હામું મુખ કરી દલપતરાયે કહ્યું: "ભગવાન! તમે સર્વ જગત્ ઉપર પ્રકાશ વિસ્તારો છો. તમારો પ્રવેશ થતો ન હોય એવું એક પણ સ્થાન નથી. મ્હારા પિતાજીના હૃદયમાં પ્રવેશ કરી તેમની પ્રતિજ્ઞાનો અંધકાર તમે દૂર કરશો તો હું તો શું પણ અખિલ બુંદેલખંડ ત્હમારો કેટલો બધો ઉપકાર માનીશું? વિંધ્યવાસિની દેવી મા! હમણાંજ આવું છું! ત્હારા દેશહિતના કાર્યમાં મ્હને યશ આપ."



## પ્રકરણ ૫ મું.



### મદનસાગર સરોવર ઉપર!

મદનસાગર સરોવરનું જળ, પોતાનું નૈસર્ગિક ચંચળપણું ત્યાગ કરી ગંભીરતા ધારણ કરી સૃષ્ટિસુંદરીનો વિલાસ જોતું હતું. સાસરાની નિરર્થક વિનયશીલતા અને લજ્જાનો ભાર, આ સમયે સૃષ્ટિસુંદરીના મન ઉપર નહિ હોવાથી કોઇ એક ઉચ્છૃંખલ, સ્વતંત્ર કન્યાની પેઠે ખુલ્લા મનથી તે પોતાના પિયેરમાં આનંદ ભોગવતી હતી. સમસ્ત બુંદેલખંડ એ સૃષ્ટિસુંદરીનું પિયેર હતું ખરૂં પરંતુ તેને મહોબાની આસપાસનો પ્રદેશ અને ખાસ કરીને મદનસાગર સરોવર ઘણું પસંદ પડતું. આજે સૃષ્ટિસુંદરી, પોતાના વડીલ બંધુ વસંતરાજના હાથમાં હાથ ભેરવી સ્વેચ્છાપૂર્વક મદનસાગર સરોવરની આસપાસ વિહાર કરતી હતી. વસંતરાજાએ માતા પ્રકૃતિદેવી પાસેથી કેટલાંક આભૂષણો લઈ સૃષ્ટિસુંદરીને મનોહર રીતે શણગારી હતી. ક્ષણમાં આ વૃક્ષ લતા તરફ જતી, ક્ષણ પછી પેલા લીલાછંમ મેદાન તરફ લક્ષ્ય આપતી, કવચિદ્ મદનસાગરના મધ્ય ભાગમાં શોભતા ગોળાકાર બેટ તરફ દૃષ્ટિ ફેરવતી, કવચિદ્ મનુષ્ય પ્રાણીઓવડે ખદ્બદી રહેલા મહોબા નગર તરફ મુસાફરી કરી આવતી. એમ સૃષ્ટિસુંદરીનો વિહાર ચાલી રહ્યો હતો. અંતે થાકીને કહો અથવા એના જેવું અન્ય વિશ્રાંતિસ્થળ નહિ મળે એવી ભાવનાથી કહો, તે મદનસાગર સરોવરને કિનારે બેઠી. વસંત તેની પાસેજ ઉભો હતો.

શ્રમને લીધે તેના મુખ ઉપર આવેલાં પરસેવાનાં બિંદુઓ પોતાના

શેલાના છેડાવડે લૂછતાં વિમલદેવ બોલ્યો: " વિજયા ! તું એટલામાં થાકી ગઈ કે? હજી આપણને કેટલું બધું જોવાનું છે?"

"વિમલદેવ! આ સ્થળ એટલું બધું રમ્ય છે કે જેથી અહિંથી આગળ જવાનું મનજ થતું નથી. ઇંદ્રના નંદન વનમાં ફલપુષ્પની શોભા હશે પરંતુ સ્હામે મદનસાગર આવેલું હોવાથી આ સ્થાનને એવી અવર્ણ્-નીય શોભા પ્રાપ્ત થઇ છે કે જેથી નંદન વનને પણ એવી શોભા મળશે નહિ. જુવો, આ દેવ લોકના પ્રતિનિધિ ચંદ્ર અને સૂર્ય અહર્નિશ અહિંની શોભા નિરખી રહ્યા છે. તોપણ તેમને સંતોષ થયો હોય એમ જણાતું નથી. તેઓ દરરોજ અહિંની શોભા જોવાને તૈયારજ! આ મદનસાગરમાં અનેક પવિત્ર જળનો સંચય હોવાથીજ આ સ્થળે આવ્યા પછી મન અ-તિશય પ્રસન્ન થતું હશે. આના કરતાં અધિક નયન મનોહર સ્થાન આપ-ણને બીજું કદી પણ મળશે નહિ. તેથી આપણે થોડીવાર સુધી અહિંજ એસવું યોગ્ય જણાય છે."

વિમલદેવે કંઈ વાંધો નહિ લેતાં વિજયાની પાસે એક શિલાખંડ ઉપર આસન કર્યું. વસંત અને સૃષ્ટિ સુંદરીની આ બે સજીવન મૂર્ત્તિઓ મદન-સાગરને અધિક શોભાવવા લાગી. તેમના ચરણ કમળથી પોતે પવિત્ર થયું છે એમ માની મદનસાગર આનંદપૂર્વક તેમના ચરણની સેવા કરવા લાગ્યું. મદનસાગરના પ્રેમળ સ્પર્શથી તેમનાં મન આનંદ સાગરમાં સ્નાન કરવા લાગ્યાં.

એ સમયે સૂર્ય નારાયણ સાથે સમસ્ત દિવસ પ્રવાસ કરનાર પોતાની પ્રેમળ ભગિની પ્રભાને પાછી આવેલી જાણી, સંધ્યા સમય તેની સાથે ઠેકઠેકાણેના વાદળાં ઉપરથી કુદકા મારી સહેલ કરતો હતો. પ્રભાની ગૌર વર્ણ છટા અને સંધ્યા સમયનો ધઉંવર્ણો રંગ મિશ્ર થતાં તે ચિતાર એટલો બધો આનંદકારક જણાતો હતો કે તે રંગ જે જે વાદળાં ઉપર ક્ષણ માત્ર પડતો તે તે સ્થળે સુવર્ણનો ઉજ્વળ રસ રસેલો હોય એવું સુંદર–મનોહર જણાતું હતું. જુદા જુદા વાદળાં ઉપરથી કુદકા મારતો સંધ્યા સમય, પ્રભાને સાથે લઇ મદનસાગર પાસે આવી પહોંચ્યો હતો. સંધ્યાસમય અને પ્રભાએ, એક કાળાં વાદળાં ઉપર સ્વાર થઈ મદનસાગર સરોવરની શોભા

નિરખવાની શરૂવાત કરી હતી. તેના તેજસ્વી પ્રકાશ વડે થોડા સમય પહેલાં કાળા રંગનું વાદળું અત્યારે સુંદર સુવર્ણમય જણાવા લાગ્યું. તેના સ્હામું જોઇ વિજયા બોલીઃ "વિમલદેવ ! પેલા વાદળાં સ્હામુ જોયું ? આખા દિવસના પ્રવાસથી સૂર્યની પ્રભા તદ્દન થાકી ગઈ હશે, પરંતુ આ પ્રદેશનાં છેલ્લાં દર્શન કરવાની ઇચ્છાથી તે પોતાના બંધુ સહિત વાદળાં પર બેઠી છે. બન્ને મદનસાગરનું સૌંદર્ય નિહાળવામાં કેવાં નિમગ્ન થઇ ગયાં છે ! આઠ પ્રહરના લાંબા વિરહ પછી મળનાર ભગિની સાથે સંધ્યા સમય એક શબ્દ પણ બોલે નહિ એ કેવું આશ્ચર્ય ? "

" એમાં આશ્ચર્ય શું ? " વિમલદેવે ગંભીર મુખમુદ્રાએ કહ્યુંઃ " આ સ્થળનાં ફળપુષ્પમાં સંચાર કરી રહેલો ઋતુરાજ વસંત પોતાની ભગિની સૃષ્ટિ સુંદરી સાથે ક્યારનોએ મદનસાગરનું સૌંદર્ય નિરીક્ષણ કરી રહ્યો છે. પરંતુ તેના દ્વારા આ સ્થળની શાંતતાનો ભંગ થયો છે કે ? ઘણું તો મદનસાગરનું વર્ણન કરવું, મદનસાગરનાં ગુણગાન ગાવાં અને મદનસાગરનાં પ્રત્યેક જળબિંદુનો પ્રભાવ કહી સંભળાવવો, એવી એવી વાતો બન્ને મિત્રોમાં ચાલવી જોઇએ. છતાં આવે સ્થળે બંધુ–ભગિની અબોલા રાખે એમાં આશ્ચર્ય શું ? "

" પેલો અસ્ત પામતો સૂર્ય અને હમણાંજ આકાશ પટ ઉપર ઉદય પામેલો ચંદ્ર, એ બન્ને મદનસાગરનું સૌંદર્ય અને રહસ્યને ચ્હાય છે. તો પછી તેઓ સાથે મળી તેના ગુણાનુવાદ કેમ ગાતા નથી ? "

" તેનું કારણ તેઓ ખરા મિત્રો નથી. તેમની પસંદગી જૂદી જૂદી છે. તેમ તેમનાં ગુણ ધર્મ–તેમનાં કર્તવ્યો પણ જૂદાં છે. સૂર્યને સફેદ શરીરની પ્રભા પસંદ છે. ચંદ્રને કાળા રંગની રાત્રિ પસંદ છે. એક પ્રાણીમાત્રને તાપ આપી ગભરાવાનું કામ કરે છે, ત્યારે બીજો પ્રાણી માત્રને શાંતિ આપે છે. તેથીજ તેઓને પરસ્પર બનતું નથી. "

એ સાંભળી વિજયા કંઇ બોલી નહિ. મદનસાગર સરોવરના ગંભીર જલપ્રવાહ સ્હામું, તેમાં પ્રફુલ્લિત થયેલાં નયન–મનોહર કમળ પુષ્પ સ્હામું, અને જળપ્રવાહમાં ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી લહેરોના તરંગો સ્હામું તે અનિ-

મિષ નેત્રે જોતી હતી. વિમલદેવનું લક્ષ્ય તે તરફ નહતું. તે કોઇ એક ઉંડા વિચારમાં નિમગ્ન થયેલો હોય એવું જણાતું હતું. મદનસાગરના જળ જેવું તેનું નિર્મળ મુખ, મદનસાગર સરોવરના જેવુંજ ગંભીર જણાતું હતું. સૌંદર્ય–જળવડે પરિપૂર્ણ ભરેલા તેના મુખ સરોવરમાં બે નયનમનોહર નેત્રકમળો શોભી રહ્યાં હતાં, અને જૂદા જૂદા વિચારની લહરીઓનાં ક્ષણિક તરંગ, તેના મુખ–સરોવરના સૌંદર્યજળને શોભાયમાન કરતા હતા.

મદનસાગર સરોવરનું સૌંદર્ય નિહાળી રહ્યા પછી વિજયાએ વિમલદેવ સ્હામું જોયું તો તે ગંભીર પણ એકી ટસે તેના સ્હામું જોતો જણાયો. તેણે આશ્ચર્ય પામી કહ્યું: " વિમલદેવ ! શેના વિચારો ચાલી રહ્યા છે ? ઋતુરાજ વસંતે જેમ પોતાની ભગિની સાથે અબોલા લીધા છે અથવા સંધ્યાસમયે જેમ પોતાની ભગિની પ્રભા સાથે અબોલા લીધા છે જેમ સ્તબ્ધ બનીને સહેલ કરી રહ્યો છે તેમ તમે પણ મ્હારી સાથે એક પણ શબ્દ નહિ બોલવાનો નિશ્ચય કર્યો છે કે શું ? વસંત અને સંધ્યા સમય એ બન્ને અદ્રષ્ય વસ્તુઓ છે. માત્ર તેને આપણે કલ્પનાથી દ્રષ્ય સ્વરૂપ આપ્યું છે, એ તમે ભૂલી ગયા હો એમ જણાય છે, નહિ તો એ કલ્પનામય બંધુઓના જેવું વર્તન કરવાનો તમે વિચાર કર્યો ન હોત. આ મદનસાગર સરોવર જુવો. તેનું અનુપમ ગાંભીર્ય નિહાળો. તેમાં સ્થળે સ્થળે હસતાં પ્રફુલ્લિત થતાં કમળો જુવો, અને લહરોને લીધે ઉત્પન્ન થનાર જળતરંગો, મદનસાગરના ગાંભીર્યને કેવી વિલક્ષણ શોભા પ્રાપ્ત કરાવે છે તે તરફ દ્રષ્ટિ ફેરવો એટલે તમે આ જગતને ભૂલી જશો. તમે જાણે સ્વર્ગમાં વિહાર કરી રહ્યા છો એવો ભાસ થશે. તમે આનંદસાગરમાં સ્નાન કરતા હો એવું જણાશે."

"પણ વિજયા !" જાણે વિમલદેવ સ્વપ્નમાંથી એકદમ જાગૃત થયો હોય તેમ બોલ્યો: " આનંદ ? આનંદ એકલો સ્વર્ગ લોકમાંજ ભર્યો છે કે ? આ લોકમાં માત્ર દુઃખજ પ્રવર્તે છે, અને સ્વર્ગ લોકમાં માત્ર સુખજ ભર્યું છે એવું માનવું એ તો ઇશ્વરના નિષ્પક્ષપાતીપણાને કલંક લાગવા જેવું છે. સ્વર્ગ લોકની પેલી પ્રભા જેમ એક વાદળ ઉપરથી બીજા વાદળ ઉપર આનંદપૂર્વક કુદકા મારી રહી છે તેજ પ્રમાણે આ લોકની સૃષ્ટિસુંદરી પણ ક્રીડા

કરી રહી છે. એક આલોકની છે અને બીજી સ્વર્ગીય છે તેમ છતાં તેમના આનંદમાં લેશ માત્ર પણ ફરક છે કે? સંધ્યાસમય સ્વર્ગીય ખરો પરંતુ તે દુઃખવડે કંટાળી ગયેલો જણાય છે. તેજ પ્રમાણે આ વસંત. હજી ચંદ્રનું આગમન થયું નથી તેથી તે ચિંતાતુર જણાય છે. આનંદ અને દુઃખ, એ આ લોક અને સ્વર્ગ લોક ઉપર આધાર રાખતાં નથી. તે તો માત્ર જૂદાં જૂદાં મનુષ્ય ઉપર આધાર રાખે છે."

વિમલદેવની ગંભીર મુખમુદ્રા જોઇને અને તેના ગંભીર વિચારો શ્રવણ કરીને વિજયાને હસવું આવ્યું. વિમલદેવ તેના સ્હામું જોતો વિચાર-મગ્ન થયો.

વિમલદેવનું આજનું ચમત્કારિક વર્તન, પ્રફુલિત ચિત્તની વિજયાને પસંદ પડયું નહિ. તેણે કહ્યું: "વિમલદેવ ! તમને જો આ સ્થળની શોભા અવલોકન કરી આનંદ થતો ન હોય તો પછી અહિં બેસવાનું શું કારણ? ચાલો, બીજે સ્થળે જઇએ." એમ કહી વિજયા ઉભી ને ઉભી સ્તબ્ધ થઇ ગઇ. તેનો હાથ ઝાલી વિમલદેવે તેને પછી બેસાડી દીધી.

"વિજયા ! જરા થોભ." વિમલદેવે કહ્યું: "સંધ્યાદેવીએ પરાણે પુરૂષનું રૂપ ધારણ કરી પોતે સંધ્યા–સમય જેવું પુરૂષવાચક નામ ધારણ કર્યું છે. તેજ પ્રમાણે વસંતદેવતાએ પણ પુરૂષનું રૂપ ધારણ કર્યું છે. વસંત-દેવી અને સંધ્યા એ બન્ને વાસ્તવિક રીતે રમણીરત્નો હોવા છતાં મનુષ્ય પ્રાણીના નેત્રોમાં ધૂળ નાંખવા માટે, મનુષ્ય પ્રાણીને ઠગવા માટે પુરૂષનો પ્રપંચી પહેરવેશ ધારણ કરે છે. પરંતુ તેનો એ કપટીવેશ ક્યાં સુધી ટકે છે, તથા પોતાની ભગિની–પ્રેમાળ બ્હેનપણી–એકાંતમાં મળેલી હોવા છતાં તે પોતાના વિચાર તેને જણાવે છે કે નહિ તે આપણે જોવું જોઇએ."

એટલું કહી વિમલદેવ પુનઃ વિચાર કરવામાં મગ્ન થયો. વિજયા આશ્ચર્યચકિત મુખે વિમલદેવના સ્હામું જોવા લાગી. વિમલદેવના કહેવાનો ભાવાર્થ તેના ધ્યાનમાં ઉતર્યો નહિ.

થોડા સમય પછી વિમલદેવે કહ્યું: "ચંચળ પ્રભા કરતાં મોહિની સંધ્યા અધિક સુંદર અને શાંત સ્વભાવની છે. તેજ પ્રમાણે વસંતદેવીનું સૌંદર્ય

સૃષ્ટિસુંદરીની લાવણ્યતાથી પરાજય પામે તેમ નથી. એમ હોવા છતાં સ્ત્રી-સ્વભાવને અનુસરી પોતાનું સૌંદર્ય દર્શાવી આપવાને બદલે, પોતાનો પ્રિય પહેરવેશ પહેરવાને બદલે, વસંતદેવી અને સંધ્યાદેવી એ બન્ને પુરૂષના પહેરવેશમાં કેમ સંતાઈ રહ્યાં છે? તેમને પોતાના જન્મ-સિદ્ધ પહેરવેશનું જરા પણ અભિમાન નહિ હોય કે? પોતાનો સ્ત્રી-વેશ ધારણ કરવાની મહત્વાકાંક્ષા તેમના મનમાં ઉદય નહિ પામતી હોય કે?"

વિમલદેવે વિજયાના મનોહર પહેરવેશ તરફ એક વખત દ્રષ્ટિ ફેરવી. તે કોઇક પ્રકારના વિચારનો મનમાં નિશ્ચય કરતો જણાયો. ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતું વિમલદેવનું આશ્ચર્યકારક વર્તન જોઇ વિજયા અતિ આશ્ચર્ય પામી બોલીઃ "સંધ્યા અને વસંતદેવી પુરૂષ-વેશમાં રમે છે એવું મ્હને તો જણાતું નથી."

"વિજયા? સંધ્યા અને વસંતદેવી તમને પુરૂષ-વેશમાં નથી જણાતાં? બરાબર ધારીને જુવો. અન્ય બ્હેનપણીઓને ઠગવાનો તેમનો ઉદ્દેશ્ય હજી કાયમજ છે."

"જાઓ, જાઓ, વસંતદેવી અને સંધ્યા એ બન્ને કલ્પના-રાજ્યનાં પાત્રો છે. ઇચ્છામાં આવે તેને પુરૂષનો વેશ માની લઇ વસંતરાજ અને સંધ્યા સમય કહો. ઇચ્છામાં આવે તેને સ્ત્રી બનાવો! એ બધી કલ્પનાની રમત છે."

"વિજયા!" વિમલદેવે કમ્પતે સ્વરે કહ્યું: "એવી પક્ષપાતી દ્રષ્ટિ વડે જોવું ઉચિત નથી. તને રમણીય સ્ત્રી પહેરવેશ પહેરવાનો હક્ક છે અને પરવાનગી પણ છે, તેથી જગતના સ્ત્રી વેશ ઉપર હક્ક ધરાવનાર પ્રત્યેક મનુષ્યને તેમની પરવાનગી છે એવું માની શકાય નહિ. પારકાના દુઃખની લાગણી થાય એ બનવા જોગજ નથી. તમને અહિં કોઇનો અયોગ્ય પુરૂષ-વેશ દેખાતો નથી?"

વિમલદેવનો પ્રશ્ન સાંભળી વિજયાએ મૂઢ દ્રષ્ટિએ આકાશ તરફ જોયું. ત્યાંથી દ્રષ્ટિ ફેરવી તેણે આસપાસના પ્રદેશનું અવલોકન કર્યું, પરંતુ વિમલદેવની કલ્પનાએ રચેલો પુરૂષ વેશ તેને ક્યાંય પણ જણાયો નહિ.

"મ્હને તો ક્યાંય પણ કોઇનો પુરૂષ-વેશ જણાતો નથી." વિજયાએ કહ્યું: "વિમલદેવ ! આસપાસ જોતાં તમારા શિવાય મ્હને કોઈ પણ પુરૂષ જણાતો નથી."

"ખાત્રીપૂર્વક કહે છે વિજયા ? તને બીજો કોઇ પુરૂષ જણાતો નથી ?" વિમલદેવે નિશ્ચિત સ્વરે કહ્યું: "આ મદનસાગર જોવું અને અહિંની અનુપમ શોભાનું અવલોકન કરવું એ સ્ત્રીઓનુંજ કામ છે. આ સ્થળે સ્ત્રીઓએજ ક્રીડા કરવી, મદનસાગરની પ્રૌઢતા સ્ત્રીઓએજ વર્ણવવી, તેનાં પ્રત્યેક બિંદુનું સામર્થ્ય સ્ત્રીઓએજ કહી સંભળાવવું, એવોજ નિયમ જણાય છે. પુરૂષોને આ સ્થળે આનંદ પ્રાપ્ત થશે નહિ. જો, પેલી સંધ્યા, પોતાનો અયોગ્ય સફેદ સ્ત્રી-વેશ ત્યાગ કરી પોતાનો માનીતો શ્યામ રંગનો સાળુ પહેરે છે. વસંતદેવીએ પુરૂષ વેશનો ત્યાગ કરી રમણીય સ્ત્રી-વેશ ધારણ કર્યો છે. વસંતરાજની જેમ વસંતદેવી થઇ તેમ મ્હારે પણ ક્ષણ પર્યંત-"

"વિમલદેવની વિમલા બનવું જોઇએ એજ કે બીજું ?" વિજયાએ હસતાં હસતાં કહ્યું: "વિમલદેવ ! ભૂલી-ભૂલી, ઓ-વિમલા બ્હેન ! તમારે માટે સ્ત્રીનાં વસ્ત્રો તૈયાર છે. મદનસાગરમાં સ્નાન કરવાની મ્હને ઇચ્છા થવાથી હું મ્હારાં બીજાં વસ્ત્રો સાથે લાવી છું, પરંતુ હમણાં સ્નાન કરવાની મ્હને ઇચ્છા નથી. વિમલાબ્હેને ઘણી ખુશીથી મ્હારાં એ વસ્ત્રો ધારણ કરવાં. વિમલદેવ ! ખરેખર, તમારા કોમળ શરીરને અને સ્ત્રીના જેવી તમારી સુંદરતાને સ્ત્રી-વેશ સારો શોભશે."

વિમલદેવે ઉત્તર દીધો નહિ. વિજયાના હાથમાંના વસ્ત્રો સ્હામું તે જોયા કરતો હતો.

"વિમલા બ્હેન ! લો આ વસ્ત્રો." વિજયાએ કહ્યું: "પેલા ઝાડને ઑથે જઈ લુગડાં પહેરી આવો."

વિમલદેવે વિજયાના હાથમાંનાં વસ્ત્રો લીધાં, અને તે પહેરવા માટે નજીકના ઝાડને ઑથે ગયો.

વિજયા તેના સ્હામું જોઇ આશ્ચર્ય પામતી હસતી હતી, તે મનમાંજ બોલી: "વિમલદેવને સ્ત્રીનો વેશ ધારણ કરવાની ઇચ્છા એકાએક કેમ થઈ

હશે ? પરમદિવસે પિતાજીએ પણ સ્ત્રી-વેશ પહેર્યો હતો એમ સાંભળ્યું છે. પુરૂષોમાં સ્ત્રીનો વેશ પહેરવાનો શૉખ વધતો જણાય છે કે શું ?"

આકાશની પીઠ ઉપર જેમ એકાએક લાવણ્ય-પ્રભા ફેંકતી સ્વર્ગીય વિદ્યુલ્લતા જણાય છે તેજ પ્રમાણે વિમલદેવ જે દિશામાં ગયો હતો તે દિશામાં એક સૌંદર્યમય પુતળી દેખાવા લાગી. તેના નેત્રમાં વિજળીના જેવું અપ્રતિમ તેજ પ્રકાશતું હતું. તેના શ્વાસોશ્વાસમાંથી નંદનવનના કુસુમો જેવી મધુર સુગંધ પ્રસરતી હતી. આકાશમાં હસતા તારાઓ તેની દંતપંક્તિ બન્યા હતા. ઇંદ્ર ધનુષ્યે વાદળાં પાસેથી કાળાશ ઉછીની લઇ તેની ભમરો તૈયાર કરી હતી. સફેદ આકાશગંગા તેના કપાળ ઉપર વિચરી રહી હતી. ઉષાદેવીએ પોતાના કપોલની લાલાશ તેના કપોલ અને ઓઠને અર્પણ કરી દીધી હતી. ઐરાવતે પોતાની ગતિ તેને સોંપી દીધી હતી. સ્વર્ગીય લાવણ્ય વડે પ્રફુલ્લિત થયેલી આવી સુંદર કોમળ લતિકા પૃથ્વી ઉપર શામાટે આવી હશે ? એ વિચારથી વિજયાને ઘણું આશ્ચર્યજ ઉત્પન્ન થયું. સ્મીત કરતી, ગજગતિએ ચાલતી તે પ્રમદા સ્હામું વિજયા આશ્ચર્ય પામતી જોવા લાગી. વિમલદેવનો પ્રથમનો પુરૂષવેશ ઉતરી જઇ તેને સ્થળે સ્ત્રી-વેશ ચઢતાંજ-વિમલદેવનું "વિમલાદેવી"માં રૂપાંતર થતાંજ-જમીન આસ્માન જેટલું અંતર થઇ પડશે એવું તેણે પ્રથમ ધાર્યું નહોતું. "તે સ્ત્રી પ્રથમનો વિમલદેવજ છે અને તે મ્હારાં વસ્ત્રો ધારણ કરીને મ્હારી પાસે આવે છે." એવો દૃઢ નિશ્ચય થતાં વિજયાને ઘણો વિલંબ થયો.

પરંતુ એટલામાં તો તે સ્વર્ગીય સુંદરી વિજયાની છેક પાસે આવી ઉભી સ્મિત હાસ્ય કરવા લાગી. તેણે એક હાથ વિજયાના ખભા ઉપર મૂકયો હતો અને બીજા હાથની આંગળીઓ મ્હોડે લગાડી વિજયાનું મુખ જોતી ઉભી હતી.

વિજયાના મનમાંથી આશ્ચર્યની ભરતી ઓસર્યા પછી તેણે વિમલદેવને કહ્યું: "વિમલદેવ ! તમે સ્ત્રી-વેશ ધારણ કરીને આવવાના છો એવું જાણવા છતાં તમને જોતાંજ હું આશ્ચર્યચકિત થઇ ગઇ. મ્હને ખબર કર્યા વગરજ જો તમે એકાએક સ્ત્રી-વેશ ધારણ કરીને આવ્યા હોત તો ખરે-

ખર તમને હું સ્વર્ગીય દેવી સમજી હું તમારાં ચરણમાં નમનજ કરત, અથવા તમને ઇંદ્રની અપ્સરા કે કોઇ નાગકન્યા સમજી આશ્ચર્યમાં ગરક થઈ જાત."

વિજયાનું કહેવું સાંભળી વિમલદેવને ઘણો આનંદ થયો. ઘણા દિવસની ઇચ્છા પરિપૂર્ણ થતાં મનુષ્યને જેવો સંતોષ થાય તેવોજ સંતોષ વિમલદેવના મુખ ઉપર જણાતો હતો. ઘણી વાર સુધી સ્તબ્ધ રહ્યા પછી તેણે કહ્યું:

"વિજયા! જો હમેશાં આવો વેશ પહેરવાની મ્હને પરવાનગી મળે તો હું કેટલો બધો સુખી થાઉં? કેટલા બધા દિવસથી આ વેશ પહેરવાની મ્હને ઇચ્છા હતી. આજે લાગ મળ્યો."

"વિમળદેવ! આવું ગાંડા જેવું શું બોલતા હશો?"

"હા, મ્હારૂં આજ પર્યંતનું વર્તન ગાંડા જેવુંજ હતું. સ્ત્રી-વેશ આટલો બધો મોહક અને મ્હને શોભે એવો હોવા છતાં મ્હેં પુરૂષના પહેરવેશમાંજ સુખ માની લીધું એ મ્હારૂં ગાંડાપણું ખરૂં. પરંતુ એવું ગાંડાપણું મ્હારે માત્ર બીજાની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટેજ રહેવા દેવું પડયું. તેમાં હું નિરૂપાય છું."

"વિમલદેવ! તમે શું કહો છો? એમાં મ્હને સમજણ પડતી નથી."

"તમને આજે બધું સારી પેઠે સમજાશે." વિમલદેવે ઉત્તર દીધો. "મ્હારી માતાની ઇચ્છાથીજ મ્હારે પુરૂષનો અયોગ્ય-કદ્રૂપો-પહેરવેશ નિત્ય પહેરવો પડે છે." એમ કહી તેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

"એટલે?" સ્તબ્ધ મુખે વિજયાએ પૂછ્યું.

"એટલે? એટલે હું-" વિમલદેવ સર્વ હકીગત કહેવાની તૈયારીમાં હતો. વિજયા આજે વિમલદેવનું ખરૂં સ્વરૂપ ઓળખવાની હતી. બેજ શબ્દો બોલવાનો વિમલદેવને વખત મળ્યો હોત તો બધું સ્પષ્ટજ થઇ જાત. પણ તે વિચાર હવે શા માટે? વિમલદેવ બોલતાં બોલતાં વચમાંજ થોભી ગયો. તેને થોડે વેગળે એક હોડી દીઠી. એક તરૂણ હોડી લઇ મદનસાગરમાં સ્હેલ કરતો આનંદ કરતો હતો. વધારે બોલવા જતાં આપણું રહસ્ય કદાચિત તે

તરુણના સાંભળવામાં આવશે. એવો વિમલદેવને ભય લાગ્યો. તે આગળ બોલી શકયો નહિ. એટલે વિજયાએ કહ્યું: "વિમલદેવ! વચમાં અટકયા કેમ? જે હોય તે પૂરેપૂરું કહો."

"જો, પેલી હોડી જો." વિમલદેવે નૌકા તરફ આંગળી દર્શાવી કહ્યું.

"હા, તે જોઇ, પણ આગળ શું?"

વિજયાના પ્રશ્નનો ઉત્તર વિમલદેવના ઓઠમાંજ આવી રહ્યો હતો, પરંતુ તે તેણે ઘણી મહેનતે પુનઃ પોતાના હૃદયના ઉંડા વિભાગમાં ઉતારી દીધો, અને મુખ ઉપર ફરકતી ચંચળતા અટકાવી શાંતપણે કહ્યું: "આગળ શું? હોડીની પેઠે આપણે પણ એક હોડી લઇ મદનસાગર સરોવરમાં થોડી-વાર સહેલ કરીએ તો કેવો આનંદ થાય? જો તમે આવે તો નૌકા ચલાવ-વાના કામમાં હું તમને મદદ કરીશ."

વિમલદેવે પોતાના કહેવાનો ભાવાર્થ સંપૂર્ણ રીતે બદલી નાંખ્યો એ વિજયા તુરતજ જાણી ગઈ. પરંતુ હોડીમાં બેસી જલક્રીડા કરવાની વિમલ-દેવની સૂચના તેને એટલી બધી પસંદ પડી, અને તે સાંભળતાં તેને એટલો બધો અનંદ થયો કે, તે તેજ ક્ષણે વિમલદેવને ખુલાસો પૂછવાની સર્વ વાત ભૂલી ગઇ. તે ઉત્સાહપ્રિયબાળાને હોડી અને જલક્રીડા શિવાય બીજું કંઇ સુજતું નહોતું. જો આસપાસ કોઇ હોડી હોય તો તે શોધવા માટે વિજયા ત્યાંથી ચાલી ગઇ.

બુંદેલખંડમાં મદનસાગર જેવાં પુષ્કળ જળથી ભરેલાં અનેક સરોવરો છે. તેને લીધેજ બુંદેલખંડની વનદેવી વિશેષ શોભાયમાન જણાય છે. એવા સરોવરમાં ન્હાની હોડીઓ લઇ સ્હેલ કરવાનું ત્યાંના લોકોને ઘણું પસંદ હોય છે. વિજયાને તો તેનો એટલો બધો શૉખ હતો કે જેથી અનુભવને લીધે તે નૌકા ચલાવવાનું કામ ઘણું સારૂં જાણતી હતી. સાયંકાળના રમ-ણીય સમયે, તે એક ન્હાની હોડીમાં બેસી ધારીરના રાજમહેલ સ્હામેના સરોવરમાં આનંદપૂર્વક ક્રીડા કરતી અનેક વખત ઘણા લોકોની દ્રષ્ટિયે પડતી.

થોડા સમયમાંજ એક ન્હાની સુંદર નૌકા લઇને વિજયા વિમલદેવ ઉભો હતો ત્યાં આવી પહોંચી. હોડી કેવી રીતે ચલાવવી તેનું તેને ઘણું થોડું

જ્ઞાન હતું તો પણ વિમલાને હોડી ચલાવતાં ઘણી સારી રીતે આવડે છે એ તે જાણતો હતો. વિજયાએ આણેલી હોડીમાં બેસવાની તેને જરા પણ શંકા થઈ નહિ.

"સ્ત્રી–વેશેજ તમે હોડીમાં બેસશો કે ?" વિજયાએ વિમલાને પ્રશ્ન કર્યો. વિમલદેવ કાંઈ પણ બોલ્યો નહિ. તે તુરતજ હોડીમાં જઇ વિજયાની સ્હામું બેઠો. પોતાના પ્રશ્નનો ઉત્તર પોતાને મળી ગયેલો જાણી વિમલદેવના સ્હામું જોઇ હાસ્ય કરતી વિજયા હોડી ચલાવવા લાગી.

હોડી વાયુ વેગે આગળ આગળ ચાલવા લાગી. એ સમયે મદનસાગર સરોવર ઘોર કાળા આકાશ જેવું દેખાતું હતું. તેમાં ઉત્પન્ન થતી લહરીઓનું સફેદ ફીણ તારાઓની પેઠે શોભતું હતું, અને હોડી ચંદ્રની પેઠે તરતી જણાતી હતી. જાણે આકાશનો ચંદ્ર, શાપથી ભ્રષ્ટ થયેલી દેવકન્યાને તેની મુદ્દત પૂરી થવાથી આ લોકમાંથી સ્વર્ગ લોકમાં તેને ઘેર પાછી લઇ જતો હોય તેવું ભાન થતું હતું. એ કામમાં મદનસાગરે પોતાના મિત્ર ચંદ્રને મદદ કરવી જોઇએ એમાં નવાઈ શી ?

પોતાનો પ્રાણપ્રિય પતિ, કેટલાક કલાકના વિરહ પછી પોતાને આલિંગન દેવા આવે છે એ જોઇ પશ્ચિમ–સુંદરીનું કપાળ લજ્જાથી રક્ત થઇ ગયું હતું. તે તરફ જોઇ વિમલદેવે કહ્યું: "વિજયા ! તને તે દિવસનું સ્મરણ છે કે ?"

"કયા દિવસનું ?" એક હાથમાંનો ચાટવો તળાવમાંજ પડયો રહેવા દઇ, બીજે હાથે કપાળ ઉપર આવેલાં પરસેવાનાં બિંદુ લુછતાં વિજયાએ પૂછ્યું.

"વિંધ્યવાસિની દેવીની મહાપૂજાનો દિવસ! ચિત્રકૂટથી આપણે પાછાં વળ્યાં તેનો આગલો દિવસ! છે કે ત્હારા સ્મરણમાં ?"

"કેમ ન હોય? મહાપૂજા થયાને અઠવાડિયુંએ વિત્યું નહોતું, હજી તો આપણે ઘર તરફ પાછાં જઇએ છીએ એટલામાં તે દિવસ હું કેમ વિસરી જઇશ? પરંતુ તે દિવસ જે પ્રમાણે તમારા મનમાં એક સરખો કોતરાઇ રહ્યો છે તે પ્રમાણે મ્હારા મનમાં નથી. તેથી તે દિવસે ત્હમારા મન ઉપર કેવી અસર કરી છે તે કોણ જાણે? પુરૂષ વેશ ધારણ કરી

આવો સ્રી વેશ પહેરવાની ઇચ્છા તમને તે દિવસથી થઇ હોય એમ જણાય છે." એટલું કહી વિજયા વિમલદેવના મોહક—સ્રીવેશ સ્હામું જોઇ હાસ્ય કરી પુનઃ હાથમાંનો ચાટવો હલાવવા લાગી.

તેનો હાથ ઝાલી સ્રી—વેશધારી વિમલદેવે કહ્યું: "થોડી વાર નહિ હલાવે તો શું બગડી જવાનું છે? તે દિવસે—"

"વળી પાછો તમારો તે દિવસજ જીભ ઉપર આવે છે કે?"

"તે દિવસે આપણે બનાવેલી પુષ્પમાળા વિંધ્યવાસિની દેવીના ગળામાં પહેરાવતાં બરાબર યુવરાજ છત્રસાલના ગળામાં જઇ પડી હતી. તે વખતની તમારી મુખ છટા હજી મ્હારા નેત્ર આગળ રમ્યા કરે છે. જેમ પશ્ચિમ—સુંદરીનું મુખ પોતાના પતિના આગમનને લીધે લજ્જાથી લાલ થઇ ગયું છે તેમ ત્હારૂં મુખ તેથી પણ અધિક લાલ થયું હતું.

"અને ત્હમારા મુખ ઉપર એટલી બધી લાલાશ આવી હતી તેમ છતાં તમારૂં કપાળ પરસેવાથી લદબદ થઇ ગયું હતું. ખરેખર વિમલદેવ! હું ત્હમને પુછવાનાજ વિચારમાંજ હતી. તમે પણ તમારી માતાની પેઠે યુવરાજ છત્રસાલ ઉપર દ્વેષ રાખો છો કે? છત્રસાલ કેટલો બધો સરલ ચિત્તનો, દરેક મનુષ્યની સાથે મળી જનાર, દરેકનાં મન જીતી લેનાર, નિરહંકારી, કેટલો બધો માયાળુ, અને પરોપકારી છે? આજે પ્રાણનાથ પ્રભુએ શ્રીરામચંદ્રજીના મંદિરમાં લવ અને કુશ, એ બે બંધુના શૌર્યનું વર્ણન કર્યું હતું. તેટલુંજ અપ્રતિમ શૌર્ય તે દિવસે યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાયે દર્શાવ્યું હતું. શરીરમાં એટલું બધું શૌર્ય વીર્ય હોવા છતાં છત્રસાલની વર્તણુક કેટલી સરલ અને પ્રેમાળ છે? તેના એ સદ્‌ગુણને લીધેજ પ્રત્યેક મનુષ્યને તે અતિ પ્રિય થઇ પડયો છે પરંતુ મ્હારા પિતા તેના ઉપર દ્વેષ રાખે છે, તેને શત્રુ જેવો ગણે છે! મ્હારા પિતાની વાત જવા દો! તમારા પિતા પહાડસિંહ અને માતા હિરાદેવી છત્રસાલનાં કેટલાં બધાં નિકટનાં સગાં છે. તેમ છતાં તેઓ પણ તેના પર ખાનગી રીતે દ્વેષ રાખે છે. આજે તમારા પિતા ઓરછાના રાજસિંહાસનને શોભાવે છે, અને તમારી માતા હિરાદેવી ઓરછાની રાણી તરીકે પૂજાય છે તેનું મુખ્ય કારણ યુવરાજ

છત્રસાલના પિતાનું અપૂર્વ શૌર્ય છે! ચંપતરાયે અદ્વિતીય પરાક્રમ બતાવી ઓરછાનું રાજ્ય તમને મેળવી આપ્યું છે. નહિ તો એકાદ ન્હાના ગામડામાં જઇ ખેતી કરવામાં તમારે તમારૂં આયુષ્ય વિતાડવું પડત એવું પ્રત્યેક મનુષ્યો કહે છે! અને એમ છતાં પણ ચંપતરાય અને તેના કુટુંબનાં મનુષ્યો તમારા માતા પિતાને અપ્રિય થઇ પડયાં છે. વિમલદેવ! ત્હમારા માતા પિતાની એ વર્તણુક તમને પસંદ છે કે?"

"મ્હને પસંદ પડે કે ન પડે પણ માતાની આજ્ઞા પ્રમાણે મ્હારે વર્તવુંજ પડે છે." વિમલદેવ ખિન્ન મુખે બોલ્યો: "છત્રસાલની પાસે જવું, તેની સાથે દોસ્તી કરવી, અને જીવનપર્યંત તેની સંગતિમાં રહી તેણે હાથ ધરેલા કાર્યમાં અંતઃકરણપૂર્વક મદદ કરવી એવું મ્હને એક વખત નહિ પણ હજાર વખત થાય છે પરંતુ તેનો ઉપયોગ શો? મ્હારી પ્રત્યેક ક્રિયા ઉપર, મ્હારી પ્રત્યેક હીલચાલ ઉપર મ્હારી માતાની સંપૂર્ણ દેખરેખ છે. તેથી તેની ઇચ્છા વિરૂદ્ધ જરા પણ વર્તવાનું મ્હારાથી બને એમ નથી. મ્હારા વિચારો ઉપર અને મ્હારા મન ઉપર તેની સત્તા ચાલતી નથી એટલુંજ હું દુઃખમાં સુખ માનું છું."

"જે દિવસે મ્હેં યુવરાજ છત્રસાલનો સંદેશો દેવીના મંદિરમાં પ્રાણનાથ પ્રભુને નિવેદન કર્યો, તે દિવસે મ્હારા પિતા મ્હારા ઉપર કેટલા બધા ગુસ્સે થઇ ગયા હતા? તે દિવસે આખો દિવસ તેમને સારૂં લાગ્યું નહિ. બીજે દિવસે તેમણે મ્હને પોતાની પાસે બોલાવી કેટલો બધો ઠબકો દીધો હતો! "છત્રસાલની છબીનાં પણ જો દર્શન કરશે તો મ્હારા જેવો કોઇ ભૂંડો નથી." એવું કહ્યું હતું. છત્રસાલમાં એવા તે શા અવગુણ ભર્યા છે તે તો તે જાણે! થોડા સમય પહેલાં, શ્રી રામચંદ્રજીની મૂર્તિ જેટલી મનમોહક અને સુંદર છે તેટલી યુવરાજ છત્રસાલની મુખાકૃતિ સુંદર અને વર્તણુક મોહક છે. મ્હને તો જાણે તેના સ્હામું બેસી આઠે પહોર અને બત્રિશે ઘડી તેને નિરખ્યા કરૂં એવું થાય છે. રામચંદ્રજીએ લંકાના રાવણનો અને તેના કેટલાક દુષ્ટ જાત ભાઇઓનો સંહાર કરી સર્વ મનુષ્ય પ્રાણીઓને ત્રાસમાંથી છોડાવ્યા હતા, તેજ પ્રમાણે યુવરાજ છત્રસાલ

દિલ્લીના અસુરોનો નાશ કરશે એવું લાગે છે. યુવરાજના પ્રયત્નથી બુંદેલખંડ સત્વર મોગલોના ત્રાસમાંથી મુક્ત થશે. એવા મહત્વના કાર્યમાં મદદ કરવાનું છોડી દઇ મ્હારા પિતા તેમને ડગલે ને પગલે વિઘ્નમાં નાંખવાના વિચારો કરે છે!"

"તમારા પિતા કંચુકીરાય કયાં ગયા છે તે તમને ખબર છે કે?"

"મ્હને કશી ખબરજ નથી." હોડી ધીમે ધીમે ચલાવતાં વિજયાએ ઉત્તર દીધોઃ "તેમને એકાએક જવું પડયું છે." વિંધ્યવાસિનીનાં દર્શન કરી આપણે જ્યારે આ તરફ પાછાં ફર્યાં ત્યારે મ્હને બોલાવી તેમણે કહ્યુંઃ "મ્હારે કંઇક અગત્યના કામ માટે આગળ જવું પડશે. તું રાણી હિરાદેવી સાથે ઓરછા જા. ત્યાંથી તને ધારીર બોલાવીશ." એટલું કહી તે ચાલતા થયા. ત્યારથીજ હું તમારી સાથે પ્રવાસ કરૂં છું. તેઓ કયાં જવાના છે તે પિતાજીએ મ્હને કહ્યું નથી, અને મ્હેં પણ તેમને વધારે પુછપરછ કરી નથી. ઘણું કરીને તેઓ ધારીર ગયા હશે એવી હું કલ્પના કરૂં છું. લાંબી મજલ મ્હને ત્રાસદાયક થઇ પડે છે તેથીજ રાણીની સાથે પ્રવાસ કરવાની મ્હારી ગોઠવણ કરી તેઓ ઉતાવળે આગળ ચાલ્યા ગયા હોવા જોઇએ."

"વિજયા!" વિમલદેવે આશ્ચર્ય પામી કહ્યુંઃ "કંચુકીરાય કયાં ગયા છે તે તું જાણતી નથી ત્યારે તો! એમના ખાનગી પ્રપંચો અને અંધારી રાતની કાપટ્ય કળાથી પરમેશ્વર તોબાહ! કંચુકીરાય ધારીર ગયા નથી."

"ધારીર નથી ગયા ત્યારે પછી કયાં ગયા?" વિજયાએ આશ્ચર્યચકિત થઇ પ્રશ્ન કર્યો.

"કંચુકીરાય તો દિલ્લી ગયા છે."

"શું કહો છો? દિલ્લી?" વિશેષ આશ્ચર્ય પામી વિજયાએ પૂછ્યું.

"હા, તેઓ દિલ્લી ગયા છે. ત્યાં જતાં પહેલાં માતા સાથે તેમણે ઘણો વખત સુધી એકાંતમાં સલાહ મસલત ચલાવી હતી. અંતે તેમની ગુપ્ત મંડળી બરખાસ્ત થઇ. દિલ્લી જવા માટે તમારો કિસન એક સાંઢણી લઇ સજ્જ થયો અને કંચુકીરાય તદ્દન ગુપ્ત રીતે દિલ્લી ચાલ્યા ગયા."

"ઘણું આશ્ચર્ય!" વિજયાના હાથનો ચાટવો કેટલાક સમય પર્યંત

શાંત પડી રહ્યો. "પિતાજી દિલ્હી શા માટે ગયા તે તમે સમજ્યાં !"

"તે સમજવાનો મ્હેં યત્ન કર્યો હોત તો આ વિમલદેવ તમને અહિં જણાયો હોત કે નહિ તેજ શંકાસ્પદ છે. વિજયા ! તમને હજી મ્હારી માતાના ક્રોધની ખબર નથી, એમ જણાય છે. પેટનું બાળક જાણીને તે મ્હારો અપરાધ કદી પણ ક્ષમા કરે એમ નથી. જવાની સર્વ તૈયારી થઇ તો પણ માતા કંચુકીરાય સાથે ખાનગી વાતચિત કરતાં હતાં. એ જોઇ પિતાજીએ મ્હને માતાને જવાની તૈયારી ક્યાં સુધી આવી તે જોવા મોકલી. તે સમયે કંચુકીરાય દિલ્હી જવાના છે એવા ભાવાર્થના શબ્દો મ્હારે કાને પડ્યા. એ શિવાય એક શબ્દ પણ વધારે મ્હારા સાંભળવામાં આવ્યો નહિ. તેમ છતાં પણ હું તેમની નજીક ગઇ તેથી માતાના બન્ને ડોળા નીકળી પડ્યા ! વિજયા ! મ્હારી માતાના તે ક્રોધ ભરેલા મુખ સ્હામું તમે જોયું હોત તો ભયથી તમે થરથર કમ્પાયમાનજ થઈ ગયાં હોત."

"વિમલદેવ ! ત્હમારી માતાનો ક્રોધ હું જાણું છું. કાલે આપણે અત્રે મહોબામાં આવ્યાં ત્યારે ત્હમારી માતાની ગિરિજા નામક એક માનીતી દાસીએ વાર્ષિક નિયમ પ્રમાણે મહોબાના કિલ્લામાં રહેવાની શી અડચણ છે ? એમ પૂછ્યું. એ સાંભળતાંજ હિરાદેવીના શરીરમાં ક્રોધ ઉપજ્યો. તેણે ગિરિજાને બેશુદ્ધ થઇ પડી ત્યાંસુધી માર માર્યો, અને શુદ્ધિમાં આવ્યા પછી પણ તેને એક અઠવાડીયા પર્યંત દરરોજ તેને એવોજ માર મારવાની તેમણે પ્રતિજ્ઞા કહી સંભળાવી. ગરીબ બિચારી ગિરિજા !"

હિરાદેવીનું સ્મરણ થતાંજ યુવરાજ વિમલદેવ અને વિજયાના પ્રસન્ન મુખ ઉપર ખિન્નતાની છાયા પ્રસરી ગઇ, પણ તે થોડો વખતજ. થોડીવાર પછી તેમનાં મુખ મદનસાગર સરોવરમાં હાસ્ય કરતાં કમળની પેઠે પ્રફુલ્લિત જણાવા લાગ્યાં. હજી વિજયા ચાટવો હલાવી હોડી ચલાવ્યાં કરતી હતી. સાગરની વચમાં જણાતા બેટ તરફ જવા માટેજ તે યત્ન કરી રહી હતી.

"વિજયા ! આપણી હોડી આ પ્રમાણે ઝડપથી દોડશે તો થોડી વારમાંજ આપણે સ્હામે જણાતા વર્તુલાકાર બેટ નજીક જઇ પહોંચીશું." આનંદભરેલે મુખે વિમલદેવ બોલ્યો: "જુવો, બેટ ઉપર જણાતાં લીલાં-

છમ વૃક્ષની હાર ત્યાંના દેવાલયને કેવી શોભાવી રહી છે ? જેમ તે દેવાલયો તૈયાર કરવામાં માનવી–કૌશલ્યની હદ જણાય છે તેજ પ્રમાણે ચિત્રવિચિત્ર રંગનાં ફલ પુષ્પવડે સજાયલી વૃક્ષોની હાર એકઠી કરવામાં દૈવી કૌશલ્યની હદજ વળી ગઇ છે. માનવી કૌશલ્યની હદ અને દૈવી કૌશલ્યની હદ, એ બન્નેનું એકી વખતે થતું દર્શન કેટલું સૌખ્યદાયક અને પવિત્ર ! દૈવી કૌશલ્ય અપ્રતિમ, અદ્વિતીય, અને અલૌકિક હોય છે. માનવી કૌશલ્ય સાથે તેની બરાબરી કરવી વ્યર્થ છે; માનવી કર્તવ્ય ઉપર એવી ટીકા કરનાર મનુષ્યે આ સ્થળ જોવું જોઇએ. તેજ પ્રમાણે દૈવી કૌશલ્યનો અભાવ પ્રતિપાદન કરનાર મનુષ્યે એક વખત આ સ્થળનાં દર્શન કરવાં જોઇએ. તેમ કરવાથી માનવી અને દૈવી શક્તિ એક બીજા સાથે કેવો સંબંધ ધરાવે છે અને તેમ હોવાથી તેમનું કૌશલ્ય કેવું મોહક જણાય છે તે સંબંધી તેમના મનની ખાત્રી થશે. દૈવી કૌશલ્યનો આદર્શ દ્રષ્ટિ સમક્ષ રાખી માનવી કૌશલ્ય તેટલુંજ વિશાળ કરવાનો પ્રયત્ન કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. પેલો સ્હામેનો બેટ એવો ઉપદેશ આપતો હોય એમ જણાય છે.”

વિજયાએ કહ્યું: “ શ્રી રામચંદ્રજીએ સજ્જન મનુષ્યોનું પ્રતિપાલન કરવા માટે લંકાના દુષ્ટ અસુરોનો પરાજય કર્યો હતો. એ દૈવી આદર્શ નજર આગળ રાખી મહોબાનો યુવરાજ છત્રસાલ માનવી કૌશલ્યવડે દિલ્હીના મોગલોનો પરાજય કરવા તૈયાર થયો છે. એ ઉપરથી આ બેટનો ઉપદેશ તેમના મનમાં ઉત્તમ રીતે ઠસી ગયેલો હોવો જોઇએ એમ જણાય છે. માનવી અને દૈવી, બન્ને કૌશલ્યના તેઓ ચાહક અને ગ્રાહક હોવા જોઇએ.”

વિજયાનું એ અનુમાન સત્ય હશે કે ? વિમલદેવનો સિદ્ધાંત સત્ય હશે કે ? વિજયાના કહેવા પ્રમાણે યુવરાજ છત્રસાલ માનવી અને દૈવી એ બન્ને કૌશલ્યનો ચાહક અને ગ્રાહક હશે કે ?

એ સમયે યુવરાજ છત્રસાલ પોતાના મનથી તો પોતાને દૈવી અને માનવી એ બન્ને કૌશલ્યનો ચાહક અને ગ્રાહક માનતો હોવો જોઇએ. વિમલદેવ અને વિજયાના નેત્ર સમક્ષ જેમ માનવી અને દૈવી સૌંદર્ય વિરાજતું હતું તેજ પ્રમાણે છત્રસાલને પણ માનવી અને દૈવી સૌંદર્યના દર્શનનો લાભ

મળતો હતો. મદનસાગર સરોવરના મધ્ય ભાગમાં આવેલા બેટની અવર્ણનીય શોભા તેના નેત્ર સમક્ષ નિરંતર નૃત્ય કરતી હતી. પરંતુ તેનો તેને નિત્ય સમાગમ થતો હોવાથી તેને મનથી બેટનું મહત્વ ઓછું થઇ ગયું હતું. તે બેટ ઉપર માનવી અને દૈવી સૌંદર્ય વિકાસી રહ્યું છે એવી તેને કલ્પના પણ ન હતી. તેમ છતાં પણ તે સમયે તે માનવી અને દૈવી સૌંદર્યનો સંપૂર્ણ દર્શન-સ્વાદ લેતો હતો એ તો ખરૂંજ.

હવે સરોવરના મધ્ય ભાગનો બેટ છેક નજીક આવી પહોંચ્યો. તે જેમ જેમ આવતો ગયો તેમ તેમ તે વિમલદેવ અને વિજયાનું મન વધારે વધારે આકર્ષણ કરવા લાગ્યો. તેમને સૃષ્ટિ સૌંદર્ય શિવાય બીજું કશું જણાતુંજ નહિ. માતાની ઇચ્છા વિરૂદ્ધ સ્ત્રી-વેશમાં ફરતો હોવાથી વિમલદેવને તે સંબંધી લેશમાત્ર પણ ચિંતા નહોતી. વસંતરાજ સાથે પ્રેમાલાપ કરતી સૃષ્ટિ સુંદરી, સંધ્યાના ગળામાં હાથ ભેરવી સ્નેહ વાર્તા કરતી પ્રભા, દૈવી સૌંદર્યના હાથમાં હાથ ભેરવી મૌજ કરનાર માનવી સૌંદર્ય, પવિત્ર જળ પ્રવાહથી ભરેલું મદન સાગર સરોવર, તેનું અનુકરણીય ગંભીરપણું તેના હ્રદયપટ ઉપર હાસ્ય કરતાં કમળપુષ્પ, અને સ્હામે પ્રસન્ન મુખે બેઠેલી વિજયા, એટલુંજ જાણે વિશ્વ હોય એવી વિમલદેવની મનોભાવના થઇ રહી હતી. એ શિવાય બીજું કશું તેની દ્રષ્ટિમાં જણાતું નહતું. એ શિવાયનું સર્વ તે વિસરી ગયો હતો. તે પોતે જેમ માનવી અને દૈવી સૌંદર્યનો રસાસ્વાદ ચાખવા માટે આગળ જાય છે તેજ પ્રમાણે માનવી સૌંદર્યની જોડમાં બેસનાર દૈવી સૌંદર્યનું અવલોકન કરવા માટે કોઇ તેની પૂઠે પડયું છે કે કેમ? તેની તેને કલ્પના પણ નહતી.

કમળપુષ્પોએ મદનસાગર સરોવરનો હ્રદયપટ ચિત્રવિચિત્ર બનાવ્યો હતો. કેટલાંક સંપૂર્ણ પ્રફુલ્લિત થઇ રહ્યાં છે, કેટલાંક પોતાનો હસમુખો સ્વભાવ વશ કરી ગંભીરતાનો ડૉળ ઘાલી રહ્યાં છે, કેટલાંકે હમણાંજ હાસ્ય કરવા માંડયું છે, કેટલાંકને હાસ્ય કરવાનું ભાન નથી એવી મુગ્ધાવસ્થામાં છે, એવાં અનેક કમળપુષ્પો વિમલદેવ અને વિજયાનો આદરસત્કાર કરવા માટે મદનસાગર સરોવરના હ્રદય ઉપર ઉંચાં મુખ કરી ઉભાં હતાં. વિમલ-

દેવ તેમના સ્હામું હાસ્યભરિત મુખે જોઈ રહ્યો હતો. અંતે એક મનોહર કમળ લેવાની ઇચ્છાથી તે પોતાની જગ્યાએથી ઉઠયો. એ જોઇ વિજયાએ કહ્યું: "વિમલદેવ ! તમને કમળ જોઇએ છીએ કે ? આટલે આઘેથી તે તમારા હાથમાં આવશે નહિ. થોડો વખત થોભો. હમણાંજ હું આપણી હોડી તેની પાસે હંકારી લઇ જાઉં છું."

"વિજયા ! જુવો પેલું કમળ ! તેનું દૈવી સૌંદર્ય તમારા માનવી સૌંદર્ય સાથે કેવું એકરૂપ થયેલું જણાય છે ! તેનું અર્ધ પ્રફુલ્લિતપણું તમારા સ્મિત હાસ્ય સાથે કેવું મળતું આવે છે! આપણા પ્રાચીન કવીઓએ સ્ત્રીઓના મુખને કમળની ઉપમા આપી છે તે કેટલી બધી બંધબેસ્તી છે ?"

"સ્ત્રીઓનું મુખ એકલુંજ નહિ પણ તેમના હાથ, પગ, આંખો અને ટુંકામાં કહીએ તો તેની સર્વ ઈન્દ્રિયો કમળના જેવીજ છે એવી તેમની સમજ છે. બિચારાઓએ સ્ત્રી એટલે અનેક કમળોનો એક ગુચ્છોજ ઠરાવી દીધો છે." વિજયાએ હાસ્યવિનોદ કરતાં કહ્યું: "વિમલદેવ ! તમે તે કમળ લઇને શું કરશો ?"

"તમારા માનવી સૌંદર્ય સાથે તેના દૈવી સૌંદર્યની તુલના કરીશ." એમ કરી વિમલદેવ કમળ લેવા હોડીના કિનારાપર વાંકો વળ્યો. વિજયા પણ પોતાના સ્વભાવ ચાંચલ્યને અનુસરી હાથમાંનો ચાટવો ઉંચો લઇ વિમલદેવને મદદ કરવા માટે તેની પાસે ગઇ. એમ કરવાથી તે પોતાની ઉપર અને વિમલદેવ ઉપર કેવું સંકટ વ્હોરી લે છે તેની તેને કલ્પના પણ નહતી. તે દૈવી અને માનવી સૌંદર્ય થોડીવારમાં મદનસાગર સરોવરના ગર્ભમાં ગડપ થઇ જવાનાં હતાં. એટલામાં હોડીમાંનો બધો ભાર એક તરફ થઇ જવાથી હોડી ઉંધી વળી હોય એવી ભયપ્રદ ભાવના એક મનુષ્યના મનમાં ઉત્પન્ન થઇ. ક્ષણ માત્રમાં આવી પડનાર સંકટમાંથી માનવી અને દૈવી સૌંદર્યનું સંરક્ષણ કરવા માટે એક મનુષ્યે પોતાની નૌકા જોરથી ચલાવવા માંડી. એટલામાં વિમલદેવના હાથમાં કમળ નહિ આવતાં હોવાથી એક વખત પ્રયત્ન કરી જોવાની ઇચ્છાથી વિજયા પણ હોડીને કિનારે આવી કમળ લેવા વાંકી વળી. તેજ ક્ષણે હોડી ઉંધી વળી ગઇ, અને મદનસાગર સરોવરમાં નાચતાં

અસંખ્ય કમળોની સાથેજ પેલાં બે પરદેશી કમળો તરવા લાગ્યાં.

"વિમલદેવ !" વિજયા પોતાના હાથવડે પાણી કાપતી બોલી, "તમને તરતાં નથી આવડતું કે? ગડબડ કરશો નહિ. થોભો જરા, થોડીવાર સ્વસ્થ રહો. હું તમને મ્હારો હાથ આપવા આવી પહોંચું છું." એમ કહી તે ચપળ બાળા ચપળાની પેઠે વિમલદેવની પાસે આવી. એ સમયે વિમલદેવના મ્હોમાં થોડું પાણી ઉતરી ગયું હતું, અને તે ડૂબવાની તૈયારીમાં હતો. તેનો એક હાથ પકડી બીજે હાથે પાણી કાપતી બાળા બોલી. "વિમલદેવ ! ગભરાશો નહિ; આંખો ઉઘાડી જુવો. તમારી વિજયા બ્હેન તમારી પાસેજ છે."

વિમળદેવે નેત્રો ઉઘાડી જોયું. આસપાસના વિશાળ જળપ્રવાહ સ્હામું ભયચકિત દૃષ્ટિએ જોઇ તેણે પોતાને આશ્રય આપનાર નાજુક હાથની વિજયા તરફ નજર ફેરવી. વિજયાને જોતાંજ તેના નેત્રમાંથી આંસુની ધારા પડવા લાગી. તેણે અત્યંત કરૂણા ભરેલા સ્વરે કહ્યું: "વિજયા ! મ્હને પકડી રાખશો નહિ. મ્હને મરવા દો, મ્હને બિલકુલ તરતાં આવડતું નથી. તમારાથી મ્હારૂં સંરક્ષણ થશે નહિ. તમને તરતાં આવડે છે. તમે તરતાં તરતાં સપાટાબંધ પેલા બેટ ઉપર ચાલ્યાં જાઓ."

"વિમલદેવ ! તેમ કદી પણ બનશે નહિ. આપણે બન્ને અહિં એક સાથે મરીશું અથવા બચવાનું ભાગ્યમાં હશે તો—" તેનાથી આગળ બોલી શકાયું નહિ.

"તમે થાકી ગયાં હોય એમ જણાય છે. છોડી દો, મ્હારો હાથ છોડી દો. બન્નેએ મરવું તેના કરતાં એકે બચી જવું સારૂં છે. મ્હારૂં સંરક્ષણ કરવા માટે તમે જીવતોડ યત્ન કર્યો છે તે માટે હું તમારો અત્યંત ઋણી છું. તમારૂં એ ઋણ હું બીજે જન્મે ફેડીશ. હમણાં મ્હને છોડી દો."

"નહિ, નહિ. આપણે બન્ને એકદમજ મરણ પામીશું." વિજયા જેમ તેમ બોલી શકી. ઘણું તરવાથી તે તદ્દન થાકી ગઇ હતી. વિમલદેવનું સંરક્ષણ કરવું હવે તેને માટે અસંભવિત થઇ પડયું, તેમ છતાં શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી વિમલદેવને બચાવવાનો યત્ન કરવો એજ તેની દૃઢ પ્રતિજ્ઞા હતી.

વિજયા અત્યંત થાકી ગઇ. તે સત્વર મરણના મુખમાં પડશે એમ જાણી વિમલદેવે કહ્યું:—" વિજયા ! હવે હું તમારી રજા માગું છું. મ્હને જવા દો. " એટલું કહી વિમલદેવે વિજયાના હાથમાંથી પોતાનો હાથ છોડવી લીધો. તેણે કહ્યું:—" તમારો સ્નેહાંકિત હાથ મ્હેં તરછોડયો છે તેને માટે મ્હને ક્ષમા આપજો. વિંધ્યવાસિની માતાએ કહેલું ભવિષ્ય ખરૂં પડે અર્થાત છત્રસાલના ગળામાં માળા આરોપવાનું તમારા ભાગ્યમાં લખ્યું હોય તો કોઇ કોઇ વખત મ્હારૂં સ્મરણ કરતાં રહેજો. તમે યુવરાજ છત્રસાલને કહેજો કે:—"છત્રસાલના ગળામાં પડેલી પુષ્પ માળામાં મ્હારો પણ થોડો ભાગ હતો, તેમજ હું તેમના પ્રેમની ઇચ્છા રાખતો હતો, અને મ્હારા પિતાની પેઠે હું તેમનો દ્વેષ કરતો નહતો. ઉલટો મ્હારો છત્રસાલ ઉપર અતિશય પ્રેમ હતો. જળ દેવતાઓ ! આ તમારી પાપી ભગિનીને તમારા ઉદરમાં સ્થાન આપો. વિજયા ! હવે બીજે જન્મે ! રજા લઉં છું. "

વિમલદેવના મ્હોમાં જળ ભરાઇ ગયું. તે ડૂબવા લાગ્યો. તેના સ્હામું જોતી અસહાય વિમલા બોલી:—" જાઓ છો કે તમે ? આ સમયે અહિં જો યુવરારાજ છત્રસાલ હોત તો—"

---

## પ્રકરણ ૬ ઠું.

---

### મોજશોખમાં લંપટ બનેલી દિલ્લી !

---



દિલ્લી ! ઐશ્વર્ય મદમાં છાકી ગયેલી દિલ્લી ! અનાચાર, વ્યસન અને આળસમાં લપટાયલી દિલ્લી ! ત્હારા જેવી વિષયલંપટ, ત્હારા જેવી નાટકી, અને ત્હારા જેવી ચંચળ—ચતુરા સ્ત્રીના હાથમાં ભરતખંડ જેવી પવિત્ર ભૂમિની રાજ લગામ રહે અને ત્હારા જેવી બેદરકાર સ્ત્રીના મુખમાંથી બહાર પડતી આજ્ઞા, બુંદેલખંડના તેજસ્વી ક્ષત્રિઓ શિરસાવંધ માને એ ભરતખંડનું દુર્ભાગ્યજ ! મહત્વાકાંક્ષાની—રાક્ષસી મહ-

ત્વાકાંક્ષાની-રાજતૃષ્ણાની એકલપેટી મહત્વાકાંક્ષાનું બલિદાન થઇ તેં આજપર્યંત કેટલા અનાચારો કર્યા છે! દુર્યોધનની બુદ્ધિ ભ્રષ્ટ કરી, પૃથ્વીના ન્હાના ટુકડામાં સંતુષ્ટ રહેનાર પાંડવોને, સોયની અણી ઉપર રહે એટલી પૃથ્વી નહિ આપ-વાનું તેંજ દુર્યોધનને મુખે કહેવડાવ્યું હતું! અને મહાભારતના યુદ્ધ જેવો ભયંકર પ્રસંગ ઉત્પન્ન કરી લોહીની નદીઓ ત્હેંજ વહેવડાવી હતી! કનોજના જયચંદ્ર રાઠોડને મધ્યસ્થ રાખી પૃથ્વીરાજ ચહુઆણ જેવા ત્હારા વીર્યવાન પતિનું શાહબુદ્દીન ઘોરીને હાથે ત્હેંજ ખૂન કરાવ્યું હતું! અને ત્હારા કપાળમાં શોભતું સ્વતંત્રતારૂપી કુંકુમ તિલક ત્હેં ત્હારે હાથેજ લુછી નાંખી મુસલમાની મોગલાણી બની ગઇ! મુસલમાની બન્યા પછી-મોગલોના બુર-ખામાં જઇ બુરખારૂપી પડદાનો આશ્રય મળ્યા પછીનું ત્હારૂં વર્તન અત્યંત હીન, પાપી, અને હદવગરનું થઇ પડયું છે! મનુષ્ય વધ, રક્તપાત અને ખૂન, એ તો જાણે ત્હારા મનથી આનંદનો વિષયજ થઇ પડયો છે! પ્રધા-નોએ સેવકભાવનું, બંધુઓએ બંધુ-પ્રેમનું, પિતાએ પુત્ર વાત્સલ્યનું, અને પુત્રોએ પિતૃધર્મનું ખૂન કરી ત્હારા પ્રેમમાં પડવું-અરે! ત્હને પ્રાપ્ત કર-વાની ઇચ્છા રાખવી એવી તેં તેમને મોહિની લગાડી છે! તેં અમાત્યોના મનમાંથી વિશ્વાસુપણું છિનવી લઇ તેમને પોતાના સ્વામી ઉપરજ શસ્ત્ર ઉગામવાનો ઉત્સાહ પ્રેર્યો છે! તેં બંધુના મનમાંથી બંધુ પ્રેમનું અપહરણ કરી બંધુઓનું પરસ્પર ખૂન કરાવ્યું છે. કાકા-ભત્રિજા, અને મામા ભાણેજ કિંવા તેવાજ અન્ય સગાંઓને પરસ્પર શત્રુનું ભાન કરાવવામાં તું શૂરી બની છે. એટલુંજ નહિ પણ ત્હારા ઉપર અવર્ણનીય પ્રેમ હોવાની નિશાની તરીકે તને ઉત્તમ પ્રકારે અલંકૃત કરનાર શાહજહાન બાદશાહને જરા વૃદ્ધ થયેલો જોઇ ત્હારો પ્રેમ તેના ઉપરથી નષ્ટ થયો અને તેના તરૂણ પુત્ર ઉપર તું આસક્ત થઇ પડી! ત્હારી મનોવૃત્તિ હમેશાં અધર્મ તરફ વિશેષ હોવાથી કપટી, ઢોંગી, સ્વાર્થ સાધુ, અને દગલબાજ, ઔરંગજેબ ઉપર તું ફિદા ફિદા થઇ ગઇ અને ત્હારા વૃદ્ધ પતિ શાહજહાંનને કેદખાનામાં નંખાવીને અને ત્હારા સર્વ દિયરોનાં ખૂન કરાવીને, તું છંછેડાયલી નાગણની પેઠે ક્રોધે ભરાઇ. ત્યાર પછી તું પ્રત્યેક સજ્જનો ઉપર ફુંફાડા મારી પુનઃ વૈભવનો સ્વાદ લેવા લાગી.

અહા ! કેવું ત્હારૂં ચાંચલ્ય ! કેવો ત્હારો મદ ! કેવી ત્હારી અધિકાર-લાલસા ! કેવી ત્હારી વિષયતૃષ્ણા ! ફટ્ ભુંડી !

શાહજહાં બાદશાહના ગળામાંથી હાથ કાઢી આલમગીર બાદશાહના ગળામાં આલિંગન દીધું નહિ હોય, અધિકાર-લાલસાનું રક્તવર્ણ તાંબુલ ચાવવાની અદ્યાપિ ત્હેં શરૂવાત કરી નહિ હોય, ત્હારા નૂતન પતિનું સ્વરૂપ અદ્યાપિ તું સારી પેઠે જોઇ શકી નહિ હોય, એટલા થોડા સમયમાં આઠ દશ વર્ષ જેટલા અલ્પ સમયમાં તો દિલ્લી ! ત્હને ત્હારા નૂતન પતિરાજ આલમગીર બાદશાહ ઉપર પણ તિરસ્કાર ઉત્પન્ન થયો કે ? થોડો વધારે વખત ત્હારા પતિ સાથે સમાગમ રાખવો એ શું ત્હારા નીતિભ્રષ્ટ ચાંચલ્યને પસંદ પડ્યું નહિ કે ? ઔરંગજેબ માંદો પડયો છે—ત્હારો પતિ માંદો થઇ મરણના મ્હોમાં ઉભો છે તે તેને વેગળો ધકેલી કાઢવાને માટે પુરતું કારણ થઈ પડયું કે ?

રોશનઆરા બેગમ એ ઔરંગજેબની પ્રિય ભગિની. શાહજહાંનો પણ તેના પર અતિશય પ્રેમ હતો. પરંતુ દિલ્લીનો કોણે સ્વીકાર કરવો, દિલ્લીની માળા કોણે પોતાના ગળામાં આરોપણ કરવી, એ સંબંધી પ્રશ્ન ઉત્પન્ન થયો ત્યારે જે રોશનઆરા બેગમે દારા, સુજા અને મુરાદના હક્ક તરફ જરા પણ દ્રષ્ટિપાત નહિ કરતાં પોતાના પ્રિય બંધુ ઔરંગજેબનો હાથ દિલ્લીના હાથમાં ભેરવી દીધો તેજ રોશનઆરા, આજે દિલ્લી અને તેની સાથેજ તેના ઉપર પ્યાર કરનાર પોતાના બન્ધુનું જીવન હરણ કરી લેવા કેમ સજ્જ થઇ ! દિલ્લી ! એ સર્વ ત્હારા અનીતિમાન મનની અને ત્હારા પાપી ચાંચલ્યનીજ રમત છે ! દિલ્લી ! ત્હારો પતિ માંદગીની પથારીમાં બેશુદ્ધ અવસ્થામાં પડયો છે. તેનો લાભ લઇ તેના ઉપરથી ત્હારા પતિનો દાબ નષ્ટ થાય અને ત્હારી ઇચ્છાનુસાર વર્તવાનું ફાવે, એજ ઉદ્દેશથી ત્હારા પતિ ઔરંગજેબ બાદશાહનો કાંટો મૂળમાંથી ઉખાડી નાંખવા જેવી આસુરી વૃત્તિ રોશનઆરાને ઉશ્કેરનાર તુંજ છે ! ત્હારા પતિની ત્હારા ઉપર થોડો સમય સત્તા રહી તેનો પણ તને તિરસ્કાર ઉત્પન્ન થયો કેમ ? રોશનઆરા બેગમ જેમ સ્વચ્છંદપણે, સ્વેચ્છાપૂર્વક અને ઉચ્છૃંખલપણે વર્તે છે તે પ્રમાણે ત્હારે પણ

વર્તવું, એવી ત્હને ઇચ્છા ઉત્પન્ન થઇ કેમ ? તેં રોશનઆરાના મનમાં કેમ સંચાર કર્યો વારૂ ? વ્યભિચારિણી ! કહે જોઉં.

"હકીમ !" પુરૂષની પેઠે બેઠેલી રોશનઆરા બેગમે પોતાની સ્હામે ઉભા રહી થર થર કમ્પતા વૈદ્યને ગર્જના કરી કહ્યું: "હજી ત્હારી રમત કેટલા દિવસ પર્યંત ચાલશે ? ઔષધનાં પાંદડાં ત્હારી સાથે લાવે છે ખરો પણ ઘડી બે ઘડીમાં મરણ થાય એવી એક પણ ઔષધી ત્હારી પાસે નથી એમ કહે છે ! એ બધા ત્હારા ખોટા પ્રપંચ છે ! રાજવૈદ્ય ! બાદશાહી હકીમ ! દિલ્હી દરબારનો હકીમ ! કયે સમયે કયા ઝેરની અમને જરૂર પડશે તે તું સારી પેઠે જાણે છે. દિલ્હી દરબારની આજ પર્યંતની વ્યવસ્થા કેવી રીતે ચાલે છે તે તું જાણે છે. રાજયાધિકાર અને અમારા વચ્ચે ગમે તેટલું અંતર હોય તો પણ એકજ મિજબાનીમાં તે અંતર સહજ રીતે તોડી શકાય એવો અમારો અનુભવ છે. એ કારણથીજ વખત કવખતે તું ઉપયોગી થઇ પડે એ ઇચ્છાથી અમે ત્હારા જેવા યમરાજના ભાઇને અમારા દરબારમાં રાખીએ છીએ ! ત્હારૂં ઔષધ બે અડવાડીયાં થયાં આલમગીરને આપ્યું છે છતાં હજી તે કેમ જીવે છે ?"

"બેગમ સાહેબા !" હકીમે કાલાવાલા કરતાં કહ્યું: "શહેનશાહ આલમગીર બાદશાહ—"

"ચૂપ રહે ! આલમગીરના નામ સાથે શહેનશાહ બાદશાહ શબ્દનો પુનઃ ઉચ્ચાર કરશે તો ત્હારી જીભના હજારો ટુકડા કરી નાંખીશ. ત્હારૂં કહેવું મ્હારે ક્ષણ પર્યંત સાંભળવું છે. તે સંપૂર્ણ સાંભળ્યા પહેલાં ત્હારા વધનો હુકમ કરવાનો મ્હને ઉત્સાહ પ્રેર નહિ." રોશનઆરાએ નાકે આંગળી લગાડી કહ્યું:

"એટલે ? મારૂં ભાષણ પૂરેપૂરૂં સાંભળ્યા પછી મ્હારો વધ કરવાનો હુકમ થશે કે ?"

"હા, આજે તને અલ્લા પાસે મોકલી દેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

"હું આજે અલ્લા પાસે જવાનો છું ?"

"નક્કીજ."

"મ્હારા વધનો હુકમ શામાટે કરવાનાં છો તે કહેવાની મહેરબાની થશે?" શાંતપણે હકીમે પ્રશ્ન કર્યો.

"તેં મ્હારો હુકમ તોડયો છે. તેં મ્હારા હુકમને પગ નીચે કચડી નાંખ્યો છે તેથીજ ત્હને દેહાંત દંડની શિક્ષા થવાની છે."

"પોતાના બાદશાહને—મ્હારા અન્નદાતાને, એક ધર્મ પ્રતિપાલકને અને દુર્ભાગ્યે તમારા બંધુને હું ઝેર આપું એજ તમારો હુકમ છે કે?"

રોશનઆરાએ ઓઠ ચાવી હકારો કહી ડોકું હલાવ્યું.

"તમારો એ હુકમ—તમારા સડી ગયેલા હૃદયમાંથી નીકળેલો દુર્ગંધિત હુકમ—મ્હારે શામાટે માનવો?"

"અત્યારે હું દિલ્લીની મુકુટ વગરની બેગમ છું. દિલ્લીનો સર્વ રાજ્યકારભાર મ્હારા હાથમાં રમી રહ્યો છે. મ્હારા હુકમમાં રહેનાર પ્રત્યેક માણસો મ્હારાં ગુલામ છે એમ માની તેમણે મ્હારો હુકમ માનવો જોઇએ."

"અલ્લાના હુકમ સાથે વિરોધ બતાવે એવા જે હુકમો છે, અલ્લાની આજ્ઞા ઉલ્લંઘન કરે એવી જે આજ્ઞાઓ છે, અને અલ્લાનાં તત્વો તોડવા જેવાં જે ફરમાનો છે તે કોઇના પણ મુખમાંથી—આલમગીર બાદશાહ જેવા શહેનશાહના મુખમાંથી કિંવા તમારા જેવી મહાત્વાકાંક્ષી સ્વાર્થી સ્ત્રીના મુખમાંથી બહાર પડે તો તે એકસરખા નિંધ, ત્યાજ્ય અને તોડવા જેવાંજ છે એમ હું સમજું છું."

"બસ કર. એક પણ શબ્દ બોલતો નહિ. હું મહત્વાકાંક્ષી સ્વાર્થી સ્ત્રી હેં? મહત્વાકાંક્ષી સ્વાર્થી સ્ત્રીનો પ્રતાપ ત્હને બતાવવોજ જોઇએ." રોશનઆરા બેગમ પોતાનાં નેત્રોમાંથી અગ્નિ વર્ષાવતી બોલી: "અરે! શયતાનખાં! બહાર આવ તો!"

રોશનઆરા બેગમ એક શબ્દ બે વખત બોલતી નહોતી. તેમાં પણ ક્રોધને સમયે તે પોતાના પ્રત્યેક શબ્દ પ્રમાણે વર્તે છે એવું હકીમ જાણતો હતો. મૃત્યુલોકમાં હવે પોતાનું થોડો સમય અસ્તિત્વ છે, એ તે જાણતો હતો. પરંતુ તેના મુખ ઉપર ચિંતાની કિંવા દુઃખની જરા પણ છટા કે છાયા દેખાતી નહોતી. તે આનંદ ભરેલે હૃદયે રોશનઆરા સ્હામું જોયા કરતો હતો.

એટલામાં બાજુની ભીંતમાંથી એક બારણું ખડાક્ દઇને બહાર આવ્યું. તેમાંથી શયતાનખાંની ગુસ્સો ભરેલી મૂર્તિ બારણામાંથી બહાર નીકળેલી જણાઇ. તેના સ્હામું જોઇ રોશનઆરાએ કહ્યું. "શયતાનખાં! આ હકીમને ત્હારા તાબામાં લે, અને એને જીવતો ને જીવતો ક્રોધે ભરાયલાં કુત્રાંઓના મ્હો આગળ નાંખી ખવડાવી દે, જા. એને મહત્વાકાંક્ષી સ્વાર્થી સ્ત્રીનો પ્રભાવ બતાવવોજ જોઇએ."

શયતાનખાંનો રાક્ષસી પંજો હકીમની ડોક ઉપર પડયો, તોપણ હકીમની શાંત વૃત્તિ નષ્ટ થઇ નહિ. તેણે શાંત ચિત્તે કહ્યું: "રોશનઆરા! તેં ફરમાવેલી આજ્ઞા સાંભળી હું થરથર કમ્પાયમાન થઇશ, બેશુદ્ધ થઇશ અથવા દયાની ભિક્ષા માંગવા ત્હારા ચરણ આગળ લાંબો થઇ પગે લાગીશ એવું તમે ધારતાં હશો કેમ? જો ત્હમે એવું ધારતાં હોય તો તેમાં ત્હમારી ભૂલ છે! આજે નહિ તો દશ વર્ષ પછી પણ મ્હારે અલ્લાનાં પવિત્ર ચરણ આગળ તો જવાનુંજ હતું, પરંતુ અલ્લા આજે કૃપાળુ થઇ મ્હને બોલાવતા હોય તો મ્હારે શા માટે પાછું હઠવું? શા માટે શોક કરવો? ત્હમારા જેવી દુષ્ટ સ્ત્રી સ્હામું ઉભા રહી શામાટે હા જી હા કરવી? મ્હેં અલ્લાના દરબારમાં જવાની સર્વ તૈયારી કરી રાખી છે. ત્યાં મ્હારો આદરસત્કારજ થશે. આજ પર્યંત મ્હેં કોઇનું કશું બગાડયું નથી. કોઇનો અપરાધ કર્યો નથી. કોઇને પ્રપંચ કરી ઠગ્યા નથી. હકીમનો ધંધો છતાં વિધવાના ગર્ભપાત કર્યા નથી, કોઇ રાજા મહારાજાને ઝેર દીધાં નથી. જાણી જોઇને લોકોના રોગ લંબાવ્યા નથી. પૈસાના લોભે દુષ્ટ કૃત્યો કર્યાં નથી. કોઇની સાથે અહંકારથી બોલ્યો નથી. મ્હેં પ્રમાણિકપણે મ્હારો ધંધો ચલાવ્યો છે ત્યાં પછી ન્યાયી અલ્લા પાસે જવામાં મ્હારે શા માટે બ્હીવું? ચાલ, શયતાનખાં! ચાલ. હું ત્હારી સાથે આવવા તૈયારજ છું."

"અરે હકીમ!" શયતાનખાંને ઉભા રહેવાની ઇશારત કરતાં રોશનઆરાએ કહ્યું: "તું અસત્યનું મૂર્તિમંત પુતળું જણાય છે. તેં ઔરંગજેબને પ્રત્યક્ષ રીતે માર્યો નહિ તો ભલે પણ તે હમેશાં બેશુદ્ધ સ્થિતિમાં રહે એવી યોજના કરી છે કે? એમ કરવાથી કોઇનું ભુંડું કર્યું કહેવાય

કે નહિ? પોતાના અન્નદાતા સાથે એવી રીતે દગલબાજી કરવી એ શું દેવનો અપરાધ નથી?"

રોશનઆરાના પ્રશ્નની ખુબી હકીમના સમજવામાં આવી નહિ. તે સરળપણે બોલ્યો: "બાદશાહને ઝેર આપવા માટે તમે મ્હને કહેતાં હતાં, લાલચ બતાવતાં હતાં, અને હુકમ કરતાં હતાં. પણ મ્હેં તે અનીતિનો માર્ગ ગ્રહણ કર્યો નહિ. જે રીતે શહેનશાહની પ્રકૃતિ સુધરે એવાંજ ઔષધો મ્હેં તેમને આપ્યાં. તમને ઠગવા માટેજ તેમની સ્થિતિ બેશુદ્ધ રહેવા દીધી. એટલું જો ન હોય તો બાદશાહની પ્રકૃતિ હમણા સારીજ થાય."

"શાબાશ રે વિશ્વાસઘાતક! હકિમનાં પૂછડાં! તું એવુંજ કરતો હશે એ સંબંધી મ્હને શંકાજ હતી. તેથીજ ત્હને અને ત્હારા પેટમાં ભરાઇ બેઠેલા મ્હારા પ્રપંચને આ જગતમાંથી નાશ કરવાની મેં યોજના કરી છે. જા, શયતાન! એને લઇ જા. રોશનઆરાનો હુકમ નહિ માનવાનાં કડવાં ફળોનો એને સ્વાદ ચખાડ."

યમરાજનો ભાઇ, શયતાન, હકીમ સહિત ક્ષણવારમાં ત્યાંથી ગુપ્ત થઇ ગયો. પરંતુ રોશનઆરાના મુખ ઉપર ચિંતાની છાયા પ્રસરી હતી તે તેની ને તેવીજ કાયમ રહી હતી. "મ્હેં આટલા બધા દિવસથી યત્ન કર્યો તે છતાં માંદા માણસનો વધ કરવાનું કામ મ્હારે હાથે બન્યું નહિ." એવો વિચાર થતાં તેને શરમ આવી. ઔરંગઝેબ માંદો પડતાંજ સર્વે બેગમો અને રાજકન્યાઓને વેગળી ખસેડી ત્યાં આગળ પોતાની સેંકડો વિશ્વાસુ તાતારી બાંદીઓનો પહેરો રાખી તેમની સેવા શુશ્રૂષા કરવાનું કામ, પોતે કેટલા ઉમંગથી, કેટલી આશાથી અને કેટલા પ્રપંચોથી સ્વીકાર્યું હતું તેનું તેને સ્મરણ થયું. પોતાની કાર્યદક્ષતા, પોતાની કર્તવ્યનિષ્ઠા, અને પોતાની બુદ્ધિ, પોતાનો ત્યાગ કરી ગઇ કે શું? એવો તેના મનમાં સંશય ઉત્પન્ન થયો. ઔરંગઝેબ સાજો થયો હશે તો ખાત્રીપૂર્વક તે પુનઃ શાહજહાંના મયૂરાસન ઉપર બેસશે, દિલ્લીના ઐશ્વર્યનું સુખ ભોગવશે, બાદશાહી હુકમો ફરમાવવા માંડશે, અને જે અમીર ઉમરાવો આ રોશનઆરાના શબ્દ ઝીલવાને તૈયાર રહેનાર હતા, સરદારો અને દરકદારો રોશનઆરાના ચરણ

કમળમાં આળોટનારા હતા, અને જે રાજાઓ મ્હોંમાં આંગળાં ઘાલી આ રોશનઆરાની સેવા કરવામાં પોતાની જાતને ધન્ય માનનાર હતા તે સર્વ હવે ઔરંગઝેબની સેવામાં તત્પર રહેશે. આ રોશનઆરા પુનઃ પડદામાં રહેનાર બેગમની બેગમજ થશે ! ઔરંગઝેબની બેગમોનો અને માનીતા અમલદારોનો મિજાજ પુનઃ મ્હારે સહન કરવો પડશે ! સુલતાના બનીને, બાદશાહી ઐશ્વર્યથી વિભૂષિત થઇને, સુલતાની સત્તાના હુકમો ફરમાવતાં, અનેક અમીર ઉમરાવો વડે પરિવેષ્ટિત થઈ બેસતા પિતાજીના મયૂરાસન ઉપર બેસવાની મ્હારી મનોવાંચ્છના સ્વપ્નવત્ ઉડી જવાનો મ્હારે પ્રસંગ આવ્યો કે ? અમીર ઉમરાવ, ને સરદાર દરકાર, અને રાજાઓમાં સદોદિત ભેળાવાનું, તેમના અગ્રભાગે શોભાયમાન થવાનું અને તેમની દ્વારા સેવા કરાવવાનું માન, રોશનઆરાના મનમાં ને મનમાંજ રહી, પૂર્વવત્ બાદશાહી જનાનખાનામાં કેદી બનશે કે ? અત્યંત ક્ષુદ્ર દરજ્જાના મનુષ્યોએ ઇચ્છામાં આવે તે પ્રમાણે વર્તવું, સ્વચ્છંદપણે આવ જા કરવી, સ્વેચ્છા પ્રમાણે વિલાસ વિભવ ભોગવવો, એટલુંજ નહિ પણ અરણ્યમાં વિચરતાં પશુઓને અને આકાશમાં ઉડતાં પક્ષીઓને સ્વતંત્રતા મળે અને અમે, સર્વના અગ્રભાગે શોભાયમાન થનાર બાદશાહની કન્યાઓએ માત્ર જનાનખાનું અને ઝરૂખાને વિશ્વ માની લઇ કેદીની પેઠે પોતાની સ્વતંત્રતાની, પોતાના આયુષ્યની અને પોતાના ભોગ વિલાસની આહુતિ આપી એ સ્થળેજ પડયાં રહેવું ? એ કેવું દુર્ભાગ્ય ! ઔરંગઝેબ માંદગીને બિછાને પડયો, એ વાર્તા મ્હારે કાને પડતાંજ મ્હારા બંધીખાનાના દિવસ ખુટયા જાણી મ્હને ઘણો આનંદ થયો. ઔરંગઝેબે આઠ દશ વર્ષ પર્યંત દિલ્લીના બાદશાહી સિંહાસનનો ઉપભોગ કર્યો, પરંતુ ધર્મ ઘેલાઇથી અંધ બનેલા એ ફકીરને રાજવિલાસની શી માહિતી ? તેણે મયૂરાસનનો સ્વિકાર કર્યો ત્યારથી એકે દિવસ મયૂરાસન સમક્ષ વારાંગનાઓનો નાચ થયો નથી ! એકે દિવસ દિવાન–ઇ–ખાસમાં કંચનીઓના કંઠમાંથી મધુર આલાપ થયો નથી ! મદ્યનું એક પણ ટીપું ભર દરબારમાં કોઇને ગળે ઉતર્યું નથી ! રાજ્યવિલાસમાં આઠે પહોર વ્યતીત કરનાર રંગીલી દિલ્લી, એવા અરસિક, નિરસ અને મનથી વૃદ્ધ બની ગયેલા ફકીર

તરફ સપ્રેમ દ્રષ્ટિએ ભાગ્યેજ જોશે ! મ્હારા પિતાજી ઘણા વૃદ્ધ થવા આવ્યા છે તેમ છતાં તેમના ભોગ વિલાસમાં કોઈ પ્રકારની ન્યૂનતા છે કે ? દાદાજીએ વિલાસની ક્ષુધા સમાવવા માટે શેર અફઘાનનો નાશ કરી નૂરજહાંન જેવી સ્વર્ગીય અપ્સરા તેમને મેળવી આપી છે. તેવું તેજ કિંવા પિતાજીના શરીરમાં જણાતું પાણી, ઔરંગજેબના શરીરમાં જણાય છે ખરૂં કે ? અમીર ઉમરાવો નાખુશ થયા છે, સરદારો નારાજ થયા છે, દિલ્હીની રંગીલી પ્રજા ખટ્ટી થઈ ઉઠી છે ! એ સર્વેનું એકજ કારણ છે. મોજ, વિલાસ, મદ્ય, નાચ, અને બેઠકોની તાણ પડવા લાગી છે ! જ્યારે એકાદ દરબારમાં પણ રંગ જામ્યો નહિ, ત્યારે પછી સ્મશાનવત્ જણાતા દરબારમાંથી તેઓ હાસ્ય ભરેલે મુખે શી રીતે જઈ શકે ! બબ્બે ઘુંટડા દારૂ મળ્યા સિવાય દરબારમાં કામ કરવાનો તેમને ઉત્સાહ શી રીતે થાય ! ભોગ વિલાસ સિવાય વર્ષોનાં વર્ષ વીતિ જાય–વારાંગનાનાં દર્શન સિવાય ચાલ્યાં જાય–તો પછી તેમના મુખ ઉપર પ્રસન્નતા શી રીતે આવે ! છટ્ છટ્ ! એ કાંઈ સારૂં નહિ. દિલ્હી દરબારની બગડેલી બાજી પુનઃ સુધારવી જોઇએ. જનમંડળનું મન રંજન કરનારી વેશ્યા, વારાંગના અને રામજણીઓએ પોતાનાં લગ્ન કરી ગૃહસ્થાશ્રમનો પ્રારંભ કર્યો છે. અનેકને બદલે એકજ પતિની આજ્ઞા પ્રમાણે વર્તવાની તેમને ટેવ પડે તે પહેલાં તેમને અગાઉના નિત્યનિયમ પ્રમાણે વર્તવાનું શરૂ કરાવવા માટે દરબારમાં ખેંચી લાવવી જોઇએ. વેશ્યાઓ ઘર સંસારી થઈ એક પતિની આજ્ઞારૂપ બેડીમાં પડે તે ઠીક નહિ. સખ્ત હુકમો ફરમાવી મદ્ય ઉપર કર બેસાડયો છે તે બંધ કરી દેવો જોઇએ અને એ રીતે એક પ્રકારની આડ ખીલી રોપી છે તે તોડી ફોડી નાંખવી જોઇએ ! અને દરબારમાં મદ્યના મ્હોટા મ્હોટા હોજ ભરી રાખી દરબારમાં રંગજ રંગ ઉડાવી મૂકવો જોઇએ ! પરંતુ એમ કરવા માટે–દિલ્હી દરબારને પૂર્વનું સૌંદર્ય લાવવા માટે–ઔરંગજેબનો તે અરસિક ફકીરનો અવશ્ય નાશ કરવો જોઇએ. એ સોના જેવી સંધિ ગુમાવી બેસીશું તો શાહી જનાનખાનારૂપી નરકવાસ હમેશાં ભોગવવો પડશે. અરેરે ! પણ હું એવા વિચારો કરતી કેમ બેસી રહી છું ? હજી ઔરંગજેબ બેશુદ્ધ અવસ્થામાં છે. તેને ચૈતન્ય આવે તે પહેલાંજ તેને

આલોકમાંથી હદપાર કરવો જોઇએ. જ્યાં સુધી મ્હારી પાસે પુષ્કળ ધન છે ત્યાં સુધી એકજ ઔરંગઝેબ તો શું પણ એવા હજારો ઔરંગઝેબના પ્રાણ લેવાનું મ્હારામાં સામર્થ્ય છે. એક હકીમ મૂર્ખ નીકળ્યો તેથી શું બીજા બધાજ હકીમો એના જેવા મૂર્ખ, બેવકુફ, અજ્ઞાની અને નાલાયક થોડાજ હોય છે ! બીજા હકીમને શોધી તેને પુષ્કળ પૈસાનો લોભ બતાવી મ્હારૂં કાર્ય પાર પાડવું જોઇએ. કાર્ય પરિપૂર્ણ થયા પછી કાવત્રુ ગુપ્ત રાખવા માટે તે હકીમને પણ આલોકમાંથી અલ્લાના દરબારમાં પહોંચાડી દેવાની સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ. ”

છેલ્લા વિચારે રોશનઆરાના સુંદર પણ કઠોર વદન ઉપર આસુરી હાસ્ય ઉત્પન્ન કર્યું. અત્યાર સુધી ખિન્ન થયેલું તેનું ચિત્ત પુનઃ પ્રસન્ન થયું. તુરતજ તેણે પોતાની અત્યંત વિશ્વાસુ બાંદીને પોતાની પાસે બોલાવી કહ્યું: “વિ-જળી ! જરા અહિં આવ તો, ”

રોશનઆરાની વિજળી બાંદી આકાશની વિજળી પેઠે ચમકતી આવી અને કુર્નિસ કરી ઉભી.

રોશનઆરાએ કહ્યું: “ આપણો આજ સુધીનો પ્રપંચ નિરર્થક ગયો.”

“ એટલે ? ઔરંગઝેબ આજકાલમાં મરશે નહિ ? ”

“ આજકાલની શી વાત કરે છે ? અત્યારે તેં જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં આપણે સંતોષ માની બેસીએ તો તે બીજાં કેટલાંક વર્ષ પર્યંત મરશે નહિ. ”

“ એટલે ? થોડીવાર ઉપર મ્હેં તેમને જોયા ત્યારે તો તે મુડદાની પેઠે અચેતન પડયા હતા. મ્હેં તો ધાર્યું કે, હવે તે અલ્લાના ઘરને રસ્તે પડી ગયા ! ”

“ જા, જા, ગાંડી ! તેની પ્રકૃતિ તો ઉલટી દિવસે દિવસ વધારે ને વધારે સુધરતી જાય છે. તે માત્ર બેશુદ્ધ અવસ્થામાં છે એટલુંજ. ” એમ કહી તેણે એ બધી હકીકત હકીમ પાસેથી કેવી ચતુરાઇથી કઢાવી લીધી તેનું વર્ણન કર્યું. એ સાંભળી બેગમ સાહેબાના ચાતુર્યની અત્યંત સ્તુતિ કરતાં વિજળી બોલી: “ એ નવી અડચણમાંથી પાર ઉતરવા માટે બેગમ સાહે-બાએ કાંઇ યુક્તિ રચી છે કે નહિ ? ”

"યુક્તિ ? યુક્તિનો મ્હારી પાસે કાંઇ ટોટો છે ? જે રોશનઆરા પોતાના ચાતુર્યથી તમામ જનાનખાના ઉપર દાબ રાખી પ્રસંગે દરબારના મુત્સદીઓને પણ ચકિત કરી નાંખે છે, એટલુંજ નહિ પણ જેણે પોતાના બુદ્ધિ સામર્થ્યવડે ઔરંગજેબને માટે દિલ્લીનું બાદશાહી તખ્ત ખુલ્લું કરી આપ્યું અને પુનઃ તેની પાસેથી પાછું લેવાનું જેના હાથમાં છે તેને યુક્તિની ખોટ કેવી ? તું હમણાં ને હમણાંજ શહેરમાં જા અને એકાદ નામાંકિત શ્રીમંત હકીમને લઇ આવ. તેના દ્વારા ઔરંગજેબનો કાંટો કાઢી શંકાશે. ભરપૂર પૈસાની લાલચ, ઉચ્ચ પદવીની આશા, અને સન્માનની ચિત્તવેધક ભૂરકી નાંખી કે પછી ધાર્યું કામ પાર પડી શકાશે એમ ધારૂં છું. જા, પણ ભૂલેચૂકે કોઇ ભિખારી હકીમને તેડી લાવતી નહિ હોં ! ગરીબ લોકો હમેશાં ધર્મ, ન્યાય, અને નીતિથી બ્હીતા ફરે છે. અરે ! તેઓ તેનેજ વળગી રહે છે. પરંતુ પૈસા એજ જેનો ધર્મ, પૈસા એજ જેનો ન્યાય, પૈસો એજ જેની નીતિ અને ટુંકમાં પૈસો એજ જેનો પરમેશ્વર થઇ પડયો હોય એવા હકીમની પાસે જા. તેણે મેળવેલી પુષ્કળ સંપત્તિ એ આપણાં જેવું કાર્ય કરવાનો જુનોજ અનુભવ સમજજે અને તેને આગળ કરી લઇ આવજે ! નહિ તો આપણા દરબારી હકીમે જેમ આપણને ઠગ્યા તેમ બીજી વખત પણ થશે."

"બેગમ સાહેબાની આજ્ઞા માથે ચઢાવું છું. હું પાછી આવું ત્યાં સુધી માંદાના દિવાનખાના ઉપર આપની દેખરેખ હોવી જોઇએ, નહિ તો કાલના જેવો પ્રસંગ બનશે."

"તેની ત્હારે ચિંતા કરવી નહિ. આજે ઔરંગજેબની પાસે પહેરો ભરતી તાતારી સ્ત્રીઓની સંખ્યા બમણી વધારી છે. તેમના હાથમાં ઉઘાડી તરવારો છે અને જરૂર પડે તો તેનો ઉપયોગ કરવાની મેં તેમને પરવાનગી આપી છે. હું કે તું, આપણા બે સિવાય જે કોઇ મ્હારી નિસાની વગર ત્યાં જશે તેનો ક્ષણવારમાં વધ કરવો એવો મ્હેં કડક હુકમ છોડયો છે. પેલી બ્હીકણ આયેષાની ત્યાં જવાની હિમ્મત શી ? કાલ પહેલાં તે કેટલી હિમ્મતથી બોલતી હતી ? કહેતી હતી કેઃ હુંજ આજે દિલ્હીના બાદશાહની વડી

બેગમ છું. ભાવિ બાદશાહની માતા છું. મ્હને દરદીની પાસે, મ્હારા પતિની પાસે, બેસવાનો અને તેની સેવા કરવાનો સંપૂર્ણ હક્ક છે. પરંતુ જે વખતે મ્હેં તેને ચૌદમું રત્ન બતાવ્યું અને જ્યારે તેણે ના, ના, કહ્યું ત્યારે તેને મ્હેં ત્યાંથી જવા દીધી. નહિ તો તેને બરાબર પૂરીજ કરી નાંખત. તે પુનઃ દરદીના દિવાનખાના પાસે આવે નહિ એવી મ્હેં વ્યવસ્થા કરી છે. વારૂ, પણ પેલું કોણ આવે છે ?"

"એ તો આપણા મહાલયના દરવાજા ઉપરની પહેરાવાળી ફાતમા."

એટલામાં ફાતમા ત્યાં આવી કુર્નિસ કરી ઉભી. તેના તરફ દૃષ્ટિ ફેરવી રોશનઆરાએ "કાંઇ કહેવું છે ?" એટલોજ પ્રશ્ન કર્યો. ફાતમા બોલીઃ "જનાનખાનાના મુખ્ય અધિકારી પોલાદખાંએ આપને સંદેશો કહાવ્યો છે."

"શો સંદેશો ?" રોશનઆરાએ દમામમાંજ પૂછ્યું.

"આપની મુલાકાત લેવા એક હિંદુ રાજા બહાર આવી ઉભો છે. એ કહેવા મ્હને અહિં મોકલી છે." ફાતમાએ જવાબ આપ્યો.

"જવા દે. આ વખત મ્હારે કોઇ પણ પુરૂષની મુલાકાત લેવાની ઇચ્છા નથી. પેલો આરસો લાવ તો જોઉં."

ફાતમાએ રોશનઆરાના મ્હો આગળ આરસો મૂક્યો.

તેમાં પોતાનું રૂપ જોતી રોશનઆરા બોલીઃ "છટ છટ ! આ વખત તે રાજાને મળવાની ઇચ્છા નથી. સ્નાન કર્યા પછી સર્વ અલંકારો ધારણ કરૂં એટલે બિલોરી દિવાનખાનામાં રાજાને લઇ આવજે."

ફાતમા જવા લાગી. તેને પાછી બોલાવી રોશનઆરાએ કહ્યુંઃ "મ્હને મળવા ઇચ્છનાર રાજાનું નામ તેં પૂછ્યું છે કે ?"

"હા, ધારીરના રાજા કંચુકીરાય—"

ફાતમાને પૂરૂં બોલવા નહિ દેતા રોશનઆરાએ વચમાંજ પૂછ્યુંઃ "તે ઘરડો ગધેડો શામાટે મ્હને મળવા ચ્હાય છે ? જા, તે બેવકૂફની ભેટ લેવાની મ્હારી ઇચ્છા નથી એમ કહે. એ કદ્રૂપા ગધેડાનું મ્હો જોયા પછી અંતઃકરણમાં એક પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે. કેટલીએ વાર સુધી ચિત્તવૃત્તિ શાંત થતી નથી."

"એ ડોસાથી અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે, તેમ બે ઘડી આનંદ પણ થાય છે." વિજળીએ ઉત્તર દીધો.

એ સાંભળી રોશનઆરાએ ફાતમાને કહ્યું: "જા, ત્યારે તો મોકલ ત્હેને–કંચુકીરાયને અહિં મોકલ. વિજળી શહેરમાંથી પાછી આવે ત્યાં સુધી બે ઘડી ગમ્મત થશે."

થોડીવારમાં ત્યાં કંચુકીરાયનું વૃદ્ધ મુખ જણાયું. તેને જોતાંજ રોશનઆરા ખડખડાટ હસવા લાગી. તે હસવું થોભ્યું નહિ.

બેગમને આનંદમાં જોઇ કંચુકીરાયને સંતોષ થયો. એ રીતે પોતાના કાર્ય માટે શુભ શુકન થયેલા જાણી તેણે કહ્યું: "હે સકલ ગુણ સમ્પન્ન પરમ ઐશ્વર્યવાન! હે આ લોકની અમરાવતીના તાજ વગરનાં ઇંદ્રાણી! તમારાં ચરણની રજ મ્હારા માથા ઉપર ધારણ કરીને તમારો આ બંદો ગુલામ એવી વિનતિ કરે છે કે—" રોશનઆરાનું હાસ્ય જરા શાંત પડયું.

## પ્રકરણ ૭ મું.

### કુસુમ કરતાંયે કોમળ!



આજ પર્યંત જે જે નરરત્નોએ પોતાના ગરીબ નિર્બળ દેશ બાંધવોને ગુલામગીરીના દુર્ગંધીમય નરકવાસમાંથી સ્વતંત્રતાના વિશુદ્ધ અને પવિત્ર વાતાવરણમાં મૂકવાની ધામધૂમ કરી, પ્રયત્નો કર્યા, અને શ્રેય સંપાદન કર્યું તેમના હૃદય, સમરાંગણ ઉપર વિહાર કરતી વખતે, શત્રુ સાથે યુદ્ધ કરતી વખતે, સ્વતંત્રતાને માટે લઢતી વખતે, જાણે તે શુદ્ધ પાષાણનાંજ હોય એવો ભાસ થતો હશે, શત્રુઓ સાથે વાત કરતી વખતે તેમના મુખમાં આસુરી ભાષા, નેત્રમાં આસુરી તેજ અને કૃતિમાં આસુરી રક્તપાત દ્રષ્ટિગોચર થતો હશે, સ્વતંત્રતાનો પ્રયત્ન યશસ્વી થાય ત્યાં સુધી પ્રેમ, ભક્તિ, વાત્સલ્ય અને તેવાજ પ્રકારના કોમળ મનોવિકારનો તેમના અંતઃકરણમાં

અભાવ જણાતો હશે એટલુંજ નહિ પણ મ્હોટા મ્હોટા લુંટારાઓ, અને સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરનારા રાજાઓ એ બન્ને એક રીતે સમાન પદવીના હોય એવી કલ્પના થતી હશે પરંતુ એ કલ્પના તદ્દન ભૂલ ભરેલી છે એવો ભાસ થવો એ માત્ર એક પ્રકારનો પ્રમાદજ છે. એવા વીર નરરત્નોનાં હૃદય, ખરેખર પત્થરનાં હશે કે કેમ? એવા મહાત્માઓની ભાષા, તેજ અને કૃતિ ખરેખર આસુરીજ હશે કે કેમ? એવા મહાત્માઓના હૃદયમાં કોમળ મનોવિકારનો અભાવ હશે કે કેમ? અને એવા મહાત્માઓને લુંટારાઓની પંક્તિ બેસાડવા લાયક છે કે કેમ? તે સંબંધી વિચાર કરતાં તેમણે પોતાના હૃદયચક્ષુ આગળ રાખેલાં ધ્યેય તરફ લક્ષ્ય આપવાની અગત્ય છે. પોતાના સ્વાર્થી પેટનો ખાડો પૂરવા માટે, પોતાની વિષય તૃષ્ણા અને પોતાની વ્યસન-તત્પરતા તૃપ્ત કરવા માટે, "બળીયાના બે ભાગ" ની પેઠે એ અપવિત્ર તત્વનું અવલંબન કરી પોતાનાજ બંધુજનોની માલમતા ડુબાવી દેનાર લુંટારાઓ ક્યાં? અને પ્રાણી માત્ર ઉપર દયા રાખવા જેવા મજબૂત પાયા ઉપર ઉભી કરેલી બંધુપ્રેમની ઇમારત રચવા માટે, પોતે ગુમાવેલું પોતાનું રાષ્ટ્રજીવન પુનઃ પાછું લાવવા માટે, પોતાના જીવની દરકાર નહિ રાખતાં યુદ્ધ કરનાર મહાત્મા ક્યાં? સ્વકર્તવ્ય બજાવતી વખતે ભૂતદયાને કેટલીક વખત કઠોર પણ થવું પડે છે! પોતાનું ધ્યેય સાધતી વખતે ભૂત-દયાને કેટલીક વખત તરવાર હાથમાં લેવી પડે છે! પોતાનું અંતિમ સાધન સાધતાં ભૂતદયાને કેટલીક વખત રક્તપાત પણ કરવો પડે છે! તેમ છતાં પણ તેના સૌંદર્યમાં, તેના સદ્‌ગુણમાં અને તેની કોમલતામાં કિંચિત્ પણ ન્યૂનતા નહિ આવતાં તે તો અધિક સુંદર, અધિક સદ્‌ગુણી, અને અધિક કોમળ જણાય છે. જે લોકો જાતિનાજ લુંટારા છે, જેના હૃદયમાં ભૂતદયાનો લેશ પણ અંશ નથી, જેનાં કૃત્યો સ્વાર્થના પાયા પર ઉભાં રહ્યાં છે, તેને તે કૃત્યો કરતી વખત કિંવા કર્યાં પછી કદી પણ પ્રેમનો ઉમળકો આવતો નથી. તેમનાં મન કદી પણ કોમલતા ધારણ કરતાં નથી, તેમના હૃદયમાં કદી પણ દયાનો ફુવારો ફુટતો નથી. પરંતુ સ્વતંત્રતાને માટે લઢનાર આત્માઓ કેટલીક વખત કઠોરતા ધારણ કરવા છતાં પણ તેમનાં

હૃદય હમેશાં માખણ કરતાં પણ વિશેષ કોમળ હોય છે. ભૂતદયાને છેલ્લી હદે લઈ જવા માટે તેમને કોઇ પ્રસંગે કઠોર થવું પડે છે પરંતુ તે પ્રસંગ જ્યારે જ્યારે તેમની દ્રષ્ટિથી વેગળો થાય છે ત્યારે ત્યારે તેમનાં અંતઃકરણો પુષ્પ કરતાં પણ અધિક મૃદુ થાય છે!

યુવરાજ છત્રસાલ પણ એવો હતો. તેનું હૃદય પણ તેવુંજ હતું. તેનો સ્વભાવ પણ તેવોજ હતો. વિંધ્યવાસિનીના મંદિરનું સંરક્ષણ કરનાર છત્રસાલ અને આજે મદનસાગર સરોવરમાં જલવિહાર કરનાર છત્રસાલ એકજ હતો. આઠજ દિવસ પહેલાં રણદુલ્લાખાન અને તેના સાથીદારો ઉપર અગ્નિની જ્વાળાનો જે વર્ષાદ વરસાવનાર તેનાં નેત્રો આજ અમૃતનો વર્ષાદ વરસાવી રહ્યાં છે. રક્તપાત કરતાં નહિ બ્હીતું તેનું હૃદય આજે અતિશય કોમળ બન્યું છે. તેનું કઠોરપણાનું મુખ આજે અતિશય શાંત અને પ્રસન્ન જણાય છે. તે ક્યારનો માનવી અને દૈવી સૌંદર્યનું અવલોકન કરવામાં એક સરખો લીન થઇ ગયો છે. દર્શનના સુમધુર રસનો સ્વાદ લેવાની ઇચ્છાથી તેણે પોતાની નૌકા વિજયા અને વિમલદેવની નૌકાથી ઘણી દૂર નહિ અને સમીપ નહિ, એ પ્રમાણે રાખી હતી. તેણે વિજયાને ક્યારનીએ ઓળખી હતી પરંતુ વિજયાની પાસે બેઠેલી બીજી એક સૌંદર્યમય પુતળીને તે ઓળખી શક્યો ન હતો. વિમલદેવના નેત્રોમાં તારાઓ જેવું તેજ, ઓઠમાં સૂર્યના જેવી લાલાશ, કપાળમાં આકાશગંગા જેવું સરખાપણું અને ભ્રમરોમાં ઇંદ્ર ધનુષ્યના જેવો વાંક જણાતો હોવાથી તે પોતે જાણે કોઇ એક સ્વર્ગીય સુંદરી જોતો હોય એવો છત્રસાલને ભાસ થયો. હિરાદેવીનો પુત્ર યુવરાજ વિમલદેવ સ્ત્રી-વેશ ધારણ કરી વિજયાની પાસે બેઠો છે એવું જો કોઇએ તેને કહ્યું હોત તો તેને અસત્યવાદી કહી છત્રસાલે તેની નિંદા કરી હોત!

વિજયાનું માનવી સૌંદર્ય અને વિમલદેવનું દૈવી સૌંદર્ય, એ બન્નેનાં દર્શનનો આનંદ છત્રસાલ લઇ રહ્યો હતો એટલામાં તે સૌંદર્યનો નાશ થાય છે કે શું? મદનસાગર સરોવરમાં માનવી સૌંદર્યની સાથેજ દૈવી સૌંદર્ય પણ ગડપ થાય છે કે શું? એવી તેને બ્હીક લાગી. તેણે તેમની હોડી ઉંધી વળેલી જોઇ પોતાની હોડી ઝડપથી ચલાવી. જાણે વિજયા તેની મદદનીજ

રાહ જોતી હોય એવું સંભળાયું.

"તમે ડૂ–બ્યા–કે–? આ સમયે યુવરાજ છત્રસાલ હોત તો ?" અસહાય વિજયાના શબ્દો છત્રસાલને કાને પડયા. તે સાથેજ તેણે પાણીમાં ભૂસકો માર્યો, અને આંખની પલક ઉઘડી મીચાય એટલામાં વિમલદેવને પકડી તે પોતાની હોડી પાસે આવ્યો.

આ સમયે વિજયાના આનંદનો પાર રહ્યો નહિ. તે ઉતાવળે તરતી છત્રસાલની હોડી તરફ આવી. એટલા સમયમાં છત્રસાલે પોતાના હાથમાંનું દૈવી સૌંદર્ય હોડી પર ચઢાવી દીધું. વિમલદેવના પ્રાણનું સંરક્ષણ કરી પોતાને અણીને પ્રસંગે મદદ કરનાર પુરૂષનો ઉપકાર શી રીતે ફેડવો તે સંબંધી વિચાર કરતી વિજયા ઉંચી ડોક કરી છત્રસાલ તરફ જોતી હતી. પોતે ધારીરના રાજાની કન્યા છે, વિમલદેવ ઓરછાનો યુવરાજ છે. દ્રવ્યની સહાયતાથી કોઈના પણ ઉપકારનો બદલો વાળી શકાશે; એવું અભિમાન ધરાવતી વિજયા છત્રસાલની હોડી પાસે આવી પહોંચી. તેને હોડી પર લેવાને છત્રસાલે પોતાનો હાથ લંબાવ્યો. વિજયાએ હોડી પર ઉભેલા છત્રસાલના તેજસ્વી મુખ સ્હામું જોયું, નેત્રનું સંમીલન થયું. બસ થઇ ચૂકયું ! નેત્રો મળ્યાં તેજ મળ્યાં. તેણે જાણી લીધું કે ઉપકાર કરનાર પુરૂષ દ્રવ્ય લઇને ઉપકારનો બદલો માની લેશે નહિ. તેણે ક્ષણ પર્યંત વિચાર કર્યો, ત્યાર પછી પ્રસન્ન મુખે પોતાનો હાથ યુવરાજ છત્રસાલના હાથમાં આપ્યો–અરે ! તેના હાથમાં સમર્પણ કર્યો.

છત્રસાલ ! એ તો કોમલાંગી કુમારિકાનો હાથ છે. એ હાથ જેટલો સુંદર અને કોમળ છે, તેટલોજ પવિત્ર અને મંગળમય છે, એ ગ્રહણ કરવામાં તને જેટલું સુખ પ્રાપ્ત થશે તેટલીજ કિંબહુના તેથી પણ અધિક જવાબદારી ત્હારા ઉપર પડશે. ત્હારી તે જન્મભૂમિ, મદન સરોવરનાં જળ, હમણાંજ ઉદય થનાર આકાશના ચંદ્રમાં સંતાઈ રહેલું સૂર્યનું તેજ, તમારી બન્નેની પાસે સુગંધ ખેંચી લાવનાર વાયુ અને સર્વ વિશ્વને ઢાંકી રાખનાર આ આકાશ, એ સર્વ પંચ મહાભૂત અત્યારે તેનું પાણી ગ્રહણ કરતી વખત ત્હારા સ્હામું તાદ્રષ્ય ઉભાં છે. માટેજ મનનો દ્રઢ નિશ્ચય કરી વિજ-

યાના હાથનો સ્પર્શ કરજે. લજ્જાથી લાલ થયેલો વિજયાનો મુખચંદ્ર પોતાનો દ્દઢ નિશ્ચય તો બતાવી રહ્યો છે.

યુવરાજ છત્રસાલના મુખ ઉપર ક્ષણ પર્યંત ગાંભીર્યનું તેજ જણાવા લાગ્યું. તેણે વિજયાનો હાથ પોતાના હાથમાં લઈ તેને પોતાની હોડીમાં ચઢાવી લીધી. એ સમયે વિમલદેવ શુદ્ધિમાં આવતો હોય એવું તેની દ્રષ્ટિએ પડયું. વિમલદેવની પાસે જઇ વિજયાએ કહ્યું: "વિમલદેવ! તમને ચૈતન્ય આવ્યું કે?"

"હું કયાં છું?" વિમલદેવે પોતાનાં નેત્ર ઉઘાડી ચિત્તભ્રમ થયું હોય તેમ જોઈ કહ્યું: "વિમલદેવ, પેલો હિરાદેવીનો પુત્ર વિમલદેવ તો મદનસાગર સરોવરમાં ડૂબી કયારનોએ મરણ પામ્યો. હવે તેની સાથે શો સંબંધ! પણ મ્હને લઇને ત્હમે કયાં જાઓ છો? તે ચંદ્ર પાસે, પેલા આકાશના ચંદ્ર તરફ આપણે જવું છે કે? ત્યાં વિજયા નથી, ત્યાં યુવરાજ છત્રસાલ નથી, તો પછી ત્યાં મ્હને કેવી રીતે ગમશે? ત્યાં મ્હને કેવી રીતે સુખ મળશે? તે સ્વર્ગ છે એવી મ્હારા મનની ભાવના શી રીતે થાય? ના, ના, મ્હારે તમારા એ સ્વર્ગમાં નથી આવવું! વિજયા અને છત્રસાલ આગળ તમારાં સર્વ સુખ મ્હને તુચ્છ છે. મ્હને મ્હારા મૃત્યુ લોકમાં પાછો જવા દો. ત્યાં એક હિરાદેવીને બદલે સો હિરાદેવી નિર્માણ થશે તો પણ વિજયાના સ્હામું છત્રસાલનાં પ્રેમળ દર્શન થશે તો હું મ્હને પોતાને ધન્ય માનીશ."

"વિજયા!" છત્રસાલ વિમલદેવના દૈવી સૌંદર્ય તરફ એકી ટસે જોતો બોલ્યો: "આ સ્વર્ગીય સુંદરી કોણ છે? એ મ્હને શી રીતે ઓળખે છે? મ્હને તો એનાં આજેજ પ્રથમ દર્શન થાય છે."

વિજયા ઉત્તર દેવા તત્પર થઇ હતી એટલામાં વિમલદેવ પહેલાંની પેઠે ભ્રમિષ્ટ દ્રષ્ટિએ વિજયા અને છત્રસાલ સ્હામે જોઇ બોલ્યો: "વિજયા! તમે પણ મ્હારી સાથે જળ બહાર નીકળ્યાં છો કે શું? તે સ્વર્ગમાં કાંઇ વિશેષત્વ છે કે જેથી તમે આટલી બધી ઉતાવળ કરી? ત્યાં યુવરાજ છત્રસાલ નહિ હોય તો પછી ત્યાં આપણને સુખ શી રીતે મળશે? વારૂ, પણ મ્હારા સ્હામું આટલી બધી પ્રેમદ્રષ્ટિથી આ કોણ જુવે છે વારૂ?"

" એ તો હું છત્રસાલ."

" છત્રસાલ! તમે છત્રસાલ છો ? મહોબાના યુવરાજ છત્રસાલ! હા, તમે પણ અમારી સાથેજ પેલા ચંદ્ર તરફ આવો છો કે ? આવો છો કે ? ચંદ્ર તરફ આવો છો કે ! હવે માત્ર સ્વર્ગ લોકનો નિવાસજ આપણને સુખદાયક થશે. ત્યાં હિરાદેવી નથી. ત્યાં પહાડસિંહ નથી. ત્યાં ચંપતરાય નથી. ત્યાં બંધુનું સગપણ નથી. દ્વેષ, મત્સર, ક્રોધ, લોભનો ત્યાં પવનજ નથી. ત્યાં પ્રેમ, પ્રેમ અને પ્રેમ સિવાય બીજું કાંઇ નથી. કેમ ત્યારે, આવો છો કે અમારી સાથે ? "

" સૌંદર્યલતિકા ! " છત્રસાલે જુસ્સામાં કહ્યું: " તમારા દૈવી સૌંદર્યનો અને વિજયાના માનવી સૌંદર્યનો તિરસ્કાર કરે એવું એક પણ મનુષ્ય પ્રાણી સકળ વિશ્વમાંથી જડશે નહિ. મ્હારા બુંદેલા બંધુઓ ગુલામગીરીના સપાટામાં સપડાયા છે અને દુકાળ, દારિદ્રય અને પારકી સેવા જેવી ઘોર આપત્તિમાં દુઃખી થાય છે તેમ છતાં તમારી પ્રેમજાળમાં સપડાઇ જઇ સંસાર સુખનો લ્હાવો લેવો એને હું આપસ્વાર્થીપણું માનું છું. તેથી બુંદેલખંડમાંથી આપત્તિ ટળી જાય ત્યાંસુધી સ્વાર્થમય સુખ તરફ જરા પણ નજર ફેરવવી નહિ એવો મ્હેં દ્રઢ નિશ્ચય કર્યો છે. તે આપત્તિ ટળી ગયા પછી એટલે બુંદેલખંડના કપાળમાં સ્વતંત્રતાનું તિલક થયા પછી આ છત્રસાલ તમારોજ છે. પછી એને ચંદ્રલોકમાં લઇ જજો કિંવા ઇચ્છામાં આવે ત્યાં લઇ જજો."

" છત્રસાલ ! " વિજયા હાસ્ય કરતી બોલી:" તમે કોની સાથે વાત કરો છો ? "

" આ સ્વર્ગીય સુંદરી સાથે. "

" એ સુંદરી નથી. એ સ્ત્રી નથી. " વિજયાએ ખુલાસો કર્યો.

" શું એ સ્ત્રી ન હોય ? " છત્રસાલે પુનઃ પ્રશ્ન કર્યો.

" ના, એ સ્ત્રી નથી." વિજયા આગળ આવી બોલી: " એ તો યુવરાજ વિમલદેવ છે."

" યુવરાજ વિમલદેવ ? અને તે પણ આ સ્ત્રી-વેશમાં ? " આશ્ચર્ય

ચકિત થઇ છત્રસાલે પ્રશ્ન પૂછ્યો.

“તમને આશ્ચર્ય થાય એમાં નવાઇ નથી.” વિજયાએ કહ્યું: “યુવ-રાજ વિમલદેવ સ્ત્રી-વેશ પહેરી આવવાના છે એવી મ્હને ખબર હોવા છતાં તેઓ આવો વેશ પહેરી મ્હારા સ્હામું આવ્યા પછી ઘણો વખત સુધી હું વિચારમાં પડી ગઈ હતી. પુરૂષના વેશમાં કુરૂપ જણાતો યુવરાજ સ્ત્રી-વેશ પહેર્યા પછી આટલો બધો મોહક અને સુંદર દેખાય છે કે જેથી તે પુરૂષ હોય એવી કલ્પના પણ થઇ શકતી નથી. યુવરાજ! યુવરાજ ! એ વિમ-લદેવજ છે. નિરર્થક શંકા દ્રષ્ટિથી જોશો નહિ.”

“ગમે તેમ પણ એ યુવરાજ વિમલદેવજ છે. ત્હારા પિતા કંચુકીરાય પણ કવચિદ્ એવોજ સ્ત્રીવેશ લે છે!” કહેતાં કહેતાં યુવરાજ છત્રસાલના મુખ ઉપર ગંભીરતાનું રાજ્ય છવાઈ ગયું: “બુંદેલખંડના રાજાઓને અને યુવરાજને સ્ત્રી-વેશ ધારણ કરવાનો શા માટે છંદ લાગ્યો હશે! સ્ત્રી-વેશ પહેરી સ્ત્રીઓના જેવા ચાળા કરવાનું તેમને કેમ પસંદ પડતું હશે? હાથમાંથી ચળકતું ખડ્ગ ફેંકી દઇને બાયલાઓની પેઠે બંગડીઓ પહેરવાનું તેમને કેમ ગમતું હશે? શું હવે તેમને સમરાંગણ કરતાં અંતઃપુર અધિક પ્રિય લાગશે કે શું? કર્તવ્ય કર્મ કરતાં પર-સેવા તેમને અધિક પસંદ પડશે કે શું? તેઓની પોતાના પગ ઉપર ઉભા રહેવાની હિંમત નાશ પામી પરતંત્રતામાંજ અધિક સુખ માનશે કે શું? વિંધ્યવાસિની મા! બુંદેલખંડના ભાગ્યમાં શું લખ્યું હશે? બુંદેલખંડમાંથી ગુલામગીરીનાં વિષમય વૃક્ષમૂળ ખૂંટી કાઢી તેને ઠેકાણે સ્વતંત્રતાનાં અમૃતમય બીજ રોપવાનું તેના ભાગ્યમાં લખાયલું નથી કે શું? જેના વર્તનનો, જેના કર્તવ્ય કર્મનો અને જેના આચરણનો દાખલો હજારો પ્રજાજનોએ લેવો જોઇએ, એવા રાજાઓ પોતે જાતેજ જ્યારે નાહિમ્મત થઇ વેશ્યાઓની પેઠે નાચવા લાગ્યા અને નામર્દ જેવા સ્ત્રી-ચાળા કરવા લાગ્યા ત્યારે પ્રજાજનોએ શું કરવું? ડૂબતો મનુષ્ય વધારે ઉંડો ડૂબે એમાં શંકા શી?”

“યુવરાજ!” વિજયાએ કહ્યું: “એવો ખેદ કરશો નહિ. દિલગીર થવાથી કાંઈ પણ કામ થતાં નથી. જો એમ હોત તો અસુરોનો સંહાર કરવા

માટે હાથમાં ધનુષ્યબાણુ લઈ દંડકારણ્યને ગજાવી મુકનાર રામચંદ્રજી પોતાના બંધુઓ તથા પ્રજાજનો સાથે શોક કરતા બેસી રહ્યા હોત."

"હું તે જાણું છું." છત્રસાલે કહ્યું: "શોક કર્યાથી, ખેદ માન્યાથી, કાલાવાલા કર્યાથી કિંવા ભિક્ષાંદેહિ કર્યાથી સ્વતંત્રતા પ્રાપ્ત થતી નથી; એ હું સારી પેઠે જાણું છું. પરંતુ એવા પવિત્ર કાર્યમાં જનમંડળ દ્વારા જણાતી તટસ્થ વૃત્તિ જોતાં શોક થયા સિવાય રહેતો નથી. પિતાજી આજે બુંદેલખંડના કલ્યાણુ માટે યત્નો કરી રહ્યા છે. એવા મહત્વના કાર્યમાં મદદ કરવી એ ત્હારા પિતા કંચુકીરાયનું કર્તવ્ય હોવા છતાં તેઓ તો કૃતઘ્ન શત્રુ મોગલોના ચરણુ ચાટવા લાગ્યા છે! દલપતરાયનો પિતા સભાકરણુ કેવો શૂરવીર છે? તે પણુ ગુલામગીરીના દુર્ગંધમય નરકમાં ચિરકાળ ફરવાનું મળે એવી ઇચ્છાથી પોતાના એકના એક પુત્રનો ત્યાગ કરવાને તૈયાર થયા છે અને હિરાદેવી તથા પહાડસિંહ! તે ઓરછાના રાજા અને રાણી અધ:પતન પામેલા નરકને માર્ગે વળેલા છે. નીતિના ખૂન ઉપર ચઢેલા પાપી દુર્જનોનું આધિપત્ય પોતાના હાથમાં લઇ સ્વતંત્રતા દેવીનું ખૂન કરવા માટે સમસ્ત બુંદેલખંડમાં નાચી રહ્યા છે. એ પ્રમાણે આપણાં મનુષ્યોજ પોતાનાં કલ્યાણુના માર્ગમાં કાંટા રોપવા લાગ્યા છે અને આગળ ભરેલું પગલું પાછું ખેંચી લે તો તેથી ખેદ થયા સિવાય કેમ રહે?"

"ખરેખર! પિતાજીની વર્તણુંક તદ્દન આશ્ચર્યકારક થતી જાય છે." વિજયાએ કહ્યું: "ઘરમાં માતા પિતાજીને કેટલો બધો ઉપદેશ આપે છે, અસુરોની સેવા છોડી ચંપતરાયે ઉત્પન્ન કરેલા સ્વાર્થ ત્યાગના યજ્ઞમાં અંતઃકરણપૂર્વક મદદ કરવા માટે કેટલા બધા કાલાવાલા કરે છે! પરંતુ પિતાજી તે પિતાજીજ છે! તેમનું મન કદી પણુ વળતું નથી. દિલ્લીપતિની સેવા કરવામાંજ તેઓ પોતાની જાતને ધન્ય માને છે."

વિજયા વાત કરતી હતી એટલામાં વિમલદેવને ચૈતન્ય આવેલું તેની દ્રષ્ટિએ પડયું. તે પુનઃ બોલી: "વિમલદેવને શુદ્ધિ આવે છે. તેનું ખરૂં સ્વરૂપ તમે સમજ્યા છો એવું તેને જાણુવા દેશો નહિ. તેમ થશે તો તે બિચારો તદ્દન શરમાઇ જશે."

વિમલદેવને સારી પેઠે ચૈતન્ય આવ્યું ત્યારે તેને જણાયું કે: "
ડૂબીને મરણ પામ્યો નથી, પણ મદનસાગર સરોવરમાં વિહાર કરૂં છું. વિજ
મ્હારી પાસે બેઠી છે. એક પ્રસન્ન મુખનો ઓળખીતો તરૂણ, જેને ?
લીએ વખત પહેલાં જોયો છે છતાં હજી જોવાની ઉત્કંઠા થયાજ કરે છે તે
મહોબાનો છત્રસાલ, આનંદ અને સુખપૂર્વક પોતાની હોડી ચલાવે છે.
તેને અતિ આનંદ થયો. પોતાના સ્ત્રી-વેશ તરફ અને નજીક રહેલા યુવરા
છત્રસાલ તરફ જોઇ તેને અતિશય આનંદ થયો. તેના હૃદયમાં વિર
આનંદની લહેરો ઉડવા લાગી અને તે થોડી વાર સુધી તેના મુખ ઉ
જણાવા લાગી. થોડા સમયમાંજ આનંદ લહરીઓ અદ્રષ્ય થઇ ગઇ ચ
તેને ઠેકાણે લજ્જાની, બ્હીકણપણાની, અને ગભરાટની છાયા જણાવા લાગ
તે છાયા એટલી બધી વધી ગઇ કે જેથી થોડા સમયમાં તેનું પ્રસન્નતા
હસતું મુખ ભયને લીધે નીચું જોવા લાગ્યું.

મદનસાગર સરોવરના મધ્ય ભાગમાં આવેલા બેટ તરફ જવાની ઇ
વિજયાએ મનમાં ને મનમાંજ સમાવી દીધી. જે સ્થળેથી તેમની હોડી ઉ
હતી તેજ ઠેકાણે પુન: લઈ જવા માટે વિમલાએ છત્રસાલને વિનતિ ક
નભમંડળમાંથી માર્ગ કાઢી પ્રવાસ કરતા ચંદ્રની પેઠે હોડી મદનસાગર સ
વરમાંથી વેગપૂર્વક ધાવા લાગી. સરોવરના નિર્મળ જળમાં પડેલું ચં
પ્રતિબિંબ જોતાં હોડી અને ચંદ્ર વચ્ચે જાણે શરત રમાતી હોય એવો ભ
થતો હતો. પરંતુ વિમલદેવની કલ્પનાનું માત્ર અધ:પતન થયું હતું. આ
શમાંનો ચંદ્ર, ત્યાંનું સ્વર્ગીય સુખ, ત્યાંનો દિવ્ય પ્રેમ, અને ત્યાંના છત્રસ
સાથે દ્રઢ મૈત્રી, એ કલ્પનામય તરંગ તેની બેશુદ્ધાવસ્થાનાં નેત્રો આગળ
અદ્રસ્ય થઇ ગયાં, અને આ લોક, ઓરછાની હિરાદેવીનો મહેલ, ત્યાંનો ત્ર
મત્સર, કપટ પ્રબંધ અને છત્રસાલનો વિયોગ, એ સર્વ તેને તાદ્રષ્ય થ
સ્વર્ગીય સુખના કલ્પનામય તરંગમાં તરતાં તેનાં નેત્રો હમણાં આલોકની સ
સંકલનામાં સપડાઇ ગયાં. "તેજ સુખમય કલ્પનામાં જગતના અંતપર્યંત નિ
કર્યો હોત તો કેટલું બધું ઉત્તમ થાત? મદનસાગરે હિરાદેવીના, તે મહામાયા
મ્હારી પ્રેમશૂન્ય માતાના સપાટામાંથી મ્હને મુક્તિ અપાવી હોત તો કે

ઉત્તમ થાત ? નીતિનું અપમાન, ન્યાયનું માનખંડન, પ્રેમની પાયમાલી, અને કર્તવ્યનું ખૂન, એવાં અનેક પાપ મ્હારે નિત્ય જોવાં પડત નહિ. હવે પુનઃ સદ્ધર્મ તત્ત્વને ભૂલી જઇ હિરાદેવીને દેવી માનવી પડશે ! ધર્મની આજ્ઞા કરતાં તેની આજ્ઞા અધિક મહત્વની માનવી પડશે ! અંતઃકરણમાં પ્રાણાંત જેટલી વેદના થવા છતાં તેના હાસ્યભરિત મુખ સ્હામું જોઇ હસવું પડશે ! મ્હારૂં અંતઃકરણ સુખસાગરમાં સ્નાન કરતું હોવા છતાં તેના દુઃખ સ્હામું જોઇ રડવું પડશે ! અંતઃકરણમાંથી પ્રેમ ખસેડી દઈ તેની પેઠે ક્રોધી અને કઠોર થવું એજ હવે મ્હારા ભાગ્યમાં ચોંટયું ! હિરાદેવીના ચરણો ઉપર મ્હારી વિવેક બુદ્ધિનું, પ્રેમનું, સુખનું, અને કર્તવ્યનું બલિદાન આપી તેના મુખ ઉપર ઉત્પન્ન થતા મનોવિકારની લહરીઓ ઉપર મ્હારૂં જીવન લટકાવવું પડશે ! હાય ! આ તે કેવું પરતંત્રપણું ! એ તે કેવું દાસત્વ ! એ તે કેવી ગુલામગીરી ! ”

વિમલદેવની વિચાર શૃંખલા વધવા લાગી તેમ તેમ મદનસાગર સરોવરનો કિનારો નજીક આવતો ગયો. અંતે હોડી સરોવરને કિનારે આવી પહોંચી તો પણ વિમલદેવ વિચાર નિદ્રામાં મગ્ન હતો. ઉપર આકાશમાં, નીચે મદનસાગર સરોવરના જળમાં અને પોતાની સ્હામે હોડી ઉપર ચંદ્ર રમી રહ્યો છે એવું જાણી ચંદ્ર અને સ્વર્ગીય સુખ વચ્ચે હુંજ આડખીલી રૂપ થઇ પડીશ એવા વિચારથી તેને અત્યંત દુઃખ થયું. છત્રસાલની સંગતિમાં રહેવા માટે તે આ સમયે કોઇ પણ પ્રકારના સુખને લાત મારવા તૈયાર હતો. પણ વિચાર કરતાં કરતાંજ વિમલદેવનાં વિશાળ નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં. તે વિજયાનો હાથ ઝાલી નૌકામાંથી નીચે ઉતર્યો છતાં તે તેના ધ્યાનમાં રહ્યું નહિ.

છત્રસાલ તેમની હોડીમાંથી જવા લાગ્યો. તે વખતે તેણે વિજયાને કહ્યું: “ વિજયા ! આપણા બુંદેલખંડ ઉપર ભયંકર આપત્તિ આવી પડી છે. આજપર્યંત બુંદેલખંડમાંના આપણા પરમપ્રિય દેવસ્થાનોનું દિલ્હીપતિએ અપમાન કર્યું નહોતું. પરંતુ એવી સ્થિતિ ભવિષ્યમાં પણ ટકી રહેશે એવું જણાતું નથી. કાલે આપણે ચિત્રકૂટ ઉપર વિંધ્યવાસિની માતાના

મહોત્સવમાં મગ્ન થઇ રહ્યાં હતાં તે સમયે પોતાનું સામર્થ્ય અજમાવવા માટે દિલ્હીપતિએ રણદુલ્લાખાનને સૈન્ય સહિત મોકલ્યો હતો, પરંતુ આપણા પૂર્વજોના પુણ્ય પ્રભાવને લીધે મહોત્સવનું કાર્ય નિર્વિઘ્ને પાર પડયું, અને ઉલટું રણદુલ્લાખાનનેજ કેદ પકડાવું પડયું. રણદુલ્લાખાનને કેદ કરવો એ દિલ્હીપતિને યુદ્ધ માટે આમંત્રણ કરવા જેવુંજ છે એ પિતાજી જાણતા હતા, પરંતુ તેને છુટો મુકયો હોત તો આપણી સર્વ તૈયારીઓ થતા પહેલાંજ આપણાં સર્વ દેવસ્થાનો ઉજ્જડ મેદાન થઇ ગયેલાં આપણે જોઇ શકત એ પણ તે જાણતા હતા. તેથીજ તેમણે રણદુલ્લાખાનને કેદખાનામાં નાંખ્યો છે. આજ નહિ તો બે દિવસ પછી પણ એ વાત દિલ્હી દરબારમાં પહોંચશે, એટલે થોડા સમયમાંજ બુંદેલખંડમાં મોગલ લશ્કરનાં પગલાં સંભળાશે. એવે અણીને પ્રસંગે રાષ્ટ્રોદ્ધારના–દેશોદ્ધારના–કાર્યમાં હાથોહાથ મદદ કરવી એ બુંદેલખંડના પ્રત્યેક સુપુત્રનું કર્તવ્ય છે. કાલે બુંદેલખંડ ઉપર દિલ્લીપતિ સ્વારી કરે તે વખતે પણ આપણે આજની પેઠે વૈરભાવે વર્તીશું અને પરસ્પર એક બીજાને આપણા દુશ્મન સમજીશું તો પછી બુંદલખંડને સ્વતંત્ર થવાની આશા હંમેશને માટે નષ્ટ થશે અને આપણે મોગલોની પરતંત્રતામાં–ગુલામગીરીમાં–સદૈવ સડતા પડીશું! તમે તમારી રાજધાનીમાં પાછા જશો, વિમલદેવ પોતાના ઓરછાના વિલાસી રાજમહેલમાં પુનઃ પ્રવેશ કરશે. તેથીજ કહું છું કે તમે તમારા સ્વાર્થી સુખોનો, ભોગવિલાસનો અને ઐશ્વર્યનો મદ તદ્દન ભૂલી જાઓ. મિષ્ટ• પકવાન્નના કોળીઆ ભરતી વખતે તમારા હજારો દેશબંધુઓ અન્ન વસ્ત્ર વગર ટળવળે છે તેનો વિચાર કરો. નરમ રેશમ જેવા ગાદી તકીઆ ઉપર આલોટતી વખતે તમારી આસપાસ કંગાલ સ્થિતિમાં દિવસો વ્યતીત કરતા તમારા જાતિભાઇઓ તરફ લક્ષ્ય આપો. અધિકાર બજાવતી વખતે તમે અને તમારી સર્વ પ્રજા, મોગલરૂપી રાહુના સપાટામાં કેવી રીતે સપડાયાં છે તેનું મનન કરો. પ્રાણ સિવાય જેમ શરીર નિરૂપયોગી થઇ પડે છે, તેજ પ્રમાણે સ્વતંત્રતા સિવાય રાષ્ટ્ર નિરૂપયોગી હોય છે એ સિદ્ધાંતની મનમાં ગાંઠ વાળો અને કાલાવાલા કરીને, વિનતિ કરીને, યુક્તિવાદ કરીને, હઠ કરીને અને છેવટે બળાત્કારે

જોર જુલમથી તમારા માતા પિતાનાં મન એ સિદ્ધાંત તરફ વાળીને તેમને સ્વતંત્રતાના મંગળકાર્યમાં મદદ કરવાની તૈયારી કરો, જાઓ, તમારી છાવણી તદ્દન નજીકજ છે."

એમ કહી છત્રસાલે પોતાની હોડી ચલાવવાની શરૂવાત કરી. વિજયા અને વિમલદેવ પત્થરના પુતળાની પેઠે ત્યાં ને ત્યાંજ ઉભાં રહ્યાં. છત્રસાલ સરોવર વચમાંના બેટ તરફ વળ્યો. તે ઘણે વેગળે ગયો ત્યાર પછી વિમલદેવ જાણે વિચાર નિદ્રામાંથી એકદમ જાગ્રત થયો હોય તેમ બોલ્યો: "વિજયા ! યુવરાજે સોંપેલું કામ તમે કરી શકશો કે ?"

"હું જીવતોડ પ્રયત્ન કરીશ. માતાના સ્વદેશાભિમાનને સારી પેઠે ઉતેજિત કરીશ. પ્રધાન અને ઇતર સરદારોનાં મન સન્માર્ગે તરફ વાળીશ, અને અંતે પિતાજીને અમારી પાછળ પાછળ આવવાની વિનંતિ કરીશ. રાષ્ટ્રોદ્ધારના કાર્ય તરફ જવા માટે પિતાજીનો જીવ કચવાશે, આનાકાની કરશે કિંવા ના કહેશે તો તો છેવટે જોરજુલમથી તે માર્ગે સર્વને લઇ જઈશું. તેમને નરકના માર્ગમાંથી બહાર કાઢવા એ માતાનું, મ્હારૂં, પ્રધાનનું અને અન્ય સર્વ પ્રજાજનોનું કર્તવ્ય છે એમજ અમે સમજીશું."

"પણ વિજયા ! હું શું કરૂં ? સર્વ ભાષાજ્ઞાન એકત્ર મેળવીએ, સર્વ યુક્તિવાદ એક સ્થળે એકઠાં કરીએ અને જોરજુલમનાં શસ્ત્રો ગમે તેટલાં તીવ્ર કરીએ તોપણ હિરાદેવી પોતાના ધારેલા કાર્યમાંથી પાછી હઠનાર નથી. યુવરાજે કહેલું કાર્ય મ્હારાથી કિંચિત્ અંશે પણ પરિપૂર્ણ થશે એવું મ્હને લાગતું નથી. હું શું કરૂં ?"

"તમે ? તમે યુવરાજ દલપતરાયનું દ્રષ્ટાંત લો. પ્રયત્ન યશ આપશે નહિ એવી ખાત્રી થતાંજ ઓરછાના યુવરાજ પદનો અને શરીરમાં રમી રહેલા સ્ત્રી જેવા પુરૂષત્વનો ત્યાગ કરી સ્વતંત્રતા દેવીના નિશાન નીચે જઈ રાષ્ટ્ર સેવામાં દેહ અર્પણ કરવો. ઓરછાના રાજમહેલમાં સુખવિલાસ ભોગવતો યુવરાજ માતાપિતાનો તિરસ્કાર કરી હાથમાં તરવાર લઈ સ્વતંત્રતાને માટે સમરાંગણમાં યુદ્ધ કરે છે એવું જાણતાંજ ઓરછાના પ્રજાજનોના મનમાં સ્વતંત્રતાની ધૂન ભરાશે. તેઓ બળનો ઉપયોગ કરી હિરાદેવીનું અપમાન કરી

પોતાના યુવરાજને-પોતાના ભાવિ રાજાને-મદદ કરવા રણભૂમિ ઉપર દોડતી આવશે."

"અને તમારા સ્હામું સ્ત્રી-વેશમાં ઉભો રહેલો વિમલદેવ યુવરાજ નહિ હોય તો-પુરૂષ નહિ હોય તો—"

વિજયા અચકી. તે મૂઢ દ્રષ્ટિએ વિમલદેવના મુખ સ્હામુ જોવા લાગી.

"ખરેખર, જો આ વિમલદેવ ખરો પુરૂષ નહિ હોય તો—"

"એટલે! તમારો પુરૂષવેશ માત્ર જોવાનોજ છે કે? ઓરછાના રાજાને યુવરાજજ નથી કે?"

વિમલદેવ બોલવા જતો હતો-વિજયાના મનમાં સત્યનો પ્રકાશ પાડવા જતો હતો, એટલામાં તેની શોધ કરતા તેના સેવકે આવતા તેની દ્રષ્ટિયે પડયા. તેણે પળવારમાં પોતાનો સ્ત્રી-વેશ કાઢી નાંખ્યો, અને પોતાનો પ્રથમનો રાજાનો પહેરવેશ પહેરી પોતાની છાવણી તરફ જવા તૈયાર થયો.

વિમલદેવ ખરો પુરૂષ નથી તેથીજ કદાચ પુરૂષના વેશમાં દુર ફરતો હશે! એ સંબંધી વિજયાના મનમાં મ્હોટો ગુંચવાડો થયો. તે છાવણીમાં પહોંચે ત્યાં સુધી વિજયા વિમલદેવના મુખ સ્હામું વારંવાર જોતી ઉભી. પરંતુ વિમલદેવ એક શબ્દ પણ બોલ્યો નહિ.

## પ્રકરણ ૮ મું.

### બંધુદ્રોહનું ફળ.



અન્ય મનુષ્યોના હિત માટે આપણે જીવન ધારણ કરવું, અન્ય મનુષ્યોના મનને આનંદ પમાડવા માટે આપણું મુખ પ્રફુલ્લિત રાખવું, અન્ય મનુષ્યોના સુખને માટે આપણે યુદ્ધ કરવું, અને અન્યનું જીવન આનંદ-સંતોષમાં રાખવા માટે આપણે અનેક પ્રકારનાં દુ:ખ ભોગવી લેવાં, એવી મનુષ્યવૃત્તિને ધર્મના ખોળામાં મૂકવામાં આવે તો તેને સાધુવૃત્તિ કહેવામાં આવશે. પણ રાષ્ટ્ર હિતની દ્રષ્ટિયે જોઇએ તો એ જાણે

રવાભિમાનના મૂળમાં લાગેલો સડો હોય, કટકા રોટલા માટે લલચાઈ જનાર કુતરાની વૃત્તિ હોય, મનુષ્યમાંનું પુરૂષત્વ બાળી ખાખ કરનાર વિષમય વલ્લી હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે. કુંચુકીરાય ! તું બુંદેલખંડમાંજ જન્મેલો એક રાજા છે કે ? તું એક બુંદેલાનોજ વંશજ છે કે ? બુંદેલખંડના પવિત્ર વાતાવરણમાં બુંદેલાઓએજ નિવાસ કરવો અને બુંદેલખંડની ફળદ્રૂપ જમીનમાં ઉત્પન્ન થતું અન્ન અને નિર્મળ જળ પ્રવાહનો લાભ બુંદેલાઓએજ લેવો, બુંદેલખંડ ઉપર સર્વ સત્તાધારી પરમેશ્વર સિવાય કિંવા તેના પ્રતિનિધિ સિવાય બીજા કોઈની સત્તા ચાલે નહિ એવી ઇચ્છાથી પ્રેરિત થઇ સમરભૂમિ રક્તનાં બિંદુઓ વડે રંગનાર પ્રતાપી બુંદેલા વીરોના કુટુંબમાંજ ત્હારો જન્મ થયો છે કે ? ત્હારા શરીરમાં બુંદેલાનું રક્ત વહી રહ્યું છે, ત્હારા નેત્રમાં બુંદેલાનું તેજ ચળકી રહ્યું છે, ત્હારા હૃદયમાં બુંદેલાનું હૃદય જડાઇ ગયું છે. તેમ છતાં પોતાને શિયાળ માની લઈ, તેં આજે કેવાં કર્મ કરવા માંડયાં છે ? તને દિલ્લીના રાજકર્તા મોગલોના જેવો ભોગવિલાસ કરવાની ઇચ્છા છે ? ત્હારી દ્રષ્ટિ સમક્ષ ત્હારી બુંદેલી પ્રજા કંગાલ અવસ્થામાં ઉભી છે. ત્હેં દિલ્લી દરબારનો સુલતાની અધિકાર જોયો છે, ત્હારી પ્રજાની દયામણી પરતંત્રતા ત્હારી દ્રષ્ટિ સમક્ષજ છે, આજે દિલ્લીના મોગલ રાજકર્તાઓ ઉપર અને તેના સર્વ જાતિભાઇઓ ઉપર સુખ, વિલાસ, ઐશ્વર્ય અને અધિકારનો નિત્ય વર્ષાદ્ વરસી રહ્યો છે. ત્યારે ત્હારી પ્રજા ઉપર અને બુંદેલખંડના સર્વ જનમંડળ ઉપર દુઃખ, દરિદ્રતા, અને પરતંત્રતાનો એક સરખો મારો ચાલી રહ્યો છે. એવી વિપત્તિને સમયે સ્વજનોનું સંરક્ષણ કરવું, તેમને સંકટમાંથી મુક્ત કરી વૈભવના મનોહર મહાલય તરફ લઇ જવાં, ગુલામગીરીના કઠોર બંધનમાંથી તેમને બચાવી લેવાના ઉદ્દેશથી ધારીરના રાજકુળમાં ત્હને ન્યાયી પરમેશ્વરે જન્મ આપ્યો છે પરંતુ તું દેશદ્રોહી થયો છે, તું બંધુદ્રોહી થયો છે, તું જાતિદ્રોહી થયો છે ! તેં પરમેશ્વરને વિશ્વાસઘાત કર્યો છે, ત્હેં પરમેશ્વરને ઠગ્યા છે. પરમેશ્વરનાં સન્તાનો ઉપર–ત્હારા જાતિ ભાઇઓ ઉપર–અગ્નિ વર્ષાવવા તું તૈયાર થયો છે ! ઘણું સારૂં. તેમ કર. અધિકારમદથી અંધ બનેલી રોશનઆરાની જોઇએ તેટલી ખુશામદ કર.

સ્વાભિમાનને, પુરૂષત્વને અને સર્વ સત્વને તિલાંજલિ આપી, માનહાનિ કરનાર રોશનઆરાને જોઇએ તેવા સમાચારો પહોંચાડ. ચંપતરાયે ધારેલું સ્વતંત્રતાનું મહાલય ઉભું થાય નહિ એવી ધારણાથી ત્હારાથી બને તેટલી ખટપટ કર. ત્હારા એવા વિશ્વાસઘાતક વર્તનથી બુંદેલખંડ ઉપર જે સંકટ આવી પડવાનું છે તેજ નિદ્રામાં ઘોરતા પડેલા બુંદેલાઓનું ક્ષાત્રતેજ જાગૃત કરશે અને પ્રત્યાઘાત કરવાની મનોવાંચ્છના સર્વ બુંદેલાઓના મનમાં ઉત્પન્ન કરશે.

પુરૂષ જેવી ઢબે બેઠેલી રોશનઆરા બેગમ કંચુકીરાયને હાસ્યવિનોદનો વિષય સમજી તેના તરફ હસતી જોતી હતી. બેગમ ઘણીજ ખુશી થઇ છે, એવી કલ્પના કરી કંચુકીરાય તેના સ્હામું હાથ જોડી વિનતિ કરવા ઉભો હતો. મનોહર આસન ઉપર બેઠેલી, દિલ્લીની તાજ વગરની ઇંદ્રાણીનું ખડખડ હાસ્ય બંધ પડતાંજ તેની મુલાકાત લેવાનો હેતુ તેને કહી સંભળાવવાની ઇચ્છાથી કંચુકીરાયે મૌન ધારણ કર્યું હતું. ઘણીવાર સુધી હાસ્ય કર્યા પછી રોશનઆરાએ કહ્યુંઃ-" કંચુકીરાય ! તું ત્યાં હતો તેના કરતાં હમણાં ઘણો આનંદી જણાય છે. તે સમયે ત્હારા મુખ ઉપર આજના જેવું રૂપેરી કામ જણાતું નહોતું. રાજા થયા પછી એ રૂપેરી તેજ પ્રાપ્ત થયું હોય એમ જણાય છે. "

કંચુકીરાય કાંઈ પણ બોલ્યો નહિ. તે મનમાં ને મનમાંજ વિનતિ કરવા માટે શબ્દો એકઠા કરતો હતો.

રોશનઆરાએ આગળ કહેવા માંડયુંઃ " તેજ પ્રમાણે ચ્હેરા ઉપર પસરેલાં કરોળીયાનાં જાળાં પણ નવીન થયેલાં જણાય છે. મુખમાંના દાંત પાડી નાંખી ઝીણાં જંતુઓને રહેવાની સુંદર ગુફા તૈયાર કરી છે. મુખની ઉંડી ગુફા, તેના ઉપર દક્ષિણોત્તર પડેલો નાકરૂપી પર્વત, તેની આસપાસ દાઢી મુચ્છરૂપી ઘીચ ઝાડી, પર્વતની તળેટીમાં જણાતાં નેત્રરૂપી બે નિર્જળ તળાવ, અને કપાળરૂપી ડુંગરાળ પ્રદેશ જોતાં જાણે આપણે કોઇ એક ભયંકર અરણ્યના પર્વતની તળેટીમાંજ ઉભા હોઇએ એવું જણાય છે. કંચુકીરાય ! એવું ભયંકર મુખ લઇ તું મ્હારી પાસે શા માટે આવ્યો ? મુખની ગુફા,

નેત્રનાં તળાવ, કપાળનું ધાબું, ગાલની ખાડીઓ, અને વાળની ઝાડી બની ગયા પછી પણ લોકોને સર્વ ઠેકાણે ફરવા મળવા જવાની શરમ નહિ આવતી હોય ! ત્હારા જેવા–બાવળના લાકડા જેવા–સુકલકડી ઘરડાં માણસોના શરીરમાં પરલોકનો પ્રવાસ કરવાની શક્તિ ન હોય તો તે એકાદ અંધારી ઓરડીમાં કેમ પડી રહેતા નહિ હોય ? પોતાના પુત્રો સ્હામે વાત કરતી વખતે, તરૂણ યુવતીઓ સ્હામુ નાચતી વખતે અને મ્હારા જેવી વિલાસી બેગમો સ્હામે આવતાં સાર્વજનિક શાંતિનો ભંગ થવા જેવું વર્તન કરવામાં આવે છે એવું તમારા જેવા બેવકુફ વૃદ્ધ માણસોના ધ્યાનમાં કેમ આવતું નથી ?"

"જગતના સર્વ સૌંદર્યની જ્યોતિ ! દિલ્લીના તાજ વગરનાં ઇંદ્રાણી ! આ તમારો દાસાનુદાસ અત્યંત નમ્રભાવે તમારે શરણે આવી પ્રાર્થના કરે છે કેઃ તમારા સ્વર્ગીય ભોગવિલાસનો ભંગ કરવો કિંવા તમારા આનંદ વિભવમાં વિઘ્ન નાંખવું અથવા તમારા પ્રસન્ન મન ઉપર ત્રાસનું આવરણ નાંખવું એવી ઇચ્છાથી હું આવ્યો નથી." કંચુકીરાયે નીચા વળી સલામ કરી કહ્યું: "બેગમ સાહેબા ! આ તમારો ગુલામ, આ દિલ્લી દરબારનો દાસાનુદાસ તમારી પાસે અત્યંત ગુપ્ત રાજકાર્ય માટે આવ્યો છે."

"રાજકાર્ય !" રોશનઆરાએ જુસ્સામાંજ પૂછ્યું: "રાજકાર્યમાં હાથ ઘાલવાનો તમને હિંદુ રાજાઓને શો અધિકાર છે ? જેના હાથમાં રાજ્યાધિકાર, રાજસત્તા અને રાજ્યહક્કનાં સૂત્રો હોય તેમણેજ રાજકાર્યમાં પડવું જોઇએ. તેમણેજ રાજ્યદ્વારી સલાહ મસલતો ચલાવવી જોઇએ. તમારા જેવાં કળનાં પૂતળાં, અરે ! તમારા જેવા બેવકુફના સરદાર હિંદુ રાજાઓ એ કામમાં સમજે શું ? તમારી વિદ્યા, તમારો અનુભવ, તમારો ધર્મ, તમારી નીતિ, અને તમારી વિચાર શક્તિ કેટલી ? તમે મોજ શૉખમાં ઉછરેલા, મૂર્ખના સરદાર, રાજકાર્યમાં પડો તે દિલ્લી દરબારથી સહન થશે નહિ. હિંદુસ્થાનની સર્વ વસ્તુઓની વહેંચણી કરી શકાશે, પરંતુ અધિકાર, સત્તા અને હક્કની વહેંચણી કરી–ભાગ પાડવા–એ તદ્દન મૂર્ખપણું છે એવી દિલ્લીદરબારની ખાત્રી થઇ છે. તેથી તેનો ઉપભોગ રાજકર્તાઓએ અને તેના જાત ભાઇઓએજ સંપૂર્ણપણે કરવો એવો અમે નિશ્ચય કર્યો છે. હિંદુ પછી તે રાજા

હોય કે રંક હોય, પણ તે અધિકારી થવાને કિંવા સત્તાધારી થવાને લેશ પણ પાત્ર નથી; તેથીજ એવા અપાત્ર પ્રાણીઓએ રાજકાર્યમાં મન પરોવી પોતાની જાતે અમારા બાદશાહી ક્રોધને પાત્ર થવું નહિ એવી અમે આજ્ઞા ફરમાવી છે. ”

“ મહેરબાન ! ” કંચુકીરાય અત્યંત કાલાવાલા કરતાં બોલ્યો: “ આ તાબેદાર ગુલામ ઉપર એવો ક્રોધ ફરશો નહિ. રાજભક્તિના વિષયમાં દિલ્લીપતિના સર્વ ખંડિયા રાજાઓમાં આ કંચુકીરાય મુખ્ય આગેવાન છે. ખંડિયા રાજાઓએ સાર્વભૌમ બાદશાહ સાથે કેવું વર્તન રાખવું તે મ્હારા જેવો બીજો એક પણ ખંડિયો રાજા જાણતો નથી અને સેવા ધર્મમાં હું કેટલો પ્રવીણ છું તે આપના પિતાએ મ્હને “ કંચુકીરાય ”ની પદવી આપી જગત્‌ને બતાવી આપ્યું છે. એવો આ કંચુકીરાય, દિલ્લી દરબારનો તાબેદાર ગુલામ, દરબારની આજ્ઞાનું કિંચિત્ પણ ઉલ્લંઘન કરે એવો નથી. પરંતુ શું કરવું ? પ્રસંગ એવોજ આવી પડયો છે. જે ન થવું જોઇએ તે થયું છે. જેનો વિચાર સ્વપ્નમાં પણ કરી શકાય નહિ તે નજરોનજર જોવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે ! એમ થવાથીજ મ્હારે આપના ચરણ આગળ દોડતાં આવવું પડયું છે. મહેરબાન !–”

“ બેટા ! ત્હારાં રોદણાં પૂરાં ગાઇ લે. ત્હારા જેવા બેવકૂફ દેશી રાજાઓનાં રોદડાં સાંભળી, બધા જગત્‌ની ચિંતાનો બોજો પોતાને માથે લઇ, પ્રજાના કલ્યાણની હિમ્મત નાહક પોતાને માથે ઉંચકી લઇ, દિલ્લીના ભોગવિલાસી બાદશાહો પોતાની મોજ શૉખ અને ભોગવિલાસમાં અડચણ પડવા દેતા નથી. પ્રજા એ તો અમારી મોજને માટે, અમારા આનંદને માટે, અમારા ભોગવિલાસને માટે અને અમારી વિષયવાસના તૃપ્ત કરવા માટે છે. પ્રજાએ અમારી સેવા કરવી જોઇએ, અને અમારે તે સ્વીકારવી જોઇએ. એ સિવાય અધિક જવાબદારી પોતાને માથે લઇ પોતાનું બાદશાહી મુખમંડળ યમરાજે ફેલાવેલી ચિંતા જાળમાં જોરજુલમથી ખોસવાની અમારી ઇચ્છા નથી. કંચુકીરાય ! ત્હારાં રોદણાં બંધ કર ! ત્હારી કિંવા ત્હારી પ્રજાની સંપતિ ઉપર બાદશાહી અધિકારીઓએ લહેર ઉડાવવા સંબંધી

ત્હારી ફરિયાદ હોય તો તેનો ન્યાય તને દિલ્હી દરબારમાંથી મળશે નહિ. કારણ કે સર્વ હિંદુઓની સંપતિ તે અમારીજ છે. તમે તો માત્ર પેટને માટે રાખેલા નોકરો છો એવુંજ અમે માનીએ છીએ, અને તેથીજ ક્વચિત્ કર રૂપે, અને ક્વચિત્ બીજે રૂપે અમે તે તમારી પાસેથી બાદશાહી ખજાનામાં ખેંચી લાવીએ છીએ."

"સરકાર ! મ્હારા રાજ્યમાંની સર્વ સંપતિ દિલ્હી દરબારનેજ અર્પણ કરી દીધી છે. આ કંચુકીરાય સંપતિને માટે, પૈસાને માટે, આપની પાસે ફરીઆદ કરે એવો નાલાયક નથી. એવો બેવકૂફ નથી."

"પછી–ત્યારે તો પછી–કંઇક ખરેખરા ગુપ્ત કાર્યને માટે તું મ્હારી પાસે આવ્યો છે." રોશનઆરાએ સ્મિત હાસ્ય મુખે નેત્રો મીચી કહ્યું: "હા, હા, કદાચ કોઇ બાદશાહના જાતભાઇ મોગલ વીર પુરૂષે ત્હારી પત્ની સાથે, બ્હેન સાથે કિંવા પુત્રી સાથે જોરજુલમથી લગ્ન કર્યાં હશે, તેનો ન્યાય માંગવા તું અહિં આવ્યો હશે. તેમ હશે તો પણ તને દિલ્હી દરબારમાંથી ન્યાય મળશે નહિ. કારણ કે દિલ્હીના બાદશાહની સત્તામાં જેટલો પ્રદેશ સમાયો છે તેમાંની સર્વ સૌંદર્યવતી તરૂણીઓએ બાદશાહની અને તેમના મોગલ અધિકારીઓની વિષયવાસના તૃપ્ત કરવાનું માન રાજીખુશીથી અથવા જોરજુલમથી પ્રાપ્ત કરવું એવો દિલ્હી દરબારનો નિયમજ છે. ઘણા દિવસથી ચાલતા આવેલા હક્ક અને રિવાજનું પ્રતિપાલન કરવું એ તો અમે અમારૂં શ્રેષ્ઠ કર્તવ્ય સમજીએ છીએ. બાદશાહ કિંવા તેના જાતભાઇઓનો એ જુનો હક્ક બંધ પાડવામાં અમે મ્હોટું પાપ સમજીએ છીએ."

"બેગમ સાહેબા ! જે મનુષ્યે પોતાનો અર્ધો જન્મારો બાદશાહી જનાનખાનામાં દલાલીનું કામ કરવામાં અને સ્ત્રીઓની ઇચ્છા પ્રમાણે વર્તવામાં ગાળ્યો છે એવા કંચુકીરાયને ભારતીય તરૂણીઓ, બાદશાહ અને તેના મોગલ જાતભાઇઓના ભોગવિલાસ કિંવા રમત માટે છે એવું કહેવાની જરૂરજ નથી. મ્હારી પોતાની પત્ની, ભગિની અને પુત્રી દિલ્હી દરબાર ઉપરથી ઓવારી નાંખવા તૈયાર છું. તેમના ઉપર દિલ્લી દરબારની કૃપાદ્રષ્ટિ થશે તો હું મ્હારા જીવનને ધન્ય માનીશ. પરંતુ તે અલભ્ય લાભ મ્હારા ભાગ્યમાં ક્યાંથી લખાયો હોય ?"

"ત્યારે પછી તું અહિં શા માટે આવ્યો છે?" રોશનઆરાએ પ્રશ્ન પૂછ્યો. "દિલ્હી દરબારમાં આવી હાજર થવાની આજ્ઞા તો તમને ફરમાવી નથી ?"

"આપનો ગુલામ દિલ્હી દરબારને એક મહત્વની ખબર જણાવવા આવ્યો છે." કંચુકીરાયે ઉત્તર આપ્યો.

"શી ખબર ?" રોશનઆરાએ અધિર થઇ પૂછ્યું: "નકામો વખત નાહ ગુમાવતાં તે ખબર ઝટ કહી દે. મ્હારે શણગાર સજવાનો વખત થઇ ગયો છે તે ત્હારા ધ્યાનમાં આવતું નથી કે શું ?"

"સરકાર ! તે સમાચાર અત્યંત શોચનીય છે. તે ખબર અત્યંત હૃદયભેદક છે. તે ખબર ઘણોજ ક્રોધ ઉપજાવે એવી છે."

"ગધેડા ! બેવકુફ ! જંગલી ! શા માટે વખત ગુમાવે છે ? કેવાં રોદણાં રડવા લાગ્યો છે ?"

"દિલ્હી દરબાર સંબંધી જે જે કર્તવ્યો હું બજાવું છું તેમાં હું નિરર્થક વખત ગુમાવી જરા પણ અતિશયોક્તિ કરતો નથી. પરંતુ મ્હેં જે સમાચાર આપને નિવેદન કરવાનું કર્તવ્ય મ્હારે માથે લીધું છે તે સમાચાર એટલા બધા દુઃખદાયક છે કે તેનો ઉચ્ચાર કરવા એકાએક મ્હારી જીભ ઉકલતી નથી."

"મૂર્ખના સરદાર ! થોડીવાર સુધીમાં ત્હારી જીભ એ સમાચાર નહિ કહે તો ત્હારી અપ્રમાણિક, વિશ્વાસઘાતી જીભના હજારો ટુકડા ત્હારી દ્રષ્ટિએ પડશે. સમજ્યો !"

"દિલ્હી દરબારની આબરૂને કાળું કલંક લાગે, અલ્લાએ ફરમાવેલી આજ્ઞાને બટ્ટો લાગે, અને અમારા જેવા બુંદેલાઓની રાજભક્તિમાં હિનત્વ આવે એવા તે અનિષ્ટ સમાચાર આપ નામદારને અંતે કહેવાજ પડશે. હાય ! હાય ! એવા સમાચાર કહેવાને અમારે જગત્માં જીવતા રહેવું એના કરતાં મરણ પામવું હજાર દરજ્જે સારૂં છે. અરે ! એ સમાચાર સાંભળ્યા પહેલાં અમારા કાન બેહેરા કેમ થયા નહિ ? તે વખતે અમારી વાચા બંધ કેમ થઇ નહિ ? અલ્લા ! અલ્લા !"

"ઉભો રહે હરામજાદા! ત્હારા જેવા ધરડા ગધેડાની ભુંકણુ વાચા બંધજ કરવી જોઇએ." રોશનઆરાએ ચંચળ દ્રષ્ટિએ આસપાસ જોયું. તેની દ્રષ્ટિમાં છુપાઈ રહેલો ક્રોધ કંચુકીરાયના ધ્યાનમાં આવ્યો. સમાચાર કહેવામાં જો થોડીવાર લાગી તો જીભના અને તે સાથે શરીરના અનેક કટકા થઈ ગયા સિવાય રહેશે નહિ, એવું પણ કંચુકીરાય સમજી ગયો. તેથીજ તે સમાચાર કહેવા કંચુકીરાય સજ્જ થયો.

"બેગમ સાહેબા!" કંચુકીરાયે વાંકા વળી અત્યંત નમ્રતાથી કહ્યું: "મહોબાના રાજા ચંપતરાયે દિલ્લી દરબારના સરદાર રણદુલ્લાખાનને કેદ પકડયો છે."

"કંચુકીરાય! તું જાગે છે કે ઉંઘે છે? તેં કોઇ કેફી વસ્તુનું સેવન તો નથી કર્યું? તું જે કહે છે તેનો અર્થ બરાબર સમજે છે કે?" રોશનઆરાએ ક્રોધમાંજ પૂછ્યું.

"હા, હું બરાબર જાગ્રત છું. મ્હેં કોઇ જાતની કેફ કરી નથી."

"ત્યારે પછી તેં જે કાંઇ કહ્યું તે મ્હને પુનઃ એક વખત કહી સંભળાવ જોઉં. કહે વારૂ જોઉં. ક્ષણવારનો વિલંબ રોશનઆરાથી સહન થશે નાહ. બોલ, ઝટ."

"દિલ્લી દરબારના સરદાર રણદુલ્લાખાનને મહોબાના રાજદ્રોહી ચંપતરાયે અન્યાયથી કેદ પૂર્યા છે."

"ત્હારા ભેજામાં–અરે! ત્હારા કચરાપટ્ટી જેવા ઘસાઇ પિસાઇ ગયેલા નકામા ભેજામાં–કંઇકિ જબરો દોષ હોવો જોઇએ, અથવા તો મ્હારા કાનમાં કંઇક બગાડો થવો જોઇએ. એ સિવાય આવું અયોગ્ય ભાષણ મ્હારા ભેજામાં જઇ ઠરે કેમ? વારૂ; તેં શું કહ્યું? રણદુલ્લાખાનને ચંપતરાયે કેદ કર્યો છે?"

"હા." કંચુકીરાયે ઉતરેલે ફિક્કે ન્હેરે એક ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું.

"દિલ્લી દરબારના ઐશ્વર્યવાન સરદારને એક ભિખારી હિંદુ રાજાએ કેદ પૂર્યો છે? અભિમાની બળવાન વનરાજને એક ક્ષુદ્ર બકરાએ અટકાવી રાખ્યો છે? પ્રભાવશાળી સૂર્યનારાયણને પ્રકાશથી ભય પામતા ઘુવડે વાદ-

ળામાં ન્હસાડી મૂક્યો છે ? એવી અસંભવિત વાત ઉપર મનુષ્ય પ્રાણીનો વિશ્વાસ શી રીતે બેસે ? કંચુકીરાય ! જે ખબર તું મ્હને આપનાર હતો તે મ્હને પૂરેપૂરી કહી દીધી કે ?" રોશનઆરાએ ગુસ્સામાંજ કહ્યું.

"ના, બેગમ સાહેબા, આપને કહેવા માટે સરદાર સાહેબે બીજો સંદેશો મોકલ્યો છે તે હજી મ્હેં આપને કહ્યો નથી."

"હેં ! રણદુલ્લાખાને મ્હારે માટે બીજો સંદેશો કહાવ્યો છે ? તમે બન્ને ક્યારે મળ્યા હતા ? ચંપતરાયે તેને શા માટે કેદ પૂર્યો છે ?"

"ચિત્રકૂટની પાસે વિંધ્ય પર્વતની તલેટીમાં એક દેવીનું મંદિર છે. ત્યાં આઠ દિવસ પહેલાં વાર્ષિક ઉત્સવ હોવાથી—"

કંચુકીરાય આગળ બોલવા જતો હતો તેને અટકાવી રોશનઆરા બોલીઃ "તે લાંબી લચક વાર્તા મ્હારે સાંભળવી નથી. તે ત્હારી વિંધ્ય-વાસિની દેવી ક્યારનીએ જગત્‌માંથી ઉપડી ગઈ હશે. તે પવિત્ર કામ કરવા માટે તો અમે રણદુલ્લાખાનને લશ્કર સહિત મોકલ્યો હતો. તે મંદિર અને તેમાંની પત્થરની દેવી હવે તો ક્યારનાંએ ભોંય ભેગાં થઈ ગયાં હશે. તેની હકીગતની હવે શી જરૂર છે ?"

"મહેરબાન ! દુર્ભાગ્યે રણદુલ્લાખાન સાહેબે હાથમાં લીધેલું કામ પરિ-પૂર્ણ કરી શક્યા નથી. દેવી અને દેવીનું મંદિર હજી જેમનાં તેમજ છે."

"કંચુકીરાય ! અસત્ય બોલવાનો જાણે ત્હેં આજે કૉન્ટ્રાકટજ લીધો છે કેમ ? ઠીક. તેનો પાછળથી ન્યાય થશે. ત્હારે શું કહેવું છે તે મ્હારે એકી વખતે સાંભળી લેવું જોઇએ."

"અલ્લાના ઉપદેશથી ભરેલા, ભરતખંડમાં પ્રભુત્વ ગજાવનાર ગાજી-ઓની ધાર્મિક આજ્ઞા બજાવવા માટે, વિંધ્યવાસિનીનો સમૂળ નાશ કરવા માટે, મહોત્સવના મંગલમય દિવસેજ સરદાર સાહેબ પોતાના ચુંટી કાઢેલા લશ્કર સાથે મંદિર ઉપર હુમલો લઇ જતા હતા, પણ માર્ગમાંજ ચંપત-રાયનો ઉચ્છૃંખલ પુત્ર છત્રસાલ અને તેના જેવા બુંદેલખંડના બે ચાર ઉદ્ધત બેવકુફ તોફાની છોકરાઓ તેમને મળ્યા. તે છોકરાઓએ ખાંસાહેબનું સન્માન કરવું જોઇએ ।કંવા સન્માન આપી તેમને વિંધ્યવાસિનીના મંદિર

સુધી લઇ આવવા જોઇએ તેને બદલે તેમનો અટકાવ કર્યો, અને તુરતજ તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમાં દુર્ભાગ્યે સરદાર રણદુલ્લાખાન કેદ પકડાયા. તેમના કેટલાક સાથીદારોના પ્રાણ ગયા, અને બચેલા કેટલાક ન્હાસી છુટયા. ”

“ હિંદુઓનાં બે ચાર ઉચ્છૃંખલ તોફાની છોકરાંઓએ રણદુલ્લાખાન જેવા અનુભવી વીર પુરૂષનો પરાજય કરી કેદ કર્યા હૈં ? ત્હારૂં એ કહેવું શબ્દે શબ્દ સત્ય છે કે ? ” રોશનઆરાએ વચમાંજ પૂછ્યું.

“ મહેરબાન ! ત્હમારાં ચરણ આગળ મ્હારા મુખમાંથી એક પણ શબ્દ અસત્ય નીકળતો હોય તો મ્હારી જીભ કાપી નાંખુ. ”

“ અરે ! મ્હારૂં એ કામ તું ન કરતો. ત્હારા સત્યનો પ્રકાશ પડવા દે પછી બધું થઇ રહેશે. ”

રણદુલ્લાખાન સાથે ત્હારે કેવી રીતે મુલાકાત થઈ. તેણે દિલ્હી દરબાર માટે કેવો સંદેશો કહાવ્યો છે, વગેરે હકીગતનું ટીપણું કંચુકીરાય સવિસ્તર વાંચી ગયો. તે સાંભળી રોશનઆરાને ઘણુંજ હસવું આવ્યું. તેના મુખ ઉપરથી દ્વેષ અને ગુસ્સો થોડીવાર સુધી સંપૂર્ણ લુપ્ત થયો. બિચારો કંચુકીરાય સ્તબ્ધ મુખ કરી ચંપતરાયને કેવી શિક્ષા કરવામાં આવે છે તે સાંભળવાની આશામાં ઉભો હતો. તેનું ભાષણ સાંભળી રોશનઆરા બેગમ સિંહણની પેઠે ગર્જના કરી ઉઠળી. ચંપતરાયનો અને તેના કુટુંબનો નાશ કરવાની આજ્ઞા ફરમાવશે, અને એક અમૂલ્ય સંદેશો દિલ્હી દરબારને નિવેદન કરવા માટે પોતાને એકાદ ઉંચી જાતનો ખેતાબ મળશે, એવી તેને આશા હતી. પરંતુ રોશનઆરાનું હાસ્ય જોઇ તેની આશા તેને તેજ ઠેકાણે નાશ પામી. રોશનઆરાએ હજી સુધી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહતો. તેથી હજુ પણ પોતાનો મનોરથ સાધ્ય થશે એવી તેને આશા હતી.

ધીમે ધીમે રોશનઆરાનું હાસ્ય મંદ પડતું ગયું, તેમ તેમ તેનું મુખ ગુસ્સામાં લાલ થતું ગયું. કંચુકીરાયનાં નિરાશા પૂર્ણ અંતઃકરણ ઉપર આનંદની છાયા જણાવા લાગી. હિરાદેવી પાસે પાછા ગયા પછી પોતાને કેટલી બડાશ હાંકતાં ફાવશે, તથા ત્યાં પોતાના શ્રમની કેવી કદર થશે અને તે

પ્રસંગે પોતાને એકાદ ખેતાબ મળશે તો પછી કંચુકીરાયનો રૉફ કેટલો બધો વૃદ્ધિ પામશે? ત્યારેજ પ્રજાજન, પ્રધાનમંડળ, સરદારો અને અંતઃપુરની આપણી બેગમો વગેરેને આ કંચુકીરાયની ખરી કિંમત જણાશે. એવા વિચાર તરંગોમાં ડોલતો કંચુકીરાય ખુશી થતો હતો એટલામાં રોશન-આરાનો કઠોર ધ્વનિ તેને કાને પડયો.

"કંચુકીરાય!" રોશનઆરાએ ગુસ્સામાંજ કહ્યું: "તેં કહેલા સમાચાર ઉપર અમારે કેટલો ભરોંસો રાખવો? તેં કહેલો સંદેશો અમારે અસત્ય કેમ સમજવો નહિ?"

"સરકાર!" રોશનઆરાના મન ઉપર થયેલું વિપરિત પરિણામ જોઈ કંચુકીરાયને ભય ઉપજ્યો. તેણે કહ્યું: "તમારાં ચરણ આગળ મ્હારા મુખમાંથી એક પણ અસત્ય શબ્દ બોલાશે નહિ. હું તમારો દાસાનુદાસ, અસત્ય બોલી તમને ઠગવાથી મ્હારા ઉપર કેવું ભયંકર સંકટ આવશે તે હું જાણું છું. એમાં મ્હને શો ફાયદો?"

"શો ફાયદો?" રોશનઆરા વિશેષ ક્રોધ ભરેલે મુખે બોલી: "દિલ્લી દરબારને ગુસ્સે કરી પોતાના શત્રુ ઉપર વૈર લેવું એજ ફાયદો. ચંપતરાય સાથે ત્હારે શત્રુતા હોવી જોઇએ. ત્હારા શત્રુ ઉપર વૈર લેવાનું ત્હારામાં સામર્થ્ય નહિ હોવાથી આજે તું દિલ્લી દરબાર દ્વારા ત્હારૂં કામ કઢાવી લેવા ચ્હાય છે કેમ? તમે હિંદુ રાજાઓ આજ પર્યંત શું કરતા આવ્યા છો? તમારામાં પરસ્પર તકરાર થતાં યુક્તિથી અથવા બુદ્ધિબળના જોરથી મટાડવાનું તમારામાં સામર્થ્ય નથી ત્યારે અમારા જેવા તટસ્થ મનુષ્યોની અતિ કિમતિ મદદ તમારે લેવી પડે છે. પરંતુ તેની કિંમત નહિ આપતાં, તેનો બદલો નહિ આપતાં, તમારા શત્રુનો કાંટો કાઢવાની યુક્તિ યોજો છો. તેં પણ આજે તેવોજ પ્રપંચ રચ્યો છે. દિલ્લી દરબારનો એક મુસલમાન સરદાર, એક હિંદુ રાજાએ કેદ કર્યો છે એવા—દિલ્લી દરબારનું અપમાન કરવા જેવા શબ્દો મ્હારા સ્હામુ બોલવાની તેં હિંમત ભીડી છે! ત્હારા એ અપરાધને માટે ત્હને કેવી શિક્ષા કરવી?"

"બેગમ સાહેબા!" કંચુકીરાય અત્યંત ગળગળો થઇ જઇ બોલ્યો:

"હું આપનો અપરાધી નથી. હું અસત્યવાદી નથી. પેલી કટાર—"

કંચુકીરાયને પુરૂં બોલવા નહિ દેતાં રોશનઆરા વચમાંજ બોલી: "કઇ કટાર ?"

"હાથી દાંતની મુઠ ઉપર આપની છબી કોતરેલી છે તે."

"તું જ્યારે જનાનખાનામાં સ્ત્રીઓના ઉપરીપણાનું કામ કરતો હતો તે વખતે તેં એ કટાર મ્હારી પાસે અનેક વખત જોઇ છે. વારૂં પણ તેનું હવે શું છે ?"

"સરદાર સાહેબે તે કટાર આપને નિશાની તરીકે બતાવવા મને આપી હતી."

"હમણાં તે કયાં છે ? તે મ્હને બતાવે તો ત્હારા પ્રત્યેક શબ્દ ઉપર મ્હને વિશ્વાસ બેસે. તે કટારીનું દર્શન કરતાંજ ત્હારા શત્રુને જગત્માંથી હદ પાર કરવાનો હુકમ છુટશે. બતાવ, તે કટાર કયાં છે ?"

કંચુકીરાયે કટાર બતાવી નહિ, અથવા મ્હોંમાંથી એક શબ્દ પણ બોલ્યો નહિ. નીચે મુખે ઉભો રહી, કટાર પોતાની પાસેથી જતી રહેવાનું ખરૂં કારણ કહેતાં તે ઉપર રોશનઆરાનો વિશ્વાસ બેસશે કે કેમ ? તેનો વિચાર કરવા લાગ્યો. તેના મુખ ઉપર ચિંતાની દારૂણ છાયા પસરેલી હતી. અત્યાર સુધી જે સંદેશો કહ્યો તે જેમ રોશનઆરાએ જુઠો માન્યો તેજ પ્રમાણે કટાર નહિ હોવાનું કારણ પણ તે જુઠુંજ માનશે અને ત્યાર પછી શયતાનખાંને હાથે રીબાઇ રીબાઇને મરવું પડશે, અરે! અતિ ભયંકર વેદના થાય એવી શિક્ષા અથવા જીવન પર્યંત નરક તુલ્ય કેદખાનામાં સડતા પડવું પડશે, એ દ્રષ્ય કંચુકીરાયની નજર આગળ તાદ્રષ્ય જણાવા લાગ્યું. જળમાં ડૂબતા મનુષ્યને છેવટે જેમ ઘાસનું તણખલું બચાવી શકતું નથી તેજ પ્રમાણે કટાર નહિ હોવાનું કારણ પણ આપણને તારશે નહિ એવું તેને જણાયું. તેને અત્યંત દુઃખ થયું. તે સ્તબ્ધ થઇને ઉભોજ રહ્યો.

"કંચુકીરાય !" રોશનઆરા પોતાની જગ્યા ઉપરથી ઉઠી કંચુકી-રાયની પાસે આવી બોલી: "કયાં છે તે કટાર ? રણદુલ્લાખાંને તે કટાર આપી હતી એમ તેં હમણાંજ કહ્યું છે."

"હા. બેગમ સાહેબા !"

"ત્યારે પછી તે કટારીનું શું થયું ? તે ક્યાં છે ?"

"મહોબાના યુવરાજ પાસે !" ઘાસના તણખલાને છેવટે કંચુકીરાયે બાથ ભીડી. "ખાંસાહેબે આપેલી કટાર મ્હેં સંતાડીને રાખી હતી છતાં છત્રસાલે તે દીઠી એટલે મ્હારી પાસેથી છીનવી લીધી."

"જુઠું ! તદ્દન બનાવટ ! સંપૂર્ણ અસત્ય." રોશનઆરાએ ગુસ્સામાં નેત્રો લાલચોળ કરી, દાંત કચડી, ઓઠ દબાવી કહ્યું: "રણદુલ્લાખાને અમારી ઇચ્છા પ્રમાણે વિંધ્યવાસની દેવીનો ધ્વંસ કર્યો નહિ એ અસત્ય. તેનો છત્રસાલે પરાજય કરી કેદ નાંખ્યો છે એ પણ અસત્ય. ત્હારા જેવો બ્હીકણ મધ્ય રાત્રે ચંપતરાયની છાવણીમાં ગયો એ પણ અસત્ય. ત્યાં તને રણદુલ્લાખાનની મુલાકાત થઇ એ પણ અસત્ય, અને અમને સંદેશો કહાવી તને નિશાની તરીકે તેમણે વિશ્વાસુ ઠરવા કટાર આપી હતી એ પણ અસત્ય. બધું અસત્યનુંજ બજાર ! ત્હારૂં પેટ જાણે અસત્યનોજ ખજાનો ! બધી કપટનીજ જાળ ! બધોજ પ્રપંચ ! કંચુકીરાય ! તું દિલ્લી દરબારનું અપમાન કરી તેને પ્રપંચજાળમાં નાંખવાનો પ્રયત્ન કરે છે ! પરંતુ ત્હારા એ ઘોર અપરાધને માટે તને દેહાંતદંડની શિક્ષા કરવાનું મ્હેં નક્કી કર્યું છે."

કંચુકીરાયના પગ ભાંગી ગયા ! તેની કમ્મર તુટી ગઇ ! તે ધડાક્ દઇને નીચે બેસી ગયો.

"પણ તું દિલ્લી દરબારનો જુનો નોકર છે એમ જાણી ત્હને એક સગવડ કરી આપું છું. આજથી ત્રિશ દિવસ સુધી ત્હારી શિક્ષાનો અમલ થશે નહિ, ત્યાં સુધી ત્હને કેદખાનામાં પૂરવામાં આવશે."

કંચુકીરાયને કંઇક શાંતિ વળી. તે અત્યંત કરૂણાજનક દ્રષ્ટિએ રોશનઆરા તરફ જોવા લાગ્યો.

"એ ત્રિશ દિવસની મુદ્દતમાં–" રોશનઆરાએ કહ્યું: "રણદુલ્લાખાંને ચંપતરાયને કેદ પૂર્યો છે એવી અમારી ખાત્રી થશે તો ત્હને નિર્દોષ જાણી બંધન મુક્ત કરવામાં આવશે. જો એ મુદ્દતમાં અમને કશી બાતમી નહિ મળે તો એકત્રિશમે દિવસે પ્રાતઃકાળમાં ત્હારો શિરચ્છેદ કરવામાં આવશે."

દેશદ્રોહનું, જાતિદ્રોહનું અને બંધુદ્રોહનું ફળ કેવું કડવું હોય છે, તે આ વખતેજ કંચુકીરાયની કલ્પનામાં આવ્યું. તે મનમાં ને મનમાંજ પસ્તાવા લાગ્યો. દેશબંધુઓને છોડી મોગલ રાજના પગ ચાટવાનું પરિણામ તેને હવેજ સમજાયું ! તે ઉંડો નિઃશ્વાસ નાંખી મનમાંજ બોલ્યોઃ " દેશદ્રોહ, બંધુદ્રોહ ! ત્હારો આશ્રય લેનાર મ્હારા જેવી અવદશાએ પહોંચશે એમાં કશો શક જ નથી ! "

## પ્રકરણ ૯ મું.

### મુડદાંનો શૃંગાર




મગઢના ઘનઘોર યુદ્ધમાં શાહજહાં બાદશાહના પ્રિયપુત્ર દારાની રેવડી દાણાદાણ થવાથી ઔરંગઝેબને માટે દિલ્લીના સાર્વભૌમ તખ્તનો માર્ગ મોકળો થઈ ગયો હતો. એ યુદ્ધને આજે છ વર્ષ વ્યતીત થઇ ગયાં હતાં. પોતાની અને દિલ્લીના મયૂરાસનની વચમાં બંધુઓરૂપી જેટલાં કાંટાળાં ઝાડવાં હતાં તે તેણે તેનાં કુટુંબ કબીલાસહિત નિર્મૂળ કર્યાં પછી પોતાનો માયાવી ફકિરી ઝભ્ભો ઉતારી નાંખી તેના અંદર છુપાયલો રાજ્ય તૃષ્ણાનો રક્તવર્ણ વેશ ધારણ કરી આલમગીર બાદશાહ દિવાન-ઇ-આમમાં બિરાજવા લાગ્યા હતા. આ લોકની અમીરતાનું પ્રદર્શન કરાવનાર તેની વાચા હમણાં ઐહિક સુખ સમ્પદનું ગાન ગાવા લાગી હતી. મક્કે જઇ અલ્લાના ચિંતનમાં છેલ્લું આયુષ્ય વિતાડવાનો તેનો વિચાર માત્ર ઉપલકીઓ હતો. એવી જનસમાજની ખાત્રી થવા લાગી હતી. બંધુનો વધ કરનાર બાદશાહ કુરાન પ્રમાણે વર્તતા નથી એવું પ્રતિપાદન કરનારા મુલ્લાં અને કાજીઓના મનને સંતોષ આપવાની હજી બાદશાહને ઇચ્છા બાકી હતી. પોતાનું રાજ્ય સિંહાસન પોતાના અંતકાળ પર્યંત ડગમગે નહિ તેથી સરદાર, દરદારોમાં અને રાજા રજવાડામાં પદવીઓનું દાન હજી તેને વહેંચવાનું

બાકી રહ્યું હતું. પોતાની કારકિર્દીનો પાયો રક્તપાત અને ખૂન, બંધુદ્રોહ અને પિતૃદ્રોહ, અભિલાષા અને અમાનુષતા ઉપર રચાયો છે, એવું જોનારાઓની મુઠ્ઠી હજી તેને દાબવાની બાકી હતી. મયૂરાસન સંબંધી અડચણ દૂર કરવા માટે ચંપતરાય, મીરજુમ્લા વગેરે વીર પુરૂષોએ કરેલાં પરાક્રમનો બદલો આપવાનું કામ હજી બાકી હતું. પોતાની કારકિર્દી સુખ સંતોષમાં વ્યતીત થાય તે માટે અણિને પ્રસંગે આપેલાં વચનો તેને થોડે ઘણે અંશે પરિપૂર્ણ કરવાનાં હતાં, એટલુંજ નહિ પણ રાજ્ય પ્રાપ્તી થયા પછીનાં એ સર્વ કાય કરવા માટે તેણે એક દિવસ નક્કી પણ કરી રાખ્યો હતો. રમજાન મહિનાના પચ્ચીશમા ચંદ્રને દિવસે દિલ્લીમાં તે એક બાદશાહી દરબાર ભરવાનો છે એવું સર્વત્ર પ્રસિદ્ધ કરી તે દરબારમાં હાજર રહેવા માટે તેણે જુદા જુદા રાજાઓને આજ્ઞા ફરમાવી દીધી હતી. ઔરંગજેબ બાદશાહને મોજશૉખ, ભોગવિલાસ અને આનંદ ઉત્સાહનો તિરસ્કાર હતો. તેમ છતાં દિલ્લી દરબારનું ઐશ્વર્ય બતાવી પ્રેક્ષકોનાં નેત્ર આંજી નાંખવા માટે અને દિલ્લીના નાગરિકોને આનંદ આપવા માટે રમજાન મહિનાના છેલ્લા અઠવાડિયામાં—દિલ્લી દરબારના પુષ્કળ ખર્ચ તરફ નજર નહિ કરતાં—દિલ્લી શહેરમાં સર્વત્ર મોજશૉખનાં સાધનો ગોઠવી દેવડાવી દરબારમાં આવનાર પરોણાઓનું યોગ્ય રીતે સન્માન કરવું, એવી ઔરંગજેબ બાદશાહે ઇચ્છા દર્શાવી હતી. એ ઉત્સવ સમયે આનંદના એક અંગ તરીકે શહેરની ઉત્તર દિશામાં યમુના નદીને કિનારે વિસ્તીર્ણ મેદાનમાં સર્વ જાતિઓની સ્ત્રીઓનો ચાર દિવસ મેળો ભરવાનું નક્કી થયું હતું. તેમાં બાદશાહના જનાનખાનાની સ્ત્રીઓને પણ જવા આવવાની પરવાનગી મળી હતી. "તે દિવસ, તે રમજાનની ચોવિસમી તારીખ ક્યારે આવશે, અને જનાનખાનાની મર્યાદિત, પરિવેષ્ટિત અને સંકુચિત જગ્યાની બહારનું જગત્ ક્યારે જોઇશું, પિંજરામાં પડેલી પાળેલી મેના જેવી સ્થિતિ છોડી આકાશ માર્ગે ઉડતાં ફરતાં પક્ષીઓના જેવાં સ્વતંત્ર સુખનો અનુભવ ક્યારે લઇશું ?" એવું, દિલ્લીમાં નિવાસ કરતા રંકથી રાયપર્યંતના જનાનખાનામાં ગોંધાઇ રહેલી જકડાઇ રહેલી સ્ત્રીઓના મનમાં થઈ રહ્યું હતું.

દિલ્હીના નાગરિકો, પોતાના મનને આનંદ આપવા માટે, સરદાર દરકદારનો ખેતાબ મેળવવા માટે, પ્રધાનમંડળ, દરબારનું જામદારખાનું હલકું કરવા માટે અને જનાનખાનામાં ગોંધાઇ રહેલી સ્ત્રીઓ, બહારના વિશાળ જગતનું દર્શન કરવા માટે, રમજાનની ચોવીશમી તારીખની વાટ જોઈ રહ્યાં હતાં. ખુદ ઔરંગઝેબ બાદશાહે રમજાનના છેલ્લા અડવાડીયાને પોતાના નેત્ર આગળ ભિન્ન ભિન્ન પ્રકારે શણગારી જોયું હતું. કવચિત્ પોતે રૈયતની રાજભક્તિને પાત્ર થયો છે, કવચિત્ પોતે મુલ્લાં કાજીના મનને સંતોષ આપી તેમનો આશિર્વાદ મેળવે છે, કવચિત્ પોતે સરદાર દરકદારોના અગ્ર ભાગે બેસી આલમગીર બાદશાહ મહાત્મા પીર પયગમ્બર છે એવી સર્વની પ્રશંસા સાંભળી રહ્યો છે, ત્યારે કવચિત્ દિવાન-ઈ-આમમાં ઉચ્ચ મયૂરાસન ઉપર બેસી પદવી અને બક્ષીસોની ખયરાત આપી પોતાની આવકમાં જોસ લાવી રહ્યા છે. એવી કલ્પનાઓ ઔરંગઝેબ બાદશાહ અનેક સમયે રચતો અને તે કેટલી મોહક જણાય છે તેનો પોતાના મન સાથેજ વિચાર કરતો !

ધીમે ધીમે સાબાનનો ચંદ્ર જેમ જેમ વૃદ્ધ થવા માંડયો, તેમ તેમ દિલ્હીના ઉત્સવપ્રિય જનોની ઉત્કંઠા વૃદ્ધિ પામવા લાગી. બીજી પાંચ રાત વીતી કે પછી રમજાનનો સુંદર બાલ-ચંદ્ર આકાશ પટ ઉપર શાંત રીતે પ્રકાશવા માંડશે એવું સર્વજનો કહેવા લાગ્યા. બાદશાહને તથા દિલ્લીના સર્વ નાગરિક જનોને ભાવિ આકાશ સ્વચ્છ જણાવા લાગ્યું. રમજાનનો ચંદ્ર, સમયના સ્વચ્છ આકાશમાં સંપૂર્ણ કળાવડે પ્રકાશી નીકળશે એવી પ્રત્યેકની ખાત્રી થવા લાગી. એટલામાં તો આકાશમાં સર્વત્ર વાદળાં પસરેલાં જણાવા લાગ્યાં. બાદશાહ ઔરંગઝેબ કોઇ સખ્ત દરદથી પિડાતા માંદગીને બિછાને પડવાની ખબર એકાએક આખા શહેરમાં પ્રસરી ગઈ. હવે દરબાર કેવો અને ઉત્સવ કેવો ! એવા નિરાશા ભરેલા ઉદ્‌ગાર પ્રત્યેક મનુષ્યના મુખમાંથી નીકળવા લાગ્યા. ભાવિ ઉત્સવની આશાથી શહેરમાં પ્રસરેલો આનંદ મંદ પડવા લાગ્યો. જનાનખાનાની સ્ત્રીઓ પોતાને ચાર દિવસની સ્વતંત્રતા નહિ મળવાની ધારણાથી ખિન્ન થઈ ગઈ ! પરંતુ પ્રધાનમંડળે ભાવિ દરબાર ભરવાને માટે જામદારખાનું ખાલી કરવામાં રતિભારની કસૂર બતાવી નહિ.

દરબાર ભરવા માટે નક્કી કરેલો દિવસ, એક એક દિવસનું પગલું ભરતો નજીક આવતો ગયો. રમજાનનો બાલચંદ્ર આકાશના હૃદય પટ ઉપર જન્મ પામી ધીમેથી વૃદ્ધિ પામતો ગયો. તેમ છતાં બાદશાહની પ્રકૃતિ કેવી છે, તે સુધારા પર છે કે દિવસે દિવસ અધિક બગડતી ચાલે છે તે કોઈ જાણી શકતું નહિ. પ્રત્યેક મનુષ્યો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે અટકળ બાંધી તેનેજ સત્ય માની લેવાની હઠ કરવા લાગ્યા. પ્રધાનને અને દરબારમાં જનાર સરદારોને પણ બાદશાહની પ્રકૃતિ સંબંધી ખબર મળતી નહિ એટલુંજ નહિ પણ બાદશાહના નજીકના સગાંઓ, તેમની બેગમો, શાહજાદા, અને શાહજાદીઓ વગેરેને પણ બાદશાહ જીવતા છે કે પરલોકવાસી થયા છે તેની ખબર નહોતી. કેટલીક શસ્ત્રધારી તાતારી સ્ત્રીઓની મદદથી બાદશાહની સેવા કરવાનું કામ રોશનઆરા બેગમે સ્વિકારેલું હોવાથી બાદશાહના શિક્કા મોહોર સાથેના હુકમો હજી સુધી છુટે છે એટલીજ ખરી હકીગત નાના પ્રકારના ગપાટા અને અફવાઓ સાથે ભેળાઈ ગઈ હતી. એ સિવાય એક અક્ષર પણ બહાર ન પડે તે માટે રોશનઆરા બેગમે અત્યંત કાળજી રાખી હતી.

રમજાનની પચીશમી તારીખે દિવાન–ઈ–આમમાં દિલ્લીના સાર્વભૌમ બાદશાહનો દરબાર ભરાશે અને તેને આગલે દિવસે મહોત્સવની શરૂવાત થશે. દિલ્લી દરબારનો એ હુકમ હવે અમલમાં આવે છે કે નહિ, તે સંબંધી દિલ્લીના નાગરિકોને મ્હોટો વિચાર થઈ પડયો. એક તરફ દરબારના વજીરે બાદશાહની પ્રકૃતિ સારી છે કે કેમ તે સંબંધી મૌનવ્રત ધારણ કર્યું હતું, ત્યારે બીજી તરફથી દરબાર ભરવાની, ઉત્સવ થવાની ખાત્રી કરવા માટે દરબારમાં આવનાર રાજા રજવાડાઓની વ્યવસ્થા રાખવા ઉતાવળે તૈયારીઓ કરવા માટે હુકમો છોડયા હતા. એવી સ્થિતિમાં નાગરિકોએ દરબારના રાજમાર્ગનું અવલંબન કર્યા સિવાય છુટકો નહોતો.

રાજા જયસિંહ એ દિલ્હી દરબારનો–ખુદ ઔરંગજેબ બાદશાહનો–અત્યંત પ્રીતિપાત્ર હતો. હિંદુ લોકો કાફર છે. રાજદ્રોહી છે. વિશ્વાસઘાતી છે. તેઓમાં રાજ્ય ચલાવવાની, રાજ્યકારભાર તપાસવાની, અધિકાર બજાવવાની લેશમાત્ર પણ યોગ્યતા નથી. એવી ઔરંગજેબ બાદશાહની પ્રમાણિક

ખાત્રી હતી! તેમ છતાં તે રાજા જયસિંહને હિંદુ લોકોમાં એક અપવાદ તરીકે સમજતા હતા; અને તેમને અત્યંત મહત્વના અને જવાબદારીના કામો સોંપતા. રાજદરબારમાં જયસિંહનું વિશેષ માન હતું. તથાપિ તેને સુદ્ધાં બાદશાહી દરબાર ભરાશે કે નહિ તે સંબંધી શંકાજ થતી હતી.

રમજાનનો તેવીસમો ચંદ્ર અસ્ત પામ્યો. ચંદ્રના અમૃતમય પ્રવાહમાં સ્નાન કરતી દિલ્હી સૂર્યનારાયણ ભગવાને આપેલાં સુવર્ણમય વસ્ત્રો પરિધાન કરતી હતી. તેના શરીર ઉપર આભૂષણો અને પુષ્પમાલાઓનું પ્રદર્શન થઇ રહ્યું હતું. લીલા અંકુરોનો વિશાળ ગાલિચો પાથરી સ્વચ્છ આકાશરૂપી આરસામાં પોતાનું સ્વરૂપ નિરખવામાં તે મગ્ન થઇ રહી હતી. તેના સૌંદર્ય ઉપર મોહ પામી વાયુદેવતા પણ તેની અતિશય સેવા કરતા હતા. વાયુએ વહન કરી આણેલી સુગંધીનો સ્વાદ લેતી, મુખ વડે નાના પ્રકારના મધુર સ્વર ગણગણતી દિલ્હી પ્રસન્ન વદને શૃંગાર કરી રહી હતી. રાજા જયસિંહે શાહજહાં બાદશાહના સમયની દિલ્હીનું સૌંદર્ય જોયું હતું. તેમ છતાં તેને દિલ્હીનો આજનો ઠાઠમાઠ અવર્ણનીય જણાયો. યમુનાને કિનારે આવેલા પોતાના રાજમહાલયની અગાશીમાં બેસી તે દિલ્હીનો શૃંગાર નિરખી રહ્યો હતો. દિલ્હીએ આટલી બધી આનંદી અને ગંભીર વૃત્તિ ધારણ કરી હતી તેમ છતાં રાજા જયસિંહની મુખમુદ્રા ઉપર વિષાદ અને ખિન્નતા પ્રસરેલી જણાતી હતી. તે હિંદુ હતો. દિલ્હીનો મોગલાઇ શૃંગાર, દિલ્હીનો મોગલાઇ આનંદ તેને પસંદ પડતો નહોતો. પોતાનો સ્વામી માંદો પડયો છે. તે જીવે છે કે મરણ પામ્યો છે એ સંબંધી શંકા હોવા છતાં આ દિલ્હી હજી સુંદર વસ્ત્રાભૂષણો સજી આનંદ પામી સ્મિત કરતી બેઠી છે, એને હજી વિલાસવિભવ સૂઝે છે, સ્વામીદેવતા ઔરંગઝેબ બાદશાહને સંકટને સમયે એને ઉત્સવ પસંદ પડે છે, એવું જાણી રાજાનું મન દિલગીર થયું હતું! દિલ્હીનો મનોહારક શૃંગાર જોઇ તેમના નેત્રને આનંદ થયો નહિ, ત્યારે ગંગાના હાથમાં હાથ ભેરવી ચાલતી યમુના તરફ થોડી વાર જોવાની ઇચ્છાથી રાજા જયસિંહે યમુનાના ધનઘોર કાળાં જળ તરફ દ્રષ્ટિ ફેરવી. એટલે તો દિલ્હીના સંસર્ગથી એના શરીરમાં પણ ચંચળપણું, મોહ પમાડે એવી સુંદરતા અને કુટિલતા

ઉત્પન્ન થઇ હોય એવો ભાસ થયો. તે પોતાની દ્રષ્ટિ ત્યાંથી ફેરવી લેવાની તૈયારીમાં હતો એટલામાં સ્ત્રીઓનો મેળો ભરવા માટે ઈંદ્રિભુવન જેવું શૃંગારેલું એક મકાન તેની દ્રષ્ટિયે પડયું. મકાનની પૃથ્વી લીલી મખમલથી આચ્છાદિત કરી હતી. તેના ઉપર વેલબુટ્ટીનાં કિનખાપ વડે ભિન્ન ભિન્ન રસ્તા બનાવ્યા હતા. રસ્તાની બન્ને બાજુએ ઉત્તમ રીતે શણગારેલાં આસનો બનાવ્યાં હતાં. આસનો આગળ સ્થળે સ્થળે સોના રૂપાના ફુવારાઓ અનેક રંગના સુવાસિક જળની ધારાઓ છોડી રહ્યા હતા. પુષ્પનાં કુંડાંઓ સુંદર રીતે ગોઠવેલાં હતાં. કેટલેક સ્થળે અત્તરના હોજ પણ ભર્યા હતા. અદ્યાપિ પર્યંત તે સ્થળે પહેરેગીર તરીકે તુર્કી સ્ત્રીયો સિવાય અન્ય કોઇ મનુષ્યોનો પગરવ જણાતો નહોતો તો પણ થોડા સમયમાંજ તે સ્થળ અનેક જાતિનાં સ્ત્રીપુરૂષોથી ભરચક થઇ જશે એવું ત્યાં ચાલી રહેલી વ્યવસ્થા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. તે સ્થળે અનેક ચૉક બનાવ્યા છે અને તે પ્રત્યેક ચૉકના મધ્ય ભાગમાં ચારે બાજુએ ખુલ્લા સુશોભિત બંગલાઓ બાંધેલા છે. તે સ્થળે બેસી કલાકૌશલ્યથી તૈયાર કરેલા નાના પ્રકારના પદાર્થો લેવા વેચવાની સોઇ કરી છે. સ્થળે સ્થળે મધુર વાજીંત્રો સુસ્વરે ગાન કરી રહ્યાં છે. ત્યાંનો ઇંદ્રભુવન જેવો દેખાવ જોતાંજ રાજા જયસિંહના મનમાં કંઇક સંતોષ થયો. એ મેળાને બ્હાને જનાનખાનામાં રાતદિવસ અકળાઇ મરતી સ્ત્રીયોને બહારના જગતનો સ્વાદ લેવાની તક મળશે એમ ધારી તેને આનંદ થયો. યમુના નદીને કિનારે બનાવેલી એ કૃત્રિમ રમત ગમત જોવામાં રાજા જયસિંહનું ચિત્ત એટલું બધું ગુંથાઇ ગયું હતું કે જેથી પોતાની પાસે કોણ આવીને ઉભું છે તેનું પણ તેને ભાન રહ્યું નહિ.

"જયસિંહજી!" ગંભીર પણ પ્રેમળ શબ્દનાદ રાજા જયસિંહના કાનમાં ગણગણવા લાગ્યોઃ "આપણા દેશબાંધવોના પેટ ઉપર પગ દઇને, આપણા દેશ બાંધવોનો કટકો રોટલો મહેસુલના કર અથવા દંડના રૂપમાં છીનવી લઈ, તેના ઉપર ઉભા કરેલા મોગલરાજ દરબારની શોભા જોતાં જોતાં તમારો અર્ધો જન્મ ગયો તો પણ હજી મુડદાનો શૃંગાર, મુડદાની સ્મશાનયાત્રાની શોભા જોવામાં તમારૂં લક્ષ્ય કેમ ખેંચાય છે? કૌરવ પાંડવોના

રાજત્વ સમયથી પૃથ્વીરાજ ચૌહાણની મિત્રતા પર્યંત ધીમે ધીમે અધઃપતન પામતી જતી ઇંદ્રપ્રસ્થ નગરી પોતાનાજ પુત્ર જયચંદ રાઠોડે આપેલો વિષનો પ્યાલો ગ્રહણ કરી અંતે મરણ પામી ! ત્યારપછી તે મરણ પામેલી ઇંદ્રપ્રસ્થ નગરીને દિલ્લીનું નામ આપવામાં આવ્યું, અને તેના હાડપિંજર ઉપર શૃંગાર ચઢાવવાની દિલ્લીપતિએ શરૂઆત કરી. એને તેમણે રક્તપાતનાં, હિંસાનાં, ધર્મનાશના અને અનીતિના ડાઘાવડે કલંકિત થયેલાં આભૂષણો પહેરાવી આજે વિભૂષિત બનાવી છે પરંતુ મુડદું તે મુડદુંજ ! "

"કોણ ? રાજા ચંપતરાય ? " રાજા જયસિંહે ઝટ પોતાના સ્થાન ઉપરથી ઉઠી ચંપતરાયના ખભાને પ્રેમથી સ્પર્શ કરી કહ્યું: "આજે તમે મ્હારા જીવનને સફળ કર્યું. હું અંતઃકરણપૂર્વક આપનો આદરસત્કાર કરું છું. આવતી કાલના દરબાર માટેજ આપનું આગમન થયું હશે ?"

"જયસિંહજી ! ઘણા દિવસ થયાં તમારાં દર્શન થયાં નહોતાં. બાદશાહે પણ દરબારમાં આવવાનું ખાસ આમંત્રણ મોકલ્યું હતું. તેથી આવી જવાનો નિશ્ચય થયો. તે ઉપરાંત કુમાર છત્રસાલને દિલ્લી દરબારની પરિસ્થિતિ દર્શાવવાની પ્રાણનાથ પ્રભુએ ઘણા દિવસથી ઇચ્છા દર્શાવી હતી, તેથીજ આવવું થયું."

"વાહ ! ત્યારે તો યુવરાજ છત્રસાલ પણ આપની સાથે આવ્યા છે ?" રાજા જયસિંહે આનંદ પામી કહ્યું:—

"હા, યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાયને સાથે લઇને હું આવ્યો છું." ચંપતરાયે ઉત્તર દીધો.

જયસિંહે પ્રશ્ન કર્યો: "યુવરાજ દલપતરાય કોણ ?"

"તે સાગરનો યુવરાજ છે."

"સાગરનો યુવરાજ ? સભાકરણનો પુત્ર ?"

"હા."

"તે તમારી સાથે કેમ આવ્યો ?" જયસિંહે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

ચંપતરાયે સ્મિત કરી ઉત્તર દીધો: "પોતાનું દેશદ્રોહનું, બંધુદ્રોહનું કામ સારી પેઠે કરી શકાય એ ધારણાથી સભાકરણે પોતાના પુત્રને દેશ-

નિકાલ કર્યો છે. કુમાર છત્રસાલ જોડે તેને મિત્રતા હોવાથી હમણાં તે અમારી પાસેજ રહે છે."

થોડીવાર સુધી કુશળ સમાચાર વગેરે પુછાયા પછી રાજા જયસિંહ ચંપતરાયને લઇ નીચે ઉતર્યા. ત્યાં તેમના પુત્ર રામસિંહે પરોણાઓનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કરેલો રાજાના જાણવામાં આવ્યો. એ જોઈ તેમના મનને ઘણો સંતોષ થયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### રમજાનનો ચોવિશમો ચાંદ.



મજાનના ચોવિશમા ચંદ્રને, પ્રકાશની સહાયતા આપવા માટે પરોપકારી સૂર્યનારાયણ પશ્ચિમ દિશામાં ધીમે ધીમે ચમકવા લાગ્યા. પોતાના પરોપકારી પતિનો શ્રમ ઉતારવા પશ્ચિમાસુંદરી વિશ્રાંતિગૃહના દ્વાર આગળ સલજ્જ ઉભી રહી. પશુ પક્ષીઓનો સમુદાય પોતાની નાના પ્રકારની ભાષાવડે ઉપકાર કર્તા ગ્રહરાજના ગુણાનુવાદ ગાઇ પુનઃ સત્વર દર્શન દેવા માટે તેમની વિનતિ કરવા લાગ્યાં. કેટલાંક પુષ્પોએ પોતાના જીવનદાતાને અદ્રષ્ય થતા જોઇ પોતાનાં શરીર ધડાધડ પૃથ્વી પર પટકી દીધાં ! સૂર્યમુખી કમળો મ્લાન મુખે શોકમાં મગ્ન થતાં હોય એવાં દેખાવા લાગ્યાં. એકાદ કર્મનિષ્ઠ રાજાને મરણની પથારીએ પડેલો જોઇ ભાવિ બળહીન રાજા તરફ દ્રષ્ટિ ફેરવી જનસમાજ જેમ અત્યંત નિરાશ થઈ જાય છે તેમ અત્યારે સર્વત્ર ખિન્નતા પ્રસરી રહી હોય એમ જણાય છે. આ સમયે દિલ્લી શહેરનો ઠાઠમાઠ કંઇક વિલક્ષણજ હતો. મનુષ્યની ઠઠથી પ્રફુલ્લિત થયેલો ચાંદની ચૉક જોતાં, ત્યાંના ઉત્સવપ્રિય મનુષ્યોના આનંદનું માપ કાઢતાં, ત્યાંની અનેક જાતિ, અનેક પહેરવેશ, અનેક ભાષા

અને અનેક કર્તવ્યો, એકી વખતે જાણવાની શક્તિ હોત તો આપણે આ વિશ્વ-માંનું એકાદ નગર જોતા નથી પણ પરમેશ્વરના અનંત રચના સામર્થ્યનું એક મુખ્ય દૃષ્ટાંતજ જોઇએ છીએ, એવો સહજ ભાસ થાત. ભગવાન સૂર્ય નારાયણનો વિયોગ–સમય નજીક આવેલો જાણી સર્વ વનસ્પતિ, સર્વ પશુ પક્ષી અને ઘણીખરી મનુષ્ય જાતિ નિરાશાના સપાટામાં સપડાયલી હોવા છતાં માત્ર એકલી દિલ્લી ઉત્સવમાં, આનંદમાં, અને સુખમાં મગ્ન થયેલી જણાય છે. એ ઉપરથી તે આ વિશ્વમાંની એક નગરી નથી એમ કહેવામાં અડચણ શી ? આનંદનો ઉત્તેજિત સ્વર, હાસ્યનો ખડખડાટ ધ્વનિ, અને સુખની પહાડી બુમો, જાણે અસ્ત પામવા જતા સૂર્યને "ત્હારો વિયોગ અમને સુખદાયકજ થશે." એવું કહેતાં હતાં.

પરંતુ બાઈ! ઓ બીબી સાહેબ! ઓ બેગમ સાહેબ! તમે આ શું કરો છો ? જુવો, જરા આસપાસ દૃષ્ટિ ફેરવીને જુવો. મેળામાં આટલી બધી સ્ત્રીઓ એકત્ર થઈ છે તેમાં તમારા જેવી નિરાશ, અને દુઃખી બીજી કોઈ પણ સ્ત્રીઓ જણાય છે કે ? હાસ્યની ઉર્મીઓ, આનંદની લહરો, સુખના તરંગો, સર્વના મુખમંડળ ઉપર કેવાં વિહાર કરી રહ્યાં છે ! પરંતુ તે તમારાથી જણાશે શી રીતે ? તમારાં નેત્રો તો આંસુથી છલકાઈ જાય છે. સૂર્યનો વિયોગ થવાની તૈયારી હોવાથી તો તમને દુઃખ થતું નથી ? પરંતુ તમે તો દિલ્લીમાં છો. સૂર્યના વિયોગનું દુઃખ માનનાર વિશ્વમાં નથી, પછી તમને દુઃખ શા માટે થવું જોઇએ ? અરેરે ! બિચારી ઘણું રડે છે. બીબી સાહેબ ! તમે જનાનખાનાની સ્ત્રી જેવાં જણાઓ છો. જનાનખાનાના પડદા આજે અજાયબ રીતે કાઢી નાખ્યા છે. હજી ચાર દિવસ પર્યંત જનાનખાનાનો કાયદો બીન કાયદેસર સમજવામાં આવશે; એવાં બાદશાહની સહી શિક્કા સાથેનાં જાહેરનામાં આખા શહેરમાં ચોંટી ગયાં છે. તેથી આ સમયે તમે સ્વતંત્રતાપૂર્વક આનંદ મંગળ કરવાને બદલે આ શું લઇ બેઠાં છો ? સ્વતંત્રતાના ચાર દિવસ ચાલ્યા ગયા પછી જનાનખાનામાં ગોંધાઈ રહી સંતાપ, શોક અને દુઃખ તો જીવનપર્યંત ભોગવવાનુંજ છે ! ચાલો, પેલા ચૉક તરફ ચાલો. ત્યાં સરદાર લોકોની કેટલીક પુત્રીઓ ભિન્ન ભિન્ન પદાર્થ લઇ ઠાઠમાઠ કરી બેઠી છે.

પ્રત્યેકે પોતાના સૌંદર્ય પ્રમાણે પોતાના પદાર્થની કિંમત વધારી દીધી છે તે જોઇ તમને આશ્ચર્ય તો થશેજ. જુવો. જોતજોતામાં પેલી આશ્માની પહેરવેશ પહેરેલી ગુલાબી પરીએ હિરાની પેઠે કાપી તૈયાર બનાવેલો સાકરનો હિરો હાસ્ય મશ્કરી કરતાં પેલા સરદાર પુત્રને સવા લાખ રૂપિયે વેચ્યો! એ તે સાકરના કટકાની કિંમત કે સુંદરીના પ્રેમની કિંમત? પણ ના, તમારૂં ધ્યાન તે તરફ ખેંચાતુંજ નથી. તે ચૅાકમાં તમને આનંદ મળશે નહિ એમ તમે ધારો છો ત્યારે ચાલો, આ જમણા હાથ તરફના ચૅાક તરફ ચાલો છો કે? ત્યાં તો ચાલોજ. ત્યાં ખાત્રીથી તમને આનંદ પ્રાપ્ત થશે. સ્ત્રીપુરૂષનાં ઝુંડ ને ઝુંડ ત્યાં જાય છે. ત્યાંની શોભા અવર્ણનીય છે. ત્યાં બાદશાહના ઘરની તરૂણીઓ પોતાની સૌંદર્ય પ્રભાનો પ્રકાશ નાંખતી બિરાજી રહી છે. રાજકન્યા બદ્રુન્નિસા જેવી સૌંદર્યવાન કુમારિકા આજે રાજપૂત રમણીનો વેશ ધારણ કરી, અહિં એકત્ર થયેલી અસંખ્ય તરૂણીઓનો સૌંદર્યમદ, પોતાની લાવણ્યપ્રભા વડે ઉતારી રહી છે. એના જેવી સ્વર્ગમાં પણ નહિ મળે એવી સૌંદર્ય લતિકાનાં દર્શનથી તમને સુખ થશે નહિ કે? જાઓ, જાઓ. તમારી નિરાશા તો વિશેષ વધતી જાય છે. ત્યાં ક્યાં જાઓ છો? મનુષ્ય પ્રાણીથી સજીવન જણાતો, આનંદથી ગાજી રહેલો, સ્વર્ગ લોગને પણ લજાવે એવો આ રમ્ય પ્રદેશ છોડી યમુનાના કિનારા તરફ કેમ વળો છો? એટલામાંજ આ જગતનો, મનુષ્યની વસ્તીનો કંટાળો કેમ આવ્યો? યમુનાનો નિર્જન કિનારો ભાવિ સુખની પાછળ પડેલા તપસ્વીઓ માટે કિંવા વર્તમાનકાળના સ્વાર્થી પ્રેમનો સ્વાદ લેનાર પ્રણયી યુગલને માટે છે. તમારી પ્રણયોર્મી ક્યારનીએ શાંત પડી ગઇ હશે. તમારા મનમાં વૈરાગ્યની લહરો ઉત્પન્ન થવાને હજી ઘણી વાર છે. ત્યારે પછી તમે હમણાં યમુનાના નિર્જન કિનારા ઉપર જઇ શું કરશો?"

શું કરવું? એ તો તે સ્ત્રી પણ જાણતી ન હતી. "રાત્રિના દુઃખદાયક સ્વપ્નમાંથી પરોપકારી સૂર્ય ભગવાનના કોમલ કિરણોએ મ્હારો છુટકો કર્યો હતો. ત્યારથી હું દિલ્હી શહેરમાં અને દિલ્હીની આસપાસના પ્રદેશમાં વિચરતી ફરૂં છું તેમ છતાં મ્હારૂં કાર્ય સિદ્ધ થાય એવું એક પણ આશાનું

કિરણ મ્હારી દ્રષ્ટિએ જણાતું નથી. આજનો આશારૂપી સૂર્ય અંતે અસ્ત પામ્યો. હવે સર્વ જગતમાં અને સમસ્ત જીવનમાં દુઃખનો, ચિંતાનો, સંકટનો અને પરતંત્રતાનો ઘનઘોર અંધકાર વ્યાપી જશે!" એવા વિચારોથી તે સ્ત્રીનું મન અત્યંત વિદીર્ણ થયું. તેણે અસ્તાચલ પર ચઢેલા સૂર્ય તરફ જઇ અધિક શોકાતુર થઇ દુઃખી અંતઃકરણે આગળ પગલાં ભરવાં માંડયાં. એ સમયે તેના પગ નીચેની જમીન આંસુથી ભિંજાઇ ગયેલી તેને જણાઇ!

સૂર્યનો વિયોગ થવાનો હોવાથી શોકાકુલ થયેલી તે પ્રૌઢા સ્ત્રી ધીમે ધીમે યમુનાને કિનારે આવી એક શિલાખંડ ઉપર બેઠી. પોતાની પેઠેજ સર્વ જગત દુઃખમાં ડૂબી ગયું હોય એવી તેની મનોભાવના થઇ. યમુનાએ પોતાની નૈસર્ગિક ચંચલતાનો ત્યાગ કરી ગંભીરતા ધારણ કરી છે, આસપાસનાં પશુઓએ કરૂણ સ્વરે રૌદન કરવા માંડયું છે, વાયુ ઉંડા શ્વાસનિશ્વાસ નાખે છે, અને સમસ્ત વનસ્પતિયો મ્લાન થઇ પોતાના જીવનદાતા સ્હામું જુવે છે, એવું ચિત્ર તેની કલ્પનાએ દોર્યું. "જગતના પ્રારંભથી, માનવજાત બાલ્યાવસ્થામાં હતી ત્યારથી, માનવજાતિની ઉન્નતિને માટે હું એક સરખો પ્રયત્ન કરતો આવ્યો, સર્વ પ્રાણીઓને અલભ્ય એવી જ્ઞાનની બક્ષિસ મનુષ્ય પ્રાણીને આપી. તેમ છતાં અદ્યાપિ તેઓમાં દ્રોહ, નીચપણું, ગળાફાંસુપણું અને વિશ્વાસઘાત પ્રસરી રહ્યો છે." એવું જાણી ત્રાસથી લાલચોળ થયેલા સૂર્યનારાયણ પશ્ચિમ સમુદ્રમાં કુદકો મારવા તૈયાર થયા હોય એવો તે સ્ત્રીને ભાસ થયો.

"બિચારા સૂર્યનારાયણનું આયુષ્ય હવે ઘણું થોડું બાકી રહ્યું હોય એમ જણાય છે. ક્ષણ બે ક્ષણમાં તો તે ઘણા વખતથી વિસારી દીધેલી પૂર્વ દિશારૂપી વધૂનો હમેશને માટે ત્યાગ કરવાના છે. પછી ? પછી બધું કાળુંજ કાળું ! પછી બધે અંધકારનું સામ્રાજ્ય પ્રસરશે ! પછી પૂર્વ દિશારૂપી વધૂ કેવી અને તેનો અધિકાર કેવો ? " એવું મનમાંજ બબડતી તે શોકમગ્ન સ્ત્રીએ પશ્ચિમ દિશાના છેક છેડા પર જણાતા સોનેરી સૂર્ય સ્હામું જોયું. "સૂર્ય ભગવાન !" તેણે હજી મનમાંજ કહ્યું: "ત્હારી અને પ્રાણનાથની એક સરખી સ્થિતિ છે. તમે બન્ને તમારા વૈભવ સમયે એક સરખા પ્રકા-

શતા હતા. તે સમયે તમારા તેજપૂર્ણ મુખ સ્હામું જોવાની કોઇનામાં હિંમત નહતી. પરંતુ હમણાં તમને બન્નેને તેજહીન બનેલા જોઇ, અત્યાર સુધી આકાશના વાદળમાં છુપાઇ રહેલા તારાઓ પણ ત્હમારા સ્હામું અહંકાર ભરેલી દ્રષ્ટિએ જોઈ હાસ્ય કરી રહ્યા છે. અંધકાર સાથે વિવાહ કરાવી આપનાર પશ્ચિમાસુંદરી, ત્હમારામાં નૂતન તેજનો સંચાર થાય તે પહેલાંજ તમને સ્વર્ગલોકમાંથી હદપાર કરવા માટે કેવી ટાંપી રહી છે? પશ્ચિમે! તું રોશનઆરાના જેટલીજ દુષ્ટ, દગલબાજ અને તિરસ્કારપાત્ર છે. રોશનઆરાની પેઠે તને પણ હૃદય નથી. રોશનઆરાની પેઠે તને પણ સ્વાર્થી ભોગવિલાસ સિવાય બીજું કશું દેખાતું નથી. અધિકાર, લાલસા અને વિષય તૃષ્ણા જેવાં બે ઝેરી જોડકાંના સંસર્ગથી રોશનઆરાની પેઠે ત્હારા મનની કોમળ લતાઓ બળીને ખાખ થઇ છે. સૂર્ય ભગવાન સાથે વિશ્વાસઘાત, તેની સાથે દગલબાજી, તેના જીવનું જોખમ કરવું એ કેવું અઘોર સાહસ? અને તે કામ તું માત્ર સ્મિત કરતી કરતી પાર પાડે છે. એ ત્હારૂં સ્મિત, એ ત્હારૂં હાસ્ય, એ ત્હારૂં લજ્જાયુક્ત વિનયશીલ હાસ્ય, રોશનઆરાના મુખ ઉપર કદી પણ રમતું નથી. ત્યારે તું રોશનઆરા તો નથીજ. પોતાના બંધુને, બાદશાહ આલમગીરને જગતમાંથી હદપાર કરવા માટે ઝેર દેનાર તું રોશનઆરા તો નથી? અને આ સૂર્ય આલમગીર બાદશાહની પેઠે મરણની પથારીએ તો પડયો નથી? ના, ના, સૂર્ય ભગવાન પશ્ચિમ સમુદ્રમાં કુદકો મારતા નથી પણ આખા દિવસના પરિશ્રમથી થાકી ગયેલા હોવાથી પોતાની પ્રિય પત્ની પશ્ચિમાસુંદરી સાથે પોતાના અંતઃપુરમાં પ્રવેશ કરે છે. અને રાતે વિશ્રાંતિ લીધા પછી પ્રાતઃ સમયે તે પુનઃ આકાશ પટ ઉપર નવીન આશાથી, નવીન તેજથી દેદિપ્યમાન થઇ રહેશે. પરંતુ શહેનશાહ! બાવિંદ પ્રાણનાથ! તમારી કેવી સ્થિતિ જોવાનું આ અભાગિનીના ભાગ્યમાં લખ્યું છે? આ આકાશ ગંગામાંથી સંચાર કરતો સૂર્ય કાલે પ્રાતઃ સમયે નવીન તેજથી પ્રકાશશે અને તે સૂર્ય–રોશનઆરાની પ્રપંચ જાળમાં સપડાયલો સૂર્ય–શહેનશાહ આલમગીર, કાલે કબ્રસ્થાનનો રસ્તો લેશે! દયામય પ્રભો! આજ પર્યંત મ્હેં તમને જે પ્રાર્થનાઓ કરી તેનો તમે આવોજ

બદલો વાળ્યો ? મા વિંધ્યવાસિની ! આ ત્હારી કન્યા અનન્ય ભાવે ત્હારે શરણે આવી છે, તેમ છતાં તને એની દયા આવતી નથી ? હું મોગલોના જનાનખાનામાં અદ્યપિ પર્યંત જીવતી રહી તેથી તમારા જેવા દયાના સાગરને શોક થાય છે ? વિંધ્યવાસિની માતા ! આ અનાથ ભગિનીના પાપનો પુંજ ત્હારા દયાના પ્રવાહને ઉલ્લંઘન કરી શકે એમ નથી કે ? શુદ્ધ પ્રેમને, પવિત્ર કર્તવ્યને નાદે લાગી મ્હારે મોગલાણી બનવું પડયું, એજ કારણથી મ્હારે ત્હારા પ્રેમથી વિમુખ રહેવું પડશે ? ના, ના, આ અનાથ અબળાનો તિરસ્કાર કરશો નહિ મા ! "

વિંધ્યવાસિની માતાની કરૂણાભિક્ષા માંગતી તે સ્ત્રીનાં નેત્રમાંથી આંસુનો વર્ષાદ વરસવા માંડયો, તેથી જાણે વિંધ્યવાસિની માતાને પોતાની માનતા મળી ગઇ હોય તેમ થવા છતાં તે દેવીના લક્ષ્યમાં આવ્યું નહિ. તે સ્ત્રીએ અંતે કહ્યું: " મા વિંધ્યવાસિની ! ત્હારા હાથનાં આયુદ્ધો જેટલાં ક્રૂર જણાય છે તેટલુંજ ત્હારૂં અંતઃકરણ સરળ અને પ્રેમાળ હશે એવી આજપર્યંત મ્હારી માન્યતા હતી. પરંતુ ત્હારા હાથનાં આયુદ્ધો કરતાં ત્હારૂં અંતઃકરણ જરા પણ ઓછું ક્રૂર અને ખૂની નથી એવી હવે મ્હારી ખાત્રી થાય છે. ત્હારી એક કન્યા સ્વજનોથી ભ્રષ્ટ થઇ પારકાના હાથમાં સપડાયાથી ત્હારી કરૂણા ભીક્ષા માંગે છે, તે જોઇ ત્હારા હૃદયમાં દયા ઉત્પન્ન થતી નથી એજ ત્હારી સંકુચિત્ વૃત્તિ દર્શાવી આપે છે ! દેવી ! ત્યારે તું પાપીને પવિત્ર શી રીતે કરશે ? ત્હને પતીતપાવન કોણ કહેશે ? "

" બોલ. સારી પેઠે ! પાપી સ્ત્રી ! વિંધ્યવાસિની માતાને વ્યર્થ દોષ દેવાનું પાપી કાર્ય પુરૂં કર. અનીતિને માર્ગે જઇ પોતાની જાતને અને કુળને બટ્ટો લગાડનાર સ્ત્રી, વિંધ્યવાસિની જેવી જગજ્જનનિ, બ્રહ્માંડોદરીને દોષ દે તેમાં આશ્ચર્ય શું ? ઘોર નરકમાં પડવા જેટલું પાપ ઓછું હતું તે પરિપૂર્ણ કરવા માટે દેવીનું અપમાન કરવા જેવી ભાષા ત્હારા મુખમાંથી નીકળે છે ? "

એ અપરિચિત શબ્દ કાને પડતાંજ સ્ત્રીએ મીંચેલાં નેત્ર એકદમ ઉઘાડી નાંખ્યાં, તે અત્યંત રાતાં ચોળ બની ક્રોધાગ્નિની જ્વાળા પ્રસારતાં

હોય એવો ભાસ થયો. પોતાની સ્હામે ઉભા રહેલા તરૂણ ઉપર ક્રોધભરી દ્રષ્ટિ ફેંકતાં બોલીઃ "તરૂણ! તું મ્હને ઓળખે છે કે?"

"ત્હને ઓળખું છું, બરાબર ઓળખું છું. અનીતિના મદ્ય વડે બેહોષ થયેલી રાક્ષસી; વિષયવાસનાનો ભોગ થઇ પડેલી તું પાપી સ્ત્રી!" તરૂણે ઉત્તર દીધો.

"છટ્ છટ્! એવું બોલી તું મ્હારૂં અપમાન કરતો નથી પણ સત્યનું, ન્યાયનું અને ધર્મનું અપમાન કરે છે. તું ધારે છે તેમ વિષયવાસનાનો ભોગ થઇ પડેલી આ સ્ત્રી ન હોય. તું ધારે છે તેમ અનીતિના ફંદામાં ફસાયલી આ સ્ત્રી ન હોય, સમજ્યો?"

"ત્યારે પછી ત્હારો આવો વેશ કેમ? તું જાતે તો હિંદુ છે. નહિ તો વિંધ્યવાસિની માતાની સહાયતા માગવાની ત્હને જરૂર જણાત નહિ." તરૂણે પોતાની સ્હામે બેઠેલી તેજસ્વી કાંતિવાન સ્ત્રીને કહ્યું.

"મ્હેં શરીરે મોગલાઇ વેશ પહેર્યો છે ખરો પરંતુ મ્હારૂં મન હજી હિંદુજ છે. હિંદુ બાંધવોનું કલ્યાણ ઇચ્છવા માટે, હિંદુ ધર્મ ઉપર આસ્થા રાખવા માટે અને હિંદુ દેવતાઓની ભક્તિ કરવા માટે મ્હારા મનને જરા પણ અડચણ નથી."

"મનથી હિંદુ અને શરીરે મુસલમાની! એવી વિપરિત સ્થિતિમાં નીતિનું સંરક્ષણ શી રીતે કરી શકાય! શરીરે મુસલમાની બનવું, પારકાની વિષયવાસના તૃપ્ત કરવા પોતાનું શરીર અર્પણ કરવું એટલે નીતિ અને ધર્મનાં બંધનો ફડાફડ તોડી નાંખવા જેવુંજ કહેવાય!"

"રાજપૂતોના નામર્દપણાને લીધે, રાજપૂતોની નિર્બળતાને લીધે, તેમના ઉપર અવલંબન કરનાર કેટલીક રાજપૂત તરૂણીઓને જનાનખાનાનો માર્ગ ગ્રહણ કરવો પડે છે ત્યારે કેટલીક વખત તમે અધિકારનો કટકો રોટલો મેળવવા માટે પોતાની બ્હેનોનું, પોતાની પુત્રીઓનું અને પોતાની સ્ત્રીઓનું પતિવ્રતપણું વેચો છો! એવે સમયે અને એવા પ્રકારના અન્ય પ્રસંગે મુસલમાનોના જનાનખાનામાં રહેનાર હિંદુ ભગિનીઓ માટે તમને આટલો બધો તિરસ્કાર કેમ ઉપજે છે? પોતાનામાં હિંમત લાવી અન્યાય થતો

અટકાવવા માટે પ્રયત્ન કરવાના છોડી દઇ મ્હારા જેવી અનાથ અને અપરિચિત સ્ત્રી ઉપર નાહક શબ્દોનો વર્ષાદ વરસાવવામાં તમને મ્હોટાઇ કેમ જણાય છે ? નીતિનો અહંકાર રાખનાર મનુષ્ય પોતે કેટલો નીતિમાન છે તેનો તેણે પ્રથમ વિચાર કર્યા પછી બીજાની નીતિ ઉપર ટીકા કરવી !"

"મોગલ સત્તાના તેજમાં અંજાઈ જઈ પુછડી પટપટાવા જેવી વૃત્તિ ધારણ કરનાર નિર્બળ તરૂણ રાજપૂતો ત્હારી ટીકા શાંત ચિત્તે સાંભળી શકશે પરંતુ સ્વજાતિની અને સ્વદેશની આબરૂ માટે રણાંગણમાં રક્તનાં બુંદ છાંટનાર બુંદેલાઓ પોતાની નીતિને બટ્ટો લાગે એ કદી પણ સહન કરે નહિ. અભાગણી સ્ત્રી ! મહોબાના ચંપતરાયનો પુત્ર છત્રસાલ, ત્હારી સ્હામે ઉભો છે. તેના સ્હામું બરાબર ધારીને જો. એટલે એને પારકાની નીતિ સંબંધી પૂછવાનો અધિકાર છે કે નહિ તે ત્હારા ધ્યાનમાં આવશે."

અન્ન જળ વિના મરણને કાંઠે પડેલા, દુકાળીયાના મ્હોં આગળ જેમ પકવાન્નની થાળી મૂકવામાં આવતાં તેને જેટલો આનંદ થાય છે કિંવા સુકાઈ ગયેલી લતા ઉપર વર્ષાદ વરસતાં તે જેમ પ્રફુલ્લિત થાય છે તેજ પ્રમાણે તે સ્ત્રીનું મ્લાન મુખ અત્યંત પ્રસન્ન જણાવા લાગ્યું. અત્યાર સુધી થયેલું અપમાન ભૂલી જઇ તે એક ચિત્તે છત્રસાલ સ્હામું જોઇ બોલીઃ—

"કુમાર ! તમે ચંપતરાયના પુત્ર કે ? તમે મહોબાના યુવરાજ કે ?"

"હા, હું ચંપતરાયનો પુત્ર છું." ક્ષણવારમાં તે સ્ત્રીના મુખ ઉપર થયેલો વિલક્ષણ ફેરફાર જોઇ છત્રસાલે આશ્ચર્ય પામી ઉત્તર દીધો.

"ત્યાર પછી મ્હારી સ્તુતિ મોગલાઇ દિલ્લીનો બુરૂજ ઓળંગી દયાળુ વિંધ્યવાસિની માના કાન સુધી જઇ પહોંચી ! જગન્માતા વિંધ્યવાસિની ! આ અભાગિનીએ ક્રોધના આવેશમાં તમારૂં અપમાન કર્યું છે તે માટે મ્હને ક્ષમા કરજો. તમે પતિતને પાવન કરનાર છો, તમારી દયાને અપાત્ર હોય એવી કોઇ પણ વસ્તુ નથી. મ્હારા જેવી સમાજભ્રષ્ટ બાલિકાની વિનતિને માન આપી તમારી દયાના વિશાળ મહાસાગરની જગતને ખાત્રી કરી આપી છે. હું મ્હારી સમાજમાંથી ભ્રષ્ટ થઇ હોઇશ તેમ છતાં મા વિંધ્યવાસિનીના

કૃપાછત્ર નીચે બેસવાનો મ્હારો હક્ક કોઇએ મ્હારી પાસેથી છિનવી લીધો નથી એ મ્હારૂં મહદ્‌ભાગ્ય છે! દેવિ! મા! જગન્માતા! મ્હારી સ્હામે ઉભેલા રાજકુમાર, મહોબાના યુવરાજ નથી પણ તમે તમારો પ્રતિનિધિ મ્હારા સંકટ્ સમયે મ્હને સહાય કરવા મોકલ્યો છે એવું હું સમજું છું. કુમાર! ત્હમારો જમણો હાથ ધરો, મ્હારે તમારે હાથે આ રાખડી બાંધવી છે. આવતી કાલે દિલ્લીપતિનો દરબાર ભરાવાનો છે તેમાં ચંપતરાય પધારવાના છે એવું મ્હેં સાંભળ્યું છે. ત્યારથી મ્હેં ધાર્યું છે કેઃ મ્હારા સંકટમાં તેજ મ્હને સહાય કરશે. તેમને શોધી આ રાખડી અર્પણ કરવા હું પ્રાતઃ સમયથી ભટક્યા કરૂં છું. છેવટે નિરાશ થઇ આ સ્થળે આવી. ત્યાં તમારાં દર્શન થયાં. હવે મ્હને ચંપતરાયની શોધ કરવાની જરૂર નથી. તમેજ સહાયક થઈ મ્હારા સંકટમાંથી મ્હને મુક્ત કરશો એવી મ્હારી ખાત્રી છે. આ રાખડી સ્વીકારો અને મ્હારા સંરક્ષક બંધુ થાઓ." એમ કહી યુવરાજ છત્રસાલના હાથમાં રાખડી બાંધવા તે સ્ત્રી આગળ આવી તોપણ યુવરાજે પોતાનો હાથ નહિ ધરતાં તેના અધિક પ્રસન્ન જણાતા મુખચંદ્ર સ્હામું આશ્ચર્યથી જોયા કર્યું. ત્યારે તે સ્ત્રીએ જરા ક્રોધે ભરાઇ કહ્યું:

"છત્રસાલ! મ્હારા ધર્મબંધુ થવું એ તમને અપમાન અને લજ્જા ભરેલું જણાય છે કે? મ્હેં મોગલાઈ વસ્ત્રો પહેર્યા, હું મોગલોના જનાનખાનામાં રહેવા લાગી, મોગલ વીરને પતિ માની તેની અનન્ય ભાવે સેવા કરવા લાગી, એજ મ્હને નીતિભ્રષ્ટ માની લેવાનું તમને સબળ કારણ છે કે? તે નિરાધાર કલ્પના મૂકી દો, અને તમારી સ્હામું ઉભેલી સ્ત્રી બુંદેલાના રક્તમાંસથી બનેલી છે એમ સમજી તેના સહાયકર્તા થવાને તૈયાર થાઓ. રાખડીનો તિરસ્કાર કરી, આ બંધુત્વની નિશાનીનું અપમાન કરી, કેવળ કાલ્પનિક કારણને લીધે તમે મ્હારી સહાયતા કરવા ના પાડશો તો તમારા હૃદયમાં ભૂતદયાનો અંશ પણ નથી એમ માની આર્ય સ્ત્રીઓ તમારૂં મુખાવલોકન કરવામાં અકલ્યાણ સમજશે. આ રાખડીનો તમારે હાથે સ્પર્શ થતાંજ તમારા મનમાં ખરા બંધુત્વનો સંચાર થશે, અને અત્યાર સુધી નીતિભ્રષ્ટ જણાતી આ સ્ત્રી તમારી ભગિની થવાને યોગ્ય છે એવું તમને જણાશે."

છત્રસાલે ગંભીર મુખ કરી પોતાનો હાથ આગળ ધર્યો. તેના તેજસ્વી, ઓજસ્વી અને વીરતા ભરેલા મુખ સ્હામું, તેણે આગળ ધરેલા બળવાન હાથ સ્હામું અને અંતે પોતાના હાથમાંની રાખડી સ્હામું આનંદપૂર્વક જોઇ તે સ્ત્રી રાખડી બાંધવા જતી હતી. એટલામાં તેને છત્રસાલના હાથમાં શું જણાયું? છત્રસાલના હાથ ઉપર રાખડી બાંધવાનું કામ પડતું મૂકી તે સ્ત્રી આનંદ પામી નાચવા કુદવા લાગી. તેનો અતિશય આનંદ જોઇ છત્રસાલ તેને ગાંડી ઠરાવવાની તૈયારીમાં હતો એટલામાં તે સ્ત્રીએ પ્રસન્ન મુખે કહ્યું: "નક્કીજ! હવે મ્હારૂં કાર્ય નિઃસંશય પરિપૂર્ણ થશે. દેવિ વિંધ્યવાસિની! ત્હારા આ અણધારેલા ઉપકારને માટે હું ત્હારા વાર્ષિક મહોત્સવને દિવસે હિરામોતી વડે ત્હારો ખોળો ભરીશ, પણ છત્રસાલ! ત્હમારૂં ઋણ હું કેવી રીતે ફેડીશ?"

"મ્હારૂં ઋણ કેવું? મ્હેં ત્હારા ઉપર કયો ઉપકાર કર્યો છે?"

"મ્હારા ઉપર ઉપકાર કરવાનો પ્રસંગ ત્હમને સત્વર પ્રાપ્ત થશે." તે સ્ત્રીએ છત્રસાલના હાથમાંની કટાર તરફ બારીક દ્રષ્ટિએ જોઇ કહ્યું: "આ કટાર તમને કયાંથી મળી?"

"કંચુકીરાય નામના એક બાયલા રાજાના હાથમાંથી મ્હેં ઝુંટવી લીધી."

"એની મુઠ ઉપર કોતરેલી છબી ઉપર તમારૂં ધ્યાન ખેંચાયું નથી કે?"

"એ છબી મ્હેં અનેક વખત જોઇ છે. કંચુકીરાય દિલ્હી દરબારમાં ઘણા દિવસ સુધી રહ્યો હતો. ત્યાં તેને કોઇ શાહજાદીએ આ કટાર ઇનામમાં આપેલી હોય એવું હું અનુમાન કરૂં છું."

"રાજકુમાર!" તે સ્ત્રીએ છત્રસાલની પાસે આવી પ્રેમભાવે કહ્યું: "આ કટાર તેની માલિકના હાથમાં હતી તે વખતે અનેક રાક્ષસી કર્મો કર્યાં છે. પણ હવે એ તમારા પુણ્યશીલ હાથમાં આવી ત્યારથી પોતાની પહેલાંની ક્રૂરતા ભૂલી ગઇ હોય એમ જણાય છે. જરા પણ વિચાર નહિ કરતાં ન્યાય અન્યાયને ટોલ્લે મૂકી કેવળ રક્તપાત કરવો એજ એનું કામ છે. તથાપિ તમારી સંગતિ થવાથી હવે પછી તે ભૂતદયાનું ઉત્તમ દ્રષ્ટાંત બતાવી આપશે."

"એટલે? એનો અર્થ શો?" છત્રસાલે આશ્ચર્ય પામી પૂછ્યું.

"તમારા હાથમાં રાખડી બાંધી મ્હને બંધુપ્રેમનું બંધન દૃઢ કરવા દો, એટલે તમને સર્વ સમજાશે." એટલું કહી તેણે છત્રસાલને હાથે રાખડી બાંધી. "છત્રસાલ! તમે આજથી મ્હારા બંધુ થયા. મ્હારા ઉપરની સર્વ આપત્તિની જવાબદારી આજથી તમારા ઉપર પડી. મ્હને સંકટમાંથી મુક્ત કરવી એ હવે તમારૂં પવિત્ર કર્તવ્ય થયું. માતાપિતાના રક્તથી બનેલા બંધુ-ભગિનીના સગપણ કરતાં પણ આ બંધુત્વનું બંધન અધિક દૃઢ અને જવાબ-દારી ભરેલું છે."

"એ બધું હું સારી પેઠે જાણું છું. તમારો બંધુ થઇ મ્હારા જીવની દરકાર નહિ કરતાં તમારી મુક્તિ માટે યત્ન કરવો એજ હું મ્હારૂં કર્તવ્ય સમજીશ." છત્રસાલ ગંભીર મુખે બોલ્યો: "મહોબાના રાજા ચંપતરાય પોતાના શબ્દોને કેવી રીતે વળગી રહે છે તે હું સારી પેઠે સમજું છું. તેનાજ તમે પુત્ર છો. સાચા બુંદેલા વીરને પોતાના શબ્દની કિંમત પ્રાણથી પણ અધિક હોય છે. ચાલો, હવે તમે મ્હને કામ બતાવો. તમે કયા પ્રકા-રની આપત્તિમાં પડયાં છો? માનવી શૌર્યની અને માનવી કર્તવ્યની કેવી ખુબી છે તે હવે તમને સમજાશે."

છત્રસાલના વચનથી અધિક ઉત્તેજિત થએલી સ્ત્રી હવે વિશેષ ગંભીર જણાઈ. તેના મુખ ઉપર ચળકતી પ્રસન્નતાની છટા જરા પણ ઓછી થઇ નહોતી, પરંતુ તેના મનના ગંભીર વિચારોનું પ્રતિબિંબ તેના મુખ ઉપર પડયા સિવાય રહ્યું નહિ. થોડીવાર પછી તે ધીમે ધીમે બોલી: "છત્રસાલ! દિલ્લી-પતિ આલમગીર બાદશાહ હમણાં કેવા સંકટમાં પડયા છે તેની તમને કલ્પના છે કે?"

"ઔરંગઝેબ બાદશાહ અત્યંત માંદા હોવાથી આવતી કાલે તેઓ દરબારમાં આવશે કે નહિ તેની શંકાજ છે. લોકવાયકા તો એવી ચાલે છે."

"માંદગીમાંથી તેઓ મૃત્યુના મુખમાં પડે તો બુંદેલખંડની સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરનાર તમારા જેવા વીરપુરૂષોને અત્યંત આનંદ થશે કે? શત્રુનો એની મેળેજ નાશ થાય તો તમે ઘેરે ઘેર ઉત્સવ કરશો કે?"

"આનંદ? ઉત્સવ? શત્રુ માંદગીની પથારી ઉપર મરણ પામે તે માટે

આનંદ કેવો ? ઉત્સવ કેવો ?" છત્રસાલે આશ્ચર્ય પામી કહ્યું: "હા, અમે શત્રુના મરણુ માટે આનંદ પામીએ છીએ, શત્રુના મરણુ માટે અમે ઉત્સવ કરીએ છીએ ! પણુ તે ક્યારે ? તેને અમે અમારા ભીમ–પરાક્રમથી સમરાંગણુમાં પરાજય પમાડી તેના પ્રાણુ લઇએ ત્યારે ! યુક્તિ કે પ્રપંચથી તેનો પરાજય કરવો એ તો અમે મહા પાપ સમજીએ છીએ અને માંદગીથી કિંવા આપઘાતથી શત્રુ મરણુ પામે છે ત્યારે અમને તેના કુટુંબીજનો કરતાં પણુ વિશેષ દુઃખ થાય છે."

"વારૂં ! ઔરંગજેબ બાદશાહ માંદગીમાંથી સાજા થઈ આવતી કાલે બુંદેલખંડના પવિત્ર હક્કને અગ્નિ લગાડવા તૈયાર થાય તો તમને કેવું લાગે ?"

"અત્યંત આનંદ થાય. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો દિવસ સત્વર ખેંચી લાવવા માટે અમે તેનો ઉપકારજ માનીએ અને સમરાંગણુમાં તેની સ્હામે યુદ્ધ કરી નાશ પામેલી અમારી સ્વતંત્રતા અમે પુનઃ પ્રાપ્ત કરીએ."

"છત્રસાલ ! ત્હમારા ઉદાર અને દેશહિતકારક વિચારો સાંભળી મ્હને અત્યંત આનંદ થયો છે. મ્હારી આપત્તિનો ધ્વંશ કરવા માટે દેવી વિંધ્યવાસિનીએ મ્હને યોગ્ય પ્રતિનિધિ મેળવી આપ્યો છે. સાંભળો, તમારા કર્તવ્યનું સ્વરૂપ સાંભળો. હિંદુસ્થાનમાંથી હિંદુ રાજસતાનો વિનાશ કરી તેને બદલે ઇસ્લામી સત્તાની દ્રઢ ઇમારત ઉભી કરવી એજ જેનું ધ્યેય છે. હિંદુઓનાં દેવાલયોનો નાશ કરી તેને બદલે મસ્જીદો બંધાવવી એજ જેનું કર્તવ્ય છે, સર્વ અધિકાર સૂત્ર પોતાના તાબામાં રાખી પોતાના પરમેશ્વરના ભક્તો વધારવા માટે યત્ન કરવો એજ જેનો વ્યવસાય છે, તે હિંદુસ્થાનના અને બુંદેલાઓના શત્રુ બાદશાહ આલમગીરને બચાવવો, પોતાનો શત્રુ પોતાની મેળેજ આ લોકમાંથી હદપાર થવાને માર્ગે પડેલો હોવા છતાં પોતાની જાતેજ અધિક સંકટમાં પડવાની ઇચ્છાથી તેને મરવા નહિ દેવો, એજ પવિત્ર કર્તવ્ય તમારે મ્હારે માટે બજાવવાનું છે."

"બાદશાહ ઔરંગજેબ જો મરણુને કાંઠે પડ્યો હશે તો હું તેને શી રીતે બચાવી શકીશ ?" છત્રસાલે આશ્ચર્ય પામી પૂછ્યું. "હું કોઇ વૈદ્ય કે હકીમ નથી. મ્હારા જેવા વૈદ્યક વિદ્યાના અજાણ્યા મનુષ્યથી એવા

રોગી ઉપર શો ઉપકાર થશે? એ કામમાં તો તમારે કોઈ જાણીતા વૈદ્ય-હકીમની સલાહ લેવી જોઇએ."

"નહિ. બાદશાહને બચાવવા માટે હકીમનો, વૈદ્યનો કે મ્હોટા ધન્વન્તરીનો પત્તો લાગે એમ નથી. તે હમણાં માંદા છે એ વાત તદ્દન ખોટી છે. વિશ્વાસઘાતનું-દગલબાજીનું કાર્ય પરિપૂર્ણ કરવા માટે તેઓ માંદા છે એવી અસત્ય અફવા ચારે તરફ ફેલાવી દીધી છે. તેઓ બેશુદ્ધ અવસ્થામાં છે, એ વાત તો ખરી, પરંતુ તેમનું બેશુદ્ધપણું થોડી વારમાં નાશ કરી શકાય એવું છે."

"ત્યારે મ્હારે શું કરવું?" છત્રસાલે જરા વિચારમાં પડી જઇ પૂછયું.

"આવતી કાલે સવારે સૂર્યોદય થયા પછી બે ઘડીએ દિલ્લીપતિ આલમગીરને ઝેર દેવામાં આવશે. દરબાર ભરાતાં પહેલાં બે ઘડી આગમચ બાદશાહના મૃત્યુના સમાચાર, ભર દરબારમાં કહી સંભળાવવા માટે તૈયાર રહેવા જોઇએ એવા ગુપ્ત હુકમો છુટયા છે. ઝેરનો ઘુંટડો ગળામાંથી નીચે ઉતરતાંજ બાદશાહના પ્રાણ નહિ જાય તો હકીમનો શિરચ્છેદ કરવાનો હુકમ પણ થઇ ગયો છે. એ સંકટમાંથી બાદશાહનું સંરક્ષણ કરવું એજ તમારૂં કર્તવ્ય."

"કેવી દુષ્ટતા! કેવી અનીતિ! કેવો અધર્મ! કેવી ક્રૂરતા! દિલ્લીપતિના પ્રાણ લેવા માટે વિષપ્રયોગ સફળ થાય નહિ, તો તેનો શિરચ્છેદ કરવાનો હુકમ? એવો હુકમ કરનારની જીભ, તપાવેલા લોખંડની બનેલી હોવી જોઇએ! શબ્દોચ્ચાર કરતાં ઓઠ બળીને ખાખ ન થાય, તે માટે તે ઉપર લોખંડનું જાડું પતરૂં મઢેલું હોવું જોઇએ, અને જે હૃદયમાં હુકમ ફરમાવવાની ઇચ્છા ઉત્પન્ન થઈ હશે તે હૃદય તો કઠણ પત્થરનુંજ બનેલું હોવું જોઇએ. એવા શયતાનોનાં પૈશાચિક કાર્યને ઉથલાવી પાડવા માટે આ રાખડીની શી જરૂર? જેના હૃદયમાં ભૂતદયાનો કિંચિત્ પણ અંશ છે તે પોતાના જીવનની દરકાર નહિ કરતાં દિલ્લીપતિની સહાયતા માટે દોડતો જશે! દિલ્હીપતિ આલમગીર બાદશાહ માત્ર બુંદેલખંડનાજ શત્રુ છે એમ નથી. તેમણે સમસ્ત હિંદુઓનું શત્રુત્વ પ્રાપ્ત કર્યું છે, તેમ છતાં તેઓ વિશ્વાસઘાતનો,

દગલબાજીનો, અને શયતાનોના કાળાં કૃત્યોનો ભોગ થઈ પડે છે એ સાંભળતાંજ હિંદુસ્તાનના પ્રત્યેક મનુષ્યો તેમને સહાયતા કરવા આગળ ધસશે. રાષ્ટ્રના સુખ દુઃખની, રાષ્ટ્રના હિતાહિતની દૃષ્ટિયે જોતાં તે અમારા શત્રુ હશે, અને તેની ખબર લેવા માટે સમરાંગણ હમેશાં ખુલ્લુંજ છે; પણ તેને એક મનુષ્ય તરીકે, જગતપિતાના એક બાળક તરીકે, સામ્રાજ્ય સત્તાના મદથી રહિત, સામ્રાજ્ય સત્તાના હુકમથી રહિત, અને સામ્રાજ્ય સત્તાના સિંહાસનથી રહિત, આલોકના એક નિવાસી મનુષ્ય માની લઇએ તો ઔરંગજેબ આપણા વિશ્વબંધુ છે. તેને સંકટ સમયે સહાયતા કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. કહો ત્યારે તે અધમ પાપી મનુષ્યનું નામ કહો. તે અધમ મનુષ્યનું ઠેકાણું બતાવો. મ્હારા વિશ્વબંધુનો જીવ લેવા તૈયાર થયેલા તે નીચ મનુષ્યનું નામ ઠેકાણું કહો, એટલે આવતી કાલે આકાશપટ ઉપર ઉદય પામનાર સૂર્ય ભગવાન તે પાપીના મરણ સમાચાર હાસ્યભરિત મુખે જગતજનોને વિદિત કરશે. ઝેર દઇને અથવા તેમ નહિ બને તો શિરચ્છેદ કરીને ઔરંગજેબને આ લોકમાંથી દેશનિકાલ કરવાની ઇચ્છા રાખનાર તે કોણ છે ?"

"કુમાર ! તે એક નાજુક બાંધાની સ્ત્રી છે."

"શું એક સ્ત્રી ? અને તે દિલ્લીપતિના પ્રાણ લેવા ઇચ્છે છે ? પોતાનાં દુષ્ટ કૃત્યથી રાક્ષસીને પણ નીચું જોવડાવે એવી તે સ્ત્રી કોણ છે વારૂ ?"

"તમારા હાથમાંની કટાર જુવો, તેની હાથીદાંતની મુઠ ઉપર કોની છબી કોતરેલી છે ?"

"એક સુંદર સ્વરૂપની મોગલ સ્ત્રી." અનેક વખત જોયલી છબી પુનઃ ધ્યાનપૂર્વક જોઈ છત્રસાલે ઉત્તર દીધો.

"એજ સ્ત્રી. એજ સુંદર સ્વરૂપની સ્ત્રી બાદશાહનો જીવ લેવા તૈયાર થઇ છે."

"સૌંદર્યના બહાના પાછળ, સૌંદર્યના પડદા પાછળ, અત્યંત દુષ્ટ વિચાર ધારણ કરનાર એ તરૂણી કોણ છે ?"

"રોશનઆરા બેગમ ! શાહજહાં બાદશાહની પ્રિયતમ કન્યા ! ઔરં-

ગજેબની માતા મુમતાજ મહલને પેટે જન્મ લેનાર લુચ્ચી છોકરી ! બાદશાહની ભગિની."

"અને તે પોતાના ભાઇને ઝેર દેવા તૈયાર થઇ છે ?"

"હા, અને જો ઝેરથી તે મરશે નહિ તો તેનો શિરચ્છેદ કરાવવાને પણ તે ચૂકશે નહિ."

"અહા ! બંધુ પ્રેમનું કેવું વિચિત્ર દષ્ટાંત ? પરમેશ્વર ! તમારા રાજ્યમાં આવાં હૃદયહીન, ના-ના-ઉંધાં કાળજાનાં માણસો તમે કેમ રહેવા દો છો ? તેમને અત્યંત ભયંકર અને અત્યંત ઉંડા નરકમાં કેમ નાખી દેતા નથી ? તમારી ઉજ્વળ કીર્તિને આવાં કાળાં કર્મ કરનાર મનુષ્યના અસ્તિત્વથી કલંક લાગે એવું કરવાની શી જરૂર ? રોશનઆરા બેગમને પોતાના ભાઇનું ખૂન કરવાથી એવો તે કેવો મ્હોટો લાભ થનાર છે ?"

"શાહ નવાઝખાનની પુત્રી તે બાદશાહ ઔરંગજેબની એક પત્ની રોશનઆરાની અત્યંત માનીતિ અને વિશ્વાસુ થઈ પડી છે. તેને પેટે ઉત્પન્ન થયેલો પુત્ર શાહજહાં આજિમશાહ હજી કેવળ છ વર્ષનો છે. ભાઇના વધથી ખાલી પડેલા સિંહાસન ઉપર તે ન્હાની વયના શાહજાદાને ખોળામાં રમાડતાં બેસવા માટે અને રાજ્યનાં યંત્રોને ઇચ્છાનુસાર નચાવી પોતાની અધિક લાલસા તૃપ્ત કરવા માટે રોશનઆરા પોતાના બંધુનું ખૂન કરવા તૈયાર થઈ છે !"

"અને યુવરાજ મુઆજિમની શી વ્હલે કરશે ?"

"પ્રસંગ આવતાં એક તરવારનો ઝટકો તેને પોતાના માર્ગમાંથી વેગળો ખસેડવા સમર્થ છે એવી તેની ખાત્રી છે. યુવરાજ મુઆજિમ પણ તમને તમારા કાર્યમાં અંતઃકરણપૂર્વક સહાયતા કરશે, પરંતુ આ કટાર જ્યાં સુધી તમારી પાસે છે ત્યાં સુધી તમારે કોઇની સહાયતાની જરૂરજ નથી. એ કટાર સેંકડો હથિયારબંધ પહેરો ભરતી તાતારી સ્ત્રીઓની વચમાં થઇને તમને બેશુદ્ધ સ્થિતિમાં પડેલા શહેનશાહ પાસે લઈ જશે. એમાં જરા પણ શંકા નથી. એ કટાર, તમારા શબ્દોને કુરાનના શબ્દો જેવા માનવાની ફરજ પાડશે. એ કટાર, તમારા શબ્દોમાં દિલ્લીનું બાદશાહી સામર્થ્ય ભરેલું હોય એવો સર્વને ભૂલાવો ખવાડશે. ટુંકમાં એટલુંજ કે જ્યાં સુધી એ કટાર તમારા

હાથમાં છે ત્યાં સુધી તમારા મુખમાંથી બહાર પડતા શબ્દો જાણે રોશન-આરા બેગમજ ઉચ્ચારતી હોય અને તમારા હાથે થતાં કાર્યો જાણે રોશન-આરા બેગમજ કરતી હોય એવું તાતારી સ્ત્રીઓ સમજશે. ચાલો, તમારે મ્હારી સાથે બાદશાહી જનાનખાનામાં આવવું પડશે. ત્યાં મ્હારા મહાલમાં ગયા પછી આવતી કાલ સંબંધી લાગ ગોઠવીશું. દિલ્લીપતિ રોશનઆરાના સપાટામાંથી હવે ખાત્રીપૂર્વક મુક્ત થશે એવું મ્હારૂં મન કબૂલ કરે છે. આવતી કાલના દિવાન-ઈ-આમમાં દિલ્લી દરબાર ભરાશે તે વખતે ત્યાં ખાત્રીપૂર્વક દિલ્લીપતિ બિરાજશે. રોશનઆરાનાં કાળાં કર્મોવડે છવાયલો અંધકાર જરૂર નષ્ટ થશે. ચાલો, તે પાપિણી સ્ત્રીઓના મેળામાં ઠાઠમાઠથી ફરે છે એટલામાં આપણે મ્હારા ખાસ મહાલમાં જઇ બેસીએ, નહિ તો આપણી યુક્તિઓ એમને એમ રહી જશે. ઉપરાંત દિલ્લીપતિસહ આપણને પણ પરલોકનો માર્ગ પકડવો પડશે." એટલું કહી તે સ્ત્રી ત્વરાથી ચાલવા લાગી. તેની પાછળ પાછળ થોડે સુધી ચાલ્યા પછી છત્રસાલે પોતાની ધર્મ ભગિનીને કહ્યું: "બ્હેન! તમારૂં ઓળખાણ તમે હજી સુધી મ્હને જણાવ્યું નથી. દિલ્લીપતિના સંરક્ષણને માટે તમે આટલો બધો પ્રયાસ કરો છો અને તેમને માટે તમારો જીવ આટલો બધો તલપાપડ થાય છે તેનું કારણ શું?"

"તેનું કારણ?" છત્રસાલના ગંભીર મુખ સ્હામું જોઇ તેણે કહ્યું: "તેનું કારણ દિલ્લીપતિ મ્હારા પતિ છે. હું તેમનાં ચરણની દાસી છું. તેમના પ્રાણ મ્હારા પ્રાણ કરતાં મ્હને અધિક પ્યારા છે."

"તમારૂં નામ?"

"વિંધ્યવાસિની માતાની માનસિક પૂજા કરતી વખતે, સચ્ચિદાનંદ પરમેશ્વરનું ધ્યાન ધરતી વખતે, અને મ્હારી જન્મભૂમિનું કલ્યાણ ઇચ્છતી વખતે હું બુંદેલખંડની લલિતા કહેવાઉં છું અને અન્ય પ્રસંગે આ શરીરને આયેષા બેગમ કહે છે."

"યુવરાજ મોઆજિમની માતુશ્રી ત્યારે તો?"

આયેષાએ હકારદર્શક સ્મિત કર્યું.





# પ્રકરણ ૧૧ મું.

## દિવાન-ઈ-આમ.



રૂપસમ્પન્ન યવન સ્ત્રી, બહુ મૂલ્ય વસ્ત્રાલંકારો ધારણ કરવા છતાં કુંકુમના તિલક વિના જેમ સૌંદર્યહીન જણાય છે અથવા અમાવાસ્યાનું સ્વચ્છ આકાશ મંડળ તારાઓ વડે પ્રફુલ્લિત જણાવા છતાં ચંદ્રદેવના દર્શન વિના જેમ નિસ્તેજ જણાય છે તેજ પ્રમાણે આજે દિવાન-ઈ-આમમાં ભરાયલો દરબાર શોભાહીન અને ચૈતન્યહીન જણાય છે. સૌંદર્યને માટે આ લોકનું સ્વર્ગ ગણાતા દિવાન-ઈ-આમને મનુષ્ય કૃતિની છેલ્લી હદ સુધી લઈ જવામાં આર્થિક અથવા કાયિક જરા પણ ખામી રાખવામાં આવી નહોતી. પ્રધાન મંડળ દરબારી ઢબે, સરદાર દરકદારો પોતાના અધિકાર પ્રમાણે, અમીર ઉમરાવો પોતાની આબરૂ પ્રમાણે, અને માંડલિક રાજાઓ, સુલતાન અને નવાબો પોતાના માનમરતબા પ્રમાણે આસનો ઉપર બિરાજી ગયા હતા. તેમના જુદા જૂદા ભપકાદાર પહેરવેશ, તેમનાં ઘણા કિમતિ પણ નાના પ્રકારના અલંકારો, તેમની જૂદી જૂદી ભાષા અને તેમના પરસ્પર વિરોધ-દર્શક ચ્હેરા જોતાં જાણે આ સ્થળે પરમેશ્વરની અદ્‌ભૂત કૃતિનું પ્રદર્શનજ ભરાયું હોય એવું ભાન થતું હતું! સર્વ દરબાર મનુષ્ય પ્રાણીઓવડે ભરચક થઈ પુષ્પગુચ્છની પેઠે શોભા આપતો હતો. શોભા, ઠાઠમાઠ, અહંકાર અને રાજા રજવાડાઓની ચિત્રવિચિત્ર સંખ્યામાં લેશ માત્ર ન્યૂનતા નહોતી. પુષ્પની સુગંધમાં એકત્ર થયેલી અત્તરની સુગંધ, અલ્લાની પ્રાર્થનાના મધુર સ્વરમાં એકત્ર થયેલો વાજીંત્રનો મંજુલ ધ્વનિ, સૂર્ય ભગવાનનાં કોમળ કિરણ સાથે મળેલો, માંડલિક રાજાઓના શરીર ઉપર ધારણ કરેલાં રત્નોનો

પ્રકાશ, અને ભીંતો ઉપર ચોંટાડેલી નિર્જીવ છબીઓ સાથે સરખામણી કરે એવા રાજાઓ; એ સર્વેએ દરબારની શોભા વધારવામાં ઘણો પ્રયત્ન કર્યો હતો. પરંતુ સોના મોતીના ગાડું ભરેલા દાગિના પહેરેલા હોય તો પણ એક સૌભાગ્ય અલંકાર સિવાય તરૂણ બાલિકાની સુંદરતા દિપતી નથી, એક ચંદ્ર સિવાય આકાશ મંડળ શોભાયમાન જણાતું નથી, તેજ પ્રમાણે દિવાન–ઇ–આમનું સૌભાગ્ય–તિલક, દિવાન–ઈ–આમને શોભાયમાન કરનાર બાદશાહ-રૂપી ચંદ્ર તેને સ્થાને બિરાજ્યા વગર આજનો દરબાર કેમ શોભે ?

સાર્વભૌમ બાદશાહ આલમગીરનું મયૂરાસન અદ્યપિ પર્યંત ખાલી પડી રહ્યું હતું. મયૂરાસન ઉપર કોઇ બિરાજશે કે નહિ ? એ પ્રશ્નથી પ્રેક્ષકોનાં મન હજી અધિરાંજ થઇ રહ્યાં હતાં. બાદશાહની માંદગી સંબંધી, બાદશાહના અસ્તિત્વ સંબંધી કોઇને એક શબ્દ પણ ખબર નહોતી. બાદશાહની સીલ-મોહોર સાથે પ્રકટ થયેલાં જાહેરનામાંથી દિલ્હી દરબારના સભાસદો વડે અને નિમંત્રિત થયેલા રાજા રજવાડાઓ વડે દિવાન–ઈ–આમનો વિશાળ ભૂમિ ભાગ ભરચક થવા ઉપરાંત તેની બહારનો મંડપ પણ ભરાઇ ગયો હતો. આજના જેવા મંગળમય પ્રસંગે બે સુકુમાર રાજકુમારોને સાર્વભૌમ નૃપતિના હજુરીઆ થવાનું માન મળવાથી તેઓ મયૂરાસનની બે બાજુએ ભપકાબંધ ઉભા હતા. દિલ્હીપતિનું ગૌરવશાળી નામ પોકારવા માટે સજ્જ થઇ ઉભેલા બીજા બે રાજકુમારો, હાથમાં પકડેલા ભાલાની સોને મઢેલી લાકડીઓ તરફ અભિમાનપૂર્વક નિહાળતા હતા. બાદશાહનો ધર્મગુરૂ નજીકના એક ઉચ્ચ આસન ઉપર બેસી આલમગીર બાદશાહના દરબારમાંની પોતાની શ્રેષ્ઠતા દર્શાવી આપતા હતા. " ભવિષ્યમાં શું થશે ? દરબારનો કાર્યક્રમ સુવ્યવસ્થિત રીતે પાર પડશે કે આપણે આવ્યા છીએ તેમ પાછું ઘેર જવું પડશે ? અગ્રભાગે શોભતું મયૂરાસન ઔરંગઝેબ બાદશાહ વડે સુશોભિત થશે કે કોઇ બીજો મનુષ્ય તે છિનવી લેશે ?" એવા વિચારો કરતાં સર્વ મનુષ્યનાં નેત્ર બાદશાહના આગમનની ચાતક પેઠે વાટ જોઇ રહ્યાં હતાં. યુવરાજ છત્રસાલ એકાએક કોણ જાણે કયાં અદ્રષ્ય થઇ ગયો હતો. તેની ચિંતામાં પડેલા ચંપતરાય સહજ અસ્વસ્થ જણાતા હતા. રાજા જયસિંહ ચંપતરાયને

ધૈર્ય આપતા હતા; અને ક્વચિત્ શંકાગ્રસ્ત મુખે આસપાસ જોતા ચંપત-
રાયની પાસે એક આસન પર બેઠા હતા. એકાદ ગુપ્ત કોયડો ઉકેલતી
વખત એકાદ બાળકની મુખમુદ્રા જેમ કિંચિત્ ગંભીર, કિંચિત્ ઉતાવળી
અને કિંચિત્ જિજ્ઞાસુ દેખાય છે તેજ પ્રમાણે દિવાન-ઈ-આમમાં એકત્ર
થયેલા પ્રેક્ષકોના મુખ ઉપર ગાંભીર્ય, ઉત્કંઠા અને જિજ્ઞાસાની મિશ્ર છાંયા
પ્રસરી રહી હતી. એકજ પ્રકારના મનોવિકારથી, એકજ પ્રકારની ઇચ્છાથી
અને એકજ પ્રકારના ઉદ્દેશ્યથી આટલાં બધાં મનુષ્યોના હૃદય ઉપર એકી
વખતે એક સરખું પરિણામ ઉત્પન્ન થાય ત્યારે તેને માનસ-શાસ્ત્રની એક
અજાયબીજ કહેવી પડે!

સર્વ અમીર ઉમરાવો એકત્ર થયા છે. સર્વ સરદાર અને માનકરીઓ
હાજર થયા છે. સર્વ માંડલિક રાજાઓ સાર્વભૌમ બાદશાહને મુજરો કરવા
સજ્જ થયા છે, અને દરબારનો નક્કી કરેલો સમય તદ્દન નજીક આવી
પુગ્યો છે, તેમ છતાં મયૂરાસન ખાલી તો ખાલીજ! પૂર્વે, સાર્વભૌમ બાદશાહ
દરબારમાં આવવા નીકળ્યા છે એવી બાતમી આવ્યા પછી થોડા વખતમાં
તેઓ દરબારમાં આવતા હતા, પરંતુ આજે તેવી બાતમી આવી નથી
તેમજ કોઇ પણ પ્રકારની કંઇ ગડબડ જણાતી નથી. એ જોઇ પ્રત્યેક
દરબારી આશ્ચર્યચકિત મુખે જનાનખાનાના ઓટલા તરફ જોવા લાગ્યા. ત્યાં
તેમણે જે દ્રષ્ય જોયું તે જોતાં તેમનું આશ્ચર્ય અનેકગણું વધી ગયું. એ
દેખાવ તે દ્રષ્ય જગતનો છે કે સ્વપ્ન જગતનો છે તેનો તેઓ નિર્ણય કરી
શક્યા નહિ! પ્રત્યેક દરબારી સભાસદ ભ્રાંત ચિત્તના થઇ ધીમે ધીમે મયૂ-
રાસન પાસે જવાને તૈયાર થયા હતા એટલામાં તેમણે એક આશ્ચર્યકારક
દેખાવ જોયો.

તેમણે જોયું કે: " સુંદર તાતારી રમણીઓનું એક ન્હાનું સશસ્ત્ર
લશ્કર વર્તુલાકાર થઇ ચાલે છે. મધ્યભાગમાં એક ઘુમટો તાણેલી સ્ત્રી
પોતાના હાથમાં દિલ્હીપતિનો રાજમુકુટ લઇ મયૂરાસન તરફ ગજગતિએ
ચાલતી આવે છે. તેના ડાબા હાથની નાજુક આંગળી પોતાના હાથમાં લઇ
એક પાંચ છ વર્ષનો શાહજાદો તેની સાથે સાથે ચાલતો આવે છે. સર્વને

સ્તબ્ધ કરી નાંખે એવો એ દેખાવ ધીમે ધીમે મયૂરાસન પાસે આવી થોભ્યો.

એ ઘુમટાવાળી સ્ત્રી કોણ? તેને અહીં આવવાનું કારણ શું? તે હવે શું કરશે? મયૂરાસન ઉપર બેસવાનો તો તેનો વિચાર નથી? એવા અનેક પ્રશ્ન પ્રત્યેક સભાસદના મનમાં ઉત્પન્ન થયા, પરંતુ તેનું સમાધાન પોતાની મેળે થઇ જશે એવી આશાથી કહો કિંવા તે ઉપર વિશેષ વિચાર કરવાનો તે સ્ત્રીએ તેમને સમયજ આપ્યો નહિ તે કારણથી કહો, ગમે તેમ પણ તેમના મનના વિચાર મનમાં ને મનમાંજ સમાઇ ગયા. બિચારા મયૂરાસનની અને તે અપરિચિત સ્ત્રીના હાથમાંના રાજમુકુટની હવે શી વ્હલે થાય છે તે જોવા તરફ પ્રત્યેક સભાસદનું ચિત્ત ચોંટયું છે.

એટલામાં મુખ ઉપરનો બુરખો એકદમ ખસેડી દઇ એક પગ મયૂરાસનના છેલ્લા પગથીઆ ઉપર મૂકી તીક્ષ્ણ દ્રષ્ટિ વડે પોતાની આસપાસ નિહાળતી તે પ્રૌઢ સ્ત્રી બોલી: "વૃદ્ધ પ્રધાનજી! વિલાસી સરદાર દરકદાર ગૃહસ્થો! અને માંડલિક રાજાઓ! જાહેર કરવામાં અમને ઘણું દુઃખ અને શોક થાય છે કે આ મયૂરાસનના આજપર્યંતના માલિક માજી બાદશાહ શાહજહાંના પુત્ર અને અમારા ભાઇ આલમગીર હમણાંજ અલ્લાને ઘેર પહોંચી ગયા છે. તેઓ રાજા થઇ પ્રથમની પેઠે રાજ્યની લગામ પોતાના હાથમાં લે એ ઇચ્છાથી આજપર્યંત અમે ઘણા પ્રયત્નો કર્યા હતા તે તમે સર્વ સજજનો જાણોજ છો. પરંતુ અમારા શ્રમનું અને અમારી સેવાનું ફળ અમને આપવાનું અલ્લાના મનમાં નહિ હોવાથી બાદશાહ ઔરંગઝેબના મરણના શોકજનક સમાચાર તમને જણાવવાનો પ્રસંગ આવી પડયો છે. બંધુના મરણ માટે અત્યંત શોક કરવો એ અમારૂં કર્તવ્ય છે, તો પણ તેના કરતાં વિશેષ જવાબદારીનું કર્તવ્ય અમારે પ્રથમ બજાવવું જોઇએ. ઔરંગઝેબના મરણથી ખાલી પડેલા આ તખ્ત ઉપર તુરતજ કોઇ પણ શહેનશાહ બિરાજે નહિ અને દિલ્હી દરબારની આણ ચારે તરફ ફેરવીએ નહિ તો મોગલાઇ રાજ્યમાં સર્વત્ર બળવો ઉત્પન્ન થાય. સાર્વજનિક શાંતિનો ભંગ થાય એ માટેજ કેવળ પરોપકાર કરવાના શુભ હેતુથી અમે બંધુનો શોક એક કોરણે મુકી અત્રે આવ્યાં છીએ. પરલોકવાસી બાદશાહ આલમ-

ગીરને ઘણી બેગમો હતી તો પણ શાહ નવાજખાનની પુત્રી એકલી તેમની કુરાનસંમત-ધર્મપત્ની હતી. કાફરનો ધર્મ પાળનાર ઉદેપુરી કિંવા બુંદેલખંડથી ન્હસાડી આણેલી આયેષા, એ બન્ને તેમની ખરી બેગમો નથી પણ માત્ર રાખેલી સ્ત્રીઓ હતી, એવું અમારૂં માનવું છે, અને તમારે પણ એમજ માનવું જોઇએ. આયેષા, ઉદેપુરી અને બાકીની સેંકડો સ્ત્રીઓ તેમની રાખેલી કહો કિંવા ગાનાર, નાચનાર કહો, ગમે તેમ પણ તેમના પ્રતિપાલક પરલોકવાસી આલમગીરે પોતાના વિષયસુખને માટેજ રાખેલી હોવાથી તેમને પેટે ઉત્પન્ન થયેલાં સંતાનોનો આ મયૂરાસન ઉપર કોઇ પણ પ્રકારનો હક્ક નથી એવી અમારી ખાત્રી છે. તેથીજ શાહ નવાજખાનની કન્યાને પેટે જન્મેલો આ ખુબસુરત શાહજાદો આજીમશાહ દિલ્હીના તખ્તનો ખરો વારસ છે, અને તેને અમે ગાદીપર બેસાડીએ છીએ. પરમ દયાળુ અલ્લાની ઇચ્છાથી એ તખ્તનો માલિક આજથી આજિમશાહ થાય છે, અને તે હજી ઉમ્મરે પુગ્યો નથી તેથી એ અજ્ઞાન બાદશાહનું પ્રતિપાલન કરવાની જોખમદારી હું મ્હારા પોતાના માથા ઉપર લેવા ધારૂં છું અર્થાત્ આ ન્હાનો બાદશાહ લાયક ઉમ્મરનો થશે ત્યાં સુધી દિલ્લીનો સર્વ રાજ કારભાર મ્હેં મ્હારા હાથમાં લીધો છે તેથી આજના દરબારમાં જાહેર કરવામાં આવે છે કેઃ-દિલ્લીનો વર્તમાન બાદશાહ આજિમશાહ અજ્ઞાન હોવાથી તે યોગ્ય ઉમ્મરે પહોંચે ત્યાં સુધી દિલ્લીનો રાજ્યકારભાર રોશનઆરા બેગમના તાબામાં રહેશે. ઔરંગઝેબ બાદશાહની કારકિર્દી બંધ પડી રોશનઆરા બેગમની કારકિર્દી શરૂ થઇ છે. એ કારકિર્દીમાં ઔરંગઝેબના પહેલાંના બાદશાહોએ ચલાવેલા સર્વ ભોગવિલાસ અને મોજશોખ પાછાં ચાલુ કરવામાં આવશે. મદ્યપાનની સ્વતંત્રતા, અફીણની સ્વતંત્રતા, વેશ્યાગમનની સ્વતંત્રતા, હિંદુ ગુલામોની કનક અને કાંતાનો ઉપભોગ કરવાની સ્વતંત્રતા, વગેરે નાના પ્રકારના હક્ક આપી દિલ્લી પુનઃ એશઆરામ અને ભોગવિલાસમાં લદબદ થઈ જાય એવા પ્રયત્નો કરવામાં આવશે. નિરર્થક લશ્કરી ખર્ચ અને નકામા લશ્કરી અધિકાર બંધ પાડી, સર્વ લશ્કરી હોદ્દેદારોને દિલ્લીના એશઆરામમાં સામીલ થવાનું ફરમાવવામાં આવશે. જે વિલાસ વિભવ

બાદશાહ અને તેમના અધિકારી મંડળોએ ભોગવવા જોઇએ, જે મોજશોખ દિલ્હી દરબારે ચલાવવા જોઇએ અને મદ્યપાનાદિક જે સુખનાં સાધનો ઇસ્લામી સત્તાધિકારીઓ માટેજ નિર્માણ થયા છે તે ઇચ્છાનુસાર તૈયાર કરવામાં આવશે. સરદારો ! તમારા સુખને માટે, અમીર ઉમરાવો ! તમારી મોજશોખ માટે, પ્રધાન મંડળ ! તમારા એશઆરામને માટે અને માંડલિક રાજાઓ ! તમારી પાસેથી સેવા સ્વીકારવા માટે આ રોશનઆરા બેગમની કારકિર્દી અત્યાર સુધીના સર્વ મોગલ બાદશાહોની કારકિર્દી કરતાં શ્રેષ્ઠ કહેવાશે, એવું હું તમને આશ્વાસન આપું છું. યોગ્ય હોદ્દા સાથે અમારા નામનો ત્રણ વાર જયજયકાર પોકારવાનો હુકમ ફરમાવવા પહેલાં જે દયામય અલ્લાની ઇશ્વરી ઇચ્છાથી અમને આ સાર્વભૌમ તખ્ત પ્રાપ્ત થયું છે તેનું અનેક વખત સ્મરણ કરીને રાજનિષ્ઠાથી ભરેલા પ્રચંડ જય જયકારની વચ્ચે અમે આ રાજસિંહાસનનો સ્વિકાર કરીએ છીએ.” એમ કહી પ્રધાન મંડળના નેત્રમાં ધૂળ નાંખતી અને ઇતર માનકરીઓને ભૂલથાપ ખવાડતી મહત્વાકાંક્ષાધારી રોશનઆરા બેગમ, પોતાની તાતારી સ્ત્રીઓએ ઉચ્ચારેલા આકાશ કમ્પાવે એવા જયજયકાર ધ્વનિ વચ્ચે દિલ્હીના તખ્ત ઉપર ચઢવા લાગી.

રોશનઆરા બેગમનો બે વખત જયજયકાર થયો. રોશનઆરા બેગમ રાજ્યાધિકારી મુખે ચારે તરફ દ્રષ્ટિ ફેંકતી મયૂરાસનનાં બે પગથીઆં ચઢી. હવે પોતાનો એક વખત જયજયકાર થાય અને એક પગથીઉં ઉપર ચઢે કે પછી પોતાની મહત્વાકાંક્ષા પરિપૂર્ણ થઇ એમ સમજી રોશનઆરાનું મુખ આનંદ સાગરમાં સ્નાન કરવા લાગ્યું. પ્રધાન મંડળ, સરદાર, અમીર અને ઇતર સર્વ પ્રેક્ષકો આશ્ચર્યચકિત ચિત્તે, સ્તબ્ધ મુખે, અને નવીનતા પૂર્ણ નેત્રે તેના સ્હામું જોવા લાગ્યા. માત્ર ક્ષણ પછી હું દિલ્હીના સામ્રાજ્ય પદને અગ્ર ભાગે વિરાજીશ, એમ માની રોશનઆરા મયૂરાસનની અતિ ઉચ્ચ બેઠક ઉપર પોતાનો અપવિત્ર પગ મૂકવાની તૈયારીમાં. હતી તેજ સમયે પોતાનો પુનઃ એક વખત જયજયકાર થવાનો હોવાથી તે ત્યાંજ થોભી ગઇ. તેણે મયૂરાસન પાસે ઉભેલી તાતારી સ્ત્રીઓ તરફ ક્રોધપૂર્ણ દ્રષ્ટિયે જોઇ કહ્યું: “ દુષ્ટાઓ ! પાપિણીઓ ! રોશનઆરા બેગમનું આવું અપમાન ! ત્રણ

વખત મ્હારો જયજયકાર ગજાવવાનો મ્હેં હુકમ કર્યો છે છતાં વચમાંજ કેમ અટકી ગઇ? બોલો, અતિશય ઉચ્ચ સ્વરે જયજયકાર બોલો. આ સ્થળે ભેગા થએલા સર્વ પ્રેક્ષકોના કાન ફાડી નાંખે એટલા બધા જોરથી બોલો. બાદશાહ આલમગીર પરલોકવાસી થવાથી ન્યાયપૂર્વક તેમના અજ્ઞાન પુત્ર આજિમશાહ દિલ્લીના બાદશાહ બન્યા છે. તેનું પાલન કરનાર, તેનો ઉપભોગ કરનાર અને સર્વ અધિકાર ચલાવનાર ગાજી રોશનઆરા બેગમનો જયજયકાર થજો, એમ કહો, રાજાઓ! તમે પણ બોલો. સરદારો, તમે પણ બોલો. પ્રધાન મંડળના ગૃહસ્થો! તમે પણ મ્હારો જયજયકાર ગજાવો!"

અત્યાર સુધી સ્તબ્ધ થઇ બેઠેલા સર્વ પ્રેક્ષકોએ પ્રચંડ ગર્જના કરી જયજયકાર ધ્વનિ કર્યો. પરંતુ રોશનઆરાની વિશ્વાસુ તાતારી સ્ત્રીઓ માટીનાં પૂતળાં પેઠે સ્તબ્ધ શાંત ઉભીજ રહી! તેમના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. રોશનઆરા બેગમ મુખ્ય આસન આગળ જવાનું છોડી દઇ ભ્રમિષ્ટ ચિત્તે ચારે તરફ જોવા લાગી, એટલામાં પહેલાં કરતાં વિશેષ જોરથી ગર્જના કરતો એક બીજો જયકાર ધ્વનિ તેને કાને પડયો. તે સાંભળવા લાગી:—

"પરમદયાળુ અલ્લાની કૃપાથી આજે અમારા બાદશાહનાં અમને પુનઃ દર્શન થયાં તેમનો અને દિલ્લી દરબારના સાચા યુવરાજ શાહજાદા મોઆજીમનો જયજયકાર થજો."

એ જયજયકાર ધ્વનિ અને તેનો પ્રતિધ્વનિ હવામાં અંતર્ધાન થાય ત્યાં સુધીમાં તો મયૂરાસનની સ્થિતિ તદ્દન બદલાઇ ગઇ. તાતારી સ્ત્રીઓએ ઘેરેલું મયૂરાસન અનેક સુંદર રાજકુમારોએ ઘેરી લીધું. તેમના મધ્ય ભાગમાં દિલ્લીપતિ આલમગીર પોતાનો એક હાથ યુવરાજ મોઆજિમના હાથમાં અને બીજો હાથ એક દેદિપ્યમાન તરૂણની ખાંધ ઉપર મૂકીને ઉભા રહ્યા. રોશનઆરા બેગમ અદ્યાપિ પર્યંત મયૂરાસનના પગથીઆં ઉપર ચિત્રમાં ચિતરાયેલી પૂતળી પેઠે ઉભી હતી. ત્યાંથી જરા પણ નહિ હાલતાં તે બોલી:

"એ આલમગીર નથી! એ તમારો બાદશાહ નથી! તમારો બાદશાહ તો ક્યારનોયે પરલોકવાસી થઇ ગયો છે. આ તો આલમગીરનું ભૂત છે. એવા શયતાનનો જયજયકાર કેવો?"

એટલામાં તો પુનઃ અધિક જોરથી બાદશાહનો જય જયકાર થયો. જય જયકારનો ગંભીર પ્રતિધ્વનિ પૂર્ણ થતાંજ બાદશાહ આલમગીરે કહ્યું:

"રોશનઆરા ! તુંજ ખરેખરૂં ભૂત છે. તુંજ ખરેખરી પિશાચિણી છે ! ત્હારૂં આજનું કર્મ જોઇને શયતાનો સુદ્ધાં લજ્જા પામે એમ છે. આજે ત્હેં એવો ભયંકર અપરાધ કર્યો છે કે જેથી ત્હારો તેને તે ઠેકાણેજ શિરચ્છેદ કરવામાં આવે તો પણ લેશમાત્ર અન્યાય કહેવાય નહિ. ત્હારો અપરાધ કહી સંભળાવી અમારા કુળને કલંક લગાડવાની મ્હારી ઇચ્છા નથી. તેમાં પણ આજે વળી મ્હારો પુનર્જન્મ થયો છે. અલ્લાની કૃપાથી અને એક બુંદેલા તરૂણના યત્નથી હું આજ મૃત્યુની ખાડી ઓળંગી ગયો છું. દિલ્લીનું રાજસિંહાસન પ્રાપ્ત થવામાં જે વીર પુરૂષનું શૌર્ય, જે મુત્સુદ્દીનું ચાતુર્ય, જે ધર્મગુરૂનાં આશિર્વાદ અને જે સ્નેહિ મંડળની સહાનુભૂતિ કારણભૂત થઈ છે તે સર્વનો આભાર માનીને તેમના ઉપકારમાંથી થોડે ઘણે અંશે પણ મુક્ત થવા માટે મ્હેં આજનો દિવસ નિર્માણ કર્યો છે. મ્હારા આયુષ્યના એવા અતિ શ્રેષ્ઠ દિવસને ત્હારા જેવી અપવિત્ર સ્ત્રીના રક્તનો સ્પર્શ કરાવવો મ્હને યોગ્ય જણાતું નથી. જે મયૂરાસન છિનવી લેવા માટે તેં ત્હારી નીચ બુદ્ધિની અને ક્રૂરતાની હદ બતાવી છે તે સાંભળતાંજ શરીરમાં કમ્પારી વછુટે એવું ભયંકર કૃત્ય કરવા તું તૈયાર થઈ છે. તેં મ્હારૂં પ્રિય મયૂરાસન મ્હને અપાવવા માટે અનેક યત્નો કર્યા હતા એ મ્હારા સ્મરણમાંજ છે. ત્હારી તે વખતની સહાયતા માટે અને ત્હારા એ ઉપકાર માટે આલમગીર તને જીવતદાન આપી ત્હારા થોડાઘણા ઋણમાંથી આજે મુક્ત થાય છે. આજે મ્હારામાં જે ક્ષમા ભાવ જણાય છે તે વારંવાર જણાશે એવી રોશનઆરાએ કદી પણ આશા રાખવી નહિ. જા, ચાલી જા. ત્હારી અધિક શોભા નહિ વધારતાં દિવાન-ઈ-આમમાંથી ચાલી જા. તાતારી સ્ત્રીઓના જનાનખાનાનું તોફાન બંધ પડયું છે. આ સ્ત્રીઓમાંથી એક પણ સ્ત્રી ત્હારી સાથે જનાનખાનામાં આવશે નહિ. સ્ત્રીઓ ! તાતારી સ્ત્રીઓ ! તમને આજે રજા આપવામાં આવે છે. તમારી આજ પર્યંતની દિનચર્યા બદલી અલ્લાને પસંદ પડે એવી નીતિથી વર્તી સુખી થાઓ."

રોશનઆરા એક પણ શબ્દ બોલ્યા વગર મયૂરાસનનાં પગથીયાં ઉતરી પડી! તેનું મુખ કાળું ઠિંકરા જેવું થઈ ગયું! તેના શરીરમાંથી લોહી ઉડી ગયું! થોડી વાર સુધી તો તે સ્તબ્ધ પત્થરની પૂતળી જેવી થઇ ગઈ. પરંતુ થોડી વાર પછી તે પોતાનાં શસ્ત્રો નીચાં મૂકી દઈ દિવાન-ઈ-આમમાંથી નીકળી ચાલી ગઇ. રોશનઆરાએ આણેલો મુકુટ આલમગીર બાદશાહ પોતાના માથા ઉપર મૂકી મયૂરાસન ઉપર બિરાજ્યા. તેમણે એક તેજસ્વી વીર તરૂણ પુરૂષને પોતાના જમણા હાથના આસન ઉપર બેસાડયો અને શાહજાદા મોઆજિમને ડાબા હાથના આસન ઉપર બેસવાની આજ્ઞા ફરમાવી. રોશનઆરા જનાનખાનામાં જવા નીકળી. તેણે વેશ્યા જેવી લટક કરીને અને મોહક નેત્ર કટાક્ષ કરીને કોમળ સ્વરે કહ્યું: "બંધુ! મ્હારા સંબંધી ત્હમારા મનમાં કંઇક ગેરસમજ ઉત્પન્ન થઇ છે, તે હું સત્વર કાઢી નાંખીશ. પરંતુ જે તરૂણના પ્રયત્નથી તમે પુનઃ જીવન ધારણ કરી શકયા છો તે તરૂણ કોણ?"

"એ તરૂણનું નામ ત્હારે જાણવું છે?" ઔરંગઝેબે પેલા તેજસ્વી વીર તરૂણ તરફ પ્રેમળ દ્રષ્ટિએ જોઇ કહ્યું: "સાંભળ, એ તરૂણનું નામ સાંભળ. પ્રધાનજી! સરદારો! રાજાઓ! જે તરૂણ પુરૂષે તમારા સાર્વભૌમ બાદશાહને મરણ પથારીએથી બચાવ્યો છે તેનું નામ સાંભળો. મોગલ બાદશાહીતને જડમૂળથી ઉખેડી નાંખી તેને ઠેકાણે હિંદુ બાદશાહીતનું બીજ રોપવા માટે રાત દિવસ જીવતોડ પ્રયત્ન કરનાર, બુંદેલખંડમાંથી ઇસ્લામી સત્તાનો નાશ જોવા ચ્હાનાર, બુંદેલાઓનો આગેવાન, અને મોગલોના શત્રુ રાજા ચંપતરાયના પ્રતાપશાળી પુત્ર, અને મહોબાનો યુવરાજ છત્રસાલ છે."

છત્રસાલ ઉપર ક્રોધાગ્નિનો વર્ષાદ વરસાવતી રોશનઆરા, વિજળીની ઝડપે દિવાન-ઇ-આમમાંથી નીકળી ચાલી ગઈ. દિવાન-ઇ-આમનો કુંકુમ તિલક, દિવાન-ઇ-આમનો ચંદ્ર પોતાને સ્થાને બિરાજમાન થયા પછી દરબારમાં ઉત્સાહ, ચૈતન્ય અને શોભા જણાવા લાગી. રાજા ચંપતરાય આશ્ચર્યમૂઢ થઇ આલમગીર બાદશાહની પાસે બેઠેલા પોતાના પુત્ર સ્હામુ સપ્રેમ જોતા હતા, એટલામાં બાદશાહની દૃષ્ટિ પોતાના તરફ વળેલી તેમના જોવામાં આવી.

"ચંપતરાય !" બાદશાહ ઔરંગજેબ ગંભીર સ્વરે બોલ્યા: "તમને એટલે વેગળે બેસાડવાથી તમારૂં અપમાન કરેલું કહેવાય માટે આવો, અહિ આવો. મ્હારી પાસે આવી બેસો. જયસિંહ ! ચંપતરાયને લઈ અહિ આવો. આજના દરબારમાં શ્રેષ્ટ સ્થાને બેસવાનો તેમનો હક્ક છે."

બાદશાહની ઇચ્છા પ્રમાણે રાજા ચંપતરાય અને રાજા જયસિંહ મયૂરાસન નજીકના એક આસન ઉપર બેઠા. આલમગીરે પુનઃ કહ્યુઃ "ચંપતરાય ! દિલ્હીના ઐશ્વર્યશાલી સામ્રાજ્યની વિસ્તીર્ણ છાયા નીચે નિવાસ કરનારા માંડલિક રાજાઓ ! અને દિલ્લી દરબારને શોભાયમાન કરી તેને પ્રસંગોપાત બુદ્ધિની અને બાહુની સહાયતા કરનાર સરદારો ! અલ્લાની કૃપાથી તમારો સત્કાર કરવાનો મ્હને આજે પ્રસંગ પ્રાપ્ત થયો છે તેથી મ્હને ઘણોજ આનંદ થાય છે. તમે સર્વેએ એકત્ર થઇ સામ્રાજ્યનિષ્ઠા પ્રકટ કરી તેથી મ્હને અત્યંત અભિમાન ઉપજે છે."

"હું મ્હારી સત્તા નીચેના સામ્રાજ્યની વિશાળ પ્રજાને માટે, માનકરી એટલે અધિકારીઓ અને રાજાઓને માટે, હિંદુઓ અને મુસલમાનો માટે, રજપૂત અને બુંદેલાઓ માટે, શિયા અને સુન્નીઓ માટે શું કરવા ધારૂં છું તે આજે કહી સંભળાવવું યોગ્ય ધારતો નથી. આજે કહી સંભળાવ્યા પછી પાછળથી કાંઇ પણ નહિ કરવા કરતાં થોડું ઘણું કરી બતાવવું એજ હું ઉત્તમ સમજું છું. જે કાર્યથી અલ્લાનું મન સુપ્રસન્ન રહે, જે કાર્યથી હજરત મહંમદ પયગમ્બર સાહેબની આજ્ઞાનું માન જળવાય, જે કાર્યથી અમારા પવિત્ર ધર્મશાસ્ત્રની, કુરાનની, દશે દિશામાં બોલબોલા થાય અને જે કૃત્યથી અલ્લાના ભક્તોની મંડળી વધવા પામે તેવાં કાર્યો કરવામાં હું મ્હારૂં અને મ્હારા સામ્રાજ્યનું તન, મન અને ધન અર્પણ કરવાનો છું. હજરત મહંમદ પયગમ્બર સાહેબનો દિવ્ય સંદેશો પૂર્ણ રીતે અમલમાં લાવવો એજ અમારી કારકિર્દીનું લક્ષ્યબિંદુ રહેશે. અમારા વડિલોએ આજપર્યંત ચલાવેલી વ્યસન-તત્પરતાનો સમૂળ ઉચ્છેદ કરી સદ્ધર્મનો ચારે દિશામાં પ્રકાશ પ્રસરે એવા ઉપાયો એકદમ યોજવામાં આવશે. મ્હારી કારકિર્દીનું એટલું ભાવિ ચિત્ર તમારા સમક્ષ રજુ કરી મ્હારા જીવનદાતા સંબંધી બે બોલ કહું છું. યુવરાજ છત્રસાલ! તમે

મ્હારા ઉપર અચાનક ઉપકાર કર્યો છે તેનો બદલો દિલ્લીનું સામ્રાજ્ય તમને સમર્પણ કરૂં તો પણ વળે એમ નથી. જે કાર્ય મ્હારા લાખો રૂપિયાનો પગાર ખાનાર વજીરથી થઈ શક્યું નહિ, જે કાર્ય મ્હારી પાસેથી ઇચ્છાનુસાર પદવીઓ મેળવનાર સરદારથી થઇ શક્યું નહિ, જે કાર્ય મ્હારા પુત્રોથી થઇ શક્યું નહિ તે તમારા જેવા એક પરજાતિના પુરૂષે નિષ્કામ બુદ્ધિથી કર્યું છે. એ તમારા અલૌકિક શૌર્યનું, અદ્વિતીય ધૈર્યનું, દૈવી તેજનું અને ઉત્કટ દયાળુપણાનું લક્ષણ છે. એક ન્હાના દેશનીજ નહિ પણ જગતની—અરે ચંદ્રસૂર્યથી યુક્ત એવા અખિલ વિશ્વની, સામ્રાજ્ય કરતાં પણ અધિક કિંમતની તમે મ્હને બક્ષિસ આપી છે. તેનો બદલો હું કેવી રીતે વાળું ! મૃત્યુની અભેદ્ય જાળમાં સપડાયલા મ્હારા પ્રાણને તમે મુક્ત કર્યા છે તે માટે હું તમારૂં કયે પ્રકારે કલ્યાણ કરૂં ? કહો.”

છત્રસાલ ઉત્તર આપવા ઉભો થયો. એવી સોનેરી તકનો લાભ લઇ એ તરૂણ પોતાનું હિત કયે પ્રકારે સાધ્ય કરે છે તે જાણવા સર્વનાં મન સ્વસ્થ થયાં. છત્રસાલ ઘણું તો દિલ્લી દરબારની એકાદ પદવી અથવા સરદારી અને ઘણું તો અમીરી માંગશે એવું બાદશાહે ધાર્યું હતું. છત્રસાલ એટલામાં બોલવા લાગ્યોઃ

“ઔરંગજેબ બાદશાહ ! ” છત્રસાલે ખુલ્લે અવાજે કહ્યુંઃ “મ્હારે કંઇ પણ માગવું એવી આપની ઇચ્છા જણાય છે ! પરંતુ મ્હારા પોતાના કલ્યાણને માટે મ્હને કોઇ પણ વસ્તુની જરૂર નથી. ઉત્તમ આરોગ્ય, પવિત્ર નીતિ, સ્વધર્મ ઉપર, સ્વદેશ ઉપર અને બંધુઓ ઉપર નિર્મળ પ્રેમ, એ સર્વ તો મ્હારી નસેનસમાં વ્યાપેલું હોવાથી અને મ્હને જીવજાન મિત્ર, મ્હારા ઉપર અતિશય પ્રેમ રાખનાર માતાપિતા અને સદ્ધર્મતત્વનો મ્હારા હૃદય ઉપર પ્રકાશ પાડનાર ગુરૂ પ્રાણનાથ પ્રભુ એ સર્વ મળેલા હોવાથી મ્હારા પોતાના કલ્યાણમાં કશી ઉણપ રહી નથી. તથાપિ મ્હારા દેશબંધુઓ, બુંદેલખંડની પ્રજા, દિલ્લીપતિના સપાટામાં સપડાઈ ગુલામગીરીના દુર્ગંધીમય કાદવમાં ગરક થઈ છે. તેથી તેમના ઉપર દરિદ્ર, દુષ્કાળ, વ્યસન લોલુપતા, અધર્માચરણ, બંધુદ્રેષ અને પરાધિનતા વગેરે ગુલામગીરીને લગતાં સંકટો તેમના ઉપર આવી પડયાં છે.

બુંદેલખંડની સ્વતંત્ર્ય–જ્યોતિ, દિલ્લીના જવાબદારી વગરના વાયુએ ઓલવી નાંખી છે! બુંદેલખંડનું ચૈતન્ય દિલ્લીપતિએ છિનવી લીધું છે. દિલ્લીના શિરોભાગમાં શોભતા અલંકારને દિલ્લીપતિએ પોતાના પગ નીચે કચડી નાંખવાની શરૂવાત કરી છે. બુંદેલખંડનું તેજ, મનુષ્યત્વ અને જીવન ચોરાઇ ગયું છે. તે દિવ્ય જ્યોતિ, તે ચૈતન્ય, તે અલંકાર, તે તેજ, તે મનુષ્યત્વ અને તે જીવન ઔરંગઝેબ બાદશાહ ભરી આપશે–પુનઃ પાછાં આપશે, તો તેમણે મ્હારા આજના ઉપકારનો બદલો વાળ્યો એવું હું સમજીશ.”

એ સાંભળતાંજ બાદશાહનું મુખ ઉતરી ગયું–ફિક્કું પડી ગયું. શો ઉત્તર દેવો, તે તેમનાથી સમજાયું નહિ. છત્રસાલ નહિ માગવા જેવું માગે છે એવું તેમના સમજવામાં આવ્યું.

છત્રસાલનું ભાષણ સાંભળી આનંદિત થયેલા ચંપતરાયે બાદશાહના મુખ ઉપર દિલગીરીનાં ચિહ્ન જોઇ કહ્યું: “ શહેનશાહ! છત્રસાલની માગણી આપ નામદારના જાણવામાં આવ્યા છતાં હજી આપ શાંત રહ્યા છો. એ ઉપરથી કલ્પના થઇ શકે છે કે તેમણે કરેલો ઉપકાર તેમની માગણીની બરાબરી કરી શકે એટલી કિંમતનો નથી, એવું તમારૂં ધારવું છે. કદાચ તેમ હશે, છત્રસાલે કરેલી માંગણી તેના ઉપકાર કરતાં વિશેષ હોય અર્થાત્ છત્રસાલે આપના પ્રાણ બચાવ્યા તે ઉપકારમાં કાંઇ ઉણપ હોય તો પ્રથમ મેં આપના ઉપર કરેલો ઉપકાર તેમાં ઉમેરી દો, એટલે છત્રસાલની માગણી તમારા ઉપકારની બરાબરી કરી શકશે–કદાચ તેના કરતાંયે તમને વિશેષ વજનદાર જણાશે. સોમગઢનું યુદ્ધ તમને યાદ છે કે? તે યુદ્ધમાં કોના રક્તની નદીઓ વહી હતી? તે યુદ્ધમાં કોના શૌર્યને લીધે તમને યશ પ્રાપ્ત થયો? સોમગઢના યુદ્ધમાં યશ પ્રાપ્ત થવાથીજ ઔરંગઝેબ આલમગીર બાદશાહ બની શક્યા એ વાત ખરી છે? બાદશાહ! સોમગઢના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરાવી મયૂરાસનનો માર્ગ તમારે માટે મોકળો કરાવનાર મહોબાનો રાજા ચંપતરાય હતો કે કોઇ બીજો?”

“ચંપતરાય!” ઔરંગઝેબ બાદશાહે શાંત ચિત્તે કહ્યું: “ તમે કહો છો તે તદ્દન સત્ય છે. દિલ્હીનું સિંહાસન મેળવવામાં મ્હને ચંપતરાય જેટલી

કોઇએ સહાયતા કરી નથી. ”

“ તેજ આ ચંપતરાય ! સોમગઢના યુદ્ધમાં પોતાના જીવની પરવાહ નહિ કરતાં યુદ્ધ કરી ઐશ્વર્યશાલી મયૂરાસન તમારા સ્વાધિનમાં સોંપનાર આ ચંપતરાય, છત્રસાલે તમને કરેલા પ્રાણદાન સાથે સામ્રાજ્યદાન કરે છે. બુંદેલખંડના અમારા જેવા પિતાપુત્રના ઉપકાર વડે, કર્તવ્ય કર્મ વડે તમને દિલ્હીનું સામ્રાજ્ય અને તેથી અધિક કિંમતનો તમારો પ્રાણ પુનઃ મળ્યો છે એનો વિચાર કરો. પ્રાણદાન અને સામ્રાજ્યદાન, એ બેના કરતાં કેટલી ઓછી કિંમતની છત્રસાલની માગણી છે તેનો વિચાર કરો, અને તમને મળેલા વિશાળ સામ્રાજ્યના એક ન્હાના કટકા—એક ન્હાના ગામની સ્વતંત્રતા સ્વીકારી અમારા ઉપકારમાંથી તમે મુક્ત થાઓ. ”

ઔરંગઝેબ કાંઇ પણ બોલ્યા નહિ.

ઘણો વખત સુધી બાદશાહના મુખમાંથી એક શબ્દ પણ બહાર પડયો નથી, એ જોઇ છત્રસાલે કહ્યું: “ ના, ના, અમારી માગણી તમને પસંદ પડશે નહિ. ખરી વાત છે. “ ભિક્ષાંદેહિ ” કરવાથી સ્વતંત્રતાની પ્રાપ્તિ થતી નથી. અખિલ વિશ્વમાં મોગલાઇ સત્તાનો ફેલાવો કરવાની ઇચ્છા ધરાવનાર મનુષ્યના હૃદયમાં ઉદારતા અને દયાની આશા કરવી વ્યર્થ છે. અરે મ્હોટી ભૂલ છે. બાદશાહ ! તમે જાણી જોઇને સંકટમાં પડશો નહિ. અમે અમારા ઉપકારનો બદલો લેવા તમારે બારણે લાંઘવા બેઠા નથી ! દિલ્હીપતિ પોતાના શબ્દોને કેવી રીતે વળગી રહે છે, પોતાનું વચન કેવી રીતે પાળે છે, તેજ અમારે જોવું હતું. હવે તે સંબંધી અમારી ખાત્રી થઇ. હવે અમને રજા આપો. ” એટલું હી છત્રસાલ જવા માટે તૈયાર થયો. તેનો પિતા ચંપતરાય પણ તેનાથી ઓછો તેજસ્વી ન હતો. તેણે પણ પોતાનું આસન ત્યાગ કર્યું. એ જોઇ ઔરંગઝેબે નમ્રતાથી કહ્યું:

“ ચંપતરાય ! છત્રસાલ ! આ પ્રમાણે મ્હારા ઉપર ગુસ્સે ના ભરાઓ. તમે મ્હારા ઉપર કરેલા ઉપકારના પ્રમાણમાં બુંદેલખંડની સ્વતંત્રતા એ તો એક ક્ષુદ્ર માંગણી છે, એ તો હું કબલ કરૂં છું. પરંતુ જો હું બુંદેલખંડને સ્વતંત્રતા આપીશ અને બુંદેલાઓને પોતાના ધર્મ પ્રમાણે

વર્તવાની પરવાનગી આપીશ, તો હું તે પરમ દયાળુ અલ્લાના ઘરનો મ્હોટો અપરાધી ઠરીશ. સમસ્ત પૃથ્વી ઉપર ઇસ્લામી ધર્મનો ફેલાવો કરવો એ અલ્લાનું ફરમાન અમને બાદશાહોને હજરત મહંમદ પયગમ્બર સાહેબે જાહેર કર્યું છે. તે ફરમાનથી વિરૂદ્ધ, એટલે અલ્લાની ઇચ્છાથી વિરૂદ્ધ હું શી રીતે વર્તું? જગત્ ઉપરનાં જૂદાં જૂદાં રાજ્યો કબ્જે કરવાં એ અમારૂં કાર્ય છે, પણ તેમણે ઇસ્લામી ધર્મ સ્વીકાર્યા સિવાય સ્વતંત્રતા આપવી એ અમારા હાથમાં નથી. તે તો અલ્લાના હાથમાં છે. અલ્લાની ઇચ્છા પ્રમાણે વર્તનારને તેવી સ્વતંત્રતા આપવાનું અમારા હાથમાં છે. માટેજ ચંપતરાય! તમારી માંગણી હું સ્વિકારી શકું એમ નથી."

"શાબાસ છે બાદશાહ! ધન્ય છે તમારી વિચાર શક્તિને! અધિકારમદથી અંધ બનેલા દુર્યોધને પાંડવોને કેટલાંક શતક પહેલાં આવોજ ઉત્તર દીધો હતો. તેને લીધેજ મહાભારતના યુદ્ધરૂપી દાવાનળ પ્રકટયો અને તેણે કૌરવ કુળનો નાશ કર્યો. એવોજ પ્રસંગ દિલ્લીપતિએ પોતાના ઉપર ખેંચી નહિ લેવાની હું છેવટની વિનતિ કરૂં છું." ચંપતરાયે ઉભાં ઉભાંજ કહ્યું.

"ચંપતરાય! આજે છત્રસાલે કરેલો ઉપકાર મ્હારા મનની શાંતિની પરીક્ષા જુવે છે." ઔરંગજેબે કહ્યું: "તમે કહો છો તે શબ્દો ક્ષણવાર પછી મ્હારાથી સહન થશે કે નહિ તેનો નિયમ નથી. બુંદેલખંડની સ્વતત્રાતા સંબંધી પૂછો છો પરંતુ અમે જીતેલી ભૂમિ પૈકી એક આંગળ જેટલી ભૂમિ ઉપરથી અમારી સત્તા ઓછી કરવા અમે ખુશી નથી. જોઇએ તો સરદારી માંગો! જોઇએ તો અમીરી માંગો! જોઇએ તો અમારૂં સાર્વભૌમત્વ કબૂલ કરી બુંદેલખંડનું સમગ્ર રાજ્ય માંગો! આલમગીર તમને સંતોષ આપવા તૈયાર છે."

"રક્ત-માંસ વગરનું હાડકું ચાવનાર કૂતરાના મ્હો આગળ સરદારી અમીરી અથવા ખંડિયા રાજાનો લાલચુ કટકો ફેંકવામાં આવે તો તે સંતુષ્ટ થાય, પરંતુ દરરોજ ઉન્હુ ઉન્હુ રક્ત પિવાને ટેવાયલો વનરાજ તેવા કટકા સ્હામે કદી પણ દ્રષ્ટિપાત કરશે નહિ! તમારી એવી સરદારી અથવા અમી-

રીનો અમે તિરસ્કાર કરીએ છીએ. બુંદેલખંડનું રાજ્ય તો તમે ગમે તેમ કહેશો તો પણ તે અમારૂંજ છે. અરે ! બુંદેલખંડના પ્રત્યેક વ્યક્તિનું છે. તેમાં તમે અમને શું આપવાના હતા ? ”

“ યા અલ્લા ! ” ઔરંગજેબે ઉદ્વેગ ભરેલો ઉદ્દગાર કાઢ્યો. “ મ્હારે હાથે અનુચિત કૃત્ય કરાવશો નહિ. હજી છત્રસાલે જીવતાં રહેવું, ચંપતરાયે જીવતાં રહેવું, એવી મ્હારી ઇચ્છા છે. પ્રધાનજી ! દરબાર એકદમ બરખાસ્ત કરો. દરબારનાં બીજાં કામો બપોરે તપાસવામાં આવશે. ચંપતરાયના અને છત્રસાલના શબ્દો મ્હારાથી સંભળાતા નથી. મ્હારા મ્હોમાંથી એકાદ ભયંકર હુકમ છુટે તે પહેલાં દરબાર બરખાસ્ત કરી દેવો એજ સારૂં. ” એમ કરી બાદશાહ આલમગીર મયૂરાસન ઉપરથી ઉઠવા લાગ્યા.

એ જોઇ ચંપતરાયે કહ્યું: “ એક આંગળ જેટલી ભૂમિ ઉપરથી તમારી સત્તા ઓછી કરી શકશો નહિ કેમ ? “સોયની અણી ઉપર રહે તેટલી પણ જગ્યા તમને મળશે નહિ. ” એવા કાકાના પુત્રના મુખમાંથી નીકળેલા શબ્દો પાંડવોથી તેમજ દયાના સાગર શ્રીકૃષ્ણ પરમાત્માથી પણ સહન થયા નથી તો પછી બાદશાહ ! રાષ્ટ્રની સ્વતંત્રતા હરણ કરી લેવા જેવા તમારા શબ્દો, અમારા મનમાં બદલો લેવાની ઇચ્છા જાગૃત કર્યા સિવાય કેમ રહેશે ? દુર્યોધનના શબ્દોનું છેવટ પરિણામ જેમ મહાભારતના યુદ્ધમાં આવ્યું હતું તેજ પ્રમાણે તમારા આજના શબ્દોનું છેવટ પરિણામ પણ ભયંકર યુદ્ધમાં આવશે ! એવા અન્યાય–અધર્મ–ના યુદ્ધમાં છેવટે કોને વિજય પ્રાપ્ત થશે તે તો ભારતામૃતનું પાન કરનાર અમારા જેવા ભારતીય મનુષ્યોજ જાણે છે. અસંખ્ય રૂપિયા ખરચતાં ન મળે એવો તમારો જીવ બચાવ્યો તેનો આવોજ બદલો ? ”

એટલું કહી બાદશાહને મુજરો પણ નહિ કરતાં છત્રસાલને સાથે લઇ ચંપતરાય ત્યાંથી ચાલ્યા ગયા.

દરબાર બરખાસ્ત થયો.





## પ્રકરણ ૧૨ મું.

### ઉષાસુંદરી અને અરૂણ!



આકાશનો નીલવર્ણો પડદો ખસેડી ઉષાસુંદરી લજ્જા પામતી, હાસ્ય કરતી આકાશ ગંગાને કિનારે ઉભી હતી. સમસ્ત આકાશમાં અનંત તારાઓનો વિહાર જોઇ તે નવીન બાલાને આશ્ચર્ય લાગતું હતું. બિચારો તારાનાથ-ચંદ્ર-જેમ જેમ બલહીન થતો જતો હતો તેમ તેમ ક્ષણે ક્ષણે સ્વરૂપ બદલનાર ચંચળ તારાઓ તેનો ત્યાગ કરી ગગન મંડપમાંથી નીકળી જવા લાગ્યા. અત્યાર સુધી સ્વચ્છંદપણે વિહાર કરવાની તેમને પરવાનગી આપવાથીજ તેઓ આ પ્રમાણે ઉચ્છૃંખલ બની આજ્ઞા નહિ માંગતાં આપણો ત્યાગ કરે છે એવી તારાપતિ-ચંદ્રની ખાત્રી થતાં તેનું મુખ અત્યંત મ્લાન થયું હતું. એ ચંચળ બેગમોને આકાશના અભેદ્ય પડદામાં ઘાલી મૂકી હોત તો આવો વિકટ પ્રસંગ આપણા ઉપર આવી પડત નહિ; એવો પશ્ચાતાપ કરતો તારાનાથ પશ્ચિમ સમુદ્રનો માર્ગ પસાર કરતો હતો. તારાનાથના ઘરની આવી રમત જોઈ ઉષાસુંદરીને જરા દિલગીરી થઇ. પડદામાં રાખ્યા સિવાય સ્ત્રીઓના સદ્દગુણનું અને સ્ત્રીઓના પતિવ્રતપણાનું રક્ષણ નહિ થતું હોય કે શું? પડદો એજ સ્ત્રીઓના પતિવ્રતનો પહેરેગીર છે કે શું? જ્યાં સ્ત્રીઓને પડદામાં રાખવામાં નથી આવતી ત્યાં સત્વર અનીતિનો પ્રવેશ થાયછે કે શું? એવા પ્રશ્નોએ સદ્દવર્તનશીલ ઉષાદેવીને ક્ષણ પર્યંત ગભરાવી નાંખી. પોતે આકાશનો પડદો વેગળો ખસેડી નિરર્થક આકાશ ગંગાને કિનારે આવી છે એવું જાણી તેનું પ્રસન્ન મુખ ગંભીર જણાવા લાગ્યું. આકાશ ગંગાનો સીધોસરલ

માર્ગ છોડી વાંકાં ચૂંકાં પગલાં ભરનાર તારાઓની પેઠેજ આપણી સ્થિતિ થશે કે શું ? પડદો છોડી બહાર આવવાથી આપણામાંથી પણ સદ્દગુણનો અને પતિવ્રતપણાનો લોપ થશે કે શું ? એવો તે સ્વર્ગીયસુંદરીને ભય લાગ્યો ! ના, ના, પડદાની બહાર પરમેશ્વરની અગાધ રચના ચાતુર્યનું દર્શન કરવુંયે નથી અને મ્હારૂં પતિવ્રતપણું શંકામાં નાંખવુંયે નથી. આકાશ ગંગાના અપ્રતિમ સૌંદર્યનું અવલોકન કરવુંયે નથી અને મ્હારી નીતિ અરક્ષિત રાખવીયે નથી. એવો વિચાર કરી રમણીય ઉષા પોતાના પડદામાં ભરાઇ જવા સજ્જ થઇ. બિચારીને જગતનો કશો અનુભવ નહિ હોવાથી એકલા તારાનાથનું ઉદાહરણ તેને બ્હીવડાવવા લાગ્યું. ઇચ્છામાં આવે તે સમયે વાદળાંરૂપી પડદો વેગળો ખસેડી દેનાર ચંચળ ચપળા-વિજળી-પોતાના કાળા ભ્રમર જેવા પતિ સાથે કેવી શુદ્ધ ભક્તિથી વર્તે છે, પડદાનો સ્પર્શ પણ નહિ કરતાં સર્વદા સૂર્ય ભગવાન સાથે વિહાર કરનાર પ્રભા, પોતાના સદૈવ તપેલા પતિ સાથે કેવા પ્રમાણિકપણાથી વર્ત્તે છે; કિંવા પડદાની જરા પણ ચિંતા નહિ રાખનાર સંધ્યાદેવી, પોતાના પતિ અંધકાર સાથે કેવી અર્ધે સુકને પાણીપાણી થઇ જાય છે, એ સંબંધી જો ઉષાને જ્ઞાન હોત તો પડદામાં પાછાં ભરાઇ જવાની તેને કદી પણ ઇચ્છા થાત નહિ. થોડી વાર પછી પોતાનો પ્રાણપ્રિય સૂર્યદેવ આકાશમાં દ્વાર ઉપાડી પોતાને શોધતો આવશે અને પોતાનું વચન પરિપૂર્ણ નહિ કરતાં પુનઃ પોતાને કેદખાનામાં જઇ પડવું પડશે. એવા વિચારથી તેને અત્યંત દિલગીરી થઇ. સૂર્યદેવની સંગતિમાં ગગન મંડળની અવર્ણનીય શોભા નિહાળતાં અને તેના સ્વર્ગીય પ્રેમનો સ્વાદ લેતાં, પરમેશ્વરની અકળિત લીલાના ગુણગાન ગાતાં, અને નીતિના પાયા પર રચાયલી સ્વતંત્રતાનું સુખ અનુભવતાં વિશાળ ગગનમાં ફરતાં ફરવું ક્યાં ? અને પોતાના જેવીજ અભાગિણી સ્ત્રીઓની સંગતિમાં તેની તેજ કૃત્રિમ શોભાનું અવલોકન કરીને પોતાનાં નેત્રને કંટાળો આપતાં, મદ-મત્સરમાં બળતાં જળતાં, દુઃખમાં ટળવળતાં, શોકમાં વિહ્વલ થતાં, અને વિરહમાં તડફડતાં, પડદાના સાંકડા કેદખાનામાં પડી રહેવું એ ક્યાં ? એકથી મળતું સ્વર્ગીયસુખ, અદ્વિતીય આનંદ, અને અલૌકિક સંતોષ

અને બીજાથી મળતો કંટાળો, અસહ્ય દુઃખ, અને અણધાર્યો તડફડાટ એ સર્વનાં પરસ્પર વિરોધી ચિત્ર તરફ ઉષાસુંદરી જોવા લાગી ! પોતાને સ્વર્ગીય સુખથી રહિત કરી, પુનઃ પડદાના અસહ્ય દુઃખમાં નાંખવા ઉત્તેજન આપનાર બાયલો ચંદ્રજ છે, એવું જણાયાથી તેને ચંદ્ર પર ઘણો ક્રોધ ઉપજ્યો. વિશેષ ક્રોધ થવાથી તેનું મુખ લાલચોળ થઇ ગયું. " ચંદ્ર ! તેં ત્હારી પત્નીઓનું દુર્વર્તન મ્હારા સમક્ષ ધર્યું ન હોત તો મ્હારા ભાવિ જીવનમાં સુખની સુગંધ પ્રસરી રહેત. મ્હને પડદાની ભયંકર ઘાણી તરફ ખેંચી જનાર તુંજ છે ! " એમ કહી તે બુદ્ધિમાન બાળા પડદામાંજ પોતાની નીતિનું સંરક્ષણ થવાની ભાવનાથી પુનઃ પડદામાં જવા લાગી. એટલામાં આકાશનો દૂત વાયુ તેના કાનમાં કંઇક ગણગણાટ કરતો હોય એવો તેને ભાસ થયો. વાયુનો સંદેશો સાંભળી તેણે તારા-નાથના મ્લાન મુખ સ્હામું દ્રષ્ટિ ફેરવી તો તેની સેવા કરતી રોહિણી છેક તેની પાસે ઉભેલી જણાઇ. રોહિણી પડદામાં નહિ રહેતાં, તેના પતિનું મ્હોટું વય થવા છતાંયે તેની સાથે પતિવ્રતપણે વર્તતી હતી. સ્વતંત્રતાનું એ ઉત્તમ દ્દષ્ટાંત જોઇ ઉષાએ પ્રસન્નચિત્તે પડદા તરફથી પાછાં પગલાં ભર્યાં. પડદામાં રહેવાથીજ સ્ત્રીઓનું પતિવ્રતપણું અને વિનયશીલતા જળવાઇ રહે છે એવી તેની કલ્પના ધીમે ધીમે નષ્ટ થવા લાગી. ચંચળ મનની નીતિભ્રષ્ટ સ્ત્રીઓને પડદામાં–બુરખામાં સંતાડી મૂકો તોયે શું કિંવા તેમને સાત પાતાળમાં રાખી મૂકો તોયે શું ? તેઓ તો પોતાનું પરાક્રમ બતાવવામાં કદી પણ આઘું પાછું જોશેજ નહિ ! અને જે સ્ત્રીઓ સુશીલ છે, જેના હૃદયમાં નીતિ, ધર્મ અને પતિવ્રતપણું ઠસી ગયું છે તેમને સ્વતંત્રતા આપી ગમે ત્યાં ફરવા હરવાની પરવાનગી આપો તો પણ તે પોતાનો ધર્મ કદી પણ ત્યાગ કરશે નહિ. પતિવ્રતા સ્ત્રીઓનું મન એવું દ્રઢ થઇ ગયું હોય છે કે જેથી તેને પરપુરૂષ ગમે તેવી પ્રપંચ જાળમાં ફસાવે તોપણ તે પોતાનું પતિવ્રતપણું કદી પણ ત્યાગ કરતી નથી. તે ગમે તેવી અબળા કહેવાય છે અને શરીરે નિર્બળ જણાય છે તોપણ પતિવ્રતપણાનો ભંગ થવાનો વખત આવે છે ત્યારે તે બળવાન બુદ્ધિમાન થઇ જાય છે અને તે

પોતાના વતનું સંરક્ષણ કરવા સમર્થ થાય છે. દુષ્ટ સ્ત્રીઓને પડદો હોય તોયે શું? અને સદ્‌ગુણી સ્ત્રીઓને પડદો ન હોય તોયે શું? તે તો પોત-પોતાનો ધર્મ બજાવશેજ. સાચી વાત તો એજ છે કે સ્ત્રીઓને બાલ્યાવસ્થાથી જેવી કેળવણી મળે છે તેવીજ નીતિ પ્રમાણે તેઓ વર્તે છે. તેમને પરપુરૂષની સંગતિમાં રહેવાની વિશેષ પરવાનગી ન આપવી એજ ઇચ્છવા-લાયક છે. પરંતુ તેથી તેને અંતઃપુરની સાંકડી જગ્યામાં ગોંધી રાખી તાજી હવા કે શારીરિક કસરત કરવાનો કિંવા નૈસર્ગિક પ્રદર્શન જોવાનો લાભ ન આપવો એ તો પુરૂષનું કેવળ સ્વાર્થીપણુંજ–બખિલપણુંજ કહેવાશે! ભલે, સ્ત્રીઓને પરપુરૂષ સાથે હરવા ફરવાની પરવાનગી ન મળે પણ તેને પોતાના પતિ સાથે સર્વત્ર જવા આવવાનો તો હક્કજ છે. પુરૂષની પેઠે અગત્યના અનેક ગ્રન્થોનો અભ્યાસ કરવાનો, તેમને અનેક વસ્તુઓનું અવલોકન કરવાનો અને તાજીહવા મેવળી શરીરને નિરોગી રાખવાનો તો હક્કજ છે. તે હક્ક જો છિનવી લેવામાં આવે તો, પુરૂષોની એવી વર્તણુકને, સ્ત્રીઓ જેવાં શરમાળ–કહો કે એક પ્રકારનાં પરાધિન–મુંગા પ્રાણીઓ ઉપર ઘાતકીપણું ગુજારવામાં આવે છે એમજ કહેવું પડશે! ઉષાની ખાત્રી થઇ કે સદ્‌ગુણી સ્ત્રીઓ ગમે ત્યાં વિચરે તો પણ પોતાનું પતિવ્રતપણું જાળવે છેજ. પોતાના મનને અભેદ્ય પ્રેમની દિવાલ બાંધી દેવાથી તે ચંચલ થઇ ભ્રમિત થતું નથી. એવું ધારી તે સ્વર્ગીય બાળા પ્રસન્ન થઇ. પુનઃ સ્મિત હાસ્ય કરવા લાગી. સદ્‌ગુણની, સ્વતંત્રતાની, ધર્મપરાયણતાની, અને સ્વર્ગીય પ્રેમની મજબૂત દિવાલો ચણી લઈ ચંચળ મનનું સંરક્ષણ કરવું–તેને પવિત્ર રાખવું એ કયાં? અને આસપાસ બનાવટી પડદો રાખી મનને ફાવે તેવાં દુષ્કર્મો કરવા–ભટકવા દેવું એ કયાં? આકાશ એ પડદાનો દેખાવ છે, પડદાનો આભાસ છે. મનના ખરા પડદા દ્વારા જે કામ કરાવવું જોઇએ તે કામ એ પડદાના માત્ર દેખાવથી–પડદાના બહારના આભાસથી શી રીતે થશે? નહિ, નહિ, મ્હારે તેવા બનાવટી પડદાની જરૂર નથી અને તે પડદામાં ભરાઇ રહેવાથી થતાં અસહ્ય દુઃખોનીયે જરૂર નથી. હું તો મનના ખરા પડદાની સહાય-તાથી મ્હારા પતિવ્રતપણાનું સંરક્ષણ કરીશ. ગમે તેમ થશે તો પણ હું

મ્હારા મનને પવિત્ર રાખીશ." એવા વિચારો કરતી ઉષાસુંદરી પોતાના પતિ સૂર્યદેવનાં દર્શનની વાટ જોવા લાગી.

પડદો દૂર કરી, આકાશ ગંગાને કિનારે ઉભેલી સ્વર્ગીય ઉષાના સૌંદર્યની, સદ્‌ગુણની, એટલુંજ નહિ પણ તેના અંતરંગમાં ચાલતા વિચારની બરાબરી કરનાર એક માનવી ઉષા, ગંગાની ભગિનીના કિનારા ઉપર સ્મિત કરતી ઉભી હતી. ઉષાના સ્વર્ગીય વિચારોનું પ્રતિબિંબ તેના મન ઉપર આબેહુબ પડયું હતું. ઉષા એ સ્વર્ગીય જ્યોતિ હતી. બદ્રુન્નિસા એ ઐહિક જ્યોતિ હતી. એક ઉષા પોતાના સૌંદર્ય તેજ વડે સ્વર્ગલોક પ્રકાશિત કરતી હતી ત્યારે બીજી પોતાની લાવણ્ય પ્રભા વડે મૃત્યુ લોકને દેદિપ્યમાન કરી રહી હતી. એક ઉષાએ જેમ આજે આકાશનો પડદો દૂર કર્યો હતો તેમ બદ્રુન્નિસાએ પોતાના પિતાનું દિલ્હીનું જનાનખાનું છોડી દીધું હતું. ઉષાએ પોતાને માટે આકાશ ગંગાનો કિનારો પસંદ કર્યો હતો. ત્યારે બદ્રુન્નિસા યમુનાના કિનારા ઉપર ઉભી હતી. તેના વિચાર સાથે, તેના સૌંદર્ય સાથે, એકરૂપ થયેલી એ સ્વર્ગીય બાળા, જે ઉદ્દેશથી યમુના નદીને કિનારે આવી છે તેજ ઉદ્દેશથી તે પણ સ્વર્ગ–ગંગાને કિનારે આવી હશે કે? એવા વિચારથી બદ્રુન્નિસા ઉષા સુંદરી તરફ એકી ટસે જોવા લાગી. ત્યારે તેને જણાયું કે; તેણે પણ તેની પેઠે અભિસારિકાનો વેશ ધારણ કર્યો છે. તેની મુખ કાંતિ પણ તેની પેઠેજ લજ્જાથી લાલચોળ થઇ છે. તેનાં નેત્ર પણ તેની પેઠેજ ઉત્સુક થઇ રહ્યાં છે. તે વિચારવા લાગી: એ સ્વર્ગીય દેવી પણ પ્રેમને પૂજ્ય માને છે કે! પ્રેમ એ માનવી વિકાર નહિ પણ દૈવી સદ્‌ગુણ છે કે? ઉષા જેવી સ્વર્ગીય દેવી, સર્વ શક્તિમાન્ પરમેશ્વરનો પડદો માત્ર પ્રેમને ખાતરજ કાઢી નાંખે એવો તે પ્રેમ પવિત્ર છે કે? હા, હશે. પ્રેમ તેટલો પવિત્ર હશે. પ્રેમ એ દૈવી સદ્‌ગુણ હશે! સ્વર્ગીય દેવી પણ પ્રેમની પૂજા કરતી હશે! તેમ ન હોત તો પિતાના શબ્દ પ્રમાણે વર્તનાર હું પ્રેમને લીધે આમ શા માટે ભટકું? ખરેખર! પ્રેમમાં એવી અજબ મોહિની ભરેલી હોવાથી, પ્રેમમાં તેવી વિલક્ષણ સુગંધ ભરેલી હોવાથી સ્વર્ગીય અમૃતનો અને સહજે પ્રાપ્ત થનાર નંદન વનની સુગંધીનો ત્યાગ કરીનેજ એ સ્વર્ગીય ઉષા આ સ્થળે

આવેલી જણાય છે. આકાશના પડદા પાછળ સ્વર્ગનું અપ્રતિમ અંતઃપુર એટલું બધું વિશાળ, એટલું બધું રમ્ય અને એટલું બધું પવિત્ર છે કે તેની પ્રાપ્તિને માટે ઐહિક સુખને લાત મારી ગમે તેટલાં દુઃખ ભોગવવાને કેટલાંક મનુષ્યો તૈયાર હોય છે. એવું સર્વાંગ સુંદર અંતઃપુરનો ત્યાગ કરવા માટે ઉષાદેવીને જ્યારે શરમ લાગી ત્યારે મ્હારૂં સાંકડું અંતઃપુર મ્હેં ત્યાગ કર્યું તેમાં મ્હને શરમ કેવી ?" એવો વિચાર કરતી બદ્રુન્નિસા યમુનાના પ્રવાહમાં પડેલું ઉષાનું પ્રતિબિંબ જોયાં કરતી હતી. એટલામાં ઉષાના પ્રતિબિંબની પાસેજ તેના પ્રિયપતિ સૂર્યનારાયણનું પ્રતિબિંબ જણાયું. સૂર્યનો ઉદય ક્યારે થયો ? આકાશનો પડદો દૂર કરી સૂર્ય ઉષાદેવી પાસે ક્યારે આવ્યા ? મનમાં એવો પ્રશ્ન પૂછતી બદ્રુન્નિસા આકાશની ઉષા સ્હામું જોવા લાગી. એ સમયે સૂર્ય ઉષાદેવી સાથે પ્રેમાલાપ કરી રહ્યા હોય એવું તેને જણાયું. એવો પ્રેમાલાપ કરવાનો સમય પોતાને પ્રાપ્ત થશે કે કેમ ? એનો વિચાર કરતી હતી એટલામાં તેને કાને સ્વર્ગીય મધુર સ્વર સંભળાયો:

" નવનીતસમ કોમલાંગી ! ત્હારા શ્વાસોશ્વાસ વડે નંદનવનનાં પુષ્પોને સુગંધિત કરતી, ત્હારી મનોહર ગતિ વડે ઐરાવતને ચાલવાનું શિક્ષણ આપતી, ત્હારી દંતપંક્તિનાં કિરણો વડે ચંદ્રિકાને અલંકૃત કરતી, અને ત્હારાં નેત્રમાંથી નીકળતા અમૃત વડે અમૃતાભિલાષી દેવતાઓને સંતુષ્ટ કરતી, તું સ્વર્ગલોકમાં નિવાસ કરવાનું ત્યાગ કરી આ સ્થળે ક્યાંથી આવી ? ત્હારા અત્રે આવવાથી સ્વર્ગલોકમાં કોલાહલ થઇ રહ્યો છે. પોતાનું ચાંચલ્ય નષ્ટ થયેલું જાણી વિજળી ગગનમંડપમાં નૃત્ય કરવા આવી શકતી નથી. પોતાની રક્તતા અને વક્રતા નાશ પામેલી જાણી ઇંદ્રધનુષ્ય ગગનમંડપની કમાનનું કામ બજાવવા શક્તિમાન થતું નથી. પોતાનું તેજ રોકાઇ ગયેલું જાણી તારાઓ ગગનમંડપની છત ઉપર લટકવા કબૂલ થતા નથી. સ્વર્ગલોકમાં એવી ગડબડ મચી રહી છે, તો પછી તું અહિં શા માટે આવી છે ?"

પોતે જાણે સ્વર્ગીય મધુર નાદ સાંભળતી હોય તેમ બદ્રુન્નિસા સ્તબ્ધ થઇ ગઇ હતી. ઉષાનો ઉત્તર સાંભળવાની ઇચ્છાથી બદ્રુન્નિસા એક ચિત્તે ઉષા સ્હામું જોવા લાગી. પરંતુ ઉષાનો શબ્દનાદ સાંભળવાને બદલે પુનઃ

તેજ સ્વર્ગીય મધુર કર્ણસ્વર તેના મનમાં ઘૂમવા લાગ્યો !

"રમણી ! વૈભવહીન આકાશ સ્હામુ જોવાથી ફળ શું ? કોઇ એક પરાજય પામેલા નરપતિનું સર્વ ઐશ્વર્ય છિનવી લીધા પછી વિજયી વીર પુરૂષે તેના સ્હામુ પુનઃ પુનઃ જોવું એ અત્યંત અપમાનાસ્પદ કહેવાય છે. તમારૂં જોવું પણ તેવુંજ છે. જુવો. આકાશ પોતાના બાકી રહેલા આભૂષણોસહિત તમારા ચરણ આગળ નરમ થઇ ગયું છે. હવે તો તેના ઉપર દયા કરો અને તેનું ખુંચવી લીધેલું સૌંદર્ય પાછું આપી દો."

બદ્રુન્નિસાએ પોતાનાં ચરણ તરફ દ્રષ્ટિ ફેરવી, તો અત્યાર સુધી જણાતું સર્વ આકાશ યમુનાના નિર્મળ પ્રવાહમાં પ્રતિબિંબિત થઈ પોતાના ચરણમાં લીન થઇ ગયું હોય એવું તેને જણાયું. વિચારમાળામાં ગુંથાયલી ઉષાને સૂર્યનારાયણ સાથે પ્રેમગોઠડી કરવાની આજ્ઞા આપી બદ્રુન્નિસાએ પોતાની પાછળ જોયું તો જેનાં દર્શનને માટે તે પડદાનો–બુરખાનો–ત્યાગ કરી યમુના કિનારે આવી છે તેજ તેજસ્વી તરૂણને તેણે પોતાની પાસે ઉભેલો દીઠો. સૂર્યનાં દર્શન થતાં ઉષાસુંદરીને જેટલો આનંદ થયો હતો તેટલોજ આનંદ હમણાં બદ્રુન્નિસાને થયો. તેના આનંદમાં લજ્જા ભળેલી હોવાથી તેનું મુખકમળ અત્યંત પ્રસન્ન પ્રફુલ્લ જણાવા લાગ્યું. તેના મુખ ઉપર લજ્જાને લીધે જણાતી મનોહરતા સ્હામુ જોઈ તરૂણે કહ્યું :

"તારાઓનું તેજ તમારાં નેત્રમાં ઠસાવી, તેના ઉપર ઈંદ્ર ધનુષ્યની વક્ર કમાનો ગોઠવી, મુખ ઉપર ચંદ્રિકાનાં કિરણો પ્રસારીને, અને આકાશ ગંગાનો પટ્ટ તમારા કપાળ ઉપર દર્શાવ્યા છતાં પણ તમારા અંતઃરણને સંતોષ થયો નહિ ? ગગનમાં ભરેલું સર્વ સૌંદર્ય તમારા તાબામાં કરી લેવાનો તમે નિશ્ચય કર્યો છે ? આકાશને સંપૂર્ણ પરાજય પમાડવાનો તમે સંકલ્પ કર્યો છે કે શું ? તેમજ હોવું જોઇએ. આકાશનો સર્વ વૈભવ–સર્વ શૃંગાર–તમારામાં ઉતારી લેવાનો તમે નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. જો તેમ ન હોત તો આકાશની પૂર્વ દિશાને રંગી દેનાર સૂર્યની લાલાશ જોતાં જોતાં તે તમારા કપાળ ઉપર ખેંચી લીધી ન હોત."

"સરદાર સાહેબ ! તમને અહિં આવે ઘણો વખત થયો, પરંતુ

હું સ્વર્ગીય ઉષાનું સૌંદર્ય નિહાળતી હોવાથી તમારા તરફ મ્હારૂં લક્ષ્યજ ન ખેંચાયું, તે માટે મ્હને ક્ષમા કરજો." બદ્રુન્નિસાએ અત્યંત મધુર સ્વરે ઉત્તર દીધો.

વીણા–રવના કરતાં પણ અતિ મધુર સ્વર સાંભળી પ્રફુલ્લિત થયેલો તરૂણ થોડો વખત બદ્રુન્નિસાના મનોમોહક મુખચંદ્ર સ્હામુ જોઇ રહ્યો. તેના કલ્પનાતીત સૌંદર્યમાં તરૂણીના ધ્વનિ માધુર્યથી અતિશય વૃદ્ધિ થઇ હતી. તે ધ્વનિ સાંભળી આજે ઇશ્વરની સુંદર કૃતિનો અપ્રતિમ નમુનો પોતાને જોવાને મળ્યો હોય એમ જાણી તરૂણ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો. બદ્રુન્નિસાના સૌંદર્ય ઉપર રાખેલી દ્રષ્ટિ પાછી નહિ ફેરવતાં તરૂણે આનંદ પામી કહ્યું:—

"હું આજે એક સુંદર સ્ત્રીની મુલાકાત નહિ કરતાં પરમેશ્વરની રમણીય કૃતિનો અપ્રતિમ નમુનોજ જોઉં છું. પરમેશ્વરે જાઇની કલિકાઓ તૈયાર કરી છે, પણ આ મુખ જેવી મોહક મુદ્રામાં ગુંથેલી મ્હેં અદ્યાપિ પર્યંત જોઇ નહોતી. પરમેશ્વરની સૃષ્ટિમાં ચંપાની કલિઓ મ્હેં જોઇ છે પરંતુ તે ભ્રકુટીની કાળી લતિકાઓ વચ્ચે ગોઠવાશે એવી મ્હને કલ્પના નહોતી. પરમેશ્વરે અનેક સુંદર કમળ પુષ્પની ઉત્પત્તિ કરી છે પરંતુ આકાશના તારાઓ તે કમળ સાથે એકતાન થઇ જશે એવું મ્હેં ધાર્યું નહોતું. પરમેશ્વરે ગાંધર્વ લોકોના કણ્ઠમાં અદ્વિતીય મધુરતા ભરી છે એવું મ્હેં સાંભળ્યું છે પરંતુ તે મધુરતાનું સત્વ આજેજ મ્હારે કાને સંભળાયું એટલે આ સુંદરી–મ્હારી સ્હામું ઉભેલી સુંદરી તે પરમેશ્વરની સર્વોત્કૃષ્ટ કૃતિનું પ્રદર્શનજ છે. ત્રૈલોક્ય સુંદરી! તમે દર્શન આપી આજે મ્હને ભાગ્યશાળી કર્યો છે!"

"એટલે? શું તમે આજે મ્હને પ્રથમજ જુવો છો? અત્યાર પહેલાં તમે મ્હને કદી પણ જોઇ નહોતી?" બદ્રુન્નિસાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"એમાં સંશય શો? આવું આશ્ચર્યકારક સૌંદર્ય એક વખત દ્રષ્ટિગે પડ્યા પછી, આવી રમણીય ઇશ્વર–કૃતિ એક વખત નેત્ર સ્હામું ચમક્યા પછી, આવા નયન આનંદનો એક વખત અનુભવ લીધા પછી તે સ્મરણ શક્તિમાંથી એક જન્મે તો શું પણ અનેક જન્મ પર્યંત ભૂસાઇ શકશે નહિ!"

"તમે કાલે અને પરમ દિવસે મ્હારા નેત્ર આગળથી પસાર થયા હતા." બદ્રુન્નિસા તરૂણનું સુંદર મુખ જોતી બોલી.

"હું ? કાલે અને પરમદિવસે તમારી સૌંદર્યપ્રભા આગળ થઇને હું પસાર થતો હતો ! તદ્દન અશક્ય. તેમ હોત તો તમારી સૌંદર્ય જ્યોતિની પ્રભા મ્હારા મન ઉપર પ્રકાશ્યા સિવાય કેમ રહેત ? તમારા સૌંદર્ય તેજ વડે મ્હારાં નેત્ર અંજાયા સિવાય કેમ રહ્યાં હોત ? સુંદરી ! જાગૃતાવસ્થામાં તો શું પણ સ્વપ્ન સામ્રાજ્યમાં પણ કલ્પનાના તરંગો ચાલતી વખત સુદ્ધાં તમારા સૌંદર્યનો કેવળ આભાસ પણ મ્હને થયો નથી."

"ઘણું આશ્ચર્ય !" બદ્રુન્નિસાએ કહ્યું: "અત્યાર સુધી તમને મ્હારાં દર્શન થયા નથી તો પછી તમે આ સ્થળે આવ્યા શી રીતે ?"

"કાલે સાંજે રાજા જયસિંહની કન્યા જયાદેવીએ, પ્રાતઃસમયે એક સ્ત્રી મ્હારી મુલાકાત લેવા ચ્હાય છે એવો સંદેશો કહ્યો હતો. તે સંદેશા ઉપરથી હું આ સ્થળે આવ્યો, એટલે મ્હને તમારા જેવું અદ્વિતીય લાવણ્ય જોવાનો લાભ મળ્યો."

બદ્રુન્નિસા તરૂણનું ભાષણ સાંભળી આશ્ચર્યમાં ગરક થઇ. "સ્ત્રીઓના મેળામાં આજની પેઠેજ રાજપૂત રમણીનો વેશ ધારણ કરી હું બેઠી હતી તે વખતે આ તરૂણે મ્હારી આગળથી કેટલીયે વખત આવ જા કરી હતી. તે પ્રત્યેક વખતે મ્હારા મર્દાની સૌંદર્યવડે, અપ્રતિમ તેજવડે, અને મ્હારા મુખ ઉપર પડેલા સદ્‌ગુણના અને શૌર્યના પ્રતિબિંબવડે મ્હેં તેનું મન કેવી રીતે આકર્ષિત કર્યું અને અંતે તેના મનને સંપૂર્ણ જીતી લઈ તેના હૃદયમાં કેવી રીતે સ્થળ મેળવ્યું ?" વગેરે વિચારોનાં ચિત્ર બદ્રુન્નિસાનાં નેત્ર આગળ તાદૃષ્ય થયાં. પોતાના પ્રેમનો આનંદપૂર્વક સ્વિકાર થયો, એ વિચાર કર્યા પછી જયાદેવીની સાથે પ્રેમસંદેશો કહાવવામાં પોતે કેવી રીતે ઉત્તેજીત થઈ, યમુનાના કિનારા ઉપર મળવાનું વચન પાળવા માટે પોતાના પિતાનું જનાનખાનું અને તેમનો પ્રેમ તરછોડી દેવામાં પોતે કેવી રીતે પ્રવૃત્ત થઇ, તે બધું યાદ આવતાં બદ્રુન્નિસા અત્યંત દિલગીર થઇ. તેનું સૌંદર્ય પોતાના હૃદયમાં ઠસાવવા માટેજ, તેના સૌંદર્યની છબી પોતાના હૃદયમાં ઉતારી લેવા

માટેજ, કોણ જાણે તેના મુખ સ્હામુ એકી ટસે જોતા તરૂણ એકાએક આશ્ચર્ય પામ્યો. થોડી વાર પહેલાં પ્રસન્ન મુખે સ્મિત કરતી બદ્રુન્નિસાનું મુખ પ્રથમ આશ્ચર્યનાં, પછી ઉદ્વેગનાં અને અંતે માનભંગનાં કાળાં વાદળાંથી ઘેરાયું ! એ જોઇ તરૂણને અત્યંત વિસ્મય થયું. તેણે કહ્યું :

"સુંદરી ! વિનયનો ત્યાગ કરી, સભ્યતાને વેગળે મૂકી, હું તમારા મુખ સ્હામું એકી ટસે જોતો હતો, એથી મ્હેં તમારૂં અપમાન કર્યું છે, તે માટે મ્હને ક્ષમા કરજો. તમારા માનભંગનું, તમારા ઉદ્વેગનું હું કારણ થયો છું. તે માટે મ્હને અત્યંત પશ્ચાતાપ થાય છે ! પરંતુ એ અપરાધ બધો મ્હારે માથે ચાંપશો તો યોગ્ય કહેવાશે નહિ. તમારા સૌંદર્યે ઉત્તેજન આપવાથી મ્હારાં નેત્રદ્વારા એવો પ્રસંગ બની ગયો છે !"

"સરદાર સાહેબ ! તમે મ્હારા સૌંદર્ય સ્હામું જોયાં કર્યું તે માટે મ્હને જરા પણ ખોટું લાગ્યું નથી. મ્હને જે કાંઇ આશ્ચર્ય અને ઉદ્વેગ થાય છે તે તમને મ્હારાં દર્શનજ થયાં નથી એવા તમારા શબ્દો સાંભળીનેજ !"

"એટલે ? મ્હેં તમને પહેલાં જોયાં છે એવું તમારૂં માનવું છે ?"

"તમે મ્હારી સ્હામે બરાબર બે દિવસ પર્યંત આવ જા કરી છે."

"ક્યાં ? કયે સ્થળે તમે મ્હને જોયો છે ? અથવા કયે સ્થળે મ્હેં તમારાં દર્શન કર્યાનું તમે કહો છો !" તરૂણે આશ્ચર્ય પામી કહ્યું.

"દિલ્હી દરબારે ભરેલા મીનાબજારમાં !" બદ્રુન્નિસાએ તરૂણની આશ્ચર્યચકિત મુખમુદ્રા સ્હામું જોઇ ઉત્તર દીધો.

બદ્રુન્નિસાના શબ્દો સાંભળતાંજ તરૂણના મુખ ઉપરની આશ્ચર્યલહરીઓ લોપ થઇ ગઇ. તેણે પ્રસન્ન મુખે હાસ્ય કરી કહ્યું: "સુંદરી ! તમારૂં કહેવું સત્ય છે. રાજા જયસિંહના પુત્ર રામસિંહ સાથે તેમના આગ્રહથી હું સ્ત્રીયોના મેળામાં આવ જા કરતો હતો. પરંતુ હું જે જે સમયે મીનાબજારની સુશોભિત ભૂમિ પસાર કરતો હતો તે તે સમયે મ્હારૂં મન અનેક વિચારોમાં ગુંથાયલું રહેતું હતું. પ્રથમ છત્રસાલની એક ભૂલ થઇ તે માટે અને પછી છત્રસાલ ચાલ્યો ગયો તે માટે મ્હારૂં મન ઉદ્વિગ્ન થયું હતું. તેથી મ્હારી આસપાસ જો કે અનેક રમણી રત્નો ચળકી રહ્યાં હતાં તોપણ તેમના

સ્હામું જોવાની મ્હને ઇચ્છા થઇ નહિ. તેથી તમે ત્યાં હશો તોપણ મ્હારી દ્રષ્ટિયે પડયાં નથી. તરવારનું ખરૂં પાણી તપાસવામાં, તરવાર ઉપર પ્રેમ રાખવામાં, અને તેની અનન્યભાવે સેવા કરવામાં જેનું સમસ્ત જીવન વ્યતીત થયું છે તેને એવા નાજુક વિષયો પસંદ પડે નહિ એમાં આશ્ચર્ય પણ શું ? છત્રસાલને રામસિંહ વિશેષ આગ્રહ કરી શકે નહિ તે કારણથી છત્રસાલ યમુનાને કિનારે જઇને બેઠા હતા. મ્હારી ઇચ્છા નહિ હોવા છતાં મ્હારે રામસિંહની ઇચ્છાથી સ્ત્રીયોના બજારમાં આવ જા કરવી પડી હતી."

હવે બદ્રુન્નિસાના સંશયની નિવૃત્તિ થઇ. કંઇક યાદ આવ્યું હોય તેવાં ચિહ્ન કરી બોલીઃ "તમારો તે છત્રસાલ કોણ? દિલ્લીપતિને મરણના ડાચામાંથી બચાવનાર છત્રસાલ તો નહિ ?"

"હા, હા, તેજ. તેજ મ્હારો છત્રસાલ. તેણેજ દિલ્લીપતિને જીવન પર્યંત ઉપકારના બંધનમાં બાંધી લીધા છે."

"છત્રસાલ સાથે તમારે શો સંબંધ ? તે તમારા કંઇ સગા થાય છે કે ?"

"છત્રસાલ સાથે મ્હારો સગપણ સંબંધ પૂછતાં હો તો સાંભળોઃ તે મ્હારા પિતાના કટ્ટા શત્રુપુત્ર છે."

"એટલે છત્રસાલ તમારો શત્રુ છે ?" બદ્રુન્નિસાએ વચમાંજ પ્રશ્ન પૂછયો.

"પિતાનો સંબંધ જો મ્હેં જાળવી રાખ્યો હોત, કર્તવ્ય કરતાં સગપણને મ્હેં અધિક મહત્વ આપ્યું હોત, અને એવી સગાઇને અંગે નિવાસ કરતા માનાપમાનનો, અહંકારનો, અને ઇતર દુર્ગુણોનો હું ભોગ થઇ પડયો હોત તો દેવ અને અસુર, અથવા આર્ય અને અનાર્ય, અથવા અંધકાર અને પ્રકાશના જેવુંજ છત્રસાલ સાથે મ્હારે વૈર બંધાયું હોત. પરંતુ અસુરોમાં પણ વિભીષણના જેવા રામભક્ત અસુરો જેમ નીકળી આવે છે, તેજ પ્રમાણે મ્હને પણ છત્રસાલની સેવા કરવાનું પ્રિય થઈ પડયું છે. છત્રસાલ પોતાની સેવા કરાવતા નથી, તથાપિ છત્રસાલની આજ્ઞા દક્ષતાથી પાળવી, તેમની આજ્ઞા પ્રમાણે અક્ષરે અક્ષર વર્તવું અને તેમણે સોંપેલું કામ અંતઃકરણપૂર્વક બજાવવું એજ તેમની સેવા હું માનું છું."

"ત્યારે છત્રસાલ સાથે તમારે સંબંધ શો ?"

બદ્રુન્નિસાના મનોમોહક મુખમાંથી સ્વર્ગીય મધુર નાદ પેઠે નીકળેલા પ્રશ્નથી તરૂણના હૃદયમાં આનંદનો સાગર ઉછળી રહ્યો. તે જરા ગળગળે શબ્દે બોલ્યો: "છત્રસાલ સાથે મ્હારો સંબંધ ? તે મ્હારૂં હૃદય, તે મ્હારો આત્મા, તે મ્હારો દેવાધિ દેવ ! મ્હારૂં અભિમાન, મ્હારૂં કર્તવ્ય અને મ્હારૂં સર્વ ઐહિક સુખ, છત્રસાલમાંજ એકત્ર થયું છે. છત્રસાલની પાસે હોઉં છું તે વખતે મ્હને ખાવા પિવાનું ભાન રહેતું નથી, તે વખતે હું સુખ દુઃખને ઓળખતો નથી. તે વખતે મ્હને મ્હારા જીવનની દરકાર રહેતી નથી. જુવો, પેલી પૂર્વ દિશામાં ઉદય પામેલી ઉષા સ્હામું જુવો. તેનો અને પ્રતાપશાલી સૂર્યનારાયણનો જેવો સંબંધ છે તેવોજ સંબંધ મ્હારો અને છત્રસાલનો છે."

બદ્રુન્નિસા આકાશમાં ઉષા સ્હામે જોવા લાગી. જાણે સૂર્યદેવ ઉષા-સુંદરી સાથે પ્રેમવાર્તા કરી રહ્યા હોય એવું તેને જણાયું. અત્યાર સુધી હૃદયની ઉંડી ગુફામાં સંતાડી રાખેલો પ્રેમ તેના સર્વ શરીરમાં નાચવા લાગ્યો. તેણે પ્રેમના જુસ્સામાં કહ્યું: "સરદાર સાહેબ ! તમે સ્વર્ગીય ઉષા છો ?"

"હા, છત્રસાલ જેવા સૂર્યદેવ સમક્ષ હું ઉષા જેવોજ છું. તરૂણે નિષ્કપટી ભાવે ઉત્તર દીધો.

"સરદાર સાહેબ ! પેલી સ્વર્ગીય ઉષાના વિલાસવિભવ સ્હામું જુવો ! તે પોતાના પ્રેમી સૂર્ય સાથે ઇચ્છાનુસાર કેવું પ્રણય સુખ ભોગવી રહી છે ? ઉષાના એ સુખ સ્હામું જોતાં કોઈ પણ સ્ત્રીને તેની અદેખાઇ થયા સિવાય રહેશે નહિં." બદ્રુન્નિસાએ કટાક્ષ કર્યો.

"સુંદરી ? તમારી સુંદરતા આગળ ઉષાની સુંદરતા તુચ્છ છે. તમારા માખણ જેવા કોમળ શરીર ગાત્રનો સ્પર્શ કરવા હક્કદાર થનાર ભાગ્યશાળી નરરત્ન, સૂર્યના લાલ સૌંદર્ય કરતાં કેટલો અધિક શ્રેષ્ઠ હશે ? અને તેમ હોય તો પછી તમને ઉષાની અદેખાઈ કેમ થાય ?"

"આકાશનો પડદો દૂર કરી ઉષા જ્યારે આકાશ ગંગાને કિનારે આવી પહોંચી તે સમયે હું પણ યમુનાને કિનારે આવી ઉભી હતી. અમે

બન્ને એકજ વિચારથી, એકજ સમયે આવ્યાં હતાં તેમ છતાં તે એકલી પ્રણય સુખનો મધુર સ્વાદ ચાખે અને હું-" એટલું કહી બદ્રુન્નિસા તરૂણના સુંદર મુખ સ્હામું એકી ટસે જોઈજ રહી.

"શું તમારા જેવી માનવી-ઉષાને હજી ભાગ્યશાળી પુરૂષ-સૂર્યનું આલિંગન થવાનું બાકી છે કે?"

બદ્રુન્નિસાએ તરૂણના પ્રશ્નનો ઉત્તર દીધો નથી. તે નીચે મુખે ઉભી ઉભી યમુનાના જળમાં દેખાતી પોતાના કપાળની રતાશ, ઉષાના રક્ત કપાળ સાથે સરખાવી જોવા લાગી.

તરૂણે કહ્યું: "સ્વર્ગીય ઉષા જેમ સ્વર્ગલોકનો અલંકાર થઈ પડી છે, તેજ પ્રમાણે માનવી ઉષા આલોકનો ખરેખરો અલંકારજ છે!"

"શું? માનવી ઉષા? હું ઉષા છું? મ્હને તમે ઉષા માનવાને તૈયાર છો?" નીચું મુખ રાખી ઉભેલી બાળા યમુનાના જળમાં પડેલા તરૂણના પ્રતિબિંબ સ્હામુ જોતી બોલી.

"હા, તમે ઉષા છો. આ લોકનો રમણીય અલંકાર છો."

"તો પછી સ્વર્ગીય સૂર્ય જેમ પોતાની સ્વર્ગીય ઉષાના પ્રેમનો આનંદપૂર્વક સ્વીકાર કરે છે તે પ્રમાણે આ માનવી સૂર્ય માનવી ઉષાનો સ્વીકાર કરશે કે નહિ? સ્વર્ગીય ઉષાની પેઠે માનવી ઉષાનું જીવન સફળ થશે કે?"

તરૂણે પ્રણયની રમત જાણી લીધી. પરંતુ તેણે જે અમૃત સમાન શબ્દો સાંભળ્યા તે સત્ય જગતના છે કે નહિ? તેની ખાત્રી કરતાં તેને ઘણો વખત લાગ્યો. અંતે તે હર્ષ કંપિત સ્વરે બોલ્યો: "આ માનવી ઉષા મ્હનેજ સૂર્ય માને છે કે? સ્વર્ગીય લાવણ્યનો સ્વાદ ચાખવા હું ભાગ્યશાળી થઇશ કે? પણ—"

કહેતાં કહેતાં તરૂણનું મુખ ગંભીર જણાવા લાગ્યું: "આવી સ્વર્ગીય બક્ષીસનો સ્વીકાર કરવા માટે હું કયારે લાયક છું? સ્વર્ગીય સૂર્યે ઉષાને પ્રેમની જાળમાં માત્ર ફસાવી રાખી છે પણ માનવી ઉષાનું ભાવિસુખ મ્હારાથી નષ્ટ કરી શકાશે નહિ. સુંદરી! સૂર્ય તો દગલબાજ છે. પોતાનું સમસ્ત

જીવન જગતની સેવામાં–અત્યંત જવાબદારીનું કર્તવ્ય બજાવવામાં–વીતવાનું છે. બિચારી ઉષાને જે પ્રેમનાં મધુર વચનો આપવામાં આવે છે તેના સ્હામુ ડોકિયું કરીને તે જોવાનો પણ નથી કિંવા તેની સાથે પ્રેમનો એક શબ્દ પણ બોલવાનો જીવન પર્યંત તેને સમય મળવાનો નથી, એવું જાણવા છતાં તે બિચારી સરલ–ભોળી ઉષાને પોતાની પ્રેમ જાળમાં અધિકાધિક ખેંચી રહ્યો છે. એ તેનો ભયંકર અપરાધજ કહેવાશે. તેનો એ અક્ષમ્ય અન્યાયજ કહેવાશે. સુંદરી ! એવો અન્યાય કરીને તમારા સુખમાં ધૂળ નાંખવાની મ્હારી ઇચ્છા નથી. જે તમારી સુંદરતાની કદર કરી શકે, જે તમારી લાવણ્યપ્રભાનું અનુમાન કરી શકે, જેને તમારી સાથે પ્રેમવાર્તા કરવાનો, તમારા પ્રેમમાં રંગાવાનો, અને તમારી સાથે વિલાસ કરવાનો પુષ્કળ સમય છે, પુષ્કળ ઐશ્વર્ય અને પુષ્કળ સામર્થ્ય છે એવા એકાદ રંગીલા, છબીલા, ઐશ્વર્યવાન રાજકુમારની પ્રેમ યાચના કરો. મ્હારા જેવા પિતૃ પ્રેમથી અને પિતૃ ધનથી રહિત, ભાગ્યહીન તરૂણ સાથે પ્રેમબંધનમાં બંધાવાથી તમને જોઇએ તેવા સુખની પ્રાપ્તિ થશે નહિ."

"સરદાર સાહેબ ! એવું કહી તમે મ્હારૂં અપમાન કરો છો." અભિમાની બદ્રુન્નિસાએ જરા ગુસ્સામાંજ કહ્યું: "સંપત્તિ, ઐશ્વર્ય અથવા ઉચ્ચ પદની પ્રાપ્તિને માટે હું પ્રેમ બાંધું છું એમ કહી મ્હારા નિર્મળ પ્રેમને તમે કલંકિત કરો છો. સંપત્તિની આશાથી, ઐશ્વર્યની મહત્વાકાંક્ષાથી અથવા તેવાજ પ્રકારના કોઇ વ્યાવહારિક ઉદ્દેશ્યથી પ્રેમ બાંધવામાં આવે છે ત્યારે તે પ્રેમ બજારમાં વેચાતા પ્રેમ કરતાં જરા પણ શ્રેષ્ઠ હોતો નથી ! તેવો બજારૂ પ્રેમ, તેવો પૈસાને સાટે મળતો પ્રેમ, મ્હારા મનમાં રમી રહ્યો છે એવો તર્ક કરીને મ્હારૂં અપમાનજ કરો છો ! મ્હારા પર પ્રેમ રાખી મ્હને ભાગ્યશાળી બનાવો, એવી યાચના તમારી પાસે કરતી વખતે મ્હેં તમારી સાંપત્તિક સ્થિતિનું, તમારી વ્યાવહારિક નીતિનું કિંવા તમારા સામાજિક અધિકારનું નામ પણ દીધું છે કે ? નિર્મળ પ્રેમને–નિસ્વાર્થ પ્રેમને એવી કોઇ વસ્તુઓની જરૂરજ ક્યાં હોય છે ? "

" સુંદરી ! મ્હારા મનના વિચાર તમારા લક્ષ્યમાં ઉતર્યા નથી, તેથીજ

તમારા મનને ખેદ થયો છે." તરૂણ વિશેષ ગંભીર થઈ બોલ્યોઃ "તમારા પ્રેમને સ્વીકારૂં તેની સાથે મ્હારે અનેક જવાબદારીઓ સ્વીકારવી પડે, પરંતુ તે જવાબદારીઓથી બ્હી જઇને તમારા પ્રેમની અમૂલ્ય બક્ષીસ હું તરછોડીશ નહિ. તમારા સુખને માટે—"

તરૂણને પુરૂં બોલવા નહિ દેતાં બદુન્નિસાએ વચમાંજ કહ્યું: "મ્હારા સુખને માટે તમે કિંચિત્ પણ કાળજી કરશો નહિ. જે સમયે મ્હેં મ્હારો પ્રેમ તમારા ચરણમાં સમર્પણ કર્યો તેજ સમયે તમારા સર્વ પ્રકારનાં સુખ દુઃખ સાથે મ્હારૂં જીવન એકત્ર થઇ ગયું છે. ત્યારે પછી મ્હારા સુખનો પ્રશ્નજ રહેતો નથી! તે સુખ પરિપૂર્ણ થઇ ગયું! જગતની અત્યંત ઉચ્ચ અધિકાર ભોગવતી સ્ત્રીઓને કલ્પના પણ નહિ હોય એવી અતુલ સંપત્તિનો મ્હેં ઉપભોગ કર્યો છે! સ્વર્ગમાં વિહાર કરતા દેવતાઓને ઇર્ષા ઉત્પન્ન થાય એવું અદ્વિતીય ઐશ્વર્ય મ્હારી સેવામાં હાજર હતું! પાતાળમાં સંચાર કરતી નાગ કન્યાઓને લજાવી નીચું જોવડાવે એટલો બધો અલૌકિક વૈભવ મ્હારા ભાગ્યમાં હતો. પરંતુ સંપત્તિને, ઐશ્વર્યને અને વૈભવને લીધે મળતા સુખનો મ્હને હવે કંટાળો ઉપજયો છે. ઐશ્વર્યના ભપકાથી જે સુખ પ્રાપ્ત થતું નથી, વૈભવના આડંબરથી ભુલાવામાં પડતું નથી અને સંપત્તિને સાટે વેચાતુ મળી શકતું નથી તે સુખની હું ભૂખી છું. તેજ સુખની હું તમારી પાસે ભિક્ષા માગું છું."

"ઇશ્વર! આ સ્ત્રીને હવે હું શો ઉત્તર દઉં?" તરૂણે મનમાંજ કહ્યું: "આવી લાવણ્યની ખાણનો ત્યાગ કરી, એકનિષ્ઠાથી હું દેશસેવાનું વ્રત આદરૂં કે દેશસેવાનું વ્રત પડતું મૂકી આ રમણીય રમણીનો સુંદર મુખચંદ્ર જોઇ બેસી રહું? સૂર્ય જેમ ઉષાના પ્રેમમાં મસ્ત બની ગયો છે તેજ પ્રમાણે હું મ્હારા કર્તવ્ય કર્મને ભૂલી જઇ સાંસારિક સુખ ભોગવું કે? નહિ, નહિ. પેલો તરૂણ પોતાના સુખનો તિરસ્કાર કરી થોડા સમયમાંજ પ્રતાપી સૂર્યનારાયણની પેઠે દેશકલ્યાણ માટે રણાંગણમાં દોડતો જશે અને હું એક બાયલાની પેઠે સ્ત્રીઓ સાથે વાતો કરતો ઘરમાં બેસી રહીશ? છત્રસાલ સાથે વિશ્વાસઘાત! સ્વતંત્રતાદેવી વિંધ્યવાસિની સાથે ઠગાઇ!

મ્હારી પ્રતિજ્ઞા સાથે દગલબાજી ! નહિ. એવું ભયંકર પાપ કદી પણ કરીશ નહિ. એના કરતાં તો મ્હારા ભાવિ સુખનો નાશ કરવો એજ સારૂં ! બુંદેલખંડના લાખો દેશબાંધવોને સુખી કરવા માટે મ્હારા સુખની આહુતિ થઈ જશે તો હું મ્હારા જીવનને ધન્ય માનીશ. એક તરફ સ્ત્રીની સુંદરતા ! બીજી તરફ અનેક દેશબંધુઓની સેવા ! દેશસેવા અને વિષયસુખ, એ બેમાંથી પ્રખર તેજસ્વી દેશસેવાનેજ હું પસંદ કરૂં છું. એક તરફ એક જીવાત્માને અને બીજી તરફ અનેક જીવાત્માઓના આત્માને સુખી કરવાની તક આવી ઉભી છે ! એ બેમાંથી અનેક જીવાત્માઓની સેવા કરવી–તેમને સુખી કરવા એજ ઉત્તમ." તેણે કહ્યું: "સુંદરી ! સ્વર્ગના દેવો તમારી પ્રાપ્તિને માટે સ્વર્ગનો ત્યાગ કરી મૃત્યુલોકમાં રહેવાનું પસંદ કરશે, મોક્ષ-પ્રાપ્તિનું અલૌકિક સુખ પ્રાપ્ત કરવા માટે કેટલાંએ વર્ષ પર્યંત તપ કરનાર મુનિ ઋષિ તમારો પ્રેમ મેળવવા માટે પોતાના તપ ઉપર, પોતાના ઉદ્દેશ્ય ઉપર પાણી મૂકવા તૈયાર થશે, તમારો પ્રેમ એવો પવિત્ર છે ! તમારો પ્રેમ એવો નિર્મળ, નિઃસ્વાર્થી છે. પરંતુ દેવતાઓનાં દેવલોકનાં કર્તવ્યો કરતાં અને ઋષિમુનિયોનાં અરણ્યના નિત્ય કર્મો કરતાં પણ અતિ શ્રેષ્ઠ કર્તવ્યકર્મ મ્હારે કરવાનું છે. તેથી તમારા પ્રેમને વશીભૂત થયેલા મ્હારા દુષ્ટ મનને સંયમની કાંટાળી લગામ ઘાલી કર્તવ્યકર્મને માર્ગે દોરી જવાની મ્હને આજ્ઞા કરો."

"તમે મ્હારા પ્રેમને સફળ કર્યો. મ્હને ભાગ્યશાળી કરી." બદ્રુન્નિસા આનંદ પામી બોલી: "જાઓ, તમે કર્તવ્યને માર્ગે સુખેથી જાઓ. હું તમારા દેશસેવા જેવાં પવિત્ર કર્તવ્યકર્મને આડે આવીશ નહિ. વિષય-સુખ ક્ષણિક છે. દેશસેવા કરવાથી મળતું સુખ ચિરસ્થાયી છે. પ્રથમ કાર્યમાં એકનેજ લાભ છે, બીજામાં અનેક જીવાત્માઓને અનંતકાળ પર્યંત સુખ પ્રાપ્ત થાય એમ છે. ધન્ય છે તમારા જેવા દેશ સેવકને ! ધન્ય છે તમારા જેવા વીર પુરૂષને ! તમેજ તમારી માતાની કુખ દીપાવી છે. તમારૂં જીવન સફળ થયું છે. જાઓ, દેશનું કલ્યાણ કરો. દેશ બાંધવોને પરતંત્રતાની ઝુંસરી-માંથી–અનેક પ્રકારનાં કષ્ટમાંથી મુક્ત કરો. પરંતુ યાદ રાખજો કે તમારૂં

કર્તવ્ય સમાપ્ત થાય એટલે આ દાસીને ભૂલશો નહિ. કર્તવ્ય સમાપ્ત થયા પછી મ્હને સ્વીકારજો."

"કર્તવ્ય સમાપ્તિ! સુંદરી! એ કર્તવ્ય અલ્પ સમયમાંજ પૂર્ણ થાય એવું હોત તો તમને હું આજેજ સ્વીકારી લેત. મ્હેં સ્વીકારેલું કાર્ય અત્યંત કઠિન છે. મ્હારા કર્તવ્યની સમાપ્તિ જે ઉદ્દેશ્યમાં છુપાઈ રહી છે તે અત્યંત દુર્લભ્ય છે. સૂર્યને પોતાનું કર્તવ્ય બજાવવા માટે પોતાનું સમસ્ત જીવન વ્યતીત કરવું પડે છે પરંતુ સમસ્ત આયુષ્ય અર્પણ કરવા છતાં મ્હારો ઉદ્દેશ્ય પરિપૂર્ણ થશે કે નહિ. તેની મ્હને શંકાજ છે."

બદ્રુન્નિસાના પ્રસન્ન મુખચંદ્ર ઉપર પુનઃ નિરાશાનાં કાળાં વાદળાં જણાવા લાગ્યાં. તેણે શોકાતુર મુખે કહ્યું:

"એક જન્મમાં પરિપૂર્ણ થઈ શકે નહિ એવું આપનું કર્તવ્ય કયું છે વારૂ ?"

"ગુલામગિરીના અંધકારમાં સડતા બુંદેલખંડ ઉપર સ્વતંત્રતા રૂપી સૂર્યનારાયણનો પ્રકાશ પાડવો એજ મ્હારૂં કર્તવ્ય."

"એટલે! તમારા કહેવાનો ભાવાર્થ હું સમજી શકી નહિ."

"બુંદેલખંડ હમણાં દિલ્લીપતિના તાબામાં છે તેથી હિંદુઓના ધર્મ અને નીતિનો નાશ થાય છે, અને ત્યાંની પ્રજાના કર્તવ્યકર્મનો અને સુખનો વિનાશ થયો છે. દિલ્લીપતિના ઐશ્વર્યમાંથી જે બચે તેજ અમારે ખાવું, દિલ્લીપતિના વૈભવમાં વૃદ્ધિ કરતાં જે બાકી રહે તેજ અમારે ભોગવવું અને દિલ્લીપતિની રાક્ષસી ધન-તૃષ્ણા તૃપ્ત થતાં જે કંઇ સિલિક રહે તેને અમારૂં માનવું, એવી બુંદેલખંડની શોચનીય અવસ્થા થઇ પડી છે! બુંદેલ-ખંડના રાજદ્વારી, ધાર્મિક અને સામાજિક હક્ક દિલ્લીપતિના હાથમાં હોવાથી તેઓ જે કહે તેજ કાયદો! તેઓ જે કહે તેજ સત્ય અને તેઓ જે કરે તેનેજ ન્યાય માનવો પડે છે! સ્વતંત્રતા એજ મનુષ્ય પ્રાણીનો જન્મસિદ્ધ હક્ક છે. બુંદેલખંડનો તે જન્મસિદ્ધ હક્ક દિલ્લીપતિએ છિનવી લીધો છે. એ હક્ક પાછો મેળવવો, બુંદેલખંડ ઉપરથી દિલ્લીપતિની સત્તા નષ્ટભ્રષ્ટ કરી ત્યાં સ્વરાજ્ય સ્થાપવું એજ મ્હારો ઉદ્દેશ્ય છે."

"અને તમારૂં એ કર્તવ્ય તમારી મહેનતને લીધે અથવા અન્ય કારણોને લીધે સત્વર પરિપૂર્ણ થયું તો?"

"બુંદેલખંડમાંથી દિલ્હીપતિની સત્તા જે દિવસે નષ્ટ થશે તે દિવસથી હું તમારોજ છું, એમ સમજજો."

"સત્ય કહો છો? કોઈ પણ પ્રકારે બુંદેલખંડ ઉપરથી દિલ્હીપતિની સત્તા નષ્ટ થશે એટલે મ્હારા પ્રેમનો તમે સ્વીકાર કરશો?"

"એમાં સંશય શો? ચંદ્રમાં છુપાયલાં સૂર્યનાં કિરણોની, યમુનામાં છુપાયલાં ગંગામાતાના પવિત્રપણાની અને મ્હારા અંતઃકરણમાં છુપાયલા તમારા સ્વર્ગીય પ્રેમની પ્રતિજ્ઞા લઈને કહું છું કે બુંદેલખંડમાંથી જે દિવસે દિલ્હીના બાદશાહની સુલ્તાની સત્તા નષ્ટ થશે તેજ દિવસે—અરે! તેજ ક્ષણે હું મ્હારૂં શરીર તમારા પ્રેમને સમર્પણ કરીશ. સુંદરી! સાગરના સત્ય પ્રતિજ્ઞ રાજા સાગરનો હું પુત્ર છું. તે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે કેવી રીતે વર્તે છે તેની તમને ખાત્રી થયા સિવાય રહેશે નહિ."

બદ્રુન્નિસાના હૃદયમાંનો આનંદસાગર ઉભરાઈ ગયો. અત્યાર સુધી હાથમાં પકડેલી તલવાર આગળ ધરી કહ્યું: "યોગ્ય બદલો મળે એવી ઇચ્છાથી સ્ત્રીઓના બજારમાં મ્હેં આ તરવાર રાખી હતી. મ્હારી અન્ય બ્હેનપણીઓએ હજારો રૂપિયાની વસ્તુઓ વેચી દીધી પરંતુ મ્હારા પ્રેમને પાત્ર થયેલા પુરૂષનેજ આ તરવાર અર્પણ કરવાની ઇચ્છા હોવાથી તે હજી સુધી મ્હારી પાસેજ રહી ગઇ છે. હવે મ્હારી તરવારનો મ્હને યોગ્ય બદલો મળ્યો છે. તમે એનો સ્વીકાર કરો. એ હું તમનેજ અર્પણ કરૂં છું." એમ કહી બદ્રુન્નિસાએ હાસ્યભરિત મુખે પોતાના હાથમાંની તરવાર તરૂણને આપી. તેણે પુનઃ કહ્યું: "જેણે મ્હારા જેવી આ કિંકરીનો સત્કાર કરી મ્હારા પ્રેમનો સ્વીકાર કરવાનું અભિવચન આપ્યું, તે મ્હારા પ્રિયતમનું નામ શું હશે? આપણો સંયોગ થાય એટલા વિરહના સમયમાં મ્હારે કોના નામનો જપ કરવો?"

"મ્હારૂં નામ દલપતરાય?"

"સરદાર સાહેબ! દલપતરાય! તમારા અને મ્હારા ભાવિ પ્રેમરાજ્યનો આજે અરૂણોદયજ થયો."

"તમારા જેવી સ્વર્ગીય સુંદરી અને તેણે અર્પણ કરેલી આ તરવાર, એ બન્ને મ્હારા પ્રેમ-રાજ્યની પટરાણીઓજ છે."

"તેજ પ્રમાણે એ બન્ને એક બીજાની શૉક્યો પણ છે." બદ્રુન્નિસાએ સ્મિત હાસ્ય કર્યું: "તેથી તમારૂં કર્તવ્ય-સમાપ્ત થતાં સુધી આ તરવારને મ્હારી પાસે રહેવું ગમતું નથી તેજ પ્રમાણે તમારી કર્તવ્યની સમાપ્તિ થયા પછી એ શૉક્યને તમારી કમ્મરે લટકતી હું જોઈ શકીશ નહિ."

"તેની ચિંતા તમારે કરવી નહિ. બુંદેલખંડમાંથી મોગલોની સત્તા નષ્ટ થયા પછી આ તરવારને-અરે! તમારી શૉક્યને હું દેશપાર કરવા તૈયાર છું."

"પરમેશ્વરની કૃપાથી તેવો પ્રસંગ સત્વર પ્રાપ્ત થાય." બદ્રુન્નિસાએ ઉત્તર દીધો.

એ સાંભળી દલપતરાય ઉંડો નિઃશ્વાસ નાંખી બોલ્યો: "બુંદેલખંડને સ્વતંત્રતા પ્રાપ્ત થવાનો દિવસ એટલો બધો નજીક નથી!"

"નજીક નહિ હોય તો હું તેને ખેંચી લાવીશ. જે દિલ્લીપતિની સત્તા આજે બુંદેલખંડ ઉપર ગાજી રહી છે, તેના મન ઉપર મ્હારી સત્તા ચાલે છે. તેથીજ બુંદેલખંડને સ્વતંત્ર બનાવતાં મ્હને ઝાઝો વિલંબ થશે નહિ."

"એટલે?" દલપતરાયે આશ્ચર્ય પામી પૂછ્યું: "તમે કોણ છો? દિલ્લીપતિના મન ઉપર ત્હમારી સત્તા કેવી રીતે ચાલે છે?"

"હું દિલ્લીપતિની કન્યા છું. મ્હારૂં નામ બદ્રુન્નિસા. બદ્રુન્નિસાનું બાદશાહ ઉપર કેટલું વજન છે તેની સર્વે દિલ્લી શહેરને ખબર છે."

"ત્યારે તો તમે મોગલજાતિ! બુંદેલાઓના કટ્ટા શત્રુની કન્યા!"

થોડા સમયમાંજ ઉષાસુંદરી સૂર્યને આકાશ ગંગાને કિનારે રહેવા દઇ આકાશના પડદામાં પેસી ગઇ! બદ્રુન્નિસા પણ યમુનાને કિનારે દલપતરાયને આશ્ચર્યચકિત અવસ્થામાં રહેવા દઇ દિલ્લીપતિના જનાનખાનામાં ચાલી ગઇ!





# પ્રકરણ ૧૧ મું.

## બુંદેલખંડમાં ગુપ્ત પ્રપંચ.



વિરસિંહદેવ મહાન શૂરવીર નર હતો. તેણે પોતાના પરાક્રમથી દિલ્લીની આસપાસના પ્રદેશને ખળભળાવી મૂકયો હતો. શહેનશાહ અકબરની રાજનીતિને ઓટીગે ખોસી તે સાહસિક યોદ્ધા તેના પિતામહ રૂદ્ર પ્રતાપની, સમસ્ત બુંદેલખંડને સ્વતંત્ર કરવાની અંતિમ ઇચ્છા પરિપૂર્ણ કરશે એવી સ્વતંત્રતાપ્રિય બુંદેલાઓને આશા ઉત્પન્ન થઇ હતી. દશરથ પુત્ર શ્રી રામચંદ્રજીનો પોતાના બંધુઓ ઉપર જેટલો અદ્વિતીય પ્રેમ હતો તેટલોજ પ્રેમ રાજા રામચંદ્રસાનો પોતાના કનિષ્ઠ બંધુ વીરસિંહદેવ ઉપર હતો. બન્ને ભાઇઓમાં એવોજ પ્રેમ કાયમ રહ્યો હોત તો અસુરોનો પરાજય થઇ સર્વત્ર વિજયી થનાર રામ–લક્ષ્મણની પેઠે તેમનો પણ જયધ્વનિ ચારે દિશામાં પ્રસરી રહ્યો હોત પરંતુ બુંદેલખંડનો વંશપરંપરાનો રોગ વિરસિંહદેવના શરીરમાં સત્વર વ્યાપી ગયો ! " હું પરાક્રમો કરતો સમરભૂમિ ઉપર ભટકું અને મ્હારાં પરાક્રમનું ફળ માત્ર ઓરછાના રાજ્ય સિંહાસન ઉપર બેસી રામચંદ્રસા ભોગવે." વીરસિંહદેવ બબડવા લાગ્યો. રાજકુટુંબમાં ગૃહકલહની શરૂવાત થઇ. સ્વતંત્રતા દેવીના ગળામાં શોભતો ઓરછાનો રાજ્ય અલંકાર વિરસિંહદેવ, શાહજાદા સલીમની મૈત્રીમાં પડયો ! અબુલફજલ જેવા સરસ્વતી ભક્તનું બારકી સરાઇમાં ક્રૂરતાથી ખૂન કરી તેણે શાહજાદા સલીમની પ્રીતિ સંપાદન કરી, અને ઓરછામાં ગુલામગિરીનો પાયો નાંખ્યો ! થોડા સમયમાંજ રાજા રામચંદ્રસાને રાજભ્રષ્ટ કરી વીરસિંહદેવ ઓરછાનો રાજા થયો. રાજા થયા પછી તે સાહસિક પુરૂષે

પોતાને ચોંટેલો ખંડિયા રાજાનો અને પોતાના રાજ્યને લાગેલો ગુલામગિરીનો ડાઘ ધોઇ નાંખવા માટે અનેક પ્રયત્નો કર્યા પણ તેથી સુફળ પ્રાપ્ત થયું નહિ. ઉલટું બુંદેલખંડમાં જે બે ચાર સ્વતંત્ર રાજ્ય હતાં તેમની સ્વતંત્રતા દિલ્લીપતિએ છિનવી લીધી ! વીરસિંહદેવે રોપેલાં વિષ–વૃક્ષનાં કડવાં ફળો અખિલ બુંદેલખંડને ચાખવાં પડયાં !

પહાડસિંહ એ વીરસિંહનો એકનો એક પુત્ર હતો. ગૃહકલહ થવાથી ઓરછાનો રાજકીય વૈભવ કેવો ખંડિત થતો ગયો અને અંતે શાહજહાંના રાજત્વ સમયે ઓરછાથી પોતાને કેવી રીતે ભ્રષ્ટ થવું પડયું એ પહાડસિંહથી અજાણ્યું નહતું. તેમ છતાં જે ચંપતરાયની સહાયતાથી તેને ઓરછાના રાજ્યપદની પુનઃ પ્રાપ્તિ થઈ હતી તેના ઉપરજ દ્વેષ કરવાનું કામ તેનું જીવન કર્તવ્ય થઇ પડયું ! રાણી હિરાદેવી ઘણી પ્રપંચી સ્ત્રી હતી ! તેણે પોતાની બુદ્ધિનો, દૃઢ નિશ્ચયનો અને હિંમતનો ઉપયોગ ન્યાયને માર્ગે કર્યો હોત, ચંપતરાયને તેના સ્વતંત્રતા પ્રાપ્તિના પ્રયત્નમાં સહાયતા કરવા પોતાના પતિને, અને પહાડસિંહને ઉત્સાહ પ્રેર્યો હોત તો તે અખિલ બુંદેલખંડને પ્રિય થઇ પડી હોત–અરે ! તે એક દેવીરૂપે પૂજાઇ હોત ! ઓરછાના રાજપદ ઉપર આવ્યાને ઘણા દિવસ થયા નહિ હોય એટલામાં રાજા પહાડસિંહ અને રાણી હિરાદેવીનાં અંતઃકરણમાં ગૃહકલહનો રોગ ભરાયો. શુક્લપક્ષના ચંદ્રની કલા પ્રમાણે ચંપતરાયની કીર્તિ વૃદ્ધિ પામતી હતી, તે તેમનાથી જોઇ શકાયું નહિ ! પારકાનો ઉત્કર્ષ સહન કરવા જેવી ઉદાર વૃત્તિ તે સમયે બુંદેલા જનસમાજમાં બિલકુલ નહિ હોવાથી રાજા પહાડસિંહ અને રાણી હિરાદેવીનો પક્ષ ધીમે ધીમે બળવાન થતો ગયો. રાણી હિરાદેવીએ ધીમે ધીમે પોતાનો પક્ષ સબળ કરવામાં પોતાનાં ઉત્તમ બુદ્ધિ ચાતુર્યનો ઉપયોગ કરવા માંડયો. બુંદેલખંડના ન્હાના મ્હોટા સર્વ રાજાઓ, બ્હીકને લીધે દ્વેષને લીધે, અથવા હિરાદેવીના કપટ તંત્રને લીધે, ઓરછાના રાજમહાલયમાં એકત્ર થઇ ચંપતરાયની અને તેણે સ્વિકારેલા દેશની સ્વતંત્રતાના કાર્ય વિરૂદ્ધ પ્રપંચ રચવા લાગ્યા, તથાપિ સાગરનો પ્રતાપી રાજા સભાકરણ જ્યાં સુધી ચંપતરાયની ધ્વજા નીચે યુદ્ધ કરે છે ત્યાં સુધી પોતાનો પક્ષ બળહીનજ

રહેશે એવું જણાતાં હિરાદેવીએ છેવટે સભાકરણ ઉપર કપટ તંત્રનો પ્રયોગ કર્યો અને તેને પોતાના પ્રપંચી નાટકમાં શામિલ કર્યો. તે સમયથીજ રાજા ચંપતરાય એકલી જાતે દેશની સ્વતંત્રતા માટે યુદ્ધ કરતા હતા. હિરાદેવી અને તેના પક્ષના રાજાઓ તટસ્થ રહીને ચંપતરાયનો નાશ કરવાનો લાગ જોવા લાગ્યા !

જહાંગીર બાદશાહની મુલાકાત લેવા માટે વીરસિંહદેવે જે સુંદર મહાલય બંધાવી ઓરછા નગરીની સ્વતંત્રતાને ગુલામગિરીનો સિક્કો માર્યો હતો તે મહાલય આજે ઘણે દિવસે મનુષ્ય પ્રાણીઓ વડે ગર્જના કરી ઉઠયો છે ! હિરાદેવી મહાલયના મુખ્ય દ્વારમાં ઉભી રહી પરોણાઓનો આદરસત્કાર કરી રહી હતી. એ કાર્ય રાજા પહાડસિંહ ઘણી દક્ષતાથી પરિપૂર્ણ કરી શક્યા હોત પરંતુ સત્કાર કરવાનું બ્હાનું કાઢી જે કાર્ય સાધ્ય કરવાનું હતું તે અન્યને સોંપવાનું હિરાદેવીને વિશ્વાસઘાતક જણાયું તેથીજ હાસ્યભરિત મુખે સત્કારના શબ્દો ઉચ્ચારતી હતી ખરી, પરંતુ અત્યંત તીવ્ર દ્રષ્ટિથી મહાલયમાં પ્રવેશ કરતા પ્રત્યેક મનુષ્ય તરફ તે જોતી પણ હતી. આમંત્રણ કરેલાં ઘણાંખરાં મનુષ્યો આવી ચૂકયાં પરંતુ સભાકરણ બુંદેલો હજી સુધી આવ્યો નહતો તેનું તેને વારંવાર આશ્ચર્ય થયાં કરતું હતું. સભાકરણને બોલાવવા માટે તે પોતાની દાસીને મોકલવાની તૈયારીમાં હતી એટલામાં ક્ષાત્ર તેજ વડે તેજસ્વી જણાતો સભાકરણ ત્યાં આવી પહોંચ્યો. તેને ઘણા માનથી આદરસત્કાર આપી હિરાદેવી તેને દિવાનખાનામાં લઇ ગઇ. તેજ ક્ષણે દ્વાર બંધ કરવામાં આવ્યાં. અન્ય મનુષ્યોને મહાલયમાં આવવાની મનાઈ કરવામાં આવી. જહાંગીર બાદશાહની મુલાકાત થયા પછીથી નામ પ્રાપ્ત કરેલું 'દિવાનખાનું' આજે ઉત્તમ પ્રકારે શણગાર્યું હતું. મુખ્ય આસન ઉપર રાજા પહાડસિંહ બિરાજ્યા હતા. તેની પાસેનાં બે આસનો ખાલી પડયાં હતાં. મુખ્ય આસનની આસપાસ પાથરેલાં સુંદર બિછાનાઓ ઉપર બુંદેલખંડના ન્હાના મ્હોટા સર્વ રાજાઓ અને સરદારો બેઠા હતા. પ્રજાને ન્યાયનો, હક્કનો અથવા સંરક્ષણનો કિંચિત્ પણ બદલો નહિ આપતાં, તેમનું મહા પરિશ્રમે મેળવેલું ધન લુંટી લઈ તેનાથી તૈયાર કરેલા અલંકારો પોતાના

શરીર ઉપર ધારણ કરી રાજાઓનું મંડળ મ્હોટા અભિમાનથી બેઠું હતું ! આટલું મ્હોટું દિવાનખાનું, આટલાં બધાં મનુષ્યોથી ભરેલું હતું તેમ છતાં શ્મશાનની શાંતિનો પરાજય કરે એવી શાંતિ ત્યાં જણાતી હતી. એ બધા રાજા નહોતા, એ બધા સરદારો નહોતા, પણ જાણે માટીનાં પૂતળાં ગોઠવ્યાં હતાં એમજ કહેવું યોગ્ય થઇ પડશે ! જે મનુષ્યમાં કર્તવ્ય કર્મનો અંશ પણ નથી, જે મનુષ્યમાં ક્ષાત્ર તેજનો ચમત્કાર નથી, જે મનુષ્યમાં જાણે ચૈતન્યનો લોપજ થઇ ગયો છે ! એવા મનુષ્યને માટીનાં બોલતાં ચાલતાં પૂતળાં કહેવામાં હરકત શી ?

સભાકરણ અને હિરાદેવીના આગમનથી સર્વ સભાસદોમાં જે ગડબડાટ મચી રહ્યો હતો તે તેઓ પહાડસિંહની પાસેના આસન પર બેઠાં કે તુર્તજ શાંત પડી ગયો. પોતાના આસનપર બિરાજ્યા પછી થોડા વખત સુધી મુખ્ય આસન ઉપર બેઠેલા રાજા તરફ દષ્ટિ ફેરવી પોતાનાં આસન ઉપરથી નહિ ઉઠતાં હિરાદેવીએ બેઠાં બેઠાંજ કહ્યું:

"રાજાઓ ! સરદારો ! આજે આ સ્થળે આપણે અત્યંત મહત્વના પ્રશ્નનો વિચાર કરવાનો હોવાથી, આપણા ઉદ્દેસ્યનો પ્રતિજ્ઞા ઉપર સ્વીકાર કરી જેઓ આપણી સલાહ-મસલતમાં શામીલ થયા છે તેમનેજ ફક્ત આ દિવાનખાનામાં આવવા દેવા માટે અમે ઘણી સાવચેતી રાખી છે. તેમ છતાં આટલા મ્હોટા મેળાવડામાં અમારે હાથે ભૂલ થવી સંભવિત જાણી તમને જણાવવામાં આવે છે કે: તમારી આસપાસ કોઇ દગલબાજ, વિશ્વાસઘાતી મનુષ્ય બેઠો હોય તો તેનો શોધ કરો. એટલે આપણને આપણું આજનું કર્તવ્ય કરવાનું સુગમ પડે."

એમ કહી હિરાદેવી ક્ષણ પર્યંત સ્તબ્ધ બેસી રહી. દિવાનખાનામાં એકઠા થયેલા મનુષ્ય-સમાજ તરફ જોઇ તે અત્યંત આનંદ પામતી હતી. પોતાના વિલક્ષણ ચાતુર્યવડે અને પ્રપંચવડે પોતાનો પક્ષ કેવી રીતે સબળ કર્યો છે તે જોઈ તેને પોતાને અભિમાન થવા લાગ્યું. અભિમાનવડે અને આનંદવડે પ્રફુલ્લિત થયેલી મુખમુદ્રાએ તે બોલી:

"ઓરછાની રાણીનો પ્રતાપ આ પ્રાંતમાં સુપ્રસિદ્ધ હોવાથી કોઈ પણ

દગલબાજ–વિશ્વાસઘાતી મનુષ્ય આ દિવાનખાનામાં આવવાની હિંમત કરે એમ નથી. રાજાઓ, તમે તમારો શોધ પૂરો કર્યો હશે. સરદારો, શાંતચિત્તે મ્હારૂં ભાષણ સાંભળો. આ દિવાનખાનામાં આપણને એકઠાં થયે સોળ વર્ષ પૂરાં થઇ ગયાં. જે દિવસે સાગરના મહાન પ્રતાપી રાજા સભાકરણ, પોતાની ભીષ્મ–પ્રતિજ્ઞાનો ઉચ્ચાર કરી આપણી મંડળીમાં શામિલ થયા તે દિવસે આપણે આ દિવાનખાનામાંજ એકત્ર થયા હતા. કાલના વિચિત્ર પ્રભાવથી એ સોળ વર્ષમાં અનેક બનાવો બન્યા છે. કાળે કેટલાક નરરત્નોને આપણી પાસેથી ઝુંટવી લીધા છે, ત્યારે તેમના તરૂણ પુત્રોએ તેમનાં સ્થળ શોભાવ્યાં છે. કાળે આપણા પક્ષના કેટલાક મનુષ્યોની શક્તિ મંદ પાડી તેમને વૃદ્ધ બનાવ્યા છે ત્યારે તેમણે આપણને જગતનો અનુભવ આપી જ્ઞાન દાન કર્યું છે. એ રીતે જોતાં આજના મેળાવડામાં આપણને કશું નુકશાન જણાતું નથી. પરંતુ એ સોળ વર્ષનો સમય આપણા શત્રુઓના પક્ષને માટે તો અત્યંત ઉન્નતિનો ગયો છે. પોતાની રાજતૃષ્ણાને સ્વતંત્રતા, દાસ્યવિમોચન, ભૂતદયા વગેરે કર્ણ મધુર નામ આપી તેમણે બુંદેલખંડમાં ઘણી લોકમાન્યતા સંપાદન કરી છે. પ્રાણનાથ પ્રભુએ અરણ્યવાસ છોડી મહોબાના રાજમહાલયમાં પોતાનું થાણું રોપ્યું છે. તેથી આપણા શત્રુ ચંપતરાયનું નામ અને તેનો યશ અગ્નિ પ્રલયની પેઠે સમસ્ત બુંદેલખંડમાં પ્રસરી રહ્યો છે. રાજાને પરમેશ્વરનો અવતાર માનવા જેવી કલ્પના આપણા પ્રજાજનોના મનમાંથી ભ્રષ્ટ થઇ છે અને સર્વેનું લક્ષ્ય ચંપતરાય અને તેના ઉદ્દેશ્ય તરફજ દોરાયું છે. આપણી આજ્ઞા નહિ માનવા જેવી રાજદ્રોહી ભાવના આપણા પ્રજાજનોના મનમાં ઉત્પન્ન થવા લાગી છે અને ચંપતરાયની આજ્ઞા વિના સંકોચે પાળવા લોકો તૈયાર થયા છે. એ પ્રમાણે જો બીજા થોડા દિવસ વ્યતીત થશે તો આપણીજ પ્રજા ચંપતરાયની રાજ્યતૃષ્ણા મટાડવા માટે આપણને રાજ્ય ભ્રષ્ટ કરવા આઘુંપાછું જોશે નહિ ! આપણા ઉપર આવી પડનાર એ ભાવિ આપત્તિ–ભાવિસંકટ આપણે કેટલાંક વર્ષ પહેલાંથી જાણી લઇ તે ટાળવાના ઉપાય તરીકે આપણે સર્વેએ સંપ કર્યો, અને રાજાઓ ! તેમાં શામિલ થઇ તમે ચંપતરાયના નિશાન

નીચેથી છટક્યા એ કેવી બહાદુરીનું, કેવું બુદ્ધિચાતુર્યનું કામ કર્યું તેની ખાત્રી તમારૂં મન તમને આપતુંજ હશે. વિંધ્યવાસિનીના મહોત્સવને દિવસે ચંપતરાયના પુત્રે સાર્વભૌમ દિલ્લીપતિના એક ઉચ્ચ પદવિધર સરદારનું અપમાન કર્યું અને તે સરદારને કેદ કરી ચંપતરાયે પોતાના ડહાપણુની હદ બતાવી છે તેમાં વિશેષતા કરવા માટે તે અહંકારી ચંપતરાય, પોતાને સહાયતા કરવા માટે મહોબાના રાજમહાલયમાંથી આપણુને હુકમ ફરમાવે છે. સાંભળો, ચંપતરાયની ઉદ્ધત આજ્ઞા! ચંપતરાયની અપમાનકારક આજ્ઞા!"

હિરાદેવીએ આંખની ઇસારતથી આજ્ઞા કરી એટલે બિચારો પહાડસિંહ ઉઠી ઉભો થયો અને એક જાહેરનામું વાંચવા લાગ્યો.

## વિનતિ પત્ર.

"બુંદેલખંડના રાજારજવાડાઓ, બુંદેલખંડના સરદારો અને તમામ બુંદેલાઓને આ વિનંતિ પત્રદ્વારા જાહેર કરવામાં આવે છે કે: બુંદેલખંડમાં મોગલોની સત્તા દિનપ્રતિદિન વિશેષ પ્રબળ થતી જાય છે, અને બુંદેલખંડના સ્વધર્મ ઉપર મોગલ સત્તાનો હથોડો ક્યારે પડશે તેનો નિયમ નથી. તેથી આજ પર્યંત ચલાવેલા આળસુ વર્તનમાંથી જાગૃત થઈ સર્વેએ તન, મન અને ધનથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરવો એજ ઇષ્ટજનક છે. ધર્મગુરૂ પ્રાણુનાથ પ્રભુએ મહોબાના રાજા ચંપતરાયને સ્વધર્મનું સંરક્ષણુ કરવાની આજ્ઞા ફરમાવી છે અને સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય સ્વધર્મનું રક્ષણુ થવું હમણાં તદ્દન અશક્ય હોવાથી હું ચંપતરાય, બુંદેલખંડના પ્રત્યેક ધર્મવીર પુરૂષને તરવાર લઇ મહોબાના રાજમહાલયમાં આવવા માટે વિનંતિ કરૂં છું."

"અખિલ બુંદેલખંડને સ્વતંત્રતા અપાવવા માટે, હું રાજા ચંપતરાય માનવી શક્તિમાં રહેલા સર્વ પ્રયત્નો કરવાનો છું. એવા ઉદાર પરોપકારી કાર્યમાં સહાયતા કરવી એ પ્રત્યેક બુંદેલા રાજાનું અને પ્રત્યેક બુંદેલા સરદારનું કર્તવ્ય છે. તેથીજ સર્વ બુંદેલા રાજાઓને અને સરદારોને વિનતિ છે કે: આ વિનતિપત્ર પહોંચે ત્યારથી એક મહિનામાં પ્રત્યેક મનુષ્યે પોતાના સૈન્ય સહિત, ચંપતરાયે ઉભા કરેલા સ્વતંત્રતાના ઝુંડા નીચે આવી હાજર થવું. એમ નહિ કરે તેને દેશદ્રોહી સમજી ચંપતરાયનો શત્રુ ગણુવામાં આવશે."

"એવા શત્રુનો પરાજય કરવો એ ચંપતરાય પોતાનું મુખ્ય કર્તવ્ય સમજશે."

આષાઢ શુ. ૧૧ } "સ્વાતંત્ર્યાભિલાષી,
**ચંપતરાય.**"

પહાડસિંહ વિનતિ પત્ર વાંચી નીચે બેસી ગયો.

"કેમ સાંભળ્યું કે? રાજાઓ! તમારૂં અપમાન કરવા જેવું વિનતિ પત્ર સાંભળ્યું?" હિરાદેવી જુસ્સાભેર બોલીઃ "એ વિનતિ પત્રને આધારે ચંપતરાય તમને મહોબા જવાની આજ્ઞા ફરમાવે છે! એ વિનતિ પત્રને આધારે ચંપતરાય તમને દેશદ્રોહી લેખશે! એ વિનતિ પત્રને આધારે ચંપતરાય તમને પોતાના શત્રુ ગણશે અને એજ વિનતિ પત્રને આધારે ચંપતરાય તમને રાજ્યભ્રષ્ટ કરી તમારો પરાજય કરશે! અને એટલું બધું કરનાર, એટલું બધું સામર્થ્ય ધરાવનાર, આ પત્ર કેવળ વિનતિ પત્ર છે! બાદશાહી આજ્ઞાપત્રોમાં જેટલી કડક ભાષા લખાતી નથી, ઇચ્છાનો જેવો અહંકાર જણાતો નથી, તેટલું કડકપણું અને તેટલો અહંકાર ચંપતરાયની આજ્ઞામાં શબ્દે શબ્દે ભર્યો છે! રાજાઓ! હવે તમારી આંખો સારી પેઠે ઉઘડી કે? સરદારો! હવે તમને ચૈતન્ય આવ્યું કે? સ્વધર્મનું સંરક્ષણ અને સ્વતંત્રતાની પ્રાપ્તિના મધુર નામ પાછળ સંતાયલી ચંપતરાયની રાક્ષસી રાજતૃષ્ણા હવે તમારી આંખે બરાબર જણાઇ કે? પોતાનું માનભંગ કરે એવા વિનતિ પત્રને બુંદેલખંડનો એક પણ રાજા માન્ય કરશે નહિ, એવી ચંપતરાયની ખાત્રી છે! તેથીજ વિનતિ પત્રમાં લખ્યા પ્રમાણે એક મહિનાની અંદર તમે તાબે થયા નહિ, એવું બહાનું બતાવી વિશેષ પ્રયાસ નહિ કરતાં એક પછી એક રાજ્ય ગળે ઉતારી દેવામાં ફાવી જવાશે. એવો તેને વિશ્વાસ છે. આ સમયે આપણે સર્વે ચંપતરાય સાથે બાથ ભીંડવામાં એકચિત થઇશું નહિ તો તે અહંકારી ચંપતરાય આપણને સત્વર ગુલામ બનાવી દેશે. આપણા ઉપર આવી પડતી ગુલામગિરી ટાળવા માટે, આપણા ઉપર આવી પડનાર ભાવિ સંકટનો નાશ કરવા માટે, આપણે અત્યાર સુધી ધારણ કરેલી તટસ્થ વૃત્તિનો ત્યાગ કરી, અત્યાર સુધીનું આળસ છોડી દઇ, અત્યાર સુધીના શસ્ત્ર-

હીન અટકાવને બળહીન સમજી આપણે હાથમાં શસ્ત્ર લેવાં જોઇએ. ચંપત-રાય જોડે પ્રસંગ પડયો છે, એ વાત તમારે ભૂલવી જોઇતી નથી, અને તે સાથે દિલ્હી દરબારની આપણને સંપૂર્ણ મદદ છે એ પણ લક્ષ્યમાં રાખવું જોઇએ. કહો ત્યારે રાજાઓ ! તમને મ્હારૂં કહેવું કેટલે દરજ્જે પસંદ છે ?" એટલું કહી હિરાદેવી પોતાના ભાષણનું શ્રોતા વર્ગ ઉપર કેવું પરિણામ થયું છે તે તીક્ષ્ણ દ્રષ્ટિએ તપાસવા લાગી. થોડીવારમાંજ કલિંજરના વૃદ્ધ રાજા બોલવા ઉઠયા.

તેમણે કહ્યું: "હિરાદેવી ! સર્વ રાજાઓ !" વૃદ્ધ રાજાના કમ્પાયમાન થતા ડોકામાંથી શબ્દોચ્ચાર થવા લાગ્યો: "ચંપતરાયે સ્વતંત્રતા પ્રાપ્ત કર-વાનું જે તોફાન ઉભું કર્યું છે તેનો અર્થજ મ્હારાથી સમજાતો નથી ! આપણને રાજાઓને કયા પ્રકારની પરતંત્રતા છે વારૂ ? આપણે સ્વતંત્ર રીતે ખાઇએ છીએ, સ્વતંત્ર રીતે પીયે છીએ, સ્વતંત્ર રીતે વિલાસ વૈભવ કરીએ છીએ, આપણા આનંદની વચમાં કોઈ આવતું નથી. આપણી ખાવા પીવાની સ્વતંત્રતામાં કોઇ પ્રતિબંધ કરતું નથી ! વિષય સુખ ભોગવવાનું ક્ષેત્ર આ-પણી ઇચ્છાનુસાર વધારવા આપણે શક્તિમાન છીએ ! તેમાં આપણને કોઇ અટકાવતું નથી. આપણી પ્રજા ઉપર આપણી ઇચ્છાનુસાર કર નાંખી શકીએ છીએ. તેમને ઇચ્છાનુસાર શિક્ષાઓ ફરમાવીએ છીએ, તેમનો ઇચ્છાનુસાર ઉપયોગ કરીએ છીએ. તેમ છતાં પ્રજા આપણા સ્હામું એક શબ્દ પણ બોલી શકતી નથી ! અરે ! તે આપણા સ્હામું થવા શક્તિમાન નથી ! દિલ્હી-પતિ આપણી પાસેથી ખંડણી લે છે તેના બદલામાં તેઓ પરદેશી રાજા-ઓના હુમલાથી આપણને બચાવે છે. તેમના મોગલ સિપાહીઓ આપણી ઉદ્ધત પ્રજાને સખ્ત ત્રાસ પમાડી તેમને ઠેકાણે લાવે છે અને એ રીતે આપણો રાજ્ય કારભાર હલકો કરે છે, અને દિલ્લી દરબારના બુદ્ધિ-માન મુત્સદ્દીઓ આપણે માટે કાયદાકાનુન પૂરા પાડી આપણા જ્ઞાન તંતુઓનો પરિશ્રમ બચાવે છે ! એમ હોવાથી રક્તપાત કરનારાં શસ્ત્રોને સ્પર્શ કરવાની આપણને જરૂર પડતી નથી. તે માટે આનંદ પામતા, રાજ્યકારભારમાં વ્યતીત થતા સમયને મોજશોખમાં વિતાડી શકીએ છીએ

તે માટે ખુશી થતા, અને નિરૂદ્યોગી ભેજાંને સુખનાં સાધન વધારવા માટે નવીન યોજના રચવાની આજ્ઞાઓ ફરમાવતા, નરમ માખણ જેવા ગાદી તકીએ પડી સ્વાદિષ્ટ મિષ્ટાન્ન ઉડાવતા બેસવું એ કેટલું સુખદાયક છે તેની તે ભિખારી ચંપતરાયને કલ્પનાજ નથી એમ જણાય છે. નહિ તો સ્વતંત્રતાનો ખોટો ડૅાળ તેણે કર્યો ન હોત. દિલ્લીપતિને ખંડણી તરીકે લાખ બે લાખ કે ચાર લાખ મોહોરો આપવી પડે છે એ કારણથીજ માત્ર આપણે આપણા હાથમાં શસ્ત્રો ધારણ કરવાની કલ્પના ચંપતરાયને કેમ થતી હશે ? પ્રજા ઉપર એકાદ બીજો કર નાંખ્યો કે બસ ! ખંડણીની રકમ એની મેળે તૈયાર થઇ જશે. ખંડણી ભરવા માટે આપણી ત્રિજોરીમાં કિંવા આપણા ભોગ-વિલાસમાં થોડો ખુટકો પડે છે ? દિલ્લીપતિને હમણાં જે ખંડણી ભરીએ છીએ તેના કરતાં ચારગણી ખંડણી છ મહિનામાં ભરવાનો પ્રસંગ આવે તો તેથી નહિ ગભરાતાં આપણી પ્રજાનાં ગજવાં હલકાં કરીને અથવા જો સીધી રીતે ન આપે તો મ્હોડે મરચાંના તોબરા બાંધી સખ્ત માર મારીને એટલી રકમ એકઠી કરવી એજ આપણું કર્તવ્ય છે ! એ કર્તવ્ય ભૂલી જઇ દિલ્લીપતિ જેવા પ્રબળ સાર્વભૌમ રાજાનો આશ્રય છોડી દેવો, એ તો પોતાના પગ ઉપર પોતાની જાતે કુહાડી મારવા બરાબર છે ! અમારે તમારી સ્વતંત્રતા જોઇતી નથી, અને મ્હોટા લોકો સાથે વૈર કરવું નથી. એવો જવાબ ચંપતરાયને મોકલ્યા પછીજ હું આ સભામાં આવ્યો છું. એ ઉપરથી મ્હને આપણા મંડળનું કેટલું અભિમાન છે તેની સર્વને ખાત્રી થશે. સર્વને હાથ જોડી મ્હારી એકજ વિનતિ છે ! હિરાદેવીએ કહ્યું છે તેમ જો તે મ્હને રાજ્યભ્રષ્ટ કરે તો તમારે સર્વેએ મ્હને સહાયતા આપવી.”

કલિંજરના વૃદ્ધ રાજા પોતાનું ભાષણ સમાપ્ત કરી નીચે બેઠા એટ-લામાં અજયગઢના રાજા ઉઠી બોલવા લાગ્યા.

“ સ્વતંત્રતા એ શબ્દ આપણને કેટલો બધો અણગમો ઉત્પન્ન કરે છે અને એ શબ્દને અંગે આવી પડતો ત્રાસ આપણાથી કદી પણ સહન થઇ શકે એમ નથી ! એનું સાંગોપાંગ વર્ણન કલિંજરાધિપતિએ કહી સંભળા-વ્યું છે. હવે મોગલોની સત્તાથી ધર્મનો નાશ થવાની પ્રાણનાથ પ્રભુની અને

તેના શિષ્ય ચંપતરાયની કલ્પના કેવી નિરર્થક છે એનો આપણે વિચાર કરીએ."

"રાજાઓ ! તમારા અભિપ્રાયો સાંભળવાની અમને જરા પણ જરૂર જણાતી નથી. તમે નીચે બેસી જાઓ." સભાકરણનો ગગનભેદી અવાજ દિવાનખાનામાં ઘૂમવા લાગ્યોઃ "સ્વતંત્રતાને માટે ચંપતરાયનો પ્રયત્ન પ્રશંસનીય છે કે નહિ, તેના પ્રયત્ન પાછળ હિરાદેવીના કહેવા પ્રમાણે રાજ્ય તૃષ્ણા સંતાઇ છે કે કેમ અને મોગલ રાજસત્તાથી સ્વધર્મનો નાશ થશે કે નહિ તેનો વિચાર કરવાનો હમણાં સમયજ નથી. એ સમયને આજે સોળ વર્ષ વીતી ગયાં છે. હવે તો પ્રતિજ્ઞા પ્રમાણે યત્ન કરવા એજ આપણું કર્તવ્ય છે. પ્રતિજ્ઞા પૂર્ણ કરતાં, ચંપતરાયના પ્રયત્નમાં આપણને ન્યાય જણાય તો પણ અથવા તેને મદદ નહિ કરવાથી આપણો ધર્મ નાશ પામે છે એવો ભય લાગે તો પણ આપણી પ્રતિજ્ઞાનું આપણે પાલન કરવુંજ જોઇએ. આજપર્યંત ચંપતરાયને દિલ્હીપતિ દ્વારા બ્હારોબ્હાર શિક્ષા થશે એવી આશાથી આપણે બેસી રહ્યા હતા પરંતુ ભવિષ્યમાં તેજ આશા ઉપર બેસી રહેવાથી આપણી પ્રતિજ્ઞાને કાળું કલંક લાગે એમ જણાય છે. દિલ્લીપતિ આપણને સહાયતા કરે કિંવા ન કરે તો પણ આપણી પ્રતિજ્ઞા પાળવા માટે આપણે તરવાર લઇ એક મન-પ્રાણથી ચંપતરાયનો પરાજય કરવોજ જોઇએ."

સભાકરણ સ્હામું આભારદર્શક મુખે જોઇ હિરાદેવીએ કહ્યું:-

"રાજાઓ ! સરદારો ! આજની સભાનો હેતુ મ્હારા ભાષણ ઉપરથી તમારા લક્ષ્યમાં આવી ગયોજ હશે. ચંપતરાય વિનતિપત્રનું બ્હાનું કરી પોતાની રાજ્ય તૃષ્ણા તૃપ્ત કરવાનું કારણ તૈયાર કરે છે. ચંપતરાયના અન્યાયી આજ્ઞાપત્રમાં ઠરાવેલી એક મહિનાની મુદ્દત સત્વર પૂરી થઇ જશે, અને તેનું ગુપ્ત સ્વરૂપ સર્વની દ્રષ્ટિને થરથર કંપાયમાન કરશે. તે પહેલાંજ આપણે ચંપતરાયની સ્હામે યુદ્ધ કરવા તૈયાર થવું જોઇએ ! આજ સુધી આપણા મંડળનાં સર્વ સૂત્રો મ્હારા હાથમાં હતાં પરંતુ હવે પછી કાર્ય શરૂ થવાનું હોવાથી, સમરાંગણમાં ઘનઘોર રણસંગ્રામ થવાનું હોવાથી, તેટલા સમય માટે આપણા મંડળની આગેવાની સાગરના પ્રતાપશાલી રાજા સભાકરણે સ્વીકારવું એવી મ્હારી પ્રાર્થના છે.

સભાકરણુ બુંદેલા સર્વ રાજાઓના સૈન્યનું આધિપત્ય સ્વીકારશે. માટે આજ
આપણું સર્વ લશ્કર તેમને સ્વાધીન કરો અને તેમની આજ્ઞાનુસાર બ
તેટલી તેમને સહાયતા આપો. એક બીજી વાત પણ મ્હારે તમને કહેવી
તે સાંભળ્યા પછી આપણો પક્ષ કેટલે દરજ્જે યશસ્વી થશે તે તમારા ધ્ય
નમાં આવશે. ધારીરના રાજા કંચુકીરાય આજની સભામાં નથી એ જે
કેટલાક સભાસદોને આશ્ચર્ય જણાયું હશે, અને તેમણે પોતાની પ્રતિજ્ઞા
ભંગ કર્યો હશે એવું પણ કેટલાક સજ્જનોએ ધાર્યું હશે; પરંતુ આપ
આ સ્થળે એકત્ર થઇ જે કાર્ય કરીએ છીએ તેના કરતાં પણ અધિક મ
ત્વનું કર્તવ્ય કરવા માટે તેઓ હમણાં દિલ્હી દરબારમાં બાદશાહની મુલાક
લઇ રહ્યા છે. એ જાણીને તમને કેટલો આનંદ થશે ? રણદુલ્લાખાં જે
દિલ્હી દરબારના ઉચ્ચ સરદારને ચંપતરાયે અવિચારીપણે કેદખાનામાં પૂ
છે, તે અને ખાંસાહેબનો સંદેશો લઇ રાજા કંચુકીરાય દિલ્હી ગયા છે, દિ
દરબારને પોતાની આબરૂનું કેટલું અભિમાન છે તે મ્હારે તમને કહેવા
જરૂર નથી. રાજાસાહેબની વાક્પટુ જીભમાંથી બાદશાહી અપમાનનો સંદે
દિલ્હીપતિને કાને પડશે તે વખતે તેઓ આકાશ પાતાળ એક કરી દેશે
દિલ્હીની ગાદીને ચંપતરાયે લગાડેલું કાળું કલંક ધોઇ નાંખવા માટે સિંહ
પેઠે ગર્જના કરી તેઓ સૈન્ય સહિત મહોબાના રાજ્ય ઉપર ચઢી આવ
એ સમયની ગમ્મત જોવાનું, હું સ્ત્રી હોવાથી મ્હારા ભાગ્યમાં લખાય
નથી પરંતુ ચંપતરાયના છેલ્લા તડફડાટની કર્ણ મનોહર વાર્તા કાનોક
હું સાંભળીશ ત્યારે મ્હારા આનંદનો પાર રહેશે નહિ ! પોતાનું કર્ત
બજાવી રાજા કંચુકીરાય આ સ્થળે બે દિવસ પહેલાં આવવા જોઇતા હત
પરંતુ હજી સુધી આવ્યા નથી. એને હું શુભ શુકનજ માનું છું. બાદશાહ
પ્રચણ્ડ સૈન્ય સાથેજ આવવાનું તેમણે નક્કી કર્યું હશે તેથી તેમને વિલં
થાય એ સંભવિત છે. દિલ્હીની પ્રચણ્ડ સેના આવશે, અને તેને આપ
સહાયતા થશે. ત્યાર પછી ચંપતરાય અને તેનો ઉદ્ધત પુત્ર શું કરે છે
આપણે જોઇશું. તેઓ એક ચાંચડની પેઠે ચોળાઇ જશે, એમાં સંશયજ નથી

હિરાદેવીએ જે સમાચાર કહી સંભળાવ્યા તેથી પ્રત્યેક રાજાનું મુ

પ્રસન્ન જણાવા લાગ્યું. દિવાનખાનામાં આનંદની ગર્જના થઇ રહી. પરંતુ વૃદ્ધ કલિંજરરાજ માત્ર ગભરાયા જેવો જણાતો હતો. તેણે હિંમત રાખી ઉભા થઇ પૂછ્યું: "હિરાદેવી! દિલ્હીથી આવનાર પ્રચંડ મોગલસેના મહોબાના ચંપતરાય ઉપર હુમલો લઇ જવાને બદલે આપણા ઉપરજ ધસી આવી તો?"

"શું? કલિંજરાધિપતિ, તમે શું કહો છો? આપણા જેવા રાજભક્ત રાજાઓ ઉપર દિલ્હી દરબાર નારાજ કેમ થશે?" હિરાદેવીએ કિંચિત્ ક્રોધમાં કહ્યું.

"દિલ્હી દરબાર આપણા ઉપર નારાજ નહિ થાય અને ચંપતરાય ઉપર રાજી થશે તો પછી મોગલસેના બુંદેલખંડમાં આવીને શું કરશે?"

"ધિક્કાર હજો રાજા! તમારા જેવા બ્હીકણ બિલાડીને ધિક્કાર હજો!" હિરાદેવીએ ક્રોધમાંજ કહ્યું: "નિરર્થક અમંગલજનક શબ્દો બોલવાનું ધૈર્ય રાખો છો તેટલુંજ પોતાનું સંરક્ષણ કરવામાં વાપરો તો તેથી કેટલું કલ્યાણકારક થાય? શું કરૂં? કંચુકીરાય તરફનો સંદેશો પણ નથી. આજ કંચુકીરાય અથવા તેમનો સેવક કિસન પણ જો અહિં હોત તો મ્હારા અભિપ્રાયને ટેકો આપી આ બ્હીકણને ધૈર્ય આપ્યું હોત."

હિરાદેવીએ કિસનનું સ્મરણ કરવું અને તેનું મહાલયના મુખ્ય દ્વારમાં પેસવું, એ બન્ને એકે સમયે બન્યું. હિરાદેવીની દાસી ગિરિજાએ દોડતાં આવી કિસનના આવવાના સમાચાર હિરાદેવીને નિવેદન કર્યા. તેણે ઉતાવળે ઉતાવળેજ કહ્યું: "રાણી સરકાર! દિલ્હીથી કિસન પાછો આવ્યો છે. આપની મુલાકાત લેવા માટે તે મહાલયના દ્વાર પાસેજ ઉભો છે."

"કોણ? કિસન પાછો આવ્યો છે?"

"હા." ગિરજાએ ઉત્તર દીધો.

"જા, તેને સત્વર મ્હારી પાસે મોકલ. કંચુકીરાયે શો સંદેશો કહાવ્યો છે તે અમારે જાણવોજ જોઇએ." હિરાદેવીએ કહ્યું.

પ્રવાસથી અત્યંત થાકેલા કિસનને લથડતે પગે, મ્લાન મુખે પોતાના તરફ આવતો જોઇ હિરાદેવીને કિંચિત્ હર્ષ થયો. પણ કિસનનું મ્લાનમુખ,

તેના મુખ ઉપર પ્રસરેલી નિરાશા, અને તેની ઉત્સાહહીન ચાલ જોઇ હિરા· દેવીનું મુખ ઉતરી ગયું. " કિસન શુભ સમાચાર લાવ્યો નથી પણ તે કંઇક અનિષ્ટ વાર્તા કહેશે. " એવી કલ્પના કરી કિસનની મુલાકાત લેવા ઉતા· વળી બનેલી હિરાદેવી ઘણીવાર સુધી મૌન ધારણ કરી ઉભીજ રહી. અંતે કિસને દુઃખ પૂર્ણ સ્વરે કહ્યું: " રાણી સરકાર ! મ્હારે તમને એક અત્યંત અનિષ્ટ સમાચાર કહેવા છે ! "

હિરાદેવી અને અન્ય રાજાઓએ કંચુકીરાયના મરણ સમાચાર ધાર્યા !

" એ અનિષ્ટ સમાચાર નિવેદન કરવાનું મ્હારા ભાગ્યમાં લખ્યું છે, એથી હું બહુ દિલગીર છું. પરંતુ કહ્યા સિવાય છૂટકોજ નથી. "

કિસનના એટલા શબ્દો સાંભળતાંજ કંચુકીરાય પરલોકવાસી થયા છે એવી સર્વની ખાત્રી થઇ. હિરાદેવીનો તો પોતાની કલ્પના ઉપર ઘણો વિશ્વાસ હતો. તેથી તેણે કિસન સ્હામું ક્રોધ ભરેલે નેત્રે જોઇ કહ્યું: " એવા અશુભ સમાચાર આટલી બધી ઉતાવળથી મ્હને કહેવાની શી જરૂર હતી ? કિસન ! તને વખત કવખતનું ભાનજ નથી. અમારી સભામાં ત્હેં વિના કારણે અડથળો નાંખ્યો. જા, ધારીરના રાજમહેલમાં જઇ–કંચુકીરાયની વિધવા રાણી પાસે જઇ મ્હોટેથી રડાપિટ શરૂ કર. જા, જરૂર જણાશે તો સભા થઇ રહ્યા પછી કંચુકીરાયના મરણને માટે અમને દારૂણ શોક થયો છે એવું એકે મતે જાહેર કરી કંચુકીરાય પ્રત્યેની અમારી ફરજમાંથી અમે મુક્ત થઇશું. "

" શું ? રાણી સફલાદેવી વિધવા થઇ ? " કિસન હિરાદેવી સ્હામું આશ્ચર્યચકિત મુખે જોઇ બોલ્યો: " રાજા કંચુકીરાય પરલોકવાસી થયા ? "

કિસનનો પ્રશ્ન સાંભળી હિરાદેવી સ્તબ્ધ થઇ. પોતાનો તર્ક ખોટો પડયો. કિસન કંઇ જૂદાજ અશુભ સમાચાર કહેવા આવ્યો છે, એવું ધારી તેણે પૂછ્યું.

" કિસન ! ત્હારી અર્ધી વાત ઉપરથી કંચુકીરાય મરણ પામ્યા હશે એવું અમે ધારી લીધું હતું. તું અમને કોના સંબંધી અશુભ વાર્તા કહેવાનો હતો ? "

" રાજા કંચુકીરાય સંબંધી. "

કિસન આગળ શું બોલે છે તે તરફ સર્વેનું લક્ષ્ય ખેંચાયું.

અંતે કિસને કહ્યું: "રાજા કંચુકીરાય અને હું ચિત્રકૂટથી નીકળી મજલ દરમજલ કરતા આઠમે દિવસે દિલ્હી જઇ પહોંચ્યા. રાજા સાહેબ ક્ષણનો પણ વિસામો નહિ લેતાં ત્યાંના જનાનખાનામાં રોશનઆરા બેગમની મુલાકાત લેવા ચાલ્યા ગયા. તેઓ હમણાં પાછા આવશે, થોડીવાર પછી પાછા આવશે: એવા વિચારો કરતો હું બે દિવસ વાટ જોઇ રહ્યો, પરંતુ બીજે દિવસે સાંજ સુધી પણ તેઓ મકાને પાછા ફર્યા નહિ ત્યારે તેમના સુરક્ષિતપણા માટે મ્હારા મનમાં શંકા ઉત્પન્ન થઇ."

"પણ બાદશાહને મળવાનું પડતું મૂકી કંચુકીરાય જનાનખાનામાં રોશનઆરા પાસે શા માટે ગયા?" પહાડસિંહે વચમાંજ પ્રશ્ન પૂછયો.

"તે સમયે બાદશાહ ઔરંગજેબ માંદગીને બિછાને હોવાથી રોશનઆરા બેગમજ સર્વ રાજ્ય કારભાર ચલાવતાં હતાં, તેથીજ કંચુકીરાયને તેની મુલાકાત લેવાની જરૂર જણાઈ હશે." હિરાદેવીએ કહ્યું: "કિસન! પછી શું થયું?"

"પછી બે દિવસ સુધી રાજા સાહેબનો શોધ કરવા હું જનાનખાનાની આસપાસ ભમતો રહ્યો, પરંતુ મ્હને તેમનો પત્તો લાગ્યો નહિ–"

"એ સમાચાર કહેવા માટેજ તુંજ અહિં આવ્યો છે કે?" હિરાદેવીએ અધીર થઇ પૂછયું.

"બીજે દિવસે સવારે જનાનખાનામાં પ્રવેશ કરવાનો લાગ શોધતો હું જનાનખાનાની સ્હામુંજ બેઠો હતો. તે દિવસે રમજાનની પચીશમી તારીખ હતી. દિવાન–ઈ–આમમાં બાદશાહે દરબાર ભર્યો હતો. મ્હારૂં ચિત્ત દ્વારના હથિયારબંધ પહેરેગીરો તરફ હતું. તેમને કંઈ લાલચથી વશ કરી જનાનખાનામાં પ્રવેશ કરવો એ સંબંધી હું વિચાર કરતો હતો, એટલામાં ઉતરી ગયેલાં મ્હોડાંની કેટલીક તાતારી તરૂણીઓ દ્વારમાંથી બહાર નીકળતી મ્હારી દ્રષ્ટિયે પડી. તેમને રાજા કંચુકીરાય સંબંધી પૂછતાં કંઇક સમાચાર મળવાનો સંભવ જણાયો. તેમ છતાં કોઈએ જોઇએ તેવો ખુલાસો કર્યો નહિ! છેવટે મ્હેં દ્રવ્યની લાલચ બતાવી ત્યારે એક તરૂણીએ સર્વ ખુલાસો

કરવાનું કબૂલ કર્યું, અને તેણે કહ્યું કે: કંચુકીરાયે રણુદુલ્લાખાન સંબંધી રોશનઆરાને સમાચાર કહ્યા તે ઉપર રોશનઆરાને વિશ્વાસ નહિ બેસવાથી તેમણે રાજાજીને ખોટા સમાચાર કહી દિલ્લી દરબારનું અપમાન કરવા માટે શિરચ્છેદની શિક્ષા ફરમાવી છે!"

"શું કહે છે? રાજા કંચુકીરાયને રાજભક્તિ માટે શિરચ્છેદનું ઇનામ મળ્યું? કિસન! એ ભયંકર શિક્ષાનો અમલ થઈ ગયો કે?" હિરાદેવીએ આશ્ચર્ય પામી પ્રશ્ન પૂછયો.

"ના, ના. એ અન્યાયી શિક્ષા અમલમાં આવતાં હજી બાર દિવસ બાકી છે. એટલા સમયમાં સરદાર રણુદુલ્લાખાનને ચંપતરાયે કેદ કર્યાની દિલ્લી દરબારની ખાત્રી થશે તો રાજા કંચુકીરાય બંધનમુક્ત થશે. તાતારી સ્રીને મ્હોડે એ બાતમી સાંભળી તેજ દિવસે સાંજે મ્હેં દિલ્લી છોડયું." એટલું કહી કિસન શાંત ઉભો.

થોડીવાર પછી રાણી હિરાદેવીએ કહ્યું: "રણુદુલ્લાખાન જેવા દિલ્લી દરબારના ઐશ્વર્યશાલી સરદારને ચંપતરાય જેવા ક્ષુદ્ર હિંદુ રાજા કેદખાનામાં નાંખવાની હિંમત કરે, એ વાત ઉપર રોશનઆરા બેગમને વિશ્વાસ ઉત્પન્ન ન થાય એમાં આશ્ચર્ય શું? એવું કંઇક બનવાની ખાંસાહેબને બ્હીક લાગવાથીજ તેમણે નિશાનીની કટાર કંચુકીરાયને આપી હતી. પરંતુ તે તેણે છત્રસાલને આપી દીધી. તેથીજ તેમની એવી ભયંકર સ્થિતિ થઈ પડી! સરદારો! દિલગીર થવાનું કાંઈ પણ કારણ નથી. રાજાઓ! નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી! દિલ્લી દરબારની આપણને સહાયતા મળવાનું અશકય સમજશો નહિ. આજ નહિ તો કાલે પણ રણુદુલ્લાખાનની શોકજનક કહાણી દિલ્લી દરબારમાં જઈ પહોંચશે અથવા દિલ્લીપતિ પ્રત્યેની આપણી રાજ્યભક્તિ, દિલ્લીપતિને ચંપતરાયે કરેલું અપમાન સમજાવી આપશે. તેમ થશે અને પોતાની આબરૂને લાગેલું કલંક દિલ્લીપતિના ધ્યાનમાં ઉતરશે તો પછી ચંપતરાયનાં સોયે વર્ષ પૂરાં થઇ ચૂકયાં એમજ સમજવું! ચંપતરાયનો કાંટો કાઢી નાંખતાં દિલ્લીપતિને કેટલો વિલંબ?"

હિરાદેવીનું કહેવું સાંભળ્યા પછી કંઇક યાદ આવ્યું હોય તેમ કિસન

બોલ્યો: "રાણી સરકાર! આજે ચંપતરાય અને છત્રસાલ ઉપર દિલ્હી દરબારનો બહુ પ્રેમ છે. દિલ્હીપતિએ ચંપતરાયને બાર હજારની મનસબી આપી દિલ્હી દરબારનો સર્વથી શ્રેષ્ઠ ઉમરાવ બનાવ્યો છે. એવે સમયે બાદશાહ ચંપતરાયને સહાયતા કરવાનું છોડી દઈ તેના ઉપર શસ્ત્ર ઉગામે એવું હું ધારતો નથી."

"શું! કિસન, તું કહે છે શું?" હિરાદેવીએ કિસન સ્હામું આંખો ફાડી પૂછ્યું: "ચંપતરાય દિલ્હી દરબારનો ઉમરાવ થયો અને તેને બાર-હજારી મનસબદાર બનાવ્યો એ તું કહે છે શું? એ શબ્દોચ્ચાર કરતી વખતે ત્હારૂં મગજ ઠેકાણે છે કે? ત્હારી વાચા ત્હારા સ્વાધીનમાં છે કે? તું નિદ્રાવશ સ્થિતિમાં ગમે તેમ બબડાટ તો કરતો નથી? અસત્ય ભાષણનો માત્ર સંશય આવતાંજ રોશનઆરાએ કંચુકીરાયની કેવી દુર્દશા કરી છે તે ત્હારા ધ્યાનમાં છે કે?"

"રાણી સરકાર! હું એક પણ શબ્દ અસત્ય બોલતો નથી." કિસન નિર્ધાસ્તપણે બોલ્યો: "બે ચાર દિવસે ચંપતરાયની સ્વારી તમારી રાજધાની પાસે થઇને જશે ત્યારે તમને મ્હારા કહેવાની સત્યતાની ખાત્રી થશે."

"ચંપતરાય આપણી રાજધાની પાસ થઇને કયાં જશે?"

"પાછા મહોબા."

"એટલે? ચંપતરાયે મહોબા કયારે છોડયું?"

"તે મ્હને ખબર નથી. પરંતુ તે, યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાય, એ ત્રણે દિલ્હી દરબાર સમયે દિલ્હીમાં હતા એટલું હું જાણું છું. મ્હેં મ્હારી જાતે તેમને ચાર પાંચ વખત જોયા છે."

"શું કહે છે? ચંપતરાય દિલ્હી દરબારમાં હાજર થયો હતો? સ્વતંત્રતાની વાતો ઠોકનાર ચંપતરાય દિલ્હીપતિનો ઉમરાવ બન્યો? સ્વતંત્રતાદેવીના પ્રસાદ કરતાં બાર હજાર ઘોડેસ્વારની મનસબ તેને અધિક પ્રિય જણાઈ?" સભાકરણ આશ્ચર્યોદ્દગાર કાઢવા લાગ્યો: "આજપર્યંત ચંપતરાયનું સ્વતંત્રતાનું વાતાવરણ કેવળ માયાવી હતું કે? હિરાદેવી કહે છે તેમ રાજ્યતૃષ્ણા તેના હૃદયના એક ખૂણામાં છુપાઈ રહી હતી કે શું?

વિંધ્યવાસિની માતાની ભક્તિ, પ્રાણનાથ પ્રભુનું માન, પ્રજાનું કલ્યાણ કરવાના વિચારો, એ ચંપતરાયનો ઉપલકીયો ઢોંગજ હતો કે શું ? કિસન ! ચંપતરાયે ભરદરબારમાં અમીરીનો સ્વીકાર કર્યો હશે ખરૂં ? ભરદરબારમાં કેટલાક સ્વારની મનસબીનો તેણે સ્વીકાર કર્યો હશે ખરૂં ? "

"ના, ના, તેણે તો તેનો તિરસ્કાર કર્યો." કિસને ઉત્તર દીધો: "બુંદેલખંડની સ્વતંત્રતા સિવાય દિલ્લીપતિ પાસેથી તેને બીજી કોઈ પણ બક્ષીસ લેવી નથી. ચંપતરાયે પોતાનો એવો નિશ્ચય ભરદરબારમાં કહી સંભળાવ્યો હતો. સરદાર, દરકદારોને, અમીર-ઉમરાવોને, રાજા-રજવાડાઓને એટલુંજ નહિ પણ દિલ્લીપતિને સુદ્ધાં આશ્ચર્ય થાય તેમ ચંપતરાયે ભરદરબારમાં તેમની કૃપાનો તિરસ્કાર કરી સ્વાર્થત્યાગનું, પ્રજાહિતનું, અને સ્વાતંત્ર્ય પ્રેમનું ઉદાહરણ બતાવી આપ્યું છે."

"ત્યારે પછી તેણે અમીરીનો સ્વીકાર શી રીતે કર્યો ? બાર હજારની મનસબી તેને પ્રિય કેમ લાગી ?" સભાકરણે કિસનને પૂછ્યું. કિસને ઉત્તર દીધો: "ચંપતરાય રાજા જયસિંહના પરોણા હતા. અમીરીનો અને મનસબીનો સ્વીકાર કરવા માટે બાદશાહે રાજા જયસિંહ દ્વારા ચંપતરાયને આગ્રહ કર્યો. તેથી અંતે નિરૂપાય થઇ જયસિંહનો સુકન રાખવા માટે ચંપતરાયને પોતાની ઇચ્છા વિરૂદ્ધ હા કહેવી પડી. એ મ્હેં સાંભળેલી વાત છે, તથાપિ દરબારને સમયે બાદશાહની કૃપાનો ચંપતરાયે તિરસ્કાર કર્યો એ વાત તો તદ્દન ખરી છે. પરંતુ તેણે અમીરી અને મનસબદારી પાછળથી કેમ સ્વિકારી હશે તે હું સમજી શકતો નથી."

"તેનું કારણ તું સમજી શકશે નહિ." સભાકરણે શાંત થઇને કહ્યું: "તેમ કરવામાં ચંપતરાયે કંઇક રાજદ્વારી યુક્તિ વાપરેલી હોવી જોઇએ."

ચંપતરાયને દિલ્લી દરબારની અમીરી અને બાર હજારની મનસબી મળી. એ સમાચારે સભાકરણને જેટલું આશ્ચર્ય ઉત્પન્ન કર્યું તેટલુંજ હિરાદેવીને દુઃખ કર્યું. કિસનના ખુલાસાથી સભાકરણનું આશ્ચર્ય નાશ પામ્યું પરંતુ હિરાદેવીના હૃદયમાં તો દુઃખની વૃદ્ધિ થતી ચાલી. પોતાનો શત્રુ દિલ્લીપતિના આદરસત્કારને પાત્ર થયો, એ વિચાર તેને અતિશય અસહ્ય થઇ

પડયો. ચંપતરાય ઉપર દિલ્હી પતિનો ક્રોધાગ્નિ વરસવો જોઇતો હતો તેને બદલે હવે પ્રેમામૃતનો વર્ષાદ વરસશે એવા વિચારથી તેનું ચિત્ત ભ્રમિત થવા લાગ્યું. સભાનું કામ આગળ ચલાવવું અશક્ય થઇ પડયું. નવીન સંકટનો શાંત ચિત્તે વિચાર કર્યા પછી ભવિષ્યમાં કેવી રીતે વર્તવું તેનો નિશ્ચય કરવા આજની સભા તેણે બરખાસ્ત કરી. રાજાઓ પહાડસિંહના આદરાતિથ્યનો સ્વાદ લેતા કેટલાક દિવસ પર્યંત ઓરછામાં રહ્યા.

તે દિવસે હિરાદેવીએ આખી રાત વિચારો કરવામાં પસાર કરી. નિદ્રાએ તેનાં નેત્રને સ્પર્શજ કર્યો નહિ. બીજે દિવસે સ્હવારે ગિરિજા હિરાદેવીના કેસ ગુંથવા આવી તે સમયે હિરાદેવીના મુખ ઉપર તેને આસુરી આનંદ ફરકતો જણાયો. એ જોઇ ગિરિજાને ભય લાગ્યો, તેથી તે એક એક પગલું પાછું ભરવા લાગી. હિરાદેવીએ તેને આજ્ઞા ફરમાવી: "જા, પાછી જા, અને સાગરના રાજા સભાકરણને તેડી લાવ."

થોડા સમયમાંજ સભાકરણ ત્યાં આવી પહોંચ્યો. આનંદના આવેશમાં આવી હિરાદેવીએ તેના કાનમાં કંઇક ગણગણાટ કર્યો. તે ગણગણાટનો ગુપ્ત ધ્વનિ સભાકરણનું હૃદય બાળતો તેના મગજમાં જઇ અથડાયો. સભાકરણનું મુખ કાળા ઠિંકરા જેવું જણાવા લાગ્યું. તેના મુખ ઉપરથી તેજ અલોપ થઇ ગયું અને તેને સ્થળે ભય, પશ્ચાત્તાપ અને આત્મનિંદાનાં ચિહ્નો ચિતરાયાં. તે પણ હિરાદેવીના મુખ સ્હામું ભયચકિત નેત્રે જોતો જોતો ત્યાંથી ચાલ્યો ગયો.

હવે હિરાદેવી આનંદના ભ્રમમાંથી જાગૃત થઇ. તેણે આસપાસ દ્રષ્ટિ ફેરવી તો ખરી પડેલા પુષ્પની પેઠે વિજયાને નિરાશ થયેલી પોતાની પાસે બેઠેલી જોઇ.

"વિજયા !" હિરાદેવીએ પૂછ્યું: "તું અહિં ક્યાંથી ?"

"પિતાજીના છુટકા માટે તમે શા ઉપાયો કર્યા છે તે સાંભળવા માટે હું આહં આવી છું." વિજયાએ હિરાદેવી સ્હામું ભયભીત દ્રષ્ટિએ જોઇ પૂછ્યું:

"જા, જા, મ્હોટી પિતા ઉપર પ્રેમ રાખનાર આવી છે તે જોઇ ત્હને !"

હિરાદેવીએ વિકટ હાસ્ય કરીને ઉત્તર દીધો: "કંચુકીરાયના છુટકારા માટે અમારે પ્રયત્ન કરવાનું કાંઇ પણ કારણ નથી, અને અમને તેટલો વખત પણ નથી. રાજા ચંપતરાય અને યુવરાજ છત્રસાલ, એ બન્ને દિલ્લીપતિનો આદરસત્કાર પ્રાપ્ત કરી પોતાની રાજધાની મહોબા જાય છે. તેમનો આદરસત્કાર કરવો એજ અમારૂં પ્રથમ કર્તવ્ય કર્મ છે. મહોબાના રાજવંશ અને ઓરછાના રાજવંશ વચ્ચે પુનઃ પ્રેમ બંધાય એવી યુવરાજ વિમલદેવની ઇચ્છા છે તે પરિપૂર્ણ કરીશું. કંચુકીરાય સંબંધી વિચાર કરવાનો અમને સમયજ ક્યાં છે? ત્હારા પિતા ઉપર ત્હારો એટલો બધો પ્રેમ હોય તો તું દિલ્લી જઇ તેનો છુટકો કરાવી આવ!"

અત્યાર સુધી દિગ્મૂઢ જેવી બનેલી વિજયા એકદમ ઉઠીને ઉભી થઇ ગઇ, અને હિરાદેવી સ્હામે તિરસ્કાર દ્રષ્ટિયે જોતી ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી હિરાદેવીએ પુનઃ વિકટ હાસ્ય કર્યું!

## પ્રકરણ ૧૪ મું.

### હૃદયમાં ઝેર!



પ્રચણ્ડ જ્વાળામુખી પર્વત ફાટતાં જેમ તેની આસપાસના પ્રદેશની સ્થિતિ બદલાઇ જાય છે અથવા ધરતી કંપનો આંચકો જેમ નિર્જન મેદાનમાં નયન મનોહર સરોવર ઉત્પન્ન કરે છે અથવા જાદુઇ લાકડી જેમ ભોળાં મનુષ્યોની દ્રષ્ટિ સમક્ષ ક્ષણવારમાં આશ્ચર્યકારક વસ્તુઓ ઉત્પન્ન કરે છે તેજ પ્રમાણે હિરાદેવીના ચિત્તની વિચિત્ર સ્થિતિ થઇ છે, એવું ઓરછાની પ્રજા જાણવા લાગી. સિંહને તેનો ક્રૂર સ્વભાવ છોડી દયામય બનેલો જોઇ જેટલું આશ્ચર્ય થાય, વાઘને તેનો જાતિદ્વેષ છોડી ગાયો સાથે ચરતો જોતાં જેવો અપૂર્વ આનંદ જણાય

અને સર્પને તેની દુષ્ટતા છોડી સજ્જન બનેલો જોઇ જેવો સંતોષ ઉપજે તેવું આશ્ચર્ય, તેવો આનંદ અને તેવો સંતોષ આજે ઓરછાની પ્રજા સંપૂર્ણ રીતે અનુભવતી હતી. દિવાનખાનામાં ભરાયલી સભા વખતે મહોબાના રાજવંશ ઉપર ઝેર ઓંકનાર નાગિણીને આજે આટલી બધી શાંત, અને સુશીલ જોઇ રાજા પહાડસિંહને ઘણું આશ્ચર્ય થતું હતું. આકાશમાં સુંદર અને સુવાસિક પુષ્પ ઉત્પન્ન થયાના સમાચાર સાંભળી જેટલું આશ્ચર્ય ઉત્પન્ન થાય નહિ તેટલું આશ્ચર્ય ઓરછા નગરીનાં પ્રત્યેક નાગરિકના મુખ ઉપર જણાતું હતું. ઓરછામાં, ચંપતરાયને માન આપવાની તૈયારી ઝપાટાબંધ ચાલી રહી હતી. પુષ્પની મનોહર માળાઓવડે ઓરછા નગરીનું પશ્ચિમનું પ્રવેશદ્વાર શણગારી દીધું હતું. જે માર્ગે થઇને ચંપતરાયનો વરઘોડો કહાડી રાજમહેલ તરફ લઇ જવાનો હતો તે માર્ગ ચિત્રવિચિત્ર ધ્વજા પતાકાવડે વિભૂષિત કર્યો હતો. તેમાં વિશેષતઃ ચતુર્ભુજનું દેવાલય અત્યંત કૌશલ્યવડે સજ્યું હતું. એટલું દેવળ જોતાંજ આજનો ઓરછા નગરીનો ઠાઠમાઠ, વીરસિંહદેવે શાહજાદા સલીમનો આદરસત્કાર કર્યો તે પ્રસંગનું સ્મરણ કરાવે એવો હતો.

નગરીનો ઠાઠમાઠ જોઇ થતો આનંદ અને તે ઠાઠમાઠનું કારણ પોતાના મનમાંજ જાણતાં થતું આશ્ચર્ય; એ બન્નેની મિશ્ર છટાવડે જેના મુખ ઉપર પ્રસન્નતા જણાતી હતી એવા કેટલાક સરદારોને સાથે લઇ યુવરાજ વિમલદેવ ઓરછા નગરીના પશ્ચિમ દિશાના પ્રવેશદ્વાર આગળ ઘોડેસ્વાર થઈ ઉભા હતા. કૃષ્ણ પરમાત્માને કૌરવો સાથે સંધિ કરવામાં યશ મળ્યો હોત તો જે આનંદની, વિજયની અને જનકલ્યાણની પવિત્ર પ્રભા તેમના મુખ ઉપર પ્રકાશી રહેત તેવીજ પ્રભા વિમલદેવના મુખમંડળ ઉપર આજે આનંદપૂર્વક નૃત્ય કરતી હતી. મહોબાના રાજકુટુંબ સાથે પુનઃ પ્રેમભાવ ઉત્પન્ન કરવાની તેની ઇચ્છા, મદનસાગર સરોવરને કિનારે યુવરાજ છત્રસાલે કહેલું કર્તવ્યકર્મ, આટલી બધી ઉત્તમ રીતે પાર પડશે એવું તેના સ્વપ્નમાં પણ નહતું. પરંતુ તેવો યોગ આજે તે જાગૃતાવસ્થામાં અનુભવતો હોવાથી વિમલદેવના આનંદનો પાર નહતો. મહોબાના રાજા ચંપતરાય અને યુવરાજ છત્રસાલ સંબંધી જે પક્ષપાત કર્યો તેનુંજ આજ સુફળ મળે છે, એવું

તેને અભિમાન થયું. એ દિવસ પહેલાં ભરાયલી સભામાં હિરાદેવીએ કેવાં ભાષણો કર્યાં હતાં, ત્યાર પછી સભાકરણના કાનમાં શો બડબડાટ કર્યો હતો અને તે સમયથીજ તેણે પોતાની વર્તણુક કેવી રીતે બદલી નાંખી હતી, તેની વિમલદેવને કલ્પના પણ નહતી ! હિરાદેવીએ સ્વીકારેલા શાંત ગાયના સ્વરૂપની અંદર, વાઘિણીનો અત્યંત ક્રૂર આત્મા કેવો તડફડી રહ્યો છે તેનો વિમલદેવને જરા પણ સંશય આવ્યો હોત તો તે ભયથી અધમુવોજ થઇ ગયો હોત !

જેમ જેમ આદરસત્કાર કરવાનો પ્રસંગ નજીક આવતો ગયો તેમ તેમ વિમલદેવની ઉત્સુકતા અધિક વધતી ગઇ. પશ્ચિમ દિશામાં હજી સુધી પ્રકાશી રહેલો સૂર્ય ક્યારે અસ્ત પામે અને ચંપતરાય તથા યુવરાજ છત્રસાલનું હું ક્યારે સ્વાગત કરૂં ? એવું તેના મનમાં થઈ રહ્યું હતું. અંતે સૂર્યદેવ પશ્ચિમ આકાશમાં ઉતર્યા. ક્ષણુવાર પછી સૂર્યાસ્ત થશે એવી વિમલદેવને ખાત્રી થઈ. સૂર્ય અસ્ત પામી ગયો, પણ યુવરાજ છત્રસાલ દિલ્લીને માર્ગેથી આવતો જણાયો નહિ. પશ્ચિમ દિશા તેને વાદળથી ઘેરાયલી જણાઇ. વિમલદેવે પુનઃ પશ્ચિમ આકાશ તરફ જોયું તો ક્ષણુ પર્યંત અદ્રષ્ય થયેલા સૂર્યનાં તેને પુનઃ દર્શન થયાં. તેથી સૂર્ય અસ્ત પામ્યો નહતો પરંતુ અત્યાર સુધી વાદળની પાછળ સંતાઇ રહ્યો હતો એવું તેને જણાયું. તેની ઉત્સુકતા અધિક વધી, એટલે પશ્ચિમ આકાશમાં ચમકતા પ્રકાશનાં કિરણો પોતાના તરફજ આગળ આગળ દોડતાં આવતાં હોય એવું તેને જણાયું. તે અત્યંત આશ્ચર્યભરિત દ્રષ્ટિયે પોતાના તરફ આવતા બુંદેલખંડના પ્રકાશરાજ તરફ જોવા લાગ્યો.

છત્રસાલના ગાંભીર્યપૂર્ણ આનંદમાં અને વિમલદેવના સ્નેહાંકિત દ્રષ્ટિપાતમાંજ આદરસત્કારનું કામ પૂર્ણ થયું. જે સ્થળ મહા પ્રતાપી રાજા રૂદ્રપ્રતાપની ચરણુ રજવડે પવિત્ર થયું છે, સ્થળ તેજ જે રૂદ્રપ્રતાપના મંગળ ધ્વનિવડે એક વખત ગર્જી રહ્યું હતું, તેજ સ્થળે થોડો વખત પોતાનો નિવાસ થવાનો હોવાથી ચંપતરાયના મનમાં જે આનંદ થયો તેણે તેના અન્ય વિચારોને વેગળા ખસેડી દીધા ! માર્ગ પસાર કરતાં તેના ઉપર થતી

પુષ્પવૃષ્ટિ તેને જણાતી નહોતી પરંતુ રૂદ્રપ્રતાપનું પ્રશંસનીય કર્તવ્ય કર્મ નિરાકારરૂપે પણ તેને જણાતું હતું. નાગરિકોએ તેમના નામનો જયજયકાર પુકાર્યો તે તેમણે સાંભળ્યો નહતો પરંતુ કેટલાંક વર્ષ પૂર્વે રૂદ્રપ્રતાપે સ્વતંત્રતા માટે કરેલાં યુદ્ધના પડઘા હજી પણ તેમને કાને અથડાતા હતા. પુષ્પની સુગંધમાં મિશ્ર થયેલી અત્તરની સુગંધનો તેમને સુવાસ આવતો નહતો પરંતુ રૂદ્રપ્રતાપની કીર્તિરૂપી સુગંધવડે દશે દિશા સુગંધિત થઇ રહી હોય એવું તેમને ભાન થતું હતું. ઓરછામાં એ પ્રમાણે પોતાનો આદરસત્કાર ચાખતા ચંપતરાય ચતુર્ભુજના દેવાલય નજીકનો માર્ગ પસાર કરતા હતા.

રાજા પહાડસિંહનું અત્યંત આગ્રહ ભરેલું નિમંત્રણ રાજા ચંપતરાયે સ્વિકાર્યું તે વખતે પ્રથમ ચતુર્ભુજનાં દર્શન કર્યા પછી રાજમહેલમાં પ્રવેશ કરવાની તેમણે ઇચ્છા જણાવી હતી. તેથીજ ચતુર્ભુજના વિશાળ મંદિરને આજે ઉત્તમ પ્રકારે શણગારી રાજા પહાડસિંહ અનેક માનકરીઓ સહિત રાજા ચંપતરાયનો માર્ગ જોતા ત્યાં બેઠા હતા. ચંપતરાય, છત્રસાલ અને તેમના બીજા કોઇ પણ આશ્રિત સ્હામું તિરસ્કારથી જોવું નહિ, તેમનાં દર્શનથી અત્યંત આનંદ થયો છે એવોજ દેખાવ કરવો, ચંપતરાય સાથે અત્યંત પ્રેમ ભરેલી નમ્ર ભાષા વાપરવી, આપણા મનમાંથી દ્વેષનો તદ્દન નાશ થયો છે, એવું પોતાના કર્તવ્ય કર્મ ઉપરથી અને આચરણ ઉપરથી તેમને બતાવી આપવું, એટલુંજ નહિ પણ ચંપતરાય આપણો ઉપકાર કર્તા છે એવું માની તેની સાથે પ્રેમ ભરેલું વર્તન રાખવું; એવો પહાડસિંહને હિરાદેવીનો સખ્ત હુકમ થયો હતો. તે હુકમ પ્રમાણે પહાડસિંહ અત્યંત દક્ષતાથી વર્ત્યો હતો. રાજા ચંપતરાયને પોતાનાં મનુષ્યો સાથે મંદિરમાં પ્રવેશ કરતો જોઇ, કૃતઘ્નતાની માયાવી છાયા નીચે દ્વેષ-વૈરને સંતાડી દઇ, પહાડસિંહ, બંધુપ્રેમનો ઉમળકો ઉછીનો લઇ તેના સ્હામું ગયા ! શિષ્ટાચારની, આદરાતિથ્યની અને ઉપકાર બદ્ધતાની સાંકળ વડે જકડાયલી તેમની વાચા, મર્યાદિત ક્ષેત્રમાં વ્યવસ્થિત કામ બજાવવા લાગી ! ચંપતરાય કિંવા છત્રસાલનાં ચંચળ નેત્ર પોતાનામાં પ્રતિબિંબિત થયેલા દ્વેષનું દર્શન કરશે, એવી ભીતિથી તેને અજબ રીતે ઢાંકી દઇ તેણે અતિશય આનંદ બતાવ્યો ! પહાડસિંહે પોતાનો વેશ

એવી ખુબીથી–ઉત્તમ રીતે–ભજવ્યો કે જેથી ચંપતરાયને, પહાડસિંહનો માયાવી પ્રેમ, ઉપલકીયું આદરાતિથ્ય અને પ્રપંચી વિનય સાચો છે એવુંજ જણાયું. તેણે પહાડસિંહને પોતાની છાતી સાથે દબાવ્યો અને પશ્ચાત્તાપથી પોતાનો બંધુ પવિત્ર થયો છે એવું માની તેણે કરેલા અપરાધની ચંપતરાયે ક્ષમા આપી.

મહોબાના રાજવંશ અને ઓરછાના રાજવંશ વચ્ચે આજથી પૂર્ણ મિત્રતા બંધાઇ છે એમ જાણી યુવરાજ છત્રસાલને અને યુવરાજ દલપતરાયને અત્યાનંદ થયો. તેઓ એવા પ્રશંસનીય પુનઃ સ્નેહબંધન માટે યુવરાજ વિમલદેવને ધન્યવાદ આપવા લાગ્યા. ચતુર્ભુજના દેવાલયમાંથી રાજમહેલમાં પ્રવેશ થાય તેટલા અવસરમાં, વિમલદેવની આજની એવી વિમલ કૃતિનું છેવટ પરિણામ સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં કેવું ઉત્તમ નિવડશે તેનું વર્ણન, યુવરાજ છત્રસાલ, વિમલદેવને અને દલપતરાયને કહેતા હતા.

રાજમહેલના શણગારેલા પ્રવેશદ્વારમાં, હિરાદેવીના અગ્રેસરપણા નીચે કેટલીક સ્ત્રીઓ આરતીઓ લઈ રાજા ચંપતરાય અને યુવરાજ છત્રસાલનાં ઓવારણાં ઉતારવા માટે સજ્જ થઇ ઉભી હતી. તેમનો મોહક આદરસત્કાર જોઇ ચંપતરાયને અત્યંત આનંદ થયો. એ સત્કાર આપણો નહિ પણ આપણા હૃદયમાં રમી રહેલી સ્વતંત્રાદેવીનો થાય છે એવું તેણે બે ચાર વખત કહી સંભળાવ્યું હતું. થોડા સમય પછી ચંપતરાયનાં ઓવારણાં લેવા એક હાસ્ય કરતી પ્રૌઢા સ્ત્રી ગજગતિ એ આગળ આવી. બંધુનાં ઓવારણાં લેતી વખતે ઉભરાઇ જતો અમુલ્ય બંધુપ્રેમ, પિતાનો સત્કાર કરતી વખત જણાતી કલ્પનાતીત પિતૃનિષ્ઠા, અને ગુરૂજનોને વંદન કરતી વખતે ઉત્પન્ન થતી અટલ અચલ ગુરૂભક્તિ, એ સર્વેની મિશ્ર પ્રતિમાજ જાણે પોતાના સ્હામું ઉભી હોય એવો ચંપતરાયને ભાસ થયો. તેનું મન અત્યંત પ્રસન્ન થયું. પોતાનાં ઓવારણાં લઇ પોતાનો આદરસત્કાર કરનાર હાસ્યમુખી પ્રૌઢા સ્હામું ચંપતરાયે પુનઃ જોતાં જણાયું કેઃ તે પ્રૌઢા બીજી કોઇજ નહિ પણ તે પહાડસિંહની પત્ની હિરાદેવીજ છે એવું તેમના જાણવામાં આવ્યું. એ જોઇ પહાડસિંહના આજના વર્તનથી આશ્ચર્યચકિત થયેલા ચંપતરાય

સ્તબ્ધજ થઇ ગયા ! હિરાદેવી એટલે સર્પના જેવા હૃદયવાળી, વાઘ જેવા મનની અને ઉલટા કાળજાની સ્ત્રી છે એવો ચંપતરાયને દૃઢ વિશ્વાસ હતો, પરંતુ તેજ હિરાદેવી આપણને ગાળો દઈ તિરસ્કાર કરવાનું છોડી દઈ આપણો આદરસત્કાર કરવામાં પોતાને ધન્ય માને છે, એ જોઇ તેમના આશ્ચર્યની સીમા રહી નહિ !

"હિરાદેવી !" ચંપતરાયના મુખમાંથી આશ્ચર્યોદ્દ્ગાર નીકળ્યા. "તમે અને પહાડસિંહે તમારા વર્તનમાં આસ્માન જમીન જેટલું અંતર કર્યું છે એ જોઇ જગન્નિયંતા પરમેશ્વરને પણ આશ્ચર્ય થયા સિવાય રહેશે નહિ ! બુંદેલખંડની સ્વતંત્રતાનો માર્ગ બની શકે તેટલો વિકટ બનાવી બુંદેલાઓના સ્વાતંત્ર્ય પ્રેમની કસોટી કરવામાં જગન્નિયંતાએ તમારી નિમણુંક કરી અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સતત મહેનત કરનાર મ્હારા જેવા મનુષ્યનો તમે દ્વેષ કર્યો. એ જોઇ તમારી કલ્પના ભૂલભરેલી જાણી પરમાત્માને પણ દિલગીરી થતી હશે. પરંતુ ઓરછાના રૂદ્રપ્રતાપના વંશજો કુલદેવીની ભક્તિ કરવા યોગ્ય થયા છે એ જોઈ માતા વિંધ્યવાસિની—આપણી સ્વતંત્રતા દેવી—આનંદસાગરમાં સ્નાન કરતી હશે. હિરાદેવી ! રણદુલ્લાખાનને મ્હેં કેદ કર્યા છે એ વાત અદ્યાપિ પર્યંત દિલ્હી દરબારને કાને પહોંચી નથી. રણદુલ્લાખાનના દુર્ભાગ્યની વાર્તા આજે નહિ તો કાલે, પણ દિલ્લીપતિને કાને ગયા સિવાય રહેશે નહિ, ત્યારે તે ધર્મઘેલો બાદશાહ સર્વ સામ્રાજ્યની શક્તિ એકત્ર કરી બુંદેલખંડને ચૂર્ણવિચૂર્ણ કરવાનો પ્રયત્ન કરશે, એવો અણિનો પ્રસંગ બુંદેલખંડ ઉપર સત્વર આવી પડશે. તેથી વખતસર સાવચેત કરી દેવાની ઇચ્છાથી સ્વતંત્રતાના ઝુંડા નીચે સમસ્ત ક્ષાત્રતેજને એકત્ર જમાવવાના ઉદ્દેશથી મ્હેં સમસ્ત બુંદેલખંડમાં એક વિનતિપત્ર ફેરવ્યું હતું. આજે તમે તે વિનતિપત્રનો સત્કાર—સ્વતંત્રતાના ઉચ્ચ ધ્યેયનો આદર—કરો છો એવું મ્હારૂં માનવું છે. ઓરછાનો રાજવંશ વીર રૂદ્રપ્રતાપના રક્તવીર્યથી બનેલો છે. રાજા પહાડસિંહના રોમેરોમમાં રૂદ્રપ્રતાપનું તેજ રમી રહ્યું છે. તેથી જેમ ઘણા દિવસ સુધી શિયાળના ટોળામાં નિવાસ કરી રહેલું સિંહનું બચ્ચું યોગ્ય પ્રસંગે પોતાનું તેજ બતાવ્યા સિવાય રહેતું નથી તેજ પ્રમાણે રાજા

પહાડસિંહે ખરે અગ્નિને પ્રસંગે શિયાળની મિત્રતાનો ત્યાગ કરી સિંહનો સ્વભાવ બતાવી આપ્યો છે, અને પોતાની પ્રિય સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે યોગ્ય માર્ગનું અવલંબન કરી રહ્યા છે. રાજા પહાડસિંહ ! રાણી હિરાદેવી ! તમારા બન્નેના યત્નમાં સંપૂર્ણ યશ પ્રાપ્ત થાઓ અને ઇશ્વર તમારા મનોરથ પરિપૂર્ણ કરો. એજ મ્હારી આશિષ છે.”

પોતાનો ઉદ્દેશ યશસ્વી થશે અને પોતાનો મનોરથ નિર્વિવાદપણે વિજય પ્રાપ્ત કરશે એવી હિરાદેવીને ખાત્રી થઈ. તેથી તેણે ખડખડાટ હાસ્ય કર્યું. તેના ઉદ્દેશનું અને મનોરથનું આસુરી પ્રતિબિંબ તેના એ હાસ્યમાં સ્પષ્ટ દ્રષ્ટિગોચર થયું. એ સમયે ચંપતરાયનું તેના તરફ લક્ષ્ય હોત તો તેમણે રાજમહેલમાં પ્રવેશજ ન કર્યો હોત. તેઓ તો હૃદયમાં ભાવિ સ્વતંત્રતાનું મનોહર ચિત્ર ચિતરતા ધીમે ધીમે રાજમહેલનાં પગથીઆં ચઢતા હતા.

મધ્યરાત વીતી ગઇ હતી. નિશાપતિ કાળી રાતના સહવાસથી કંટાળી સ્વર્ગીય અમૃત પાન કરવા માટે હમણાંજ ચાલ્યા ગયા હતા. તારા–સુંદરીઓએ સર્વ આકાશમાં સ્વતંત્રતાપૂર્વક નૃત્ય કરવાની શરૂવાત કરી દીધી હતી. બટવા નદીનો નિર્મળ જળ પ્રવાહ ઓરછાના રાજમહેલને સ્પર્શ કરતો શાંત રીતે વહન કરી રહ્યો હતો. શાંતતાદેવીનું સામ્રાજ્ય નિષ્કંટકપણે સર્વત્ર પસરી રહ્યું હતું, પરંતુ ચંપતરાય હજી સુધી મનમાં સ્વતંત્રતાનું મનોહર ચિત્ર ચિતરતા હતા. સ્વતંત્રતા દેવીનું ચિત્ર દોરતી વખતે બટવા નદીના પ્રવાહની નિર્મળતાનો તેણે ઉપયોગ કર્યો હતો તેમ છતાં તે ચિત્ર જોઇએ તેવું સ્પષ્ટ જણાતું નહતું ! તારાઓમાંથી લીધેલા પરમેશ્વરના સ્વર્ગીય તેજ વડે સ્વતંત્રતા સુંદરીના સર્વ અંગ ઉપર તેમણે ઢાળ ચઢાવ્યો હતો તેમ છતાં તે ચિત્ર ઇચ્છાનુસાર તેજસ્વી જણાતું નહતું ! સ્વતંત્રતા સુંદરીના અંતઃકરણમાં જનકલ્યાણની જે અજબ જ્યોતિ પ્રકટી રહી હોય છે તેનું પ્રતિબિંબ, ચંપતરાય પોતાના ચિત્રના મુખ ઉપર ખુબીદાર રીતે પ્રકટાવી શકતા નહોતા ! જનકલ્યાણમાં અનેક પરસ્પર વિરોધી સુખ સાધનોનો, પરસ્પર વિરોધી હક્કનો, પરસ્પર વિરોધી ભાવનાનો, અને પરસ્પર વિરોધી ઉદ્દેશનો સમાવેશ થતો હોવાથી સ્વતંત્રતા સુંદરીના મુખ ઉપરનું તેજ

કેટલું શાંત અથવા કેટલું ઉગ્ર હોવું જોઇએ, કેટલું મોહક અથવા કેટલું કઠોર હોવું જોઇએ, કેટલું પ્રેમળ અથવા કેટલું તીવ્ર હોવું જોઈએ તેનો નિશ્ચય ચંપતરાયથી થઈ શક્યો નહિ! એક વખત તેઓ તે રમણીના મુખ ઉપર પ્રેમનો રક્તવર્ણ ચઢાવતા પણ બીજી ક્ષણે તેમાં સ્વતંત્રતાને ઘાતક થઇ પડતા મોગલોનું કલ્યાણ તેમાં પ્રતિબિંબિત થઇ પોતાના બંધુજનોનું કલ્યાણ ધીમે ધીમે પરદેશીઓના કલ્યાણનો ભોગ થઇ પડે છે એવો તેમને ભાસ થતો! પુનઃ મોગલોના કલ્યાણને દૂર કરવા માટે રમણીના મુખ ઉપર નવીન રંગ ચઢાવતા ત્યારે તેજ ક્ષણે તેમાં બુંદેલાના હિતનો બગાડ થયેલો તેમનાં હૃદયચક્ષુએ જણાતો! સ્વતંત્રતા–સુંદરીના મુખ ઉપર મોગલોનો ક્ષય અને બુંદેલાઓનો ઉદય ચિતરવા માટે મિશ્રમનોવિકારની છાયા પસરાવવાનો તેઓ યત્ન કરતા તેજ ક્ષણે ઉન્નત મનોવિકાર મોગલોની સેવા કરવામાં અને નીચ મનોવિકારથી બુંદેલાઓની ગુલામગિરીમાં ધન્યતા મળશે એવો તેમને સંશય આવતો! એવી સ્થિતિ હોવાથી સ્વતંત્રતાદેવીનું યથાયોગ્ય ચિત્ર ચિતરવામાં ચંપતરાયને સુફળ પ્રાપ્ત થયું નહિ! જે સ્વતંત્રતા સુંદરીનું ચિત્ર ચિતરવામાં આટલો બધો પ્રયત્ન કરવામાં આવે છે તે કાર્ય સુફળ થતું નથી તે શી રીતે ઓળખ થશે? તેની પ્રાપ્તિ શી રીતે થશે?" એવા વિચારોથી ચંપતરાયને ક્ષણવાર દિલગીરીજ ઉત્પન્ન થઇ. "સ્વતંત્રતા–સુંદરીની પ્રાપ્તિ નહિ થાય તો પણ હું તે દેવીના મંદિર તરફ જવાનો માર્ગ પસાર કરૂં છું, મંદિરમાં બિરાજેલી અધિષ્ઠાત્રી દેવીનાં મ્હને સ્પષ્ટ દર્શન થતાં નથી તો પણ મંદિરનાં ઉચ્ચ શિખરો તો સ્પષ્ટ જણાય છેજ. ક્ષણભંગુર આયુષ્યને લીધે, અથવા અલ્પ બુદ્ધિ ચાતુર્યને લીધે અથવા માર્ગદર્શકનો અભાવ હોવાને લીધે કદાચ મ્હને સ્વતંત્રતા–સુંદરીનાં દર્શન થશે નહિ તો પણ હું તેના મંદિર પર્યંત જઇ પહોંચીશ એ તો નક્કીજ! ત્યાર પછી તે દેવીનાં દર્શન અને તે દેવીની પ્રાપ્તિ, મ્હારી પાછળ યુવરાજ છત્રસાલ કર્યા સિવાય રહેશે નહિ." એવો વિચાર કરતા ચંપતરાય નિદ્રાદેવીને આમંત્રણ કરવા પોતાની શય્યા તરફ જવા લાગ્યા, એટલામાં અત્યાર સુધી તેમની કલ્પનામાં નહોતી એવી સ્વતંત્રતા–સુંદરી નિદ્રામગ્ન છત્રસાલના પ્રસન્ન મુખ

સ્હામુ જોતી તેની પાસે ઉભી હોય એવો તેમને ભાસ થયો. સ્વતંત્રતા-સુંદરી છત્રસાલને નક્કી વિજયમાળ પહેરાવશે, એવું તેમને જણાવા લાગ્યું ! તેમણે આનંદમગ્ન થઇ કહ્યુ: “સ્વતંત્રતા-સુંદરી ! તમે મ્હારા પુત્રનેજ ભાગ્યશાળી બનાવશો ! તમારી પધરામણીથી સમસ્ત બુંદેલખંડ પવિત્ર થશે. તમે બુંદેલખંડના કલ્યાણનો અને સુખનો માર્ગ પ્રકાશિત કરશો.”

સ્વપ્ન-સુખમાંથી એકાએક જાગૃત થયા જેવી થઇ તે સુંદરીએ ચંપતરાય સ્હામું જોઇ કહ્યું: “મહારાજ ! હું વિજયા છું.”

“તું વિજયા છે ? ત્હમારી પ્રાપ્તિ સિવાય છત્રસાલને માટે સ્વતંત્રતા-સુંદરીના મંદિરનાં દ્વાર કેવી રીતે ઉઘાડાં થશે ?”

“હું ધારીરની રાજકન્યા વિજયા છું.” પુનઃ કર્ણ મનોહર નાદ થયો.

“તું ધારીરની રાજકન્યા, કંચુકીરાયની કન્યા, વિંધ્યવાસિની માતાના પવિત્ર હાથ દ્વારા છત્રસાલના ગળામાં પુષ્પમાળ પહેરાવનાર વિજયા છે કે ?” ચંપતરાયે આશ્ચર્ય પામી કહ્યું: “આટલી રાતે ત્હને આ સ્થળે આવવાનું શું પ્રયોજન ?”

“હિરાદેવીએ તમારો આદરસત્કાર કર્યો છે તેનું ખરૂં કારણ, તે ગુપ્ત પ્રપંચ આપને નિવેદન કરવા માટે.” વિજયાએ ઉત્તર દીધો: “તમને અહિં દીઠા નહિ તેથી હું યુવરાજ છત્રસાલને જાગૃત કરવાનો વિચાર કરતી હતી, એટલામાં તમે આવી પહોંચ્યા. મહારાજ ! રાજા પહાડસિંહે અને રાણી હિરાદેવીએ તમારો આદરસત્કાર કરવામાં જે ચતુરાઇ વાપરી છે અને જે લાગણી બતાવી છે તેથી તમે અત્યંત સંતુષ્ટ થયા જણાઓ છો !”

“એવા પ્રેમી સત્કારથી કોણ સંતુષ્ટ થાય નહિ ?” ચંપતરાયે વિજયા તરફ જોઇ આશ્ચર્ય પામી કહ્યું: “પહાડસિંહ અને હિરાદેવી એ બન્ને હવે પશ્ચાત્તાપના તાપમાંથી બહાર નીકળ્યાં છે. તેમના પ્રથમના દુષ્ટ મનોવિકાર નષ્ટ થઇ સ્વતંત્રતાનો મનોહર ચંદ્ર તેમના હૃદયમાં પ્રકાશિત થયો છે. મહોબાના રાજવંશનો તેમના ઉપર કેટલો ઉપકાર થયો છે, એ તેમને સારી પેઠે સમજાયું છે, અને એ રાજવંશ તેમને ગુરૂસ્થાને રહેશે એવો તેમનો નિશ્ચય તેમણે મ્હને કહી સંભળાવ્યો છે. પહાડસિંહ અને હિરાદેવી, જ્યારે

સ્વતંત્રતાના ન્યાયીમાર્ગેથી વેગળાં ગયાં હતાં, ત્યારે હું તેમને આલોકમાંથી નાશ પામેલાં જાણતો હતો, પરંતુ હવે તેમનાં હૃદય બદલાયાં છે. કાલે મ્હને નૂતનબંધુનો લાભ થયો છે! કાલની હિરાદેવી ખરેખરી દેવી થવાને લાયક બની છે. એવા પ્રિયબંધુના અને સદ્ગુણી દેવીના આદરાતિથ્યથી હું સંતુષ્ટ કેમ ન થાઉં?"

"મહારાજ!" વિજયા અત્યંત વિનયપૂર્વક બોલી: "આપનું એ આદરાતિથ્ય કેવળ મૃગજળ જેવું બનાવટી અને ઉપલકીયું છે. મૃગજળમાં જેમ ભરપૂર જળનો આભાસ થાય છે ખરો પરંતુ ખરા જળનું એક બિંદુ પણ તેમાં હોતું નથી, અને તૃષાતુર જે વખતે તૃષા મટાડવા જળપાન કરવા જાય છે ત્યારે તેને નિરાશ થઇ પાછાં ફરવું પડે છે; તેમ આપનું આદરાતિથ્ય એ એક પ્રકારનું માયાવી બજારજ ભર્યું હતું! ખરા પ્રેમનો તેમાં કિંચિત્ પણ અંશ નહતો!"

"એમ કહેવું એ તો સત્યનું અપમાન કરવા જેવું છે! આજ પર્યંત પર મનુષ્યોના કહેવા ઉપર વિશ્વાસ રાખીને વર્ત્યાથી ઓરછા અને મહોબાના રાજવંશ વચ્ચે વૈર વધતું ગયું. સદ્ભાગ્યે તે વૈર આજથી બંધ પડ્યું છે. હવે પછી એક દિલથી સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવાનું છોડી, ત્હારા જેવી અજ્ઞાન છોકરીના કહેવા ઉપર વિશ્વાસ રાખી, અમારા મનમાં પુનઃ વૈરભાવ ઉત્પન્ન કરે, એવો આ ચંપતરાય નથી. જા, છોકરી, જેના ઉત્તેજનથી તું આજનું સાહસ કર્મ કરવા આવી છે તેની પાસે પાછી જા. જા, ચાલી જા. આ ચંપતરાય એવી પ્રપંચ જાળમાં ફસાય એવો નથી, એમ તેને કહેજે."

"મહારાજ! હું તમને પ્રપંચ જાળમાં ફસાવવા નથી આવી. હું તો તમને પ્રપંચ જાળમાંથી બચાવવા આવી છું. હું સત્યનું અપમાન કરવા આવી છું, એવું તમે શા ઉપરથી કહો છો? માયાવી હિરાદેવી તમને સત્યની પ્રતિમા જણાય અને આ વિજયા તમને અસત્યની પુતળી જણાય છે એનું કારણ શું? જુવો! હિરાદેવીના આજ પર્યંતના વર્તન સ્હામું જુવો. એવા દ્વેષમાંથી, એવી નીચ મનોવૃત્તિમાંથી, એવી કપટજાળમાંથી, એવા હળાહળમાંથી, એવા

ધુંધવાતા વૈરાગ્નિમાંથી, એકાએક સાત્વિક પ્રેમની ઉત્પત્તિ શી રીતે થઈ? તેનો જરા વિચાર કરો. દિલ્હીથી તમને બાર હજારની મનસબદારી મળી અને દિલ્હીપતિએ તમને પોતાના દરબારના અમીર બનાવ્યા.—"

"છોકરી! એવાં રાજદ્વારી કાર્યમાં પડવાની ત્હને જરૂર નથી." ચંપતરાયે વચમાંજ કહ્યું.

"દિલ્હી દરબારમાંથી તમને જે સન્માન મળ્યું તે સાંભળતાંજ હિરાદેવીએ હમણાંનું માયાવી સ્વરૂપ ધારણ કર્યું છે. તમારા વિનતિપત્રનું કેવી રીતે અપમાન કરવું, અને તમારૂં સ્વતંત્રતા–પ્રાપ્તિનું કાર્ય કેવી રીતે તોડી પાડવું, તે સંબંધી બે દિવસ પહેલાંજ, રાજમહેલના દિવાનખાનામાં ભરાયલી સભા વખતે, કેટલાક રાજાઓ અને સરદારો સમક્ષ, લાંબુંલચક ભાષણ કરનાર હિરાદેવી એકદમ નમ્ર, સદ્‌ગુણી અને પ્રેમળ બની ગઇ! જે કોમળ મનોવિકારોએ હિરાદેવીનો ક્યારનોએ ત્યાગ કર્યો છે, જે આદરસત્કારની ભાવનાએ હિરાદેવીના મનને કેટલાંક વર્ષથી સ્પર્શ પણ કર્યો નથી, જે સંપની ઇચ્છાને હિરાદેવીએ પોતાની પાસે આવવા પણ દીધી નથી, જે સ્વાતંત્ર્ય પ્રેમની હિરાદેવીએ વૈરાગ્નિમાં આહુતિ આપી છે; તે સ્વાતંત્ર્ય પ્રેમ, તે સંપની ઇચ્છા, તે આદરાતિથ્યની ભાવના, અને તે કોમળ મનોવિકાર; ઉપદેશના, વિનતિના, અનુભવના, અથવા અન્ય કોઇ પણ કારણને અભાવે પોતાની મેળેજ જાગૃત થાય છે! કોઇ પણ કારણ નહિ હોવા છતાં માત્ર બેજ દિવસની મુદ્દતમાંજ દ્વેષને બદલે પ્રેમ, અહંકારને બદલે આદર, શત્રુને બદલે ઉપકારકર્તા, અને દુષ્ટાને બદલે દેવી બની જાય છે! એ ઉપરથી હિરાદેવીનું આજનું આદરાતિથ્ય તદ્દન બનાવટી અને માયાવી હતું, અને તેના હૃદયમાં અત્યંત ભયંકર ઉદ્દેશ છુપાઇ રહ્યો છે, એવું માનવાને તમને યોગ્ય કારણ નથી?"

ચંપતરાય વિજયાના જુસ્સાથી આશ્ચર્યચકિત થયા. હિરાદેવીનું આજ પર્યંતનું વર્તન પોતાનાં મનઃચક્ષુ આગળ ધરી તેઓ આજની હિરાદેવીના વર્તન સાથે તુલના કરવા લાગ્યા.

"જો એટલાં કારણો પૂરતાં ન જણાતાં હોય તો હિરાદેવીની નીચ-

તાનું એક બીજું ઉદાહરણ તમને કહી સંભળાવું." વિજયા વિશેષ જુસ્સામાં બોલી: "રણદુલ્લાખાનને તમે કેદખાનામાં પૂર્યા હતા, એ બાતમી દિલ્લીપતિને જણાવી તેમના દ્વારા મહોબાના રાજવંશનો મૂળોચ્છેદ કરવા માટે હિરાદેવીએ મ્હારા પિતાને દિલ્લી મોકલ્યા. પિતાજીના શબ્દો ઉપર રોશનઆરા બેગમને વિશ્વાસ ન આવવાથી તેમનેજ કેદખાનામાં પડવું પડયું. એ તો ઠીક, પરંતુ રોશનઆરા બેગમનો પિતાજીના કહેવા ઉપર વિશ્વાસ બેઠો હોત તો આજે મહોબાનો રાજવંશ કેવા ભયંકર સંકટમાં પડયો હોત! મહારાજ! દિલ્લીપતિ દ્વારા તમારો વિનાશ ઇચ્છનાર તેજ હિરાદેવી તમારી સાથે આટલી બધી નમ્રપણે વર્તે છે કે?"

"હિરાદેવી પહેલાં દુષ્ટા હતી. એ હું જાણું છું. પરંતુ આજના આદરાતિથ્યમાં પણ માયાવીપણું ભરેલું છે એવું મ્હારે શા માટે માનવું? હિરાદેવીનો અને તેના ભૂતકાળનાં વર્તનનો હજી સુધી વિયોગ થયો નથી એવું મ્હારે શા માટે માનવું?"

"મહારાજ!" વિજયાએ કહ્યું: "હિરાદેવી પ્રથમ દુષ્ટા હતી પણ હવે તો તે રાક્ષસી બની છે! હિરાદેવીનું પ્રથમનું વર્તન નીચ હતું તે હવે વિશેષ ભયંકર બનતું જાય છે! હિરાદેવીનો પ્રથમનો ઉદ્દેશ અમાનુષિક હતો તે હવે આસુરી બન્યો છે! હિરાદેવી એ બુંદેલખંડની માયાવી શૂર્પણખા છે. તેનો અને તેનાં ભૂતકાળનાં વર્તનનો વિયોગ થયો હશે પરંતુ તેથી હિરાદેવી સદ્‌ગુણી બની ગઇ છે એવું માનવાને શાં કારણો છે? વ્યસનને વશ થયેલો મનુષ્ય, જેમ એક વ્યસનનો ત્યાગ કરે છે પણ તેજ સમયે તેણે ત્યાગી દીધેલાં વ્યસન કરતાં પણ અધિક ઝેરી વ્યસનનું સેવન કરે છે; તેજ પ્રમાણે હિરાદેવીએ પણ તેની ભૂતકાળની નીચતાનો ત્યાગ કર્યો છે પણ તેજ ક્ષણથી તેણે આસુરી કૃત્યોનું સેવન કરવા માંડયું છે."

"હિરાદેવીનું વર્તન સદ્‌ગુણી છે એવું કહેવાને આધાર નથી પરંતુ તેણે આસુરી કૃત્યો કરવા માંડયાં છે એ કથનને માટે તમારી પાસે શો આધાર છે?" ચંપતરાયે વિજયાના મુખ ઉપર પ્રતિબિંબિત થયેલી સત્યતા જોતાં કહ્યું: "વિજયા! હિરાદેવીનો આદરસત્કાર માયાવી છે એવું તું શા આધારે કહે છે?"

"નજરે નજર જોયાથી, કાને કાન સાંભળ્યાથી."

"હિરાદેવીના માયાવી વર્તનની ખાત્રી થાય એવું ત્હેં શું સાંભળ્યું? એવું ત્હેં શું જોયું?"

"આજના માયાવી આદરાતિથ્યના ઘણા ઉંડાણમાં છુપાયલો હિરાદેવીનો આસુરી ઉદ્દેશ તેનાજ મુખ ઉપર પ્રતિબિંબિત થયેલો મ્હેં જોયો હતો. આજનો સત્કારરૂપી નાટક ભજવી હિરાદેવી પોતાનું કયું આસુરી કાર્ય પરિપૂર્ણ કરવા ધારે છે તે મ્હેં એમનેજ મ્હોડેથી કાનોકાન રૂબરૂ સાંભળ્યું છે."

"એટલે? મ્હારો સત્કાર કરી–મ્હને આટલું બધું માન આપી– હિરાદેવી કયું નિંદ્ય કાર્ય પરિપૂર્ણ કરવા ધારે છે?" ચંપતરાયે આશ્ચર્ય પામી પૂછ્યું.

"મહારાજ! હિરાદેવીના નિંદ્ય કાર્યનો, તેના નીચ ઉદ્દેશનો શબ્દોચ્ચાર કરવો એમાં પણ મ્હને પાપ જણાય છે! જે શબ્દ પા અર્ધી ઘડીમાં તેના મુખમાંથી બહાર નીકળવાની તૈયારીમાં હતા તે વખતે તેની મુખકાંતિ અત્યંત ભયાનક જણાવા લાગી. જે શબ્દ સાંભળવાથી સભાકરણ જેવો તમારો કટ્ટો શત્રુ પણ ભયભીત થયો અને જે શબ્દે મ્હારા હૃદયને પ્રાણઘાતક ધક્કો માર્યો તે શબ્દનો ઉચ્ચાર મ્હારે મુખેથી કરવો પડશે! તે શબ્દ બોલ્યા સિવાય ચાલે એમ નથી. મહારાજ! આવતી કાલે આપને મિજબાની આપવાની છે. તે સમયે આપને ઝેર દઇ મારી નાંખવાની હિરાદેવીની ઇચ્છા છે."

"શું કહે છે? હિરાદેવી મ્હને ઝેર દેશે? અસત્ય? છોકરી! ત્હારા કહેવામાં સત્યનો કિંચિત્ પણ અંશ નથી. જા, અહિંથી એકદમ ચાલી જા. નહિ તો ત્હારૂં અસત્ય ભાષણ મ્હારા ક્રોધને જાગૃત કર્યા સિવાય રહેશે નહિ."

"જગન્માતા વિંધ્યવાસિનીની પ્રતિજ્ઞા લઇને કહું છું કેઃ અસત્ય એટલે શું? તે આ વિજયાને અદ્યાપિ પર્યંત ખબરજ નથી."

"ત્યારે હિરાદેવી મ્હને ઝેર દેશે એ તો ખરૂં?"

" વિજયા જે કહે છે તે સત્યજ કહે છે."

" હિરાદેવીના વર્તન ઉપરથી તો ત્હારૂં સત્ય, અસત્યની માળાના શિરમેરૂ જેવું જણાય છે !"

" તમે ગમે તેમ ગણો. ગમે તેમ માનો. ગમે તેમ કહો. મ્હારા સત્યને તમારી ઇચ્છામાં આવે તેવું કલંક લગાડો. તમને હું પુનઃ એક વખત અંતઃકરણ પૂર્વક નિવેદન કરૂં છું કેઃ આવતી કાલની મિજબાનીમાં તમને ઝેર દેવામાં આવશે. તેમાંથી મુક્ત થવાની યુક્તિ નહિ યોજો તો આવતી કાલે કવખતે પશ્ચાતાપ કરતાં બેસવું પડશે. બુંદેલખંડના સ્વાતંત્ર્યપ્રિય આત્માઓ પોતાનો અમૂલ્ય હિરો ગુમાવવા માટે શોકમગ્ન થશે અને અભાગિણી વિજયા પોતાને દોષ દેતી પશ્ચાતાપથી બળી મરશે ! મહારાજ ! મ્હારા શબ્દો ઉપર અવિશ્વાસ રાખી હિરાદેવીએ કરેલા સત્કારની મિથ્યા જાળમાં સપડાઇ જઇ તમારા નાશનું કારણ તમે પોતે ન થશો."

" વિજયા ! ત્હારા કથનની સત્યતા સંબંધી મ્હારા મનની ખાત્રી થાય ત્યાં સુધી હું ત્હારા શબ્દોને હડહડતા જુઠ્ઠાજ કહીશ. હિરાદેવીના આજના આદરસત્કારથી તેનો સદ્‌હેતુ સ્પષ્ટ જણાઇ આવવા છતાં તેના ઉપર અવિશ્વાસ રાખવો અને ત્હારા અસત્ય કથન ઉપર ફક્ત વિશ્વાસ રાખવા જેવી મ્હોટી ભૂલ કરી જગતના હાસ્યને પાત્ર થવાની મ્હારી ઇચ્છા નથી."

ચંપતરાયનો ઉત્તર સાંભળી દ્રઢ મનની વિજયાને અત્યંત ખોટું લાગ્યું. " આપણા શબ્દો ઉપર અણવિશ્વાસ રાખી આપણા ઉપર વૃથા દોષારોપ કરનારના ભાગ્યમાં લખ્યું હશે તેમ થશે. હવે એક પણ શબ્દ કહ્યા વગરજ પાછાં ચાલ્યા જવું." એવો તેને વિચાર થયો પરંતુ " એ વિચાર કોને માટે કરૂં છું ? મ્હારા પ્રાણપ્રિય છત્રસાલના પિતાને માટેજ." એવું ધ્યાનમાં આવતાંજ તેણે પોતાનો વિચાર એકદમ ફેરવ્યો. ગમે તેટલું અપમાન સહન કરીને અને બને તેટલા પ્રયત્ન કરીને આવતી કાલે થનાર વિષ પ્રયોગમાંથી ચંપતરાયને બચાવવા એજ તેને પોતાનું કર્તવ્ય જણાયું. તેણે અત્યંત વિનયપૂર્વક કહ્યું:

" મહારાજ ! મ્હારા શબ્દો ઉપર આપને વિશ્વાસ બેસે તે માટે

મ્હારે શું કરવું? કઈ પ્રતિજ્ઞા કરવાથી મ્હારા સત્ય વચનની તમને ખાત્રી થશે?"

"પ્રતિજ્ઞા કરીને અથવા અગ્નિમાંથી ચાલ્યાં જઈને મનની નિર્મળતાની ખાત્રી બતાવી આપવાનો આ સમય નથી." ચંપતરાયે કહ્યું: "આ સમયે તો તમારા ભાષણની સત્યતા બતાવવા માટે પુરાવાની જરૂર છે."

ચંપતરાય એ શબ્દો બોલી રહ્યા હતા તેજ સમયે એક ભવ્ય આકૃતિ ગંભીર મુખે તેમના તરફ આવતી જણાઇ. તેમનું આશ્ચર્ય દૂર થાય તે પહેલાં તો ભવ્ય આકૃતિએ ગંભીરપણે કહ્યું: "ચંપતરાય! તમે મ્હને ઓળખો છો?"

"હા." ચંપતરાયે તુરતજ ગંભીરપણે ઉત્તર દીધો.

"અસત્ય ઉપર મ્હને ઘણો ગુસ્સો છે તે તમારા ધ્યાનમાં છે?"

"હા." ચંપતરાયે પુનઃ ટુંક ઉત્તર આપ્યો.

"મ્હારા શબ્દો ઉપર તમને વિશ્વાસ આવશે?"

ઘણીવાર સુધી વિચાર કર્યા પછી ચંપતરાયે પ્રથમના જેવોજ ઉત્તર દીધો. એ સાંભળી તે ભવ્ય આકૃતિએ આનંદ પામી કહ્યું: "ચંપતરાય! આ છોકરીના શબ્દો ઉપર અણવિશ્વાસ કરશો નહિ. એ સત્યની મૂર્તિ છે. તેણે તમને જે સમાચાર કહ્યા છે, તે તદ્દન સત્ય છે."

ચંપતરાય કાંઇ પણ બોલ્યો નહિ.

"હિરાદેવીના વર્તન ઉપર ટીકા કરવાનો મ્હને અધિકાર નથી. તથાપિ તમારા ઉપર વૈર લેવાનો તેણે જે આસુરી માર્ગ ગ્રહણ કર્યો છે તે મ્હને પસંદ નથી. તમારા ઉપર વૈર લેવા માટે, તમને આ જગત્માંથી પરલોક પહોંચાડવા માટે, હિરાદેવી કરતાં મ્હારૂં મન વિશેષ ટળવળાટ કરે છે. તમને આલોકમાંથી દેશનિકાલ કરવા માટે મ્હારી પ્રતિજ્ઞા ઘણીયે ઉચ્છૃંખલ થઇ રહી છે! પરંતુ મ્હારાથી હિરાદેવીના જેવા આસુરી માર્ગનું અવલંબન થઇ શકતું નથી. મ્હારી સ્હામું સમરાંગણમાં યુદ્ધ કરી મરણ પામવાની ત્હમારી ઇચ્છા હોય તો ચંપતરાય! વિજયાના શબ્દો ઉપર વિશ્વાસ રાખો અને આવતી કાલના સંકટમાંથી તમારૂં રક્ષણ કરો. મ્હારો શત્રુ બીજાને

હાથે માર્યો જાય એ મ્હારી પ્રતિજ્ઞાથી સહન થતું નથી ! ”

ચંપતરાય ક્રોધે ભરાઈ પોતાની તરવાર ઉપર હાથ નાંખી સ્હામુ ઉભેલી આકૃતિ તરફ જોવા લાગ્યા. તે મનુષ્યે શાંતપણે કહ્યું: “ આ સમય નથી, શસ્ત્ર ચલાવવાનો આ સમય નથી. હિરાદેવીના ભયંકર કૃત્યમાંથી તમને બચાવવા એવી મ્હારી મનોવૃત્તિ મ્હને સાક્ષી આપે છે. તમારા સંકટની તમને વખતસર ખબર આપવાનો મ્હેં પ્રયત્ન કર્યો, તે માટે તમારૂં મન કિંચિત્ પિગળ્યું હશે. એવે વખતે આપણાં હથિયારો ઉત્તમ પ્રકારનું કામ કરી શકશે નહિ. પ્રચંડ કિરણો વડે તપી રહેલો સૂર્ય જગતને અને વૈરાગ્નિવડે ભભકતાં આપણાં મસ્તકને પ્રખર સંતાપ આપી રહ્યો છે, આસપાસ મરેલાં અને ઘાયલ થઇ પડેલાં મુડદાંના ઢગલા પડયા છે, પરસ્પર એકબીજાના શરીર ઉપર થઇને વહેતા જતા રક્તપ્રવાહના છાંટા આપણા શરીર ઉપર ઉડી રહ્યા છે, એવે પ્રસંગે તો તમારી અને મ્હારી મૈત્રી થવી જોઇએ. રાત્રના પ્રશાંત સમયે કોઇ પણ વીરપુરૂષને શય્યાગૃહમાં મરવાની કે મારવાની ઇચ્છા થાયજ નહિ. ”

તે મનુષ્યનું કહેવું ચંપતરાયને પસંદ પડયું. તેણે પોતાની તરવાર ઉપરથી હાથ ખસેડી દીધો.

“ ચંપતરાય ! વિજયાએ મ્હારૂં કાર્ય બજાવ્યું છે. હવે હું રજા લઉં છું. ” તે ભવ્ય આકૃતિએ કહ્યું: “ વિજયાના શબ્દો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખશો કે ? ”

“ હા ” ચંપતરાયે પુનઃ નિશ્ચય કરેલો ટુંક ઉત્તર દીધો.

ભવ્ય આકૃતિ થોડા સમયમાંજ અદ્રષ્ય થઇ.

વિજયાએ કહ્યું: “ મહારાજ ! હવે તો તમારી ખાત્રી થઇ ? ”

“ સભાકરણના શબ્દો ઉપર કોણ અવિશ્વાસ કરે ? ” ચંપતરાયે ગંભીર મુખે કહ્યું: “ સભાકરણ મ્હારો શત્રુ છે. તે સ્વતંત્રતાનો શત્રુ છે. તે અનેક સદ્ગુણોનો શત્રુ થયો છે. તેમ છતાં તે સત્યથી વેગળો ગયો હોય એવું હું સ્વપ્ને પણ ધારી શકું નહિ. વિજયા ! હિરાદેવીનો સત્કાર સંપૂર્ણ રીતે ભયાવી છે, તેણે પ્રસારેલી આદરાતિથ્યની જાળમાં ફસાઇ હું આવતી કાલે

તેના વિષ પ્રયોગનો ભોગ થઈ પડત. તેની એ ઇચ્છા સંબંધી હવે મ્હારી ખાઇ થઇ છે. કહે ત્યારે કાલના સંકટમાંથી બચી જવા માટે મ્હારે કયો માર્ગ ગ્રહણ કરવો ?"

"મહારાજ !" વિજયાના મુખ ઉપર પ્રસન્નતા જણાઇ. તે બોલીઃ "મ્હારા કર્તવ્યમાં મ્હને યશ આપ્યો તે માટે હું આપની અત્યંત ઋણિ છું. આવતી કાલે મિજબાનીને સમયે હિરાદેવી તમારે માટે ઝેરી પકવાન્નની થાળ ભરેલી લાવશે. તે સમયે તમે તેનો કંઇ પણ દોષ કાઢી તે થાળ સ્વીકારશો નહિ. તમને ભાવતી વસ્તુઓ હિરાદેવી થાળમાં મૂકે તે તમે ખાશો નહિ. એટલી સાવચેતી રાખશો તો હિરાદેવીનો વિષ પ્રયોગ નિષ્ફળ જશે. સૂર્યોદય થતાંજ હું ગિરિજાને મળીશ, અને ઝેર દેવાની તેણે કેવી યુક્તિ રચી છે તે સંબંધી તપાસ કરીશ. તે કંઇ વિશેષ કહેશે તો તમને મળી જઇશ. પરંતુ મિજબાનીના સમય પર્યંત તમારી મુલાકાત ન લઉં તો મ્હારે તમને વિશેષ કંઈ કહેવાનું નથી એમ સમજી હમણાં કહ્યું છે તેટલી સાવચેતી રાખજો."

"બહુ સારૂં. તમારી ઇચ્છાનુસાર સર્વ થશે." ચંપતરાયે શાંતચિત્તે ઉત્તર દીધોઃ "વારૂં પણ હિરાદેવીની ઇચ્છા તને કહી દેનાર એ ગિરિજા કોણ?"

"તે હિરાદેવીના વિશ્વાસથી અને સેવાથી કંટાળેલી એક દાસી છે. તેણેજ મ્હને દિવાનખાનામાં ભરાયલી સભાની હકિગત કહી સંભળાવી હતી."

"અહિ એકત્ર થયેલા સર્વ રાજાઓ તે સભામાં હાજર હતા ?"

"તે સભા માટેજ બધા એકત્ર થયા છે."

"મ્હારા વિનતિપત્રનું અપમાન કરવા માટે, સ્વતંત્રતાનો પ્રયત્ન તોડી પાડવા માટે, અને ભૂતદયાનું ખૂન કરવા માટેજ તે સભા ભરાઇ હતી કે ? સ્વધર્મનો લય થાય, બુંદેલાઓનું બુંદેલાપણું નષ્ટ થાય અને મુલ્લાં–કાજીઓના મુખમાંથી છુટેલા હુકમોને આપણે ધર્મ માનીએ, એવો નિશ્ચય કરવા માટેજ તે મેળાવડો એકત્ર થયો હતો કે ? બુંદેલખંડની પ્રજા શક્તિનું બળ નષ્ટ કરવું, અને બુંદેલખંડની ઐક્યતાનો ઉચ્છેદ કરવો, એજ ઉદ્દેશ તે સભાએ આપણને નિવેદન કર્યો છે કે ? પરમેશ્વર ! એવી નીચ વર્તણુક તમા-

રાથી કેમ સહન થાય છે ? એવા હૃદયશૂન્ય રાક્ષસ તમારા ન્યાયી રાજ્યમાં મનુષ્ય પ્રાણીઓની સાથે રહે છે તે તમને કેમ પસંદ પડે છે ? બસ, થઇ ચૂક્યું ! બુંદેલખંડના રાજા રજવાડાઓ પાસેથી મ્હારા વિનતિપત્રનો ઉત્તર મળી ચૂકયો ! બુંદેલખંડનો એક પણ રાજા મ્હારા સ્વતંત્રતાના ઝુંડા નીચે આવવા કબૂલ નથી એજ ઉત્તર મ્હને મળી ચૂકયો ! બુંદેલખંડના રાજાઓ ચંપતરાયના મિત્ર છે કે શત્રુ તેનો નિર્ણય થઇ ગયો. હવે તો એ ઘરભેદુ, દેશદ્રોહીઓનાં જડમૂળ ખોદી કાઢવાં એજ મ્હારૂં પ્રથમ કર્તવ્ય છે ! વિજયા ! તું જા. પાછી જા. ધારીર ગયા પછી ત્હારી માતાને મ્હારો એક સંદેશો કહેજે. સુફલાદેવીને કહેજે કેઃ "મહોબાના ચંપતરાય તમારી કન્યાના અમૂલ્ય સદ્ગુણ જોઇ ઘણાજ સંતુષ્ટ થયા છે. સુફલાદેવી જેવી વીર માતાઓ બુંદેલખંડમાં ઉત્પન્ન થશે તો બુંદેલખંડની ઉન્નતિનો સમય છેક નજીકજ સમજવો. તેમને મ્હારો એ સંદેશો જરૂર કહેજે અને કંચુકીરાયને બની શકે તેટલી શિખામણ આપી સન્માર્ગે લાવવાનો યત્ન કરે એવી મ્હારી વિનતિ પણ કહેજે."

"મહારાજ !" વિજયા દુઃખોદ્ગાર કાઢવા લાગીઃ "પિતાજીને યોગ્ય માર્ગે વાળવાનો યત્ન કરવો એ મ્હારી માતાના ભાગ્યમાં લખાયલું નથી. આજથી દશમે દિવસે પિતાનો શિરચ્છેદ થવાનો છે. આજથી દશમે દિવસે મ્હારી માતા વિધવા થવાની છે. ધારીરનો રાજવંશ થોડા સમયમાંજ મ્હોટી વિપત્તિમાં આવી પડવાનો છે."

"શું કહે છે ? સુફલાદેવી વિધવા થવાની છે ? કંચુકીરાય રોશનઆરા બેગમના કેદખાનામાં છે એવું તો તેં હમણાંજ કહ્યું. પછી તેનો શિરચ્છેદ શી રીતે થશે ? તેમનો શિરચ્છેદ થવાનું કારણ ?"

કિસને કહેલી સર્વ હકિગત વિજયાએ ચંપતરાયને કહી સંભળાવી. એ સાંભળી ચંપતરાયને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યુંઃ "રોશનઆરા બેગમની જુલ્મી સત્તા હવે પૂરી થવા આવી છે. તે એટલી બધી ક્રૂર અને દુષ્ટ છે કે કંચુકીરાયનો શિરચ્છેદ કરવાની પોતાની હઠ તે પૂરી કર્યા સિવાય કદી પણ રહેશે નહિ, તેથી રણદુલ્લાખાનને મ્હેં કેદખાનામાં નાંખ્યો છે

એવી તેને સત્વર ખાત્રી કરી આપવી જોઇએ. સુફલાદેવી વિધવા થાય અને સદ્‌ગુણી વિજયા છત્રહીન થાય એ મ્હારાથી જોઇ શકાશે નહિ. દુષ્ટ રોશનઆરાની શી રીતે ખાત્રી કરવી? તેને કોના શબ્દો ઉપર વિશ્વાસ બેસશે?" ચંપતરાય વિચાર કરવા લાગ્યા. થોડી વાર સુધી વિચારમગ્ન થયા પછી બોલ્યા: "વિજયા! રણદુલ્લાખાન બંધનમુક્ત થયા સિવાય ત્હારા પિતા બંધનમુક્ત થશે નહિ. રોશનઆરા કંચુકીરાયના શબ્દો ઉપર વિશ્વાસ મૂકવા નારાજ હતી, તો પછી તે બીજાના શબ્દોની થોડીજ કિંમત કરશે! રણદુલ્લાખાન જ્યારે દિલ્લી જઇને દિલ્લી દરબારમાં ઉચ્ચ સ્વરે પોતાના કર્મની કહાણી કહેશે—ત્યારેજ રોશનઆરાને ખરી વસ્તુસ્થિતિનું જ્ઞાન થશે."

"પરંતુ એમ કરવાથી તમારા ઉપર સંકટ તો નહિ આવી પડે? તમે રણદુલ્લાખાનને કેદખાનામાં નાંખ્યો છે એ સમાચાર દિલ્લીપતિને મળતાંજ તે મહોબા ઉપર અગ્નિ તો નહિ વરસાવે? દિલ્લીપતિનો ક્રોધ જાગૃત કરવાનો આ સમય નથી એવું તમારી કલ્પનામાં નથી આવતું?"

"રણદુલ્લાખાનને મ્હેં કેદખાનામાં નાંખ્યો છે એ વાત અન્ય માર્ગે દિલ્લીપતિના જાણવામાં આવે તે પહેલાંજ રણદુલ્લાને મુક્ત કરવો એ મ્હને અધિક હિતકારક જણાય છે. દિલ્લીપતિએ દિલ્લી દરબારને સમયે મ્હારી સાથે જે બંધુભાવ બતાવ્યો છે તેના નજીવા બદલા તરીકે હું રણદુલ્લાખાનને બંધનમુક્ત કરૂં છું, એવું જણાવ્યાથી લોકલજ્જાને ખાતર પણ દિલ્લીપતિને થોડો સમયપર્યંત સ્વસ્થ બેસવું પડશે. એટલા સમયમાં હું બુંદેલખંડના ઘરભેદુઓનું સત્યાનાશ કરવા સમર્થ થઇશ. જે રાજકીય કારણને લીધે મ્હેં દિલ્લી દરબારની મનસબદારી અને અમીરીનો સ્વીકાર કર્યો છે તે રાજકીય કારણ હવે રણદુલ્લાખાનને કેદખાનામાં પૂરી રાખવાથી સફળ થશે નહિ. બુંદેલખંડ સંપૂર્ણ રીતે તૈયાર થાય નહિ ત્યાં સુધી—બુંદેલખંડના ઘરભેદુ—દેશદ્રોહીઓનો વિનાશ થતાં સુધી—બુંદેલખંડમાંથી બંધુદ્રોહનો અંત આવતાં સુધી, દિલ્લીપતિને હથેલીમાં રમાડવા જોઇએ! તેમણે આપેલી બક્ષિસને ખુલ્લી રીતે ધિક્કારી એટલામાંજ તેમની સાથે ખુલ્લી રીતે દ્વેષ બાંધવો એ બુંદેલખંડને માટે હિતાવહ નથી. રાજા જયસિંહની એ શિખામણ તદ્દન ખરી

છે. વિજયા ! રણદુલ્લાખાનને બંધનમુક્ત કરવાથી મ્હને કશું નુકસાન થવાનું નથી, તેથીજ સુફલાદેવીનું વૈધવ્ય પાછું ઠેલવા માટેજ, કંચુકીરાયની કન્યાના ઉપકારમાંથી મુક્ત થવા માટેજ હું રણદુલ્લાખાનને મુક્ત કરીશ. સૂર્યોદય થતાં પહેલાંજ સૌભાગ્યસિંહ મહોબા જશે. બનતી ઉતાવળે તે રણદુલ્લાને બંધન-મુક્ત કરી દિલ્હી દરબારને સોંપી દેશે. જાં, તું નિર્ભયપણે જા. ત્હારા પિતા રાજા કંચુકીરાયનાં તને સત્વર દર્શન થશે. "

વિજયા જવાને તૈયાર થઇ. એ સમયે તેનાં નેત્રો કૃતજ્ઞતાનાં આંસુથી છલકાઇ જતાં હતાં. તે રૂંધાયલે કણ્ઠે બોલીઃ :" મહારાજ ! તમારો મ્હારા ઉપર ઘણો ઉપકાર થયો છે. ધારીરનો રાજવંશ હમેશાં તમારી સેવામાં નિમગ્ન રહેશે. સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે રાજા ચંપતરાયને મદદ કરવાનું પહેલું માન ધારીર રાજે મેળવ્યું છે એવું સત્વર જનમંડળને જણાઇ આવશે."

વિજયા ચંપતરાયના શયનગૃહમાંથી બહાર નીકળી ગઇ.

અત્યારસુધી મનોહારી ચંદ્રપ્રકાશ પ્રસરી રહ્યો છે એવી ચંપતરાયની કલ્પના નષ્ટ થઇ. કાળી રાત્રિનો ત્યાગ કરી નિશાપતિ ક્યારનોયે અમૃતપાન કરવા માટે સ્વર્ગમાંથી નીકળી ચૂક્યો હતો તે ચંપતરાયના લક્ષ્યમાં આવ્યું.

બીજા દિવસની મિજબાનીનો ઠાઠમાઠ અવર્ણનીય હતો. સભાકરણ સિવાય બુંદેલખંડના બીજા સર્વ રાજાઓ તે મિજબાનીમાં હાજર હતા. રાજા પહાડસિંહ ચંપતરાયની પાસે ને પાસે રહી તેમને પ્રસન્ન કરવાનો એકસરખો પ્રયત્ન કરી રહ્યા હતા. હિરાદેવી પણ પાસેજ ઉભી રહી રસોઇ પીરસવાની વ્યવસ્થા તપાસતી હતી. ભોજન માટે એકત્ર થયેલા સર્વ નૃપતિયો પરસ્પર ઐક્યતાના–સ્નેહબંધનમાં બંધાયા હતા. આટલા બધા રાજાઓ સ્વતંત્રતાને માટે એકસંપ થવાના છે એ જાણી છત્રસાલને બહુ આનંદ થયો હતો. પિતાના વિચારમગ્ન મુખ સ્હામું જોઇ તેને આશ્ચર્ય થતું હતું. આજે ધારેલું કાર્ય સફળ થશે જાણી હિરાદેવી મનમાં ને મનમાંજ આનંદ પામતી હતી. ભોજનની સર્વ તૈયારી થઈ ગઇ. હિરાદેવીના મનમાં આનંદની ગગનભેદક લહરો ઉછ-ળવા લાગી. આનંદના આવેશમાં કંઇ બોલાઇ જશે નહિ તો પણ મ્હારી મુખાકૃતિ કદાચ મનના વિચારો પ્રકટ કરી દેશે, એવા ભયથી હિરાદેવી

ત્યાંથી ચાલી ગઈ. હવે સર્વે પરોણાઓએ મ્હોંમાં કોળીઓ મૂકવાની તૈયારી કરી કે તેજ ક્ષણે ચંપતરાય વિચાર નિદ્રામાંથી જાગૃત થયા. પોતાની સ્હામે મુકેલી પકવાન ભરેલી સોનાની થાળી સ્હામે જોઇ તેમણે કહ્યું: "હું સોનાની થાળીમાંનું અન્ન જમતો નથી. મ્હારે માટે બીજી થાળી પીરસી મંગાવો."

ચંપતરાયનું કથન સાંભળી તેને ખુશી રાખવાની હિરાદેવીની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે બિચારા પહાડસિંહે કહ્યું: "ના, ના. બીજી થાળી લાવવાની જરૂર નથી. મ્હારી થાળી રૂપાની છે. તે ચંપતરાય પાસે મૂકો, અને તેમની થાળી મ્હારી પાસે મૂકો, એટલે પ્રેમનો એ અદલોબદલો અમને અંતપર્યંત યાદ રહેશે."

પીરસનારે પહાડસિંહની આજ્ઞા પ્રમાણે થાળીઓ ફેરબદલ કરી દીધી. પહાડસિંહ કંઇ પણ વિચાર નહિ કરતાં શાંત ચિત્તે પોતાની થાળીમાંનું પકવાન ઉડાવતો હતો તે જોઇ વિજયાએ કંઇ ખોટી બાતમી તો નહિ આપી હોય, એવું ચંપતરાયને લાગ્યું. એટલામાં હિરાદેવી ત્યાં આવી પહોંચી. થાળીઓની અદલાબદલી જોઇ તેણે દિલગીર થઇ કહ્યું. "આ શું ? થાળીઓની ફેરબદલી કોણે કરી ? હવે શું કરવું ? એમણે તો અર્ધું અન્ન પેટમાંએ ભરી દીધું !"

હિરાદેવીનું આશ્ચર્યકારક મુખ જોઇ પહાડસિંહે હાસ્યવિનોદ કરતાં કહ્યું: "પરોણાને જમવા માટે સોનાની થાળી અને અમારે માટે રૂપાની ! એ અપમાન સહન નહિ થવાથીજ મ્હેં થાળીઓ અદલબદલ કરી લીધી છે."

પહાડસિંહનું કહેવું સાંભળી કેટલાક રાજાઓને ખડખડ હસવું આવ્યું. ચંપતરાય ગંભીર મુખે હિરાદેવીના સ્હામું જોતા હતા. હિરાદેવીને પોતાનું ભાવિ પરિણામ સ્પષ્ટ રીતે જણાવા લાગ્યું. હાસ્યવિનોદ કરતો પહાડસિંહ અને પોતાનું સૌભાગ્ય; એ બન્ને તેને બે ચાર ઘડીનાં રોબતી જણાયાં. ચાર ઘડી પછી પોતે સૌભાગ્યહીન થશે ! શત્રુનો કાંટો કાઢવા માટે તેણે જે યુક્તિ રચી તે તેને પોતાનેજ લાગુ પડી ગઇ ! વગેરે વિચારો કરતી હિરાદેવી અત્યંત દુઃખી થઇ ! ભાવિ વૈધવ્યનું દુઃખ ભોગવવાની તૈયારી કરવા માટે તે શોકમગ્ન અંતઃકરણે પોતાના શયનગૃહ તરફ ચાલી ગઇ.

અત્યાર સુધી ગંભીર મુખે હિરાદેવીના મનની પરીક્ષા કરનાર ચંપતરાયે પહાડસિંહનો હાથ ઝાલી કહ્યું: "પહાડસિંહ ! એમાંથી એક પણ કોળીઓ ખાશો નહિ. આ સોનાની થાળીમાં તો ઝેર ભેળેલું છે."

ચંપતરાયે પહાડસિંહને જમતો બંધ કર્યો, પરંતુ તેથી શું વળે? તે અર્ધું જમી ચૂક્યો હતો. જમી રહ્યા પછી બે ઘડીયે પહાડસિંહને ઝેર વાપ્યું. નાના પ્રકારની દવાઓ કરવા માંડી. ઓરછાના રાજવૈદ્યે અનેક પ્રયત્નો કર્યા, પરંતુ હિરાદેવીએ મેળવેલું ઝેર એટલું સખ્ત હતું કે જેથી બીજી કોઇ પણ દવાથી તે ઉતર્યુંજ નહિ. પ્રતિ ક્ષણે પહાડસિંહની પ્રકૃતિ વધારે બગડવા લાગી. અંતે રાજવૈદ્યે તેને એક ઘડીનો મહેમા[illegible] જાણી સર્વને તે સમાચાર કહી દીધા. પહાડસિંહની આસપાસ એકત્ર થ[illegible]ં મનુષ્યો નિરાશ થઇ નેત્રમાંથી આંસુ ટપકાવવા લાગ્યાં. વિમલદેવ વિશેષ [illegible]ણીથી રડવા લાગ્યો. તેને જોઇ પહાડસિંહે અતિ કષ્ટે કહ્યું: "કોઇએ રડવું કકળવું નહિ. મ્હારે માટે કોઇએ શોક કરવો નહિ. મ્હારી પાછળ મ્હારા સ્મરણથી કોઇનું મન રાજી થાય એવું મ્હેં કોઇ પણ કૃત્ય કર્યું નથી. બેટા વિમલ ! ત્હારો પિતા પહાડસિંહ તને આજપર્યંતના કેદખાનામાંથી મુક્ત કરે છે. દુષ્ટા, પાપિણી હિરાદેવીના પડછાયામાં પણ ઉભો રહેતો નહિ. પરમેશ્વર ત્હારૂં કલ્યાણ કરે."

"પહાડસિંહના મનમાં ઘણું કહેવાનું હતું. પરંતુ તેનાથી એક અક્ષર પણ બોલાયો નહિ. થોડીવાર વિશ્રાંતિ લીધા પછી ધીમે ધીમે પુનઃ તે બોલ્યો: "ચંપતરાય ! આજપર્યંત તમારી સાથે મ્હેં જે નીચ વર્તન ચલાવ્યું છે તે માટે હું ક્ષમા માગવા ચાહું છું. તમે મ્હને ક્ષમા કરશો ?"

"પહાડસિંહ !" ચંપતરાયે ગદ્‌ગદ્‌ કણ્ઠે કહ્યું: "મ્હેં તમને ક્ષમા કરી કે નહિ તે તમને શી રીતે સમજાશે ? તમે ઘડી બેઘડીના સોબતી છો ! પરમેશ્વરની કૃપાથી તમે જીવતા રહેશો તો મ્હારી ક્ષમાની યોગ્યતા તમને જણાશે."

"એ આશા હવે વ્યર્થ છે. આ લોકની મ્હારી સર્વ કલ્પનાઓ વ્યર્થ થતી જાય છે. સંસારનાં સુખ દુઃખ હું ભૂલી જવા લાગ્યો છું. તમારા મુખ કરતાં યમરાજાનું મુખ મ્હને વધારે સ્પષ્ટ જણાય છે. આજપર્યંત આચરેલાં

નિંદ્ય કર્મોને લીધે હું જે નરક સ્થાનમાં પડવાનો છું તેના દુઃખની અસહ્ય કલ્પના, મ્હને ઝેરની વેદના ભૂલાવવા લાગી છે. હવે જીવવાની આશા રાખવી વ્યર્થ છે."

એમ કહી પહાડસિંહ વિશ્રાંતિ લેવા માટે જરા થોભ્યો. થોડીવાર પછી ક્ષીણ સ્વરે કહ્યું: "પાપિણી હિરાદેવી અહિં છે કે?"

હિરાદેવી હજી સુધી ત્યાં આવી નથી એવી પહાડસિંહની ખાત્રી થયા પછી તેણે થોડીવાર પછી અત્યંત ક્ષીણસ્વરે કહ્યું: "અંત સમયે તે પાપિણી સ્ત્રીનાં મ્હને દર્શન ન થાય તો મ્હારૂં સદ્‌ભાગ્ય. ચંપતરાય! જરા મ્હારી પાસે આવો. મ્હારૂં મન ખોલ્યા સિવાય હું સુખેથી મરી શકીશ નહિ. આ સ્થળે ભેગા થયેલા સર્વ [illegible]જનો સમક્ષ હું તમને ઓરછાનું રાજ્ય સમર્પણ કરૂં છું. યુવરાજ છત્રસાલને આ રાજ્યના સિંહાસન ઉપર બેસાડી અહિંની પ્રજાને સુખી કરજો."

"પહાડસિંહ!" ચંપતરાયે કહ્યું: "તમારી એ ઇચ્છા હું પરિપૂર્ણ કરી શકીશ નહિ. શાસ્ત્ર પ્રમાણે યુવરાજ વિમલદેવ ઓરછાના સિંહાસનનો વારસ હોવા છતાં છત્રસાલ કદી પણ તે સિંહાસન ઉપર બેસશે નહિ. યુવરાજ વિમલદેવને સિંહાસન ઉપર બેસાડી તેનું પ્રતિપાલન કરવું એજ મ્હારૂં કર્તવ્ય છે."

"શું કહો છો? વિમલદેવ રાજસિંહાસન ઉપર બેસશે કે?" પહાડસિંહે આશ્ચર્ય પામી અતિ ક્ષીણસ્વરે કહ્યું: "ચંપતરાય! વિમલ રાજસિંહાસન ઉપર બેસવા યોગ્ય નથી. એ મ્હારો પુત્ર નથી. વિમલ મ્હારો શાસ્ત્ર પ્રમાણે વારસ નથી. શાસ્ત્ર પ્રમાણે તો ચંપતરાય, તમેજ મ્હારા વારસ છો! તેથીજ ઓરછાનું રાજ્ય તમારે સ્વાધીન કરૂં છું. છત્રસાલ સિંહાસન ઉપર બેસે અને વિમલદેવ તેની પવિત્ર સંગતિમાં રહી સુખમાં સમય વિતાડે એવી મ્હારી ઇચ્છા છે! મહોત્સવ પ્રસંગે મળી વિંધ્યવાસિનીએ એવીજ ઇચ્છા પ્રકટ કરી હતી. મ્હારાથી વિશેષ બોલાતું નથી. વિમલ! તુ કોણ છે તે કહે એટલે હું કાળા અંધકારથી ભરેલા ભયંકર નરક તરફ જવા તૈયાર થઇશ."

"નરક તરફ જાઓ કે પછી નરકની પેલી તરફ જાઓ." હિરાદેવીએ કઠોર અવાજે દ્વારમાંથીજ બૂમ પાડી કહ્યું: "પણ વિમલ સંબંધી એક અક્ષર પણ બોલશો નહિ. કદાચ તમે ભૂલી ગયા હશો, કદાચ તમે ચિત્ત-ભ્રમથી બોલતા હશો, કદાચ તમે બેશુદ્ધ અવસ્થામાં બબડતા હશો, તેથીજ તમને અને આ સ્થળે એકત્ર થયેલા સર્વ રાજાઓને હું પણ સ્પષ્ટ રીતે કહું છું કે: વિમલદેવ ઓરછાનો યુવરાજ છે અને તેજ ક્ષણ બે ક્ષણ પછી ઓરછાનો નૃપતિ થશે. મરણને કિનારે પડેલા રાજા પહાડસિંહની પત્ની તરીકેની ઝુંસરી વેગળી ફેંકી દઇ વિમલદેવની માતા તરીકેની જવાબદારી હું મ્હારા શિર પર લઉં છું. એટલા માટેજ પહાડસિંહ કિંવા ઇતર કોઈ રાજા જો ઓરછાના નવા રાજા વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારશે તો રાજ-દ્રોહીઓને ફરમાવેલી સખ્ત શિક્ષા તેને ભોગવવી પડશે."

એ સાંભળી પહાડસિંહને અત્યંત ક્રોધ થયો. ક્ષણ બે ક્ષણમાં મર-ણના મુખમાં પડનાર પહાડસિંહ ક્રોધના તીવ્ર આવેશને લીધે એકદમ પર-લોકવાસી થઇ જશે કે શું? એવું સર્વને જણાવા લાગ્યું. તે ઉઠીને ઉભો થવા બેઠો થયો પરંતુ તેનાથી બેસાયું નહિ. તેણે બેસવાને ઘણાં તડફ-ડીયાં માર્યાં, પણ છેવટે તે પથારીમાં પડી ગયો, ત્યારે તેણે હિરાદેવી સ્હામુ ક્રોધ ભરેલે ચ્હેરે જોઇ બોલવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ એટલામાં હિરાદેવી પહાડસિંહના મુખ આગળ આવી ઉભી રહી, અને પોતાને હાથેજ પોતાના શરીર ઉપરના અલંકારો છિન્નભિન્ન કરી કપાળનો ચાંલ્લો લુછી નાંખતાં બોલી:

"પહાડસિંહ! જોયું? હિરાદેવી તમારી પત્ની નથી એ તમે જોયું કે? નકામી બડબડ કરશો તો ઓરછાની આ રાજમાતા અંતસમયે તમારૂં અપમાન કરશે."

પહાડસિંહનો ક્રોધ છેલ્લી હદે ગયો. શરીરની તમામ શક્તિ એકત્ર કરી તેણે ગુસ્સામાંજ કહ્યું: "ઓ દુષ્ટા, પાપિણી, ચંડાલિની—"

તે પછીના શબ્દો બોલવાની તેનામાં શક્તિ રહી નહિ. હિરાદેવી સ્હામુ ક્રોધભર્યા નેત્રો વિકાસતા પહાડસિંહના પ્રાણ પરલોક ઉડી ગયા!



## પ્રકરણ ૧૫ મું.



### માત્ર માનને ખાતરજ!

વનરાજ કેસરી, સર્વ પશુઓનો કૃતાંતકાળ હોવા છતાં પોતાનાં બાળક ઉપર તેને અતિશય પ્રેમ હોય છે. ભગવાન્ સૂર્ય-નારાયણ પોતાના તેજવડે અખિલ વિશ્વને તપાવી દે છે તેમ છતાં પોતાની મુગ્ધા કન્યકાઓ આકાશરૂપી બગિચામાં હસતી રમતી હોય છે તે વખત વેગળે બેસી તેમના તરફ શીતળ દ્રષ્ટિપાત કરવાનુંજ તેને પસંદ પડે છે. ચંદ્ર સૂર્ય જેવા તેજસ્વી વીરોને લુપ્તપ્રાય કરી ગર્વથી ગર્જના કરતો, સમસ્ત આકાશમાં મ્હોટી ધામધુમ મચાવી મૂકતો મેઘરાજા, પૃથ્વી ઉપરનાં પોતાનાં બાળકોથી આનંદ પામી ગમ્મત કરતા હોય છે, તેજ પ્રમાણે દિલ્લીના મયૂરાસન ઉપર બેસી ધર્મઘેલછાની ઝનુનમાં અનેક અયોગ્ય કૃત્યો કરનાર બાદશાહ આલમગીર પોતાના મહેલમાં આવ્યા પછી અનેક વખત સન્તાન પ્રેમમાં મગ્ન થતા હતા. તે સમયે તેમનામાંથી ધર્મઘેલછા, રાજ્ય-તૃષ્ણા, અધિકારમદ અને તેને અંગે જણાતા દુર્ગુણો નાશ થતા અને તેઓ સંતાનપ્રેમનું સત્વશીલ પૂતળુંજ બની રહેતા. અલ્લાના ચરણ આગળ નિમાજ પઢતી વખત મનને જે શાંતિ પ્રાપ્ત થતી નથી, ખુદાના ગુણાનુવાદ ગાતી વખત મનને જે સુખ પ્રાપ્ત થતું નથી, અને કુરાન શાસ્ત્રનું અધ્ય-યન કરતી વખતે જે આનંદનો સ્પર્શ થતો નથી, તે આનંદ, તે સુખ અને તે શાંતિ, પોતાની પ્રિયતમ કન્યા બદ્રુન્નિસાના દર્શનથી પ્રાપ્ત થતી એવો બાદશાહ આલમગીરનો જુનો અનુભવ હતો. પોતાનો પુત્ર પોતાની પેઠેજ મહત્વાકાંક્ષી ઉત્પન્ન થઇ પોતાને રાજ્યભ્રષ્ટ કરવામાં આઘું પાછું જોશે નહિ, એવો ભીતિપ્રદ સંશય બાદશાહના મનમાં સદૈવ જાગૃત હોવાથી

તેઓ સર્વે શાહજાદાઓથી બને તેટલા વેગળા રહેતા હતા. શાહજાદી ઝેબુન્નિસા ઇતર બેગમોની પેઠે જનાનખાનાનાં કારસ્થાનોમાં ગુંથાયલી હોવાથી બાદશાહનું તેના તરફ વિશેષ લક્ષ્ય ખેંચાતું ન હતું, પરંતુ બદ્રુન્નિસા, ખિલેલા પુષ્પ જેવી હાસ્યમુખી, બાળક જેવી નિષ્કપટી અને અત્યંત સરલ મનની હોવાથી બાદશાહ આલમગીર તેના ઉપર અત્યંત પ્રેમ રાખતા હતા. જ્યારે જ્યારે પ્રચંડ રાજદ્વારી ખટપટથી તેમનું ચિત્ત અસ્વસ્થ થતું ત્યારે ત્યારે દિવાન–ઇ–ખાસમાંથી બહાર નીકળતાંજ તેઓ શાહજાદી બદ્રુન્નિસાના નિવાસસ્થાન તરફ પોતાને લઇ જવાને હજુરીઆઓને આજ્ઞા ફરમાવતા.

આજે પણ બાદશાહ ઔરંગજેબે પોતાના હજુરીઆઓને તેવીજ આજ્ઞા ફરમાવી. દિવાન–ઈ–ખાસની ગુપ્ત સભામાં દેવગઢ સંબંધી જે વાદ-વિવાદ થયો તેથી બાદશાહનું મન અસ્વસ્થ થયું હતું. તેમનો સરદાર બહાદુરખાન કોકા કેટલાક દિવસથી દેવગઢના કિલ્લાને ઘેરો ઘાલી પડયો હતો છતાં તે કિલ્લો તેનાથી લઇ શકાતો નહતો, એટલુંજ નહિ પણ બીજી મ્હોટી ફોજ તેની મદદે નહિ જઈ પહોંચે તો ઘેરો ઉઠાવી તેને પાછું આવવું પડશે એવો દેવગઢથી બહાદુરખાને પત્ર લખ્યો હતો. એ પત્રનો નિર્ણય કરી યોગ્ય માર્ગ અવલંબન કરવા માટે બાદશાહે દિવાન–ઈ–ખાસમાં પોતાના વિશ્વાસુ સામ્રાજ્યભકતોની ગુપ્ત સભા ભરી હતી. રાજા જયસિંહે જુદે જુદે ઠેકાણે ગોઠવેલું સામ્રાજ્યનું સૈન્ય એકત્ર કરી એક મહિનામાં બહાદુરખાનની મદદે દેવગઢ જવાનો ઠરાવ કરી બાદશાહ દિવાન–ઈ–ખાસ-માંથી બહાર નીકળ્યા, તથાપિ તેમના મનની અસ્વસ્થતા હજી સુધી તેવીજ હોવાથી બદ્રુન્નિસાનાં નયનમનોહર દર્શન કરવાની તેમને જરૂર જણાઇ.

સમ્રાજ્ઞી આયેષાના મહાલની પાસેજ શાહજાદી બદ્રુન્નિસાનું સ્વર્ગ સમાન નિવાસસ્થાન હતું. એ સ્થાનની પાછળ યમુનાનો પવિત્ર જળપ્રવાહ વહેતો હતો. આગલા ભાગમાં ફુવારાઓમાંથી પડતી સૂર્યના પ્રકાશવડે ચળકી રહેલી જળધારાઓ દ્વારા જાણે ઝીણાં મોતીનો વર્ષાદ વરસતો હોય એવું જણાતું હતું. જમણા હાથ તરફ માતાના પવિત્ર પ્રેમની સુગંધ અને ડાબા હાથ તરફ યુવરાજ મોઆજિમના બંધુ પ્રેમનો સંગ્રહ ભરેલો હતો.

પવિત્રતાથી ઘેરાયલું તે સ્થાન બદ્રુન્નિસાના સ્વર્ગીય સૌંદર્યવડે પ્રકાશી રહ્યું હતું.

જનાનખાનાના કેટલાક મહાલો ઓળંગતા, વિલાસનાં કેટલાંક સ્થાનો તરફ દુર્લક્ષ્ય કરતા, અને આસપાસના નયન મનોહર દ્રષ્યની અને કર્ણ મધુર ગાયનોની પોતાના મન ઉપર જરા પણ અસર નહિ થવા દેતા બાદશાહ ઔરંગજેબ, પોતાના હજુરીઆઓની પાછળ પાછળ ચાલતા બદ્રુન્નિસાના નિવાસસ્થાનમાં આવી પહોંચ્યા. એ સમયે બદ્રુન્નિસા યમુના નદીના પ્રવાહ તરફ જોતી ચિંતાતુર મુખે બેઠી હતી. તેનું મન વિચારમાં ને વિચારમાં એટલું બધું તલ્લીન થયું હતું કે, તેના પિતા નજીક ઉભા રહી તેના તરફ આશ્ચર્યચકિત થઇ જોતા હતા તેનું પણ તેને ભાન નહોતું. તેનાં નેત્રો અર્ધા મીચાયલાં હોવા છતાં યમુના નદીનાં પ્રફુલ્લિત કમળ પુષ્પ કરતાં અધિક સુંદર જણાતાં હતાં. તેનું મુખ ગંભીર હોવા છતાં પુષ્પના જેવી પ્રફુલ્લતા–પ્રસન્નતા–તે ઉપર જણાતી હતી. તે નિર્વિકારી અને શૂન્ય જણાતી હતી તેમ છતાં તેનાં દર્શનથી વિકાર ઉત્પન્ન થતો હતો. તેના મુખ ઉપર સ્તબ્ધતાની, ગાંભીર્યની, અને અંતઃકરણમાં ચાલતા વિચારોની એવી વિલક્ષણ છાયા રેખાયલી જણાતી હતી કે જેથી તેને જોતાંજ ધાર્મિક મનુષ્યને તે દેવીના જેવી જણાતી, માતાપિતાને પુત્ર વાત્સલ્યનો પાન્હો ફુટતો અને દલપતરાય જેવા તેના પ્રિયકરને પોતાનાં કર્તવ્ય કર્મનું વિસ્મરણ થતું! તેનાં દર્શનથી ઔરંગજેબના હૃદયમાં એવુંજ થયું કે ખુદાએ પોતાને માટે મોકલેલી તે સ્વર્ગીય બક્ષીસ છે. દરબારમાં અતિ ઉચ્ચ સ્થાને બેસવાથી જે સુખ પ્રાપ્ત થતું નથી, સમરાંગણમાં વિજય પ્રાપ્ત કરવાથી મનને જે આનંદ થતો નથી, જનાનખાનામાં વિષયસુખ લેતાં જે સંતોષ મળતો નથી અને ખુદાના ચરણ આગળ ઉભા રહેતાં મનને જે સ્વસ્થતા મળતી નથી તેવી સ્વસ્થતા, તેવું સુખ, તેવો આનંદ અને તેવો સંતોષ બદ્રુન્નિસાનાં માત્ર દર્શન કરતાં ઔરંગજેબને પ્રાપ્ત થયો. તેમણે બદ્રુન્નિસાના ગંભીર પણ પ્રસન્ન મુખ સ્હામુ જોઇ આશ્ચર્ય પામી કહ્યું: "બેટી! શા વિચારોમાં એટલી બધી ગુંથાઇ ગઇ છે? વિચાર કરીને ત્હારા મનને નાહક દુઃખ-

વવાનું કારણ શું? ત્હારા સુખનાં સાધનો જગત્‌માં દુર્લભ્ય હશે તો પણ ત્હારા મહાલમાં તો તે પુષ્કળ છે. દિલ્લીપતિ–ત્હારો પિતા–પોતાની કન્યાના સુખને માટે અનેક યત્નો કરે છે તેમ છતાં બદુન્નિસાને ચિંતાતુર રહે-વાનું શું કારણ?"

બદુન્નિસા વિચારનિદ્રામાંથી એકદમ જાગૃત થઇ. વાયુ સાથે સ્વેચ્છા-પૂર્વક વિહાર કરતા સુંવાળા શિરોકેશ નાજુક હાથવડે એકઠા કરતી બદુ-ન્નિસા પોતાના પિતાની પાસે ગઈ અને સ્મિતમુખે લાડ કરતી બોલી: "આકાશમાંના તારાઓ નિત્ય એકની એક રમત રમે છે તો પણ તેમનો ઉત્સાહ જરાં પણ ઓછો થતો નથી, યમુના નદીના પ્રવાહમાં વહેતાં જળ-બિંદુઓ પ્રવાસનું એકનું એકજ કર્તવ્ય કરી રહ્યાં છે, ઉત્પન્ન થવું, વિકસવું અને કરમાઇ જવું, એ નિશ્ચયાત્મક કાર્યક્રમ કમળ પુષ્પોને ભાગ્યે લખાયો છે તેમ છતાં આનંદ સિવાય અન્ય વિકારનો તેમને કદી પણ સ્પર્શ થતો નથી, પરંતુ મનુષ્યને આનંદનાં, વિલાસનાં અને સુખનાં અનેક સાધનો પ્રાપ્ત થવા છતાં તેનામાં ઘણી થોડીવાર આનંદ જણાય છે! આકાશમાં સ્વતંત્રતાપૂર્વક વિહાર કરતાં પક્ષીઓ વિશ્રાંતિ લેવાને સમયે આ વૃક્ષ ઉપ-રથી પેલા વૃક્ષ ઉપર અને પેલા વૃક્ષ ઉપરથી આ વૃક્ષ ઉપર, એમ આવ જા કરે છે તેજ પ્રમાણે સંસારમાં ભ્રમણ કરનારાં મનુષ્યો વિશ્રાંતિને સમયે આ સુખ ઉપરથી પેલા સુખ ઉપર, અને પેલા સુખ ઉપરથી આ સુખ ઉપર, એમ કુદકાઓ મારે છે તેમ છતાં તેને ખરા આનંદની પ્રાપ્તિ થઇ હોય એવું કદી પણ જણાતું નથી, એનું કારણ શું હશે વારૂ? મનુષ્યના ભાગમાં સુખનાં ઘણાં સાધનો આવ્યાં છે તેમ છતાં તેમને આનંદનો ભાગ ઘણો થોડો કેમ મળ્યો હશે વારૂ! પિતાજી! હું એજ વિચારો કરૂં છું. આપની કૃપાથી આ જનાનખાનું તે આ લોકનાં ઐશ્વર્યનું અને વિલાસ વિભવનું સંગ્રહસ્થાનજ બન્યું છે. કર્તવ્યની લેશ માત્ર પણ ચિંતા નહિ કરતાં સર્વેએ સદોદિત આનંદમાં રહેવું એવી આપની ઇચ્છા છે, એટલુંજ નહિ પણ ભિન્ન ભિન્ન પ્રકારનાં સુખનો સ્વાદ લઇ આનંદમાં રહેવું એજ અમારૂં કર્તવ્ય છે. મિષ્ટાન્નની વ્યવસ્થા એની મેળેજ થાય છે, પડતા શબ્દો

ઝીલવા માટે દાસ દાસીઓ હાજરજ છે, જગતમાં જણાતાં મૂલ્યવાન વસ્ત્રો અને કિમતી ઝવાહીર લેવા આપવા માટે પુષ્કળ સાધનો છે અને જે વસ્તુની ખોટ પડે તે પૂરવા માટે દિલ્લીપતિનું ઉદાર મન સદૈવ તૈયારજ છે. એમ છતાં આ સ્થળનાં સુખને ઓળંગી મ્હારી ઇચ્છા ઘણે દૂર શા માટે જતી હશે ? તારાઓની પેઠે આકાશના તેને તેજ પટમાં, જલબિંદુઓની પેઠે યમુનાના તેને તેજ જલપ્રવાહમાં, કિંવા કમળની પેઠે તેના તેજ કમલપત્રો ઉપર નિત્ય નિવાસ કરવામાં મ્હને કેમ આનંદ જણાતો નથી ? એનોજ હું વિચાર કરતી હતી."

"બદ્રુન્નિસા ! બેટી !" ઔરંગજેબે પોતાની કન્યાના ગંભીર મુખ સ્હામુ જોઇ અત્યંત ગંભીરતાથી કહ્યું: "મનુષ્યનું મન નિત્ય આગળ ને આગળજ દોડતું હોય છે. પ્રાપ્ત થયેલી વસ્તુઓ ઉપરનો પ્રેમ ધીમે ધીમે ઓછો થતો જાય અને બીજી અપ્રાપ્ય વસ્તુઓ ઉપર પ્રેમ ઉત્પન્ન થતો જાય, એ તો જગતનો સાધારણ નિયમજ થઇ પડયો છે. પોતાની સ્થિતિનો તિરસ્કાર આવે અને તેથી અધિક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા મન દોડે તો તે મનુષ્યના ઉત્કર્ષનું એક લક્ષણ કહેવાય. એક સાધારણ સિપાહી સેનાપતિ થવા ચ્હાય, સેનાપતિ વજીરનો ઓદ્ધો મેળવવા તાકી રહ્યો હોય, અને વજીરને બાદશાહના તખ્તની આશા ઉત્પન્ન થાય એનુંજ નામ મહત્વાકાંક્ષા કહેવાય છે. એને લીધેજ અત્યંત હીનસ્થિતિનો મનુષ્ય પણ કોઇ કોઇ વખત અતિ ઉચ્ચ સ્થાને બેઠેલો જોવામાં આવે છે. સરદારીનાં વસ્ત્રો બદલી શૌર્ય, કપટથી કિંવા ખટપટથી પોતાના દેશનું રાજ્યપદ મેળવ્યા પછી પોતાની આસપાસના ફળદ્રૂપ દેશ પ્રાપ્ત કરવા મહત્વાકાંક્ષી રાજાનું લક્ષ્ય ખેંચાય તો તેમાં આશ્ચર્ય શું ? વિલાસનાં, સુખનાં અને ઐશ્વર્યનાં સાધનો વધારવા માટે પ્રત્યેક રાજાઓનું લક્ષ્ય દોરાયલું હોવાથી પોતાના દેશની સંપત્તિ તેને પૂરતી ન જણાતાં આસપાસના ધનવાન પાડોસીઓ તરફ તેનું મન દોડે એમાં આશ્ચર્ય શું ? સમરકંદના ન્હાનકડા રાજ્ય ઉપર સંતુષ્ટ નહિ થતાં મહાપ્રતાપી બાબરશાહે હિંદુસ્થાનમાં ઇસ્લામી સત્તા સ્થાપી. તેના પ્રપૌત્ર અકબરશાહ, દાદાએ મેળવેલા પ્રદેશ ઉપર સંતોષ નહિ પામતાં અપૂર્ણ રહેલી સત્તા સર્વ

હિંદુસ્થાનમાં ફેલાવવા માટે જીવનની છેલ્લી ઘડી સુધી તડફડયો. તેણે બંગાળ અને બિહાર પ્રાંતો પોતાના કબ્જામાં લાવી રાજસ્થાનનાં કેટલાંક રાજ્યો જીતી લીધાં. ગુજરાત કબ્જે કર્યું અને બુંદેલખંડની સ્વતંત્રતા હરણ કરી લીધી. અકબરશાહે સર્વ ઉત્તર હિંદુસ્થાન સર કર્યું હતું છતાં દક્ષિણ હિંદુસ્થાનમાં ઇસ્લામી સત્તાનો ઝુંડો ઉભો કરવા પામ્યા નહોતા. તે પવિત્ર કાર્ય હું પૂર્ણ કરવા ધારૂં છું. મહત્વાકાંક્ષાનાં એ બધાં પગથીઆં છે. તે ઉત્તરોત્તર ચઢતાં જવામાં ખરા આનંદનો લાભ થશે એવુંજ પ્રત્યેકને જણાય છે."

"પણ મહત્વાકાંક્ષાનાં પગથીઆં ચઢતી વખતે તે પોતાના પગ નીચે કેટલાં બધાં મનુષ્ય-પ્રાણીઓના સુખનો વિનાશ કરે છે તેની તમને કલ્પના હોય છે કે?" બદ્રુન્નિસાએ કહ્યું: "દિલ્લીમાં આજે સર્વ પ્રકારના વૈભવો નૃત્ય કરી રહ્યા છે! પરંતુ તે વૈભવનાં સાધનો આજે કેટલાં બધાં ગરીબ કંગાલોને ભૂખે મારી રહ્યાં છે! દિલ્લીમાં આજે વિલાસ વિભવની રેલછેલ ઉડી રહી છે પરંતુ તે વિલાસ વિભવ, કેટલાં ગરીબ ગુરબાંઓનું સુખ છિન્નભિન્ન કરવા જન્મ્યો છે! દિલ્લીમાં સાર્વભૌમત્વનું તેજ ચમકી રહ્યું છે ખરૂં પરંતુ તેને નિષ્કારણ મનુષ્ય વધનો કેવો કાળો ડાઘ લાગ્યો છે તેની તો તમને ખબર હશેજ! અને એવી ખબર હોવા છતાં અખિલ હિંદુસ્થાન પગ તળે કચડી નાંખવાની ઇચ્છા તમને કેમ થાય છે? તમારી સત્તા દિવસે દિવસે વધારી તમે શા માટે ખુદાના દરબારના મહાન અપરાધી ઠરો છો? પિતાજી! હું જે કાંઇ પૂછું છું તે માટે મ્હને ક્ષમા કરજો. હિંદુસ્થાનની પ્રજા તે તમારા ખુદાનાં બાળકો ખરાં કે નહિ? ખુદાના ન્યાયી દરબારમાં બાદશાહ અને વજીર, અધિકારી અને પ્રજા, રાજા અને રંક, એવો ભેદભાવ હોય છે ખરો?"

"ખુદાનું દરબાર તો સમાનતાનાં ઉદાર તત્વો ઉપરજ રચાયલું છે. ત્યાં ભેદભાવ નથી." બાદશાહ ઓરંગઝેબે પોતાની કન્યાના પ્રશ્નનો વિચાર કરી ધીમેથી ઉત્તર દીધો.

"જે ખુદાનો દરબાર સમાનતાના તત્વો ઉપર રચાયો છે, જે ખુદા રંકથી રાજા સુધી અને બાદશાહથી ગુલામ સુધીનાં પ્રત્યેક મનુષ્ય પ્રાણીઓ

તરફ સમાન દ્રષ્ટિયે અને સમાન પ્રેમભાવથી જુવે છે તે સર્વેને એક મનુષ્યે–એક રાજાએ–ગુલામ બનાવવા, પરતંત્ર બનાવવા, એક મનુષ્યે પોતાનાં સગાં અને જાતિબંધુઓ સુદ્ધાં, તે અનેક મનુષ્ય પ્રાણીની કમાણી ઉપર સુખ ભોગવવું, અને "બળીઆના બે ભાગ" એ સૂત્રનું અવલંબન કરી એક મનુષ્યે–એક રાજાએ–અનેક નિર્બળ મનુષ્યોનાં સુખમાં ધૂળ નાંખવી એ તે ન્યાયી અને દયાળુ ખુદાથી કેમ સહન થતું હશે વારૂ? પિતાજી! ખુદાને સમાન દ્રષ્ટિવાળા અને સમાન પ્રેમ ભાવવાળા તમેજ કહ્યા છે. સમરકંદના બાબરશાહે ઘરબાર છોડી દઇ પોતાના પાડોસી–હિંદુસ્થાનવાસીઓની સંપત્તિ ઉપર ધાડ પાડી–અરે! ધોળે દિવસે લૂંટ ચલાવી અકબરશાહે કેટલાક પ્રાંતો પોતાને કબ્જે કર્યા અને પિતાજી! તમે સમસ્ત હિંદુસ્થાન ગળી જવા ચ્હાઓ છો! એ તમારો અમાનુષિક સ્વાર્થ ખુદાના ન્યાયી અંતઃકરણને કેટલો પસંદ પડશે વારૂ?"

"બદ્રુન્નિસા!" પોતાની પુત્રીના મુખમાંથી નીકળતા શબ્દો સાંભળી ચકિત થઇ બાદશાહે પૂછ્યું: "આજે ત્હને થયું છે શું? આજે તું શું બોલી રહી છે? દિલ્હીનું સામ્રાજ્ય પદ આપણા વંશને પ્રાપ્ત થયું તે ઉપરથી ખુદાનો આપણા ઉપર પ્રેમજ જણાય છે, એવું આપણા કાજીસાહેબ આપણને કહેતા નથી કે? ઇસ્લામી ધર્મનો સર્વત્ર પ્રસાર કરવા માટે આપણી સત્તાનો ઉપયોગ કરવાનો પૈગંબરી મંત્ર આપણા કાજીસાહેબ આપણને શિખવતા નથી કે?"

"આપણા કાજી આપણને ગમે તેવા શબ્દો કહી ઉત્સાહ, ઉત્તેજન આપતા હશે, આપણાં મુલ્લાં આપણને ગમે તેવો ઉપદેશ કરતા હશે, પરંતુ તે ખરો છે કે ખોટો, ન્યાયી છે કે અન્યાયી, ખુદાના ન્યાયીપણાને અનુકૂલ છે કે પ્રતિકૂલ, એનો વિચાર આપણે કરવો જોઇએ કે નહિ?" બદ્રુન્નિસાએ વિશેષ ગંભીર થઇ કહ્યું: "કાજીને આપણા દરબારમાંથી ભરપૂર પગાર મળે છે, મુલ્લાંજી દિલ્લી દરબારના વૈભવ ઉપર પોષાય છે તેથીજ દિલ્લીપતિની ઇચ્છા પ્રમાણે પવિત્ર કુરાનનાં વચનોનો અર્થ કરવા તેઓ લલચાય છે! એવા વિષયાભિલાષી અને સંસારદક્ષ કાજીનો ઉપદેશ સાંભળવા

કરતાં ખુદાની કૃતિ જોઇ તે પ્રમાણે વર્તન રાખવું એજ અધિક શ્રેયસ્કર છે."

"ખુદાની કૃતિ !" ઔરંગઝેબે આશ્ચર્ય પામી કહ્યું: "ખુદાની કૃતિની તપાસ કરવી એ આપણા સામર્થ્યથી બહાર છે."

"આકાશમંડળ અને ત્યાં નિવાસ કરતી દિવ્ય જ્યોતિ એ ખુદાનીજ કૃતિ છે કે ? એ જોવાનું આપણામાં સામર્થ્ય છે કે ?"

"હા, પરંતુ તેના દર્શનથી આપણને શો લાભ થશે ?"

"ખુદાની એ કૃતિમાં ખુદાની ઇચ્છા પ્રતિબિંબિત થઈ છે. જુવો, પેલા જુદા જુદા તારાઓ તરફ જુવો." કહેતાં કહેતાં બદુન્નિસા યમુના નદી તરફની બારી પાસે જઇ ઉભી રહી. બાદશાહ પણ આકાશમાં જણાતા તારામંડળ સ્હામુ જોવા લાગ્યા. "તારાઓનું વિહાર ક્ષેત્ર તો નક્કી થયેલું છે. તેઓ તેમની નક્કી થયેલી જગ્યા છોડી પોતાના તેજની હરિફાઇ કરી શકે એમ નથી. પોતાની ટોળીનું મહત્વ વધારવા માટે નજીકની ટોળીનું તેજ હરણ કરી લેવાનો પ્રયત્ન એક પણ તારાએ કર્યો હોય એવું સાંભળ્યું નથી. પોતાની ચોક્કસ હદમાં ઉદય પામવું, વિહાર કરવો, પ્રકાશવું અને અંતે અસ્ત પામવો. એ સિવાય બીજી કોઈ મહત્વાકાંક્ષા તેઓ જાણતાજ નથી. પોતાની મહત્વાકાંક્ષારૂપી ક્ષુધા સમાવવા માટે બીજાની હદમાં જઇ તેનું સત્યાનાશ વાળવું, અને તેમનો પ્રદેશ હરણ કરી લેવો એ નિંદ્ય, ત્યાજ્ય અને આસુરી કૃત્ય છે એવી તેમની સમજણ હોવાથી તેમની મહત્વાકાંક્ષા ક્રૂરતાનું, અન્યાયનું અને અનીતિનું ભયંકર રૂપ કદી પણ ધારણ કરતી નથીજ ! પિતાજી ! એ તારાઓ ખુદાના તેજ વડેજ પ્રકાશે છે ખરા વારૂ ? પોતાની હદમાં રહેવું, પોતાના તેજવડે તેજસ્વી બનવું, અને પાડોસી તારામંડળ સ્હામુ સ્વાર્થી દ્રષ્ટિથી કદી પણ જોવું નહિ; એવી તેમની વૃત્તિ ખુદાની ઇચ્છાથીજ થઈ છે ખરી વારૂ ? જ્યારે એમજ છે અને દિવ્ય તેજ વડે પ્રકાશમાન થઇ રહેતું ઉદાહરણ નિત્ય રાત્રિયે આપણી દ્રષ્ટિ સમક્ષ નૃત્ય કરે છે, ત્યારે પછી આપણે દુટ બંડોળિયા કાજીના જ્ઞાન ઉપર શામાટે આધાર રાખવો ? એક તારામંડળ જેમ બીજા તારામંડળના ક્ષેત્રનું હરણ કરતું નથી તેજ પ્રમાણે જગતમાં સર્વત્ર પ્રસરેલાં અનેક મનુષ્યે પોતાના

ક્ષેત્ર ઉપર કેમ સંતોષ માનવો નહિ? સમરકંદના મોગલોએ હિંદુઓના ક્ષેત્રમાં શા માટે પ્રવેશ કરવો–શા માટે તે લુંટી લેવું? સમરકંદના મોગલોએ હિંદુઓનું ધન કરને બહાને, દંડને બહાને અથવા કરજને બહાને શા માટે લુંટી લેવું? શા માટે તેમને ધનહીન કંગાલ બનાવી દેવા? પ્રાણથી પણ અધિક જે સ્વતંત્રતા, તે હિંદુઓ પાસેથી છિનવી લઇ તેમને પોતાના ગુલામ બનાવવાનો હક્ક, એક જૂદાજ દેશના રહેનાર મોગલોને શી રીતે પ્રાપ્ત થઈ શકે?"

"ચાતુર્યના, બુદ્ધિના અને શૌર્યના બળ વડે અમે હિંદુઓનો પરાજય કર્યો છે. એવા સદ્‌ગુણોની ઉણપ હોવાથી આકાશનું તારામંડળ પોતાની સત્તા વધારવાના લોભમાં પડતું નથી."

"આખો દિવસ પ્રકાશતો સૂર્ય મ્લાન વદનના ચંદ્ર કરતાં કેટલો બધો ચતુર, બુદ્ધિમાન અને શૂરવીર છે તેમ છતાં બળહીન ચંદ્રના સામ્રાજ્યમાં પ્રતાપી સૂર્યે કોઇ પણ દિવસ હાથ ઘાલ્યો છે? ચંદ્રનું રાજ્ય હરણ કરી લેવા સૂર્યે કદી પણ ઇચ્છા દર્શાવી છે ખરી?"

"બદુન્નિસા?" ઔરંગજેબ પોતાની કન્યાના મુદ્દાસર ભાષણથી નિરાશ થઇ બોલ્યાઃ "તું આજે કોઇ એક રાજદ્રોહી–બળવાખોર–હિંદુના જેવાજ શબ્દો બોલે છે! મહોબાના રાજા ચંપતરાય અને તેના પુત્ર છત્રસાલ ભરદરબારમાં મ્હારા સ્હામું એવુંજ કંઈક બબડી ગયા છે! તેમના રાજદ્રોહી વિચારને માટે હું તેમને તેજ ક્ષણે શિક્ષા કરવાનો હતો પરંતુ–"

"તેવી શિક્ષા કરી હોત તો દિલ્લીપતિનો ખરેખરો કીર્તિધ્વજ ચારે દિશામાં ફરકી રહેત!" વચમાંજ મંજુલ શબ્દનાદ થયોઃ "શાહેનશાહ! તમે તે દિવસે બેશુદ્ધ અવસ્થામાં હતા તેથી તમારાથી છત્રસાલના કૃત્યની કલ્પના થઇ શકતી નથી. તેમણે બતાવેલું અપ્રતિમ ધૈર્ય, તેમનું અકલ્પિત પ્રસંગ સાધન, તેમની પ્રસંશનીય ભૂતદયા, અને પોતાના પ્રાણની પણ દરકાર નહિ કરતાં શત્રુ ઉપર ઉપકાર કરવા જેવું તેમનું ઉદાર મન, એ સર્વની તમને જરા પણ કલ્પના આવી હોત તો એક બુંદેલખંડ તો શું પણ સર્વ સામ્રાજ્યને સ્વતંત્ર કરવાની તેમની માગણી તમે કબુલ કરી હોત.

તમેજ તેમને આગ્રહ કર્યો હતો કે: "માંગો! કંઈ પણ માંગો." અને માગણીનું સ્વરૂપ જાણતાંજ તમારા શબ્દો તમે પાછા ખેંચી લીધા! એ શું? પોતે એક વખત આપેલું વચન કોઇ પણ સામાન્ય મનુષ્યને પાળવાનો કેટલો ઉમંગ હોય છે? તેને પોતાના બોલેલા શબ્દો પાછા ખેંચી લેતાં મરણ જેટલું દુઃખ થાય છે! પછી તમે તો બાદશાહ છો! મ્હોટા સામ્રાજ્યના માલિક છો. જેણે તમારો અમૂલ્ય જીવ બચાવ્યો, જેણે તમને જીવતદાન આપ્યું, તેને તમારે શું ન આપવું જોઇએ? તેને તમારાથી અસંતોષ કેમ અપાય? દિલ્લીપતિના પ્રાણની કિંમત બુંદેલખંડ કરતાંયે ઓછી હોવી જોઇએ કે? પિતાજી! મ્હને તો તમારા પ્રાણની કિંમત, સર્વ જગત્ કરતાં અધિક પ્રિય મ્હારા પ્રાણ કરતાં પણ અધિક કિંમતી જણાય છે? પણ તમને તમારા પ્રાણની કિંમત બુંદેલખંડની માટી કરતાં પણ ઓછી જણાય છે ત્યારે હવે મ્હારે તમને શું કહેવું?"

"પિતાજી! માતાનું કથન ક્ષણ પર્યંત એક બાજુએ મુકીએ, છત્રસાલે તમને જીવનદાન આપ્યું તેનો ક્ષણવાર વિચાર ન કરીએ, ચંપતરાયે તમને રાજ્યદાન કર્યું તે વાત લક્ષ્યમાં લઇએ નહિ, અને તમે આપેલું વચન થોડો વખત ભૂલી જઇએ તો પણ બુંદેલાઓની સ્વતંત્રતા છિનવી લેવી એ કૃત્ય ન્યાયપૂર્વક કહેવાશે નહિ. બુંદેલખંડ બુંદેલાઓએ વસાવ્યો છે, બુંદેલખંડને બુંદેલાઓએ સુશોભિત કર્યો છે, બુંદેલખંડને બુંદેલાઓએ જાતિભોગ આપીને અને જાતિ મહેનત કરી ફળદ્રૂપ, રસાળ બનાવ્યો છે અને બુંદેલખંડ બુંદેલાઓના બુદ્ધિચાતુર્યથી, વિદ્યા જ્ઞાનથી, કળા કૌશલ્યથી, અને સમરચાતુર્યથી ઉન્નત થવા પામ્યો છે. તારામંડળના ક્ષેત્રની પેઠે, તારામંડળના તેજની પેઠે, બુંદેલાઓની સ્વતંત્રતા, ખુદાના દરબારમાં કબૂલ થઇ છે. બુંદેલાઓ સમરકંદની ગાદી છિનવી લે એ જેટલું અન્યાયનું અને તમને ક્રોધ ઉપજાવનાર છે તેટલુંજ બુંદેલાઓની સ્વતંત્રતા છિનવી લેવાનું કૃત્ય દિલ્લીપતિને માટે અન્યાયનું, અને બુંદેલાઓને ક્રોધ ઉપજાવે એવું છે! ટુંકમાં કહું તો તમારા ઇશ્વરદત્ત હક્ક લુંટી લેનાર કોઈ પણ અન્ય મનુષ્ય ઉપર તમને જેટલો ક્રોધ ઉપજે તેટલોજ ક્રોધ બુંદેલાઓને તમારા પર

કેમ ન ઉપજે વારૂ? બુંદેલાઓએ જો સમરકંદ જીતી લઇ મોગલજાતિને ગુલામગીરીની બેડીઓમાં જકડી હોત તો તમને કેટલો ક્રોધ થાત?"

"બુંદેલાઓની સ્વતંત્રતા તો કયારનીયે નષ્ટ થઇ છે!" બાદશાહ પોતાનો સિદ્ધાંત કેટલો પાયા વગરનો છે તેનો વિચાર કરતાં બોલ્યાં: "તેમણે અમારી સાથે રાજભક્તિપૂર્વક વર્તવું, ઘણું ઘણું તો એકાદ ક્ષુદ્ર હક્કની માગણી કરવી અને અમારે પણ તેના તમામ હક્કો ખુંચવી લીધા છે છતાં એકાદ નજીવા હક્કની ભિક્ષા આપવી, એટલુંજ હવે બાકી રહ્યું છે. સ્વતંત્રતા જેવું, નહિ માંગવા જેવું માંગવાનું ધૈર્ય તેમણે કદી પણ બતાવવું જોઇએ નહિ. કદાચ એકાદ માથા ફરેલો માણસ એવું સાહસ કરે તો તેને સખ્ત શિક્ષા આપતાં અમે પાછું જોતા નથી."

"પિતાજી!" બદુન્નિસાએ કહ્યું: "તમારૂં કથન કુટિલ રાજનીતિને અનુસરતું હશે પરંતુ તે સાથે સત્ય રાજનીતિનું અપમાન કરે એવું છે! પારકી જાતિ ઉપર આપણી જુલ્મી સત્તાની ધુંસરી લાધવી અને તે સત્તાને જોરે આપણા ધર્મનો પ્રસાર કરવો, એ ધર્મશાસ્ત્રથી કેટલું ન્યાયપૂર્વક છે તે જાણવા માટે મ્હેં બે વખત આપણું પવિત્ર કુરાન વાંચ્યું છે. તે ઉપર અહોરાત્ર વિચાર કર્યો છે. મ્હને ભણાવવા આવતા કાજીને મ્હેં એ સંબંધી અનેક પ્રશ્નો પૂછ્યા, પરમેશ્વરની કૃતિનું લક્ષ્યપૂર્વક અવલોકન કર્યું, અને ઇસ્લામી સત્તાનો ઇતિહાસ બરાબર મનન કર્યો ત્યારેજ મ્હારો નિશ્ચય થયો કે: "બીજા દેશ ઉપર જુલ્મી રાજસત્તા ચલાવવી, બીજા દેશની સ્વતંત્રતા ઝુંટવી લેવી, બીજા દેશની પ્રજાને ગુલામ બનાવવી, એ કૃત્યો ન્યાયી નથી. એ કૃત્યો મહા પાપી છે. એવાં કૃત્ય કરનાર જુલ્મી રાજા મહાન પાપી કહેવાશે. એવું કૃત્ય કરનાર મનુષ્ય, સમાન દ્રષ્ટિ રાખનાર ખુદાના દરબારનો મહાન્ અપરાધી કહેવાશે."

"બેટી! ત્હારૂં કહેવું કદાચ ખરૂં હશે. આકાશના તારામંડળની પેઠે પોતાનાજ ક્ષેત્રમાં રહીને પોતાનાજ તેજ વડે પ્રકાશ પાડવો એ ન્યાય અને સદ્ધર્મ તત્વને અનુસરતું હશે પરંતુ અમારા જેવા મહત્વાકાંક્ષી પુરૂષોને ક્ષુદ્ર તારાઓનું ઉદાહરણ લાગુ પડશે નહિ. કવચિદ્ દ્રષ્ટિગોચર થઇ આકા-

શમાં પ્રલય કરી મુકનાર ધૂમકેતુ, ખુદાએ ઠરાવેલા નિયમનો વિચાર નહિ કરતાં પોતાની યોગ્યતા પ્રમાણે અર્ધું અથવા તેથી વિશેષ આકાશ જેમ પોતાના તાબામાં લે છે, અને પોતાની ઇચ્છામાં આવે તે દિશામાં વિહાર કરે છે, અને પોતાની ઇચ્છામાં આવે તે તારામંડળોનાં ક્ષેત્ર અને તેજ હરણ કરે છે, તેજ પ્રમાણે એક હિંદુસ્તાન તો શું પણ અખિલ જગત જીતી લેવું એ અમારા જેવા મહત્વાકાંક્ષી વીરપુરૂષોની ઇચ્છા ઉપર આધાર રાખે છે. ધર્મનાં, જાતિનાં કિંવા સમાજનાં બંધનો નિર્બળ મનુષ્યોના માર્ગમાંજ અડચણ નાંખે છે, પરંતુ અમારા જેવા પ્રચંડ ધૂમકેતુનાં દર્શન થતાંજ તે બંધનો તડાતડ તુટી જાય છે. નક્ષત્રોએ સૂર્યની ગતિ ઉપર આધાર રાખવો પડે છે પણ ધૂમકેતુ પોતાની મહત્વાકાંક્ષાને પસંદ પડે તે પ્રદેશમાં ઇચ્છાનુસાર વિહાર કરી શકે છે. તેજ પ્રમાણે અમારા જેવા મહત્વાકાંક્ષી વીર પુરૂષો પયગમ્બરની નીતિ પ્રમાણે ચાલી શકીશું નહિ. અમારા જેવા ધૂમકેતુને માટે સૂર્ય નિરર્થક છે, અને પયગમ્બરો અશક્ય છે. બેટી! પયગમ્બરોના વચનોનો મ્હને આધાર બતાવવો નહિ. ખુદાની કૃતિનું ચિત્ર મ્હારી સમક્ષ રજુ કરવું નહિ. નીતિનાં બંધનોની ભીતિ મ્હને બતાવવી નહિ. અખિલ હિંદુસ્તાન—જગત લેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે તેમાંથી હું કદી પણ પાછો હઠનાર નથી. દેવગઢ સર કરવા માટે મ્હારૂં લશ્કર એક મહિનાની અંદર દક્ષિણનો માર્ગ પકડશે અને સમસ્ત દક્ષિણ સર કરવા માટે "**न भूतो न भविष्यति**" જેવી પ્રચંડ સેના સાથે આ ત્હારો પિતા દિલ્લીને સત્વર સલામ કરશે."

પિતાનું કથન સાંભળી બદુન્નિસા હતાશ થઇ. પોતાનું ધારેલું કાર્ય શી રીતે ફળિભૂત થાય? તે સંબંધી વિચાર કરવા લાગી. તે ખિન્ન મુખે પોતાની માતા સ્હામુ જોવા લાગી. તે પણ નિરાશાની જાળમાં સપડાયલી તેને જણાઇ. પોતાના કથનથી પોતાની પ્રિય પત્નીના અને લાડકી કન્યાના મન ઉપર કેવો જબરો આઘાત કર્યો તેનું બાદશાહને હવે જ્ઞાન થયું. તેમણે આશ્ચર્યચકિત થઇ કહ્યું:

"પ્યારિ આયેષા! હું ગમે તેટલો જુલ્મી સુલ્તાન હોઇશ, તખ્ત

ઉપર બેસતી વખતે મ્હારો ક્રોધ ગમે તેટલો વૃદ્ધિ પામતો હશે, અને સમરાંગણુ ઉપર હોઉં છું તે વખતે મ્હારી નિર્દયતાની હદ રહેતી નહિ હોય તો પણુ જનાનખાનામાં અને વિશેષતઃ પ્યારી આયેષા અને મ્હારી સ્વર્ગીય બેટીના સ્હામું હું કેટલો પ્રેમળ, કેટલો દયાળુ અને કેટલો સરળ હોઉં છું એની સત્યતા તમારૂં મનજ તમને સાક્ષી પૂરતું હશે. દરબારનો સુલ્તાન આલમગીર જૂદો અને જનાનામાંનો, આયેષાના મહાલનો, શાહજાદી બદ્રુન્નિસાના સ્હામું બેસતો ઔરંગજેબ જૂદો છે. તમે આ પ્રેમળ, દયાળુ અને સરળ મનના ઔરંગજેબના મ્હો સ્હામુ જુવો. દિવાન-ઇ-આમમાં બેઠેલા રાજદ્વારી-રાજપ્રપંચી-નિર્દય, કપટી અને ઢોંગી આલમગિર સ્હામુ જરા પણુ દ્રષ્ટિપાત કરશો નહિ. દરબારનો આલમગિર દરબારના લોકો માટે અને પ્રજાજનો માટે છે અને જનાનખાનાનો ઔરંગજેબ પ્યારી આયેષા માટે અને પ્રિય બેટી બદ્રુન્નિસા માટે છે. તમારે દરબારના આલમગિરનું ભયંકર કામ તમારી નજર આગળ ધરી વ્યર્થ ત્રાસ સહન કરવો નહિ. હું દરબારમાં બેસી જુલ્મ કરીને મ્હારી સત્તા વધારવાનો પ્રયત્ન કરતો હોઉં તો તેથી બદ્રુન્નિસાએ આટલું બધું નિરાશ શા માટે થવું? અને પ્યારી આયેષાએ આટલું બધું ખિન્ન શા માટે બનવું?"

"શહેનશાહ!" આયેષાએ અત્યંત કોમળ સ્વરે કહ્યું: "આપ નામદારના રાજદ્વારી કાર્યમાં હાથ નાંખવાનું અમને લેશ પણુ કારણુ નહોતું. આપના દરબારી વર્તનને દૂષણુ દેવાની અમને જરૂરજ નહોતી. પણુ વચન ભંગ, છત્રસાલ અને ચંપતરાયને આપેલા વચનનો ભંગ અને—"

"આયેષા!" બાદશાહે વિકટ હાસ્ય કરી વચમાંજ કહ્યું: "વચનભંગનું મહત્વ તમે શું સમજો? રાજકીય કાર્યો કરતી વખતે અમારે ડગલે ને પગલે વચન ભંગ કરવો પડે છે. નવો દેશ અમારા તાબામાં લેતી વખતે તે દેશની પ્રજાને દિલાસો દેવા માટે અમારે ઘણાં ઉદાર વચનો આપવાં પડે છે, અને તેમ કરીને દેશના થોડાંક સમજુ માણુસોને ભોળવી, પટાવી, લોભાવી, અમારા હાથમાં લઇ લેવાં પડે છે. એક વખત તેવા લોકો અમારે હાથે ચઢ્યા પછી અને તે દેશમાં અમારી સત્તા દ્રઢ રીતે

જાય્યા પછી જરા પણ શરમ રાખ્યા વગરજ તે વચનોનો ભંગ કરવો, એ તો અમારો નિત્ય નિયમ થઇ પડયો છે. અનેક વચનો આપ્યા પછી તેનો ભંગ કરવાનો મોહક જાદુ અમારી જીભ ઉપર રમતો હોવાથીજ સામ્રાજ્ય સાથે, અનેક ખંડીઆ રાજાઓ સાથે અને અનેક પ્રજાજનો સાથે થુઇ થુઇની રમત અમે રમી શકીએ છીએ! અમારા વિજયને વચન ભંગનો ટેકો હોવાથીજ સંપાદન કરેલો દેશ અમે શાંતપણે અમારે ગળે ઉતારી શકીએ છીએ! કદાચ વિકટ પ્રસંગ આવી પડે અને સામ્રાજ્યને ઉથલી પડવાનો ભય જણાય તો તે પ્રસંગે અમે એક બીજા અધિકારીઓનો વાંક કહાડી, એકને ધમકાવી ત્યાંથી બદલી બીજાને ત્યાં ગોઠવી અશાંત પ્રજાને શાંત કરવાનો પ્રયત્ન કરીએ છીએ, અને ઘણું થાય તો પ્રજાને પુનઃ વચનો આપવાની માત્રા આપી સામ્રાજ્યને લાગેલો સડો દૂર થયો માની આનંદ પામીએ છીએ. પ્રજાજનોને જોઇએ તેવાં વચનો આપવાં જેટલાં સ્હેલાં છે તેટલુંજ તેનો ભંગ કરવો પણ સ્હેલુંજ છે. આ ઔરંગઝેબે આજ પર્યંત કાંઇ થોડાં વચનોનો ભંગ કર્યો નથી! દિલ્હીના સાર્વભૌમ વૈભવ અને ઐશ્વર્ય સ્થપાવાનું મુખ્ય કારણ વચનભંગ છે. મ્હેં મુરાદને વચનો આપ્યાં હતાં, સુજાને આપ્યાં હતાં, મીરજુમ્લા જેવા વિશ્વાસુ અને પ્રમાણિક નોકરને પણ મ્હેંજ વચનો આપ્યાં હતાં, મ્હારા પિતાને વચનો આપ્યાં હતાં એટલુંજ નહિ પણ મ્હેં અલ્લા પરવરદિગારને પણ વચનો આપ્યાં હતાં અને અનુકૂલ સમય આવતાંજ તે વચનો જેવાં આપ્યાં હતાં તેવાંજ તડાતડ તોડી નાંખ્યાં છે! તેથીજ મ્હને દિલ્હીનું રાજસિંહાસન પ્રાપ્ત થયું છે. વચન ભંગ જેવા અમૂલ્ય અસ્ત્રનો આધાર હોવાથી સત્ય પ્રતિજ્ઞાની બડાઇ મારનારા રાજપૂત અને બુંદેલાઓને ધારીએ તે વખતે અમે આશ્ચર્યચકિત કરી દઇએ છીએ! એટલે તેમના ઉપર વિજય પ્રાપ્ત કરીએ છીએ! તેજ મૂલ્યહિન અસ્ત્રનો મ્હેં છત્રસાલ અને તેના પિતા ઉપર ઉપયોગ કર્યો છે તેથી તમને ખોટું લાગવાનું શું કારણ? બુંદેલખંડ સ્વતંત્ર થશે તો તેથી તમને શો ફાયદો? બુંદેલા જેવી શૂરવીર અને દ્રઢપ્રતિજ્ઞ વીરજાતિ એક વખત સ્વતંત્ર થશે તો પછી આપણું દિલ્હીનું તખ્ત અચલ અઢગ રહેશે કે

કેમ ? એની તમને કલ્પના છે ? સિંહને પિંજરામાંથી એક વખત મુક્ત કર્યા પછી આપણું રક્ષણ કરવા યત્ન કરવો એ જેટલું મૂર્ખપણું કહેવાય તેટલુંજ બુંદેલાઓને ગુલામગિરીની બેડીમાંથી મુક્ત કરવાથી કહેવાશે. "

" પિતાજી ! એવું બોલશો નહિ. " બદ્રુન્નિસાએ ખિન્ન થઈ કહ્યું: " બુંદેલાઓ અસંતુષ્ટ થઈ ઉઠયા છે. તે કદી પણ રોકાશે નહિ. ગુપ્ત રીતે સળગેલો અગ્નિ એકાએક ઓળખી શકાતો નથી પણ તે તો પ્રચંડ દાવાનળ સળગાવી મૂકે છે ! અને એ અગ્નિમાં કોણ કોણ બળી મરશે તેની તમને ખબર છે ? પ્રજાનો અસંતોષ એ તો રાજાનો કાળજ સમજવો ! પ્રજાની દરિદ્રતા એ તો રાજાના વિનાશનું કારણજ સમજવું ! ઇતિહાસનાં પાનાં તેની સાક્ષી પૂરે છે! પ્રજાને સુખસંપતિ આપવી એજ રાજધર્મ ! અત્યારે રાજ્યમદમાં કદાચ તે નીતિ અને તે ધર્મ તમને નહિ સમજાતો હોય પણ જે સમયે પ્રજા રાજની ઝુંસરી નષ્ટ કરવા તૈયાર થશે, રાજ્યમાં સર્વત્ર બળવા થશે, અને એક દિવસ મોગલ રાજનો નાશ થશે તે દિવસે મ્હારાં વચનોની સત્યતા સમજાશે. મ્હારૂં તો એવું માનવું છે કે બુંદેલાઓને તમે સ્વતંત્રતા આપશો તે ઉપર તેઓ સંતોષ પામશે. તેમને માત્ર તેમના પોતાના દેશનીજ ઉન્નતિ કરવી છે. તેમને હિંદુસ્તાનનું રાજ્ય લેવું નથી. તેઓ કૃતઘ્ન થઇ દિલ્લીના સ્હામુ પણ જોશે નહિ. "

"વાહ ! વાહ ! બદ્રુન્નિસા ? તું પણ બુંદેલાઓનો પક્ષ ખેંચે છે!" ઔરંગઝેબ આશ્ચર્યચકિત મુખે બદ્રુન્નિસાના મુખ સ્હામુ જોઇ બોલ્યો: " ત્હારી માતા બુંદેલખંડની છે તેથી તે બુંદેલાઓનો પક્ષ લે તો કંઇક યોગ્ય કહેવાય પરંતુ ત્હારા જેવી મ્હારી કન્યા તેમનો પક્ષ શા માટે લેતી હશે ? "

બદ્રુન્નિસાનું મુખ લજ્જાથી લાલચોળ થઇ ગયું. તે ઉત્તર દેવાની ભાંજગડમાં પડી નહિ, મૌન ધારણ કરવું એજ તેને શ્રેયસ્કર જણાયું. તેની માતા આયેષાએ કહ્યું:

" બુંદેલખંડના હિત તરફ અને બુંદેલખંડના સુખ તરફ મ્હારા કરતાં અધિક લક્ષ્ય આપવું એ હવે બદ્રુન્નિસાનું કર્તવ્ય છે. કારણકે મ્હેં તો માત્ર

બુંદેલખંડમાં જન્મ લીધો છે, પણ બદુન્નિસાને તો બુંદેલખંડમાં સર્વ આયુષ્ય વ્યતીત કરવાનું છે."

"બદુન્નિસા બુંદેલખંડમાં આયુષ્ય ગાળશે?" ઔરંગઝેબે આશ્ચર્યોદ્ગાર કાઢ્યા: "ત્હારા કહેવાનો અર્થ શો?"

આયેષાબેગમ પોતાના કહેવાનો અર્થ સ્પષ્ટ કરવા લાગી. તે દિલ્હીપતિને જે કહેવાનીજ હતી તે બદુન્નિસા સારી પેઠે જાણતી હોવાથી માતા પિતા તરફ દુર્લક્ષ્ય કરતી હોય તેમ તે થોડે છેટે એક બારીમાં જઇ ઉભી. ત્યાંથી માતાપિતાના મુખ ઉપર ભિન્ન ભિન્ન મનોવિકારનું પ્રતિબિંબ સ્પષ્ટ પડતું હોવાથી તે તેમના વાદવિવાદનો તર્ક કરી શકતી હતી.

ધીમે ધીમે દિલ્હીપતિના મુખ ઉપરથી આશ્ચર્યની છટા નષ્ટ થતી ચાલી. તેમનું મુખ અધિક ગંભીર થવા લાગ્યું, અને જે સમયે આયેષાએ પોતાની કન્યાનો પ્રેમ-પાત્ર, સાગરના રાજા સભાકરણનો તરૂણ પુત્ર કહ્યો તે સમયે તો બાદશાહની ગંભીરતા અતિશય વધી ગઈ, પણ બુંદેલખંડને સ્વતંત્ર કર્યા સિવાય દલપતરાય પોતાની કન્યાને પરણશે નહિ એવું આયેષાએ કહ્યું ત્યારે તેમનું ગાંભીર્ય એકદમ નષ્ટ થયું અને તેમનું મુખ ઘણું ક્રોધી જણાયું. પિતાના મુખ ઉપર એવું અકસ્માત્ પરિણામ જોઈ બદુન્નિસા મનમાંજ દિલગીર થઈ. પોતાનો ઉદ્દેશ્ય પાર પડતો નથી એ જોઈ તે અત્યંત નિરાશ થઈ!

"શું? મ્હારી કન્યા મ્હારા શત્રુ-પુત્રને પરણશે!" ઔરંગઝેબ ગુસ્સામાંજ બોલ્યા: "મ્હારા સામ્રાજ્યના કોઇ પણ પ્રદેશની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરનાર જેટલાં મનુષ્યો છે તે સર્વેને હું મ્હારા શત્રુજ સમજું છું."

"એવું અવિચારી બોલશો નહિ." આયેષાએ શાંત ચિત્તે કહ્યું: "પ્રેમનો પ્રભાવ કેવો વિલક્ષણ છે તે તો તમે જાણોજ છો. સોળ વર્ષ પહેલાંનો સમય ધ્યાનમાં લો! તે સમયે દિલ્હીનો રાજવિલાસ ઓરછાના મહેલ કરતાં તમને કેટલો અપ્રિય જણાતો હતો. રજપૂતનો પહેરવેશ પહેરી મ્હારી દ્રષ્ટિ સામેથી આવ જા કરવી એ તમને કેટલું અગત્યનું જણાતું હતું, તેનું જરા સ્મરણ કરો. તમારે માટે, તમારા પ્રેમને માટે, હું દિલ્હી આવવા

કેટલી બધી ના કહેતી, મ્હારા મનની દ્રઢતા જણાઈ જતાં તમારા પ્રયાસને કલંક લાગશે એમ ધારી તમારે કેટલી સાવચેતી રાખવી પડી હતી, અને અંતે મ્હારાં સગાં સંબંધી જનો સાથે વિરોધ કરી તમે કેવી ખુબીથી–કેવી ગુપ્ત રીતે મ્હને ઉપાડી લાવ્યા તે સર્વ બાબતોનો વિચાર કરો. કુમાર દલપતરાય સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરે છે તેથી તમારો શત્રુ હશે તો તેને મિત્ર કરી લેવાનું કાર્ય કંઇ એટલું બધું અઘરૂં નથી.”

“ શું ? દલપતરાય ઇસ્લામી ધર્મનો સ્વીકાર કરશે ? જો તે તેમ કરે તો તેને બદ્રુન્નિસા અર્પણ કરતાં હું જરા પણ અચકાઇશ નહિ. દલપતરાય એક વખત મુસલમાન થયો અને બદ્રુન્નિસાને પરણી મ્હારો જમાઈ થયો કે પછી એક બુંદેલખંડનું રાજ્ય તો શું પણ એવાં અનેક રાજ્યો તેમના પગ આગળ રગદોળાશે એટલી તેમની યોગ્યતા હું વધારી દઇશ.”

“ પ્રેમના સામ્રાજ્યમાં ધાર્મિક સરતો નાંખવી એ તદ્દન ભૂલ ભરેલું છે, એવું તમેજ મ્હને કહ્યું હતું ખરૂં વારૂં ? ” પોતાના પતિ સ્હામે તીક્ષ્ણ દ્રષ્ટિ ફેંકતી આયેષાએ પ્રશ્ન કર્યો. “બુંદેલાની છોકરી તમારા જનાનખાનામાં લેતી વખત તમને ધર્મની જરા પણ અડચણ નડી નહિ અને તમારી કન્યા બુંદેલાપર પ્રેમ રાખે ત્યારે ધર્મનાં બ્હાનાં બતાવવાં એ તમને શોભતું નથી.”

આયેષાના કથનની ઔરંગજેબના મન ઉપર ધીમે ધીમે અસર થવા લાગી. બદ્રુન્નિસાના પ્રેમમાં વિઘ્ન નાંખવાથી તે જન્મપર્યંત દુઃખી થશે એવી તેમના મનમાં કલ્પના ઉત્પન્ન થઈ. ધીમે ધીમે તેમના વિચાર બદલાવા લાગ્યા. “ બદ્રુન્નિસાનું કિંચિત્ પણ દુઃખ મ્હારાથી સહન થાય નહિ, ત્યાં પછી જીંદગી સુધીનું દુઃખ તો જોવાયજ કેમ ? બદ્રુન્નિસા આનંદના બગિચામાં ઉત્પન્ન થયેલું ઉત્તમ પુષ્પ છે, તેના પર પવિત્ર સુખરૂપી જળનો વર્ષાદ વર્ષાવું તો તે ક્ષણવારમાં બળીને ભસ્મ થઇ જાય ! ત્યારે પછી મ્હને મ્હારી બદ્રુન્નિસા કયાંથી મળે ? અખિલ સામ્રાજ્યની પ્રાપ્તિને સમયે જેવો આનંદ મ્હને થયો નથી તેવો પવિત્ર આનંદ બદ્રુન્નિસાનાં દર્શનથી જ્યારે ઇચ્છામાં આવે ત્યારે હું મેળવી શકું છું. એવા આનંદના ભંડારનો, શાંતિના સમુદ્રનો, અને પવિત્રતાના ઉત્તમ સ્થાનનો હું તિરસ્કાર કેમ કરૂં ?

મ્હારી બદ્રુન્નિસા, મ્હારી લાડકી કન્યા, મ્હારે મનથી સામ્રાજ્ય કરતાં પણ અધિક મૂલ્યવાન છે. અખિલ વિશ્વનું સામ્રાજ્ય અને બદ્રુન્નિસાના આનંદની એક ક્ષણ, એ બેમાંથી એક વાત પસંદ કરવાનું મ્હને કોઇ પૂછે તો હું મ્હારી બદ્રુન્નિસાના આનંદની એક ક્ષણજ પસંદ કરીશ. બદ્રુન્નિસા કરતાં બુંદેલખંડની સ્વતંત્રતા મ્હને અધિક પ્રિય જણાતી નથી!" એવા અનેક વિચાર કરતા બાદશાહ ઔરંગઝેબના મનમાં પુત્રિ–પ્રેમ ઉભરાઈ જવા લાગ્યો. તેમને જગતની સર્વ વસ્તુઓમાં પોતાની પ્રિય કન્યા બદ્રુન્નિસાની મનોહર મૂર્તિ જણાવા લાગી. તેમના મુખ ઉપર પ્રતિબિંબ થયેલો ક્રોધ અલોપ થઈ ગયો અને તેને ઠેકાણે પુત્રિ–પ્રેમની છટા દ્રષ્ટિગોચર થવા લાગી. એ જોઈ બદ્રુન્નિસાનું મુખ અધિક પ્રફુલ્લિત થવા લાગ્યું. અંતે ઘણા વખત સુધી મનમાંજ વિચારો કર્યા પછી પુત્રિ–પ્રેમનાં મોહક જાળમાં સપડાયલા બાદશાહે બદ્રુન્નિસાની પાસે જઇ અત્યંત પ્રેમથી કહ્યું:

"બેટા! તારા ઉપરના મ્હારા પ્રેમની કસોટી થવાનો ખરેખરો પ્રસંગ આવ્યો હતો. એક તરફથી મ્હારી મહત્વાકાંક્ષા બુંદેલખંડ ઉપરથી અણુ જેટલીયે સત્તા નષ્ટ નહિ કરવાનું મ્હને સુચવતી હતી ત્યારે બીજી તરફથી બુંદેલખંડને સ્વતંત્રતા આપી બદ્રુન્નિસાને સુખી કરવા મ્હારો પુત્રિ–પ્રેમ મ્હારા મનને ઉત્સાહ આપતો હતો. અત્યાર સુધી મ્હારા મનમાં મહત્વાકાંક્ષા અને સંતાન–વાત્સલ્ય એ બે વચ્ચે યુદ્ધ ચાલતું હતું. અંતે સંતાન–પ્રેમનોજ વિજય થયો અને આસુરી મહત્વાકાંક્ષાનો પરાજય થયો. બદ્રુન્નિસા! બેટા! સાગરનો યુવરાજ દલપતરાય ત્હારો પતિ થશે! ચિંતા કરીશ નહિ."

બદ્રુન્નિસા નીચું મુખ રાખી પિતાના ચરણ તરફ જોવા લાગી. તેના મુખ ઉપર જણાતી આનંદ અને લજ્જાની છટા અધિક સ્પષ્ટ જોવાની ઇચ્છાથીજ ઔરંગઝેબે પુનઃ કહ્યું: "બેટા! ત્હને સ્વીકારી સુખી કરવાની તક દલપતરાયને મળે તે માટેજ બુંદેલખંડને સ્વતંત્રતાના સંપૂર્ણ હક્ક આપવામાં આવશે, અને બુંદેલખંડને સ્વતંત્ર બનાવી પ્યારિ આયેષા! ત્હારો પતિ દિલ્લીપતિ, યુવરાજ છત્રસાલ અને રાજા ચંપતરાયના ઉપકારનો બદલો વાળશે."

બાદશાહના મુખમાંથી જે શબ્દોચ્ચાર માતા પુત્રીને અશકય જણાયા હતા તેજ શબ્દો હમણાં તેમના કાનમાં અથડાવા લાગ્યા ! આયેષા અને બદ્રુન્નિસાના મુખ ઉપર અતિશય આનંદની લહરો ફરકવા લાગી. પોતાનો પિતા પોતાના ઉપરના પ્રેમને લીધેજ આવો અણધાર્યો સ્વાર્થ ત્યાગ કરવા તૈયાર થયા છે એ જોઇ પ્રેમી બદ્રુન્નિસાનું મન એટલું બધું ઉપકારબદ્ધ થયું કે જેથી તેણે ઝટ નીચાં વળી બે હાથે પોતાના પિતાનાં ચરણ પકડયાં, પરંતુ લજ્જાને લીધે અને અતિશય આનંદ તથા ઉપકારબદ્ધતાને લીધે તેના મુખમાંથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ !

" બદ્રુન્નિસા ! " બાદશાહે શાહજાદીનો હાથ ઝાલી ઉભાં કરતાં કહ્યું: " નહિ, નહિ. એટલામાં મ્હારાં ચરણ પકડીશ નહિ. ઉપકાર કરવાની ઉદારતાનું મ્હારાં મન સાથે ઓળખાણુજ નથી. અત્યંત ઉદાર બુદ્ધિના રાજાને હાથે પણ સ્વતંત્રતા આપવા જેવો ઉપકાર થતો નથી. તે ઉપકાર કરવા હું આજે તૈયાર થયો છું, પરંતુ મ્હારૂં વચન પરિપૂર્ણ થવા દે. મહોબાના રાજા ચંપતરાયના હાથમાં બુંદેલખંડની સ્વતંત્રતાનું આજ્ઞા-પત્ર પડવા દે. ત્યાર પછી તું મ્હારો ઉપકાર માનજે. બુંદેલખંડની સ્વતંત્રતાનું આજ્ઞા-પત્ર હમણાં ને હમણાંજ તૈયાર થવું જોઇએ. એક ક્ષણનો વિલંબ થશે તો મ્હારૂં મન બદલાઈ જશે. બદ્રુન્નિસા ! આજ્ઞા-પત્ર લખવા માટે લેખ વગેરેની તું તૈયારી કર, એટલી વારમાં આયેષા મ્હારો સિક્કો અને મોહોર લઇ આવશે. "

બાદશાહની ઇચ્છા માતા-પુત્રીએ ઘણા ઉત્સાહથી પરિપૂર્ણ કરી. બુંદેલખંડની સ્વતંત્રતાનો હુકમ લખાઇને તૈયાર થયો. જે કાર્ય થોડા દિવસ પહેલાં દિવાન-ઈ-આમમાં અશકય જણાયું હતું, તેજ કાર્ય બદ્રુન્નિસાની પવિત્રતાથી પુનિત થયેલા મહાલમાં પૂર્ણ શકય થયું. હુકમ ઉપર દિલ્લીપતિનો સિક્કો-મોહોર થયાં કે પછી બુંદેલખંડ સ્વતંત્ર થઇ ચૂકયું એમજ સમજવું. એટલે સુધી બુંદેલખંડના ભાગ્યોદયનો રથ આવી પહોંચ્યો હતો. ભયંકરર ક્તપાત કરીને હજારો મનુષ્યોનો પ્રાણ ગુમાવવા છતાં જે ભાગ્યોદય થવાનો નહતો તે સંતાન-પ્રેમ કરશે એવી માતા-પુત્રીની ખાત્રી થઈ. આજ્ઞા-પત્ર લખવાની

તૈયારી થઈ. શરૂઆતમાં સન, મહિનો અને ચંદ્ર પછી સર્વે લખાવું. પુત્રિ પ્રેમમાં પોતાનો અસલ લોભી સ્વભાવ ભૂલી ગયેલા ઔરંગઝેબ સ્વતંત્રતાની આજ્ઞા ઉપર પોતાનો સિક્કો કરવા તૈયાર થયા. બદુન્નિસા પોતાનો ઉદ્દેશ્ય સફળ થયેલો માનવા લાગી, એટલામાં પવિત્ર મહાલની પવિત્રતાનો નાશ કરતી રોશનઆરા બેગમ ત્યાં આવી પહોંચી. સ્વાતંત્ર્ય–દાનના પવિત્ર કામમાં તેનાં પગલાંથી ઔરંગઝેબને મ્હોટો અપશુકન થયો હોય એવું લાગ્યું. સિક્કો મારવાનું કામ બંધ રાખી શહેનશાહે પોતાની પ્રપંચી બ્હેનના સ્હામું ક્રોધભરી દ્રષ્ટિયે જોઇ કહ્યું: " આજે મ્હને કયા પ્રકારના સંકટમાં ખેંચી લઇ જવાનો ત્હારો વિચાર છે ? રાત્રિને સમયે અત્રે આટલી બધી ઉતાવળમાં આવી મ્હારી મુલાકાત લેવાનું કારણ શું ? એવો કયો ભયંકર પ્રસંગ ત્હારા ઉપર આવી પડયો છે વારૂ ?"

બાદશાહના કથન તરફ લક્ષ્ય નાહ આપતાં તેમના હાથના આજ્ઞા પત્ર તરફ તીક્ષ્ણ દ્રષ્ટિ ફેંકતી રોશનઆરાએ પૂછ્યું: " શહેનશાહ ! આ કયું આજ્ઞા–પત્ર તમે તૈયાર કરો છો ? "

" એ આજ્ઞા–પત્રમાં લખાયેલો વિષય ત્હારે જાણવોજ જોઇએ ! " બાદશાહે બનાવટી હાસ્ય કરી ઉત્તર દીધો: " જે તરૂણે ત્હારાં કપટ તંત્રને ઉઘાડું પાડી મ્હને ત્હારા સપાટામાંથી મુક્ત કર્યો છે તેના ઉપકારમાંથી મુક્ત થવા માટે હું એક ન્હાનકડો યત્ન કરૂં છું. આ આજ્ઞા પત્ર બુદેલખંડની સ્વતંત્રતા કબૂલ કરે છે. "

" શું ? દિલ્હી દરબારનું અપમાન કરનાર મનુષ્ય ઉપર સ્વતંત્રતાની કૃપા દ્રષ્ટિ થશે ? દિલ્હી દરબારની આબરૂને બટ્ટો લગાડનાર મનુષ્ય દિલ્હીપતિનો સમાન દરજ્જાનો મિત્ર ગણાશે ? સાંભળો, શહેનશાહ, એ આજ્ઞા–પત્ર ઉપર દિલ્હીપતિનો સિક્કો કરવા પહેલાં દિલ્લીપતિના અપમાનની હકિગત સાંભળો. સરદાર સાહેબ કંચુકીરાય ! જરા આગળ આવો અને દિલ્લીપતિને તેમના અપમાનનું વર્ણન કહી સંભળાવો. "

રણુદુલ્લાખાન અને ધારીરના રાજા કંચુકીરાય બાદશાહની પાસે આવી અત્યંત નમ્રતાથી કુર્નિસ કરી ઉભા રહ્યા. બાદશાહ આશ્ચર્યચકિત

મુખે તેમના સ્હામું જોવા લાગ્યા. રણુદુલ્લાખાને પ્રથમ પોતાના ઉપર આવી પડેલી આપત્તિનું વર્ણન કહી સંભળાવવા માંડયું. વિંધ્યવાસિનીનો અને તેના મંદિરનો નાશ કરવા માટે તેણે બાદશાહની આજ્ઞાથી દિલ્લી કેવી રીતે છોડયું હતું તેનું સ્મરણ કરાવી છત્રસાલે તેને કેવી રીતે કેદ પકડયો, ચંપતરાયે તેને કેદખાનામાં કેવી રીતે રાખ્યો, કંચુકીરાય સાથે કેવી રીતે મુલાકાત થઈ અને દિલ્લી દરબારને તેણે કેવો સંદેશો મોકલ્યો, વગેરે સર્વ હકિગત તેણે આદિથી અંતપર્યંત કહી સંભળાવી. છેવટે કહ્યું:–

"તે સમયથીજ, કંચુકીરાય સાથે દિલ્લી દરબાર સંદેશો મોકલ્યો તે સમયથીજ, હું મ્હારો છુટકો આજે થશે, કાલે થશે, એવી કાગને ડોળે વાટ જોયા કરતો હતો. ચંપતરાયે મહોબાના કિલ્લાની એક સાંકડી ઓરડીમાં મ્હને કેદ કર્યો હતો. તે સ્થાન એટલું બધું ભયંકર હતું કે ત્યાંથી મુક્ત થવાની કલ્પના કરવી એ પણ મ્હને ભયપ્રદ જણાતું હતું. કંચુકીરાયે મ્હારી હકિગત દિલ્હી દરબારને કહીજ નહિ હોય એવો મ્હને ધીમે ધીમે સંશય આવ્યો. તે ન્હાની સાંકડી ઓરડીમાં હું ત્રાસ પામતો, દુર્ગંધયુક્ત પિંજરામાં સપડાયલા સિંહની પેઠે તડફડતો, મ્હારૂં આયુષ્ય દુઃખમાંજ પૂરૂં થશે કે શું ? એવા વિચારો કરતો પડી રહ્યો હતો. એટલામાં અચાનક એક દિવસ મ્હને બંધનમુક્ત કર્યો. ચંપતરાયનાં મનુષ્યોએ મુક્ત કરી આપ નામદાર ખુદાવિંદના ચરણ આગળ રજુ કર્યો."

રણુદુલ્લાખાનની હકિગત સાંભળતી વખત બાદશાહનું મુખ ક્રોધથી લાલચોળ થઈ ઉઠયું. બુંદેલખંડના મુખ આગળ આવેલો સ્વતંત્રતાનો કોળિયો પાછો લઈ લેવામાં આવશે એવું ધારી બદ્રુન્નિસા અને આયેષા, અત્યંત દુઃખી અંતઃકરણે બાદશાહ સ્હામું જોવા લાગ્યાં. એટલામાં પોતાના હાથમાંના આજ્ઞા–પત્ર સ્હામું તિરસ્કારથી જોઈ બાદશાહે કહ્યું:–

"આ આજ્ઞા–પત્ર હમણાંને હમણાંજ બાળી ખાખ કરવું જોઇએ અને એ આજ્ઞા–પત્ર ખાખ થાય તે પહેલાં દિલ્લી દરબારનું અપમાન કરનાર મહોબાના રાજવંશનું સત્યાનાશ કેવી રીતે કહાડવું તેનો નિશ્ચય કરવો જોઇએ ! રોશનઆરા ! દિવાન–ઈ–આમમાં થોડીવારમાંજ દરબાર ભરાશે. તે સમયે

રણુદુલ્લાખાન અને કંચુકીરાયને લઇ તું હાજર રહેજે. દિલ્લી દરબારની આબરૂને લાગેલું કલંક જેટલું જલદી ધોવાઈ જાય તેટલી ઉતાવળ કરવી જોઇએ! બદ્રુન્નિસા! જો, આ બુંદેલખંડની સ્વતંત્રતાની અવસ્થા!"

એમ કહી બાદશાહે પોતાના હાથમાંનું આજ્ઞા-પત્ર ફાડી પોતાના પગ નીચે રગદોળ્યું-અપમાનની પ્રચંડ અગ્નિવડે પ્રજ્વલિત થઈ બાદશાહે પગ નીચેના આજ્ઞા-પત્ર ઉપર નાચવા માંડયું? તેમણે કહ્યું: "જોયું, બદ્રુન્નિસા! બુંદેલખંડના સ્વાતંત્ર્યની અવસ્થા જોઇ! પોતાનાં માન-આબરૂ આગળ દિલ્લીપતિ સંતાન-પ્રેમનો કેવો તિરસ્કાર કરે છે! આયેષા! ત્હારા મિત્રને સ્વતંત્રતાની પ્રાપ્તિ થશે નહિ! બદ્રુન્નિસા! ત્હારા પ્રિય પ્રેમીને સ્વતંત્રતાનું ધન મળશે નહિ."

એમ કહી દિલ્હીપતિ ક્રોધમાં નૃત્ય કરતા દિવાન-ઈ-આમ તરફ ચાલતા થયા.

થોડીવાર પછી કંચુકીરાયની સ્વારી મંદહાસ્ય કરતી જનાનખાનાના મુખ્ય દ્વારમાંથી બહાર ચાલી ગઈ. તેના હાથમાં એક આજ્ઞા-પત્ર દ્રષ્ટિગોચર થતું હતું. જનાનખાનાથી થોડે વેગળે ગયા પછી, પોતાનાં નેત્રને સંતોષ આપવા માટે કંચુકીરાયે પોતાના હાથમાંનું આજ્ઞા-પત્ર ઉકેલી વાંચ્યું. ચંદ્રનો મંદ પ્રકાશ પડતો હોવા છતાં જે જોઇતું હતું તેજ તેની વૃદ્ધ દ્રષ્ટિયે જણાયું. તે આનંદ પામી નાચવા કૂદવા લાગ્યો. પોતાના કર્તવ્યકર્મમાં પોતાને કલ્પનાતીત યશ પ્રાપ્ત કર્યો છે એવું અભિમાન કરતો કંચુકીરાય, તેને તેજ રાત્રે ઓરછાને માર્ગે પડયો.

આયેષા મધ્યરાત્રિ થતાં સુધી પોતાની કન્યાના મનને સંતોષ આપતી બેઠી હતી. મધ્યરાત્રિ વિત્યા પછી તે પોતાના શય્યાગૃહ તરફ ચાલી ગઈ.

બદ્રુન્નિસા પોતાના મહેલમાંથી ક્યાંક ચાલી ગઈ છે એવી પ્રાતઃસમયે, સર્વત્ર બાતમી પ્રસરી રહી!





## પ્રકરણ ૧૬ મું.

### એ ખુલાસો પ્રથમથીજ થયો હોત તો?



પહાડસિંહના અંતકાળના શબ્દો ઉપર, બેશુદ્ધાવસ્થામાં થતા બડબડાટનો આરોપ લાધી હિરાદેવીએ યુવરાજ વિમલદેવને હાથે તેની ઉત્તર ક્રિયા કરાવી. પહાડસિંહના પ્રેતને અગ્નિસંસ્કાર કર્યા પછી તુરતજ ચંપતરાયે, યુવરાજ છત્રસાલ, યુવરાજ દલપતરાય, અને પોતાના માણસો સાથે મહોબાનો માર્ગ લીધો. વિમલદેવના રાજ્યારોહણ પ્રસંગે હાજર રહેવાનું વચન આપી પ્રત્યેક રાજા પોતપોતાની રાજધાની તરફ ચાલતા થયા. મિજબાનીના દિવસથીજ સભાકરણ અદ્રષ્ય થઈ ગયો હતો તે પુનઃ હિરાદેવીની દ્રષ્ટિયે પડયોજ નહિ. તે સાગરના કિલ્લાના પોતાના નિવાસસ્થાનમાં ઓરછાથી કેવા સમાચાર આવે છે તેની વાટ જોતો હતો, એટલામાં પહાડસિંહ ઝેરથી મરણ પામ્યાના સમાચાર તેના જાણુવામાં આવ્યા. એ આપત્તિથી હિરાદેવી પોતાના નીચ કર્મોમાંથી દૂર થશે એવી સભાકરણની ધારણા હતી પરંતુ એવે સમયે પણ હિરાદેવી ચંપતરાયનો પરાજય કરવા માટે ઉતાવળે લશ્કર એકઠું કરે છે, એવું તેના જાણુવામાં આવ્યું. એટલુંજ નહિ પણ સંપમાં એકત્ર જમેલા સર્વ રાજાઓના વિશાળ લશ્કરનું આધિપત્ય સ્વિકારવાનું આમંત્રણપત્ર આવ્યું. બિચારા સભાકરણના શરીરમાં પ્રતિજ્ઞાનો શયતાન ભરાયલો હોવાથી આમંત્રણ પત્ર મળતાંજ તેણે એક ક્ષણુનો પણ વિલંબ નહિ કરતાં તુરતજ ઓરછાનો માર્ગ પકડયો.

ઓરછાના રાજમહેલમાં આવતાંજ પ્રથમ તેને કંચુકીરાયની મુલાકાત થઈ. તેણે દિલ્હી દરબારમાં જે બહાદુરી બતાવી હતી તેનું સભાકરણુને

અભિમાનપૂર્વક વર્ણન કહી સંભળાવ્યું. દિલ્હીપતિ ચંપતરાય ઉપર કેટલે દરજ્જે ગુસ્સે થયા છે તેનું વર્ણન કરતાં તે બોલ્યોઃ “ સભાકરણ ! રોશનઆરા બેગમના ચાતુર્યનું અને કર્તવ્યદક્ષતાનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું ! તે આપણી હિરાદેવીનીજ જાણે બીજી મૂર્તિ છે ! રણદુલ્લાખાન આવી પહોંચ્યા પછી રોશનઆરાએ એક ક્ષણનો વિલંબ કર્યો હોત તો અખિલ બુંદેલખંડ ઉપર કેવી મ્હોટી આપત્તિ આવી પડી હોત ! બુંદેલખંડની સ્વતંત્રતાનું આજ્ઞાપત્ર લખાઇ તૈયાર થયું હતું. દિલ્હીપતિનો તેના ઉપર સહીસિક્કો થવાની તૈયારી હતી; બુંદેલખંડ સ્વતંત્ર થઇ ચારે દિશામાં ચંપતરાયની બોલબાલા થવાની હતી, આપણી કપટજાળના તંતુઓ તડાતડ તૂટી જઈ દિલ્હીપતિની અબાધિત સત્તાનું અને આપણા માનનું ખંડન થવાનોજ વખત હતો; એટલામાં અમે બાદશાહ પાસે જઇ ઉભા રહ્યા અને ચંપતરાયની ગેરવર્તણૂકનું વર્ણન કહી સંભળાવ્યું કે તેજ ક્ષણે બાદશાહે બુંદેલખંડની સ્વતંત્રતાનું આજ્ઞા-પત્ર ફાડી તોડી પગ નીચે કચડી નાખ્યું ! અને આ આજ્ઞા-પત્ર, આપણા મંડળની સામ્રાજ્યનિષ્ઠાનું પ્રમાણપત્ર તમને પહોંચતું કરવા માટે મ્હને આપ્યું.”

એમ કહી ઉર્દુ ભાષામાં લખાયલા કાગળનું એક ભુંગળું કંચુકીરાયે સભાકરણ આગળ ધર્યું. એટલે તે પ્રમાણપત્ર સ્હામું અને તે પોતાના હાથમાં ધારણ કરવા માટે અભિમાન દર્શાવનાર કંચુકીરાય સ્હામુ તિરસ્કાર દ્રષ્ટિયે જોઈ સભાકરણે કહ્યું: “દિલ્હીપતિએ શી આજ્ઞા ફરમાવી છે ? તેમણે એમાં શું લખ્યું છે ? ”

રાજભાષાના પોતાના અગાધ જ્ઞાન માટે કંચુકીરાયને અભિમાન ઉપજ્યું. તે પ્રમાણપત્રમાં લખાયલી બાબતનું ભાષાંતર કરવા તૈયાર થયો. એટલામાં પોતાની વિધવાવસ્થાથી જરાપણ સંકોચ નહિ પામતાં હિરાદેવી આનંદપૂર્વક નાચતી આવી બોલીઃ

“ સભાકરણ ! તમને હું અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું ! તમે દિલ્હીદરબારના માનનીય સરદાર થયા છો. દિલ્હીપતિના શત્રુ ચંપતરાયનો પરાજય કરવા માટે દિલ્હીપતિએ તમારી નિમણૂક કરી છે. બુંદેલખંડના સર્વ ખંડિયા રાજાઓનું સૈન્ય એકત્ર કરી તમારે મહોબા ઉપર ચઢાઈ લઈ જવી

એવી દિલ્હીપતિની આજ્ઞા થઇ છે, અને દિલ્હીપતિ પોતે પણ સમુદ્ર જેવી વિશાળ સેના લઈ તમને સત્વર મદદ કરશે. ચંપતરાયનો પરાજય કરવા માટે મ્હારા દિવાનખાનામાં આપણે સર્વેએ જે વિચારો કર્યા છે તે સત્વર ફળિભૂત થશે એમ જણાય છે. કંચુકીરાય પોતાનું કાર્ય બરાબર કરી ચૂક્યા છે. બુંદેલખંડના ઘણાખરા બંડીઆ રાજાનું લશ્કર મહોબાના માર્ગ ઉપર તમારી વાટ જોતું ઉભું છે. પરમદિવસે મધ્યાહ્નને સમયે મહોબા તરફ પ્રયાણ કરવું એવું શાસ્ત્રીજીએ મુહૂર્ત આપ્યું છે તે દિવસે તમારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવા માટે અને દિલ્હીપતિનો હુકમ બજાવવા માટે તમારે પ્રચણ્ડ લશ્કરનું આધિપત્ય સ્વીકારવું પડશે."

સભાકરણે અત્યંત શોકમગ્ન અંતઃકરણે મહોબા તરફ કુચ કરી જતા સૈન્યનું સેનાપતિત્વ સ્વીકાર્યું. તે વખતે તેનો આત્મા તેને કહેવા લાગ્યો કે: "હું મહોબા ઉપર ચઢાઈ લઈ જતો નથી પણ બુંદેલખંડની ભાવિ સુખ–આશા ઉપર લુંટ ચલાવું છું! હું ચંપતરાયનો પરાજય કરવા નીકળ્યો નથી પણ સ્વતંત્રતા–દેવીનો નાશ કરવા જાઉં છું! હું શહેનશાહની સેવા કરવા નીકળ્યો નથી પણ વિશ્વાસઘાત, દગલબાજી, અને ઠગાઈ કરવા નીકળ્યો છું! અરે! ખુન કરવા નીકળ્યો છું." સૈન્યની સલામી લેતી વખતે, પોતાના ઘોડા પર સ્વાર થતી વખતે, કુચ કરવાની આજ્ઞા ફરમાવતી વખતે, અને અંતે પોતાના ઘોડાને ડચકારતી વખતે સભાકરણના મુખ ઉપર અતિશય નિરુત્સાહ જણાતો હતો. સભાકરણ જેમ જેમ મહોબાનો માર્ગ પસાર કરવા લાગ્યો તેમ તેમ પ્રતિજ્ઞાનું ભૂત તેના મનમાં પ્રવેશ કરવા લાગ્યું. તેના મુખ ઉપર જણાતા જ્વાજ્વલ્ય ક્ષાત્ર–તેજમાં આસુરી તેજની વૃદ્ધિ થવા લાગી. તેની વાચામાંથી આસુરી નિષ્ઠુરતા સંભળાવા લાગી. ખરા મધ્યાહ્નનો સૂર્ય પોતાનાં પ્રખર તાપવડે જેમ જગતને સંતાપ આપે છે તેજ પ્રમાણે સભાકરણરૂપી સૂર્ય અત્યારે ભયંકર જણાવા લાગ્યો. તેના હાથ નીચેના ઉચ્ચ દરજ્જાના અધિકારીઓ સુદ્ધાં તેની પાસે જતાં ભય પામવા લાગ્યા! સૈનિકોએ પોતાના સેનાપતિ સ્હામું જોવાનું ત્યાગ કર્યું. સભાકરણ ક્ષણનો પણ વિસામો નહિ લેતાં ઉતાવળે મહોબા નજીક જવા લાગ્યો!

બુંદેલખંડના સર્વ રાજા અને માનકરીઓએ પોતાના વિનતિપત્રનું અપમાન કર્યું છે એવા સમાચાર વિજયાને મુખેથી સાંભળતાંજ ચંપતરાયનો ક્રોધાગ્નિ, શરીરની નસેનસમાં વ્યાપી ગયો હતો. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સર્વેએ એક મન અને એક પ્રાણથી સતત પ્રયત્ન કરવો એજ ઇશ્વરનિર્મિત કર્તવ્ય હોવા છતાં તેમાં મદદ ન કરવી–તે તરફ ધ્યાનજ નહિ આપવું કિંવા સ્વતંત્રતાના પ્રયત્નોની વિરૂદ્ધ થવું એ દેશહિતની દ્રષ્ટિયે, જનસમાજના કલ્યાણની દ્રષ્ટિયે, ભૂત દયાની દ્રષ્ટિયે, સમાનતાના ઉદાર તત્ત્વની દ્રષ્ટિયે, અને એક મનુષ્યની દ્રષ્ટિયે, મહાન્ ભયંકર અપરાધ છે એવી ચંપતરાયની ખાત્રી હતી. એમ હોવાથી એવા સ્વાતંત્ર્ય-વિઘાતક ઘરભેદુનો પ્રથમ નાશ કરવો એજ ચંપતરાયે પોતાનું કર્તવ્ય માન્યું હતું. તેથી મહોબા આવતાંજ તેમણે યુદ્ધની મ્હોટી તૈયારી કરવા માંડી હતી. દરરોજ હથિયારના મ્હોટા ઢગલા મહોબાના રાજમહેલ આગળ આવી પડતા, અને સૂર્યાસ્ત થતા પહેલાં તેટલાં લશ્કરમાં વહેંચાઈ જતાં. એવું કાર્ય પંદર દિવસ પર્યંત દરરોજ ચાલ્યું. આટલાં બધાં હથિયારોનો અને એટલા બધાં હથીઆરો વાપરનારા વીરપુરૂષોનાં સામર્થ્યનો ઉપયોગ, પોતાનાજ બંધુજનોનો વિનાશ કરવાના કાર્યમાં થશે એવા વિચારો છત્રસાલનાં હૃદયને બાળી ખાખ કરતા હતા! એ પ્રમાણે પોતાનાજ બંધુઓનો દેશદ્રોહી તરીકે વિનાશ કરવામાં આવશે તો પછી દિલ્લીપતિ સાથે કોનાં બળ ઉપર યુદ્ધ કરી શકીશું? સ્વતંત્રતાની પ્રાપ્તિ કોને માટે કરવી? સભાકરણ જેવા વીરપુરૂષના અંતઃકરણમાં આત્મવૈરની જે ગાંઠ પડી ગઈ છે, તે પ્રયત્ન કરીને, હાર ખાઈને, અને અંતે ક્ષમાની યાચના કરીને પણ જો નાબુદ કરવામાં આવશે, અને બુંદેલખંડના રાજાઓને શત્રુ માની લઈ તેમના પર હથિયારો ઉગામવા કરતાં તેમના કલંકિત મન સ્વચ્છ કરી, તેમને સ્વતંત્રતાને માટે યુદ્ધ કરવા તૈયાર કરીએ તો સ્વતંત્રતાદેવીના મનોહર મહાલય તરફ જવાનો માર્ગ કેટલો બધો સરલ અને સ્હેલો થઈ પડે? પરસ્પર પોતપોતામાં કલહ કરી બુંદેલખંડનું છેલ્લું બળ શૂન્ય કરી દેવા કરતાં બુંદેલાઓનું સર્વ સામર્થ્ય, ઐક્યતાની રજ્જુમાં એક બાંધી લેવામાં આવે તો તે કેટલું અભેદ્ય, અજિત

અને કેટલું બળવાન થાય ? એવા અનેક વિચારો છત્રસાલના મનમાં ઉદ્ભવતા હતા, અને સ્વતંત્રતાને માટે ચંપતરાયના પ્રયત્નો જોતાં તેજ વખતે તે વિચારો પુનઃ મનમાંજ સમાઈ જતા. " મ્હારા પિતા સ્વતંત્રતાનો ઉદાર–પરોપકારી ઉદ્દેશ મનમાં રાખીનેજ તેઓ કેટલાંક વર્ષથી સતત પ્રયત્ન કરી રહ્યા છે, તેઓ બુંદેલખંડના અહિતનો માર્ગ ગ્રહણ કરશે નહિ." એવો વિચાર કરીનેજ છત્રસાલ મનના વિચારો મનમાંજ દબાવી દેતા ! એ પ્રમાણે કેટલાક દિવસ પર્યંત ચાલ્યા કર્યું. અંતે અચાનક યુદ્ધનો સમય આવી પહોંચ્યો. ચંપતરાયનું લશ્કર હજી મહોબાથી આગળ વધ્યું નહોતું એટલામાં સભાકરણનું પ્રબળ સૈન્ય મહોબાથી પાંચ ગાઉ વેગળે આવી થોભ્યું. એ સાંભળતાંજ ચંપતરાયનું મસ્તક ક્રોધાગ્નિથી ભડકી ઉઠયું. કેટલાક લશ્કરનું સેનાપતિત્વ છત્રસાલે સ્વીકાર્યું. દલપતરાય પોતાના પિતા સાથે સંગ્રામ કરવા સજ્જ થયો. ચંપતરાયનો ચંચલ હાથી મહોબાના સૈન્યની પાસે થઇને આગળ ધાવા લાગ્યો. કુચ કરવાની સૂચના આપનારાં રણવાજીંત્રો ભયંકર પ્રતિધ્વનિ ઉત્પન્ન કરવા લાગ્યાં. મહોબાના દેવતાઓ, બુંદેલખંડના દાનવો સાથે સંગ્રામ કરવા માટે અત્યંત વેગ કરતા આગળ દોડવા લાગ્યા.

સંગ્રામની સર્વ પ્રકારની સજ્જતા કરીને સભાકરણ મહોબાના લશ્કરની વાટ જોતા હતા. ચંપતરાયે વિંધ્યવાસિની માતાનો પ્રચંડ જયજયકાર ધ્વનિ કર્યો તે તેમના સાંભળવામાં આવ્યો. જયજયકારનો પ્રતિધ્વનિ ઉત્પન્ન થાય તે પહેલાં તો સભાકરણે પોતાનાં સૈન્યને મહોબાના સૈન્ય ઉપર હુમલો કરવાની આજ્ઞા ફરમાવી. ક્ષણનો વિલંબ નહિ કરતાં સેનાપતિના હુકમનો અમલ થયો. ભાલાદાર લશ્કર ભાલાઓ લઇ ધસ્યા ! બરછીવાળાઓએ બરછીના પ્રહાર કરવા માંડયા ! તોપચીઓએ તોપો ફોડવા માંડી ! બંદુકના નાકાઓમાંથી દારૂના ધુમાડા ઉડવા લાગ્યા ! આકાશની વિદ્યુલ્લતા પેઠે તરવારોનું પાણી ચળકવા લાગ્યું ! ઘોડેશ્વાર અને પાયદલ, ભાલાવાળા અને બંદુકવાળા, લડવૈયા અને મલ્લ, સર્વે એકે સમયે ચંપતરાયના લશ્કર ઉપર ટૂટી પડયા !

ચંપતરાયના લશ્કરે સભાકરણના લશ્કરની બરાબર ખબર લીધી ! ભાલાદારોએ ભાલાવાળાને રોકયા ! બરછીવાળાઓએ બરછીવાળાઓ ઉપર

ધસારો કર્યો. બંદુકના મ્હોં સાથે બંદુકના મ્હોં મેળવ્યાં, અને સમશેર બહાદુરો જોડે તરવાર બહાદુરો યુદ્ધ કરવા લાગ્યા. પરંતુ આ અશાસ્ત્રોક્ત યુદ્ધ, મનુષ્યવધ કરનારૂં ધર્મયુદ્ધ, ઘણો વખત ટકી શક્યું નહિ! થોડા વખતમાંજ યુદ્ધમાં ધમાચકડી ઉડી રહી. ભાલાદાર અને બંદુકવાળા, લઢવૈયા અને મલ્લ લોકો પરસ્પર દ્વંદ્વ યુદ્ધ પર આવી ગયા. એ સમયે મિત્ર અને શત્રુને ઓળખવાની પંચાત થઇ પડી! ત્યાં સમાન દરજ્જાના, સમાન આયુદ્ધના, સમાન વાહનના, અને સમાન વયના પ્રતિસ્પર્ધીને શોધવો અને ત્યાં સુધી જીવતા રહેવું એ કેટલું મુશ્કેલી ભરેલું હતું તેનો આવા ધર્મ યુદ્ધના અભિમાનીઓએજ વિચાર કરી લેવો! યુદ્ધના ધર્મ અધર્મનો વિચાર કરવાનો સમય નહતો પણ હાથોહાથ અને બાથોબાથ યુદ્ધ કરવાનો સમય હતો. તેથીજ ભાલાદારે બરછીવાળા ઉપર અને બરછીવાળા તરવાર બહાદુર ઉપર, તરવારવાળા બંદુકવાળા ઉપર અને બંદુકવાળા પાયદળ ઉપર ધસી ગયા અને કોઇ પણ પ્રકારે પોતાનું સંરક્ષણ કરતા કરતા પોતાની સ્હામુ આવેલા પ્રતિસ્પર્ધિના હાથમાંથી બચવાનો યત્ન કરવા લાગ્યા!

કાલનું દિવસનું યુદ્ધ પુરૂં થયું. તેમાં ચંપતરાયનો વિજય થયો. દલપતરાયનાં અતુલપરાક્રમને લીધે સભાકરણનું સૈન્ય એક ગાઉ પાછું હઠી ગયું. તે દિવસે પિતાપુત્રનું સંગ્રામ ઘણું ભયંકર રીતે ચાલ્યું. મ્યાનમાંથી તરવાર બહાર નહિ કાઢતાં યુવરાજ છત્રસાલ, પિતાપુત્રનું યુદ્ધ અવલોકન કરતો હતો. પરસ્પર એક બીજાની વિરૂદ્ધ યુદ્ધ કરતા બુંદેલા વીર યોદ્ધાઓ જો બુંદેલખંડના શત્રુ સાથે એક મન અને એક પ્રાણથી યુદ્ધ કરે તો ખાત્રીપૂર્વક બુંદેલખંડ એક ક્ષણમાં સ્વતંત્ર થાય એવું તેને જણાયું. પોતાના સ્વદેશ બાંધવો ઉપર તરવાર ચલાવવી એ તેને અત્યંત અન્યાય-અધર્મ ભરેલું જણાતું હતું. દલપતરાયના મનમાં માત્ર યુદ્ધ કરવા સિવાય અન્ય વિચાર ઉત્પન્ન થતો નહિ. ચંપતરાય જે કાંઈ કરે છે તે સર્વ બુંદેલખંડના હિતને માટેજ છે એવી તેની પ્રમાણિક સમજણ હોવાથી તેણે તે દિવસે પ્રાણની પણ દરકાર રાખ્યા સિવાય ક્રૂર કાળની પેઠે યુદ્ધ કર્યું. સભાકરણ ઘણી હિમ્મત રાખીને ત્રણ વખત ચંપતરાયની સેના ઉપર ધસી આવ્યા,

પરંતુ દલપતરાયની રણકૌશલ્યતાને લીધે તેમને પ્રત્યેક વખતે હાર ખાવી પડી, એટલુંજ નહિ પણ સભાકરણના ત્રીજા હુમલાનો જવાબ દલપતરાયે એટલા બધા જુસ્સાથી, એટલી બધી વીરતાથી, અને એટલી બધી ચતુરાઇથી દીધો હતો કે જેથી સભાકરણનું સૈન્ય શત્રુના આઘાતથી એક ગાઉ પાછું ખસી ગયું. ચંપતરાયે દલપતરાયના શૌર્યનું અંતઃકરણપૂર્વક અભિનંદન કર્યું ! દલપતરાયનાં શૌર્ય-ગાન કરતી ચંપતરાયની સેના પોતપોતાના તંબુ તરફ પાછી ફરી. તે દિવસે છત્રસાલે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર પણ કાઢી નહોતી !

સભાકરણ કાંઇ ઓછો બળવાન વીર નહતો. તે હિંમત હારી થોડોજ પાછો જાય એવો હતો ! ત્રીજે દિવસે સૂર્યોદય થતાં પહેલાંજ યુદ્ધનું રણશિંગુ ફુંક્યું. અન્નજળ કિંવા વિશ્રાંતિની જરાપણ પરવાહ નહિ કરતાં સૂર્યાસ્ત પર્યંત તે એક સરખો યુદ્ધ કરી રહ્યો હતો. ચંપતરાયની સેના સભાકરણની સેના પર જુસ્સાબંધ હલ્લા કરવા લાગી. પરંતુ સભાકરણના સૈન્યની હાર તેઓ ભેદી શકતા નહતા. સ્વતંત્રતાને માટે સમરક્ષેત્રમાં પતન પામનાર વીર યોદ્ધાઓ પોતપોતામાં યુદ્ધ કરી ચપોચપ મરવા લાગ્યા. રક્તની નદી વહેવા લાગી. માંસનો કાદવ થઈ રહ્યો. સમરભૂમિ ઉપર મુડદાંના ઢગલે ઢગલા જણાવા લાગ્યા. સમરભૂમિ ઉપરનું તે ભયંકર દ્રષ્ય-પોતાનાજ દેશબંધુઓના રક્ત, માંસ અને મુડદાંથી અપવિત્ર થયેલું તે દ્રષ્ય-જોઈ છત્રસાલ અત્યંત દુઃખી થયો. તે સ્થળે પોતાના દેશબંધુઓનો અમાનુષિક રીતે થતો વધ તેનાથી દેખી ખમાતો નહનો ! તે દિવસે પણ તે યુદ્ધમાં ઉતર્યો નહિ ! તે દિવસે પણ છત્રસાલે પોતાની કમ્મરે લટકતી ચળકતી તરવારને મ્યાન બહાર કાઢી નહોતી !

ચોથે દિવસે ભયંકર રણસંગ્રામ શરૂ થાય તે પહેલાંજ તેણે પોતાના પિતાની મુલાકાત લીધી. શત્રુઓ ઉપર આજનો હુમલો કેવી રીતે લઈ જવો એ સંબંધી ચંપતરાય પોતાના અધિકારીઓને સમજાવતા હતા. વીરશ્રીવડે પ્રકાશિત થઈ રહેલો દલપતરાય અને એવાજ અન્ય વીર પુરૂષો ચંપતરાયનું કથન એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યા હતા. ચંપતરાયનું કથન ક્યારે પૂરૂં

થાય અને સર્વ વીર યોદ્ધાઓના અંતઃકરણમાં શૌર્ય ઉત્પન્ન થાય એવાં રણુ કવિત અમે ક્યારે કહીએ, એવા વિચાર કરતા ભાટ–ચારણો શબ્દોચ્ચાર કરવા ટમટમી રહ્યા હતા. એટલામાં યુવરાજ છત્રસાલે આગળ આવી પોતાના પિતાને કહ્યું:

"પિતાજી ! આ યુદ્ધ તો નિર્દયતાની છેલ્લી હદજ છે. આ પ્રમાણે પોતપોતામાં યુદ્ધ કરવાથી બુંદેલખંડને શો ફાયદો થશે ? આ તો બુંદેલખંડની પ્રજાનોજ વધ થાય છે. એથી બુંદેલાઓને શો ફાયદો થશે ? દેશબંધુઓના વધમાંજ બુંદેલખંડનું સર્વ સામર્થ્ય નાશ પામશે, પરસ્પર વેરભાવમાંજ જો બુંદેલખંડનું અપૂર્વ, અપ્રતિમ ક્ષાત્ર તેજનો નાશ થશે, અને આવા કલહાગ્નિમાંજ જો બુંદેલખંડના શિરોમણિ વીરપુરૂષોની આહુતિ થઈ જશે તો બુંદેલખંડની સ્વતંત્રતાનું કાર્ય કેવી રીતે પરિપૂર્ણ થશે ? પિતાજી ! આવું યુદ્ધ ચાલુ રાખવાથી બુંદેલખંડનું લેશમાત્ર પણ કલ્યાણ થશે નહિ."

"કોણ ? છત્રસાલ ! તુંજ એ શબ્દોચ્ચાર કરે છે કે ?" ચંપતરાયે આશ્ચર્યચકિત થઈ પ્રશ્ન કર્યો: "બુંદેલાઓનું હિત શેમાં છે તે હું સારી પેઠે સમજું છું. જે વીર યોદ્ધાઓએ સ્વતંત્રતાદેવીની ભક્તિમાંજ પોતાનું સમસ્ત જીવન વ્યતીત કર્યું છે તેને તેના તરૂણ પુત્રે સ્વતંત્રતાનો પાઠ શિખવવાનો ડોળ કરવો એ માત્ર અજ્ઞાનતાજ કહેવાશે ! છત્રસાલ ! ત્હારૂં આજનું એક બાયલા જેવું કથન હું ક્ષમા કરૂં છું. પુનઃ એવા કાયર જેવા શબ્દ પુનઃ ત્હારા મુખમાંથી નીકળશે–" એટલું બોલી ચંપતરાય ક્રોધને ગળી ગયો. ભાટ–ચારણો ઉચ્ચ સ્વરે બુંદેલખંડના વીરપુરૂષોનાં યશોગાન ગાવા લાગ્યા. ચંપતરાય, દલપતરાય અને ઇતર વીર પુરૂષોના શરીરમાં વીરશ્રીનું તેજ રમવા લાગ્યું. તેમનું લોહી ઉકળી ઉઠયું. યુદ્ધનું રણશિંગુ મ્હોટા અવાજે ગર્જના કરવા લાગ્યું. માતા વિંધ્યવાસિનીનો ગગનભેદી જય જયકાર થયો ! યુદ્ધની ધમાચકડી ઉડી રહી. તેમ છતાં છત્રસાલ તે દિવસે પણ લઢયો નહિ. તે દિવસે પણ તેણે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી નહિ !

બુંદેલખંડની પ્રજા વચ્ચે પરસ્પર ચાલતું યુદ્ધ શાંત પડયું નહિ. ઘણા દિવસ પર્યંત યુદ્ધ થવાથી ઘણા વીરપુરૂષો રણમાં પડયા. એટલા દિવસ સુધીમાં

ચંપતરાય અપયશ પ્રાપ્ત કરી રણમાંથી પાછા ફર્યા નહોતા. પરંતુ આ પ્રમાણેજ જો થોડા દિવસ વધારે યુદ્ધ ચાલે તો પોતાના વીર યોદ્ધાઓનો અંત આવી જવાની ચંપતરાયને ચિંતા થઇ. સભાકરણનું સૈન્ય પણ કાંઇ થોડું પડયું નહોતું ! તેમાં અનેક સૈનિકો પ્રાણમુક્ત થયા હતા. પરંતુ હિરાદેવી નવા ઉમેદવારોના સૈન્યની વારંવાર ભરતી કરતી હોવાથી સભાકરણનું સૈન્ય હજી સુધી ટકી રહ્યું હતું !

સભાકરણ અને ચંપતરાય વચ્ચે ઘનઘોર યુદ્ધ થયાં તેમ છતાં ચંપતરાયનો હાથ ઉપર રહ્યો હતો, અને વિરૂદ્ધ પક્ષના બુંદેલા લશ્કરનો તો કચ્ચરઘાણજ નીકળી ગયો હતો. એ સમાચાર ઔરંગજેબને મળતાંજ તેમણે બુંદેલખંડ ઉપર સ્વારી લઇ જઇ ચંપતરાયનો પરાજય કરવાની તૈયારી કરી. ઔરંગજેબની સ્વારી પ્રચંડ સૈના સહિત આપણા ઉપર ચઢી આવે છે એવું જાણવા છતાં ચંપતરાય જરા પણ ભય પામ્યા નહિ. ઉલટું બાદશાહી સેના સાથે યુદ્ધ કરી પોતાનું પરાક્રમ બતાવી આપવા એકે પગે તૈયાર થઇ ગયા. તેમની કલ્પના કરતાં બાદશાહી સૈન્ય તેમના પર વહેલું ચઢી આવ્યું. તેમ છતાં એ વીરકેસરીને જરા પણ ભય ઉત્પન્ન થયો નહિ. આટલા દિવસથી છત્રસાલ રણભૂમિ ઉપર તટસ્થ વૃત્તિ ધારણ કરી વિચરતા હતા. તેમણે આ સમયેજ પોતાની તરવાર મ્યાન બહાર કાઢી અને આકાશપટ ઉપર ચળકતા સૂર્યની પેઠે તેઓ સમરાંગણમાં ઘૂમવા લાગ્યા. છત્રસાલનો અદ્વિતીય ઉત્સાહ જોઈ ચંપતરાયના બાકી રહેલા સૈનિકોમાં નવી આશા ઉત્પન્ન થઈ. તેઓ કૃતાંત–કાળની પેઠે ઔરંગજેબના અને સભાકરણના લશ્કરનો વિનાશ કરવા લાગ્યા !

ચંપતરાયના વીર સૈનિકો જેમ જેમ સમરાંગણમાં પતન પામવા લાગ્યા તેમ તેમ ચંપતરાયનું સામર્થ્ય ઓછું થવા લાગ્યું. સભાકરણ સાથે યુદ્ધ થતાં પ્રથમ જે સૈનિકો હતા તેના અર્ધોઅર્ધ કેદ પકડાયા હતા અને બાકી રહેલા સર્વ થાકી ગયા હતા ! એવી સ્થિતિ હોવા છતાં દિલ્લીપતિના પ્રચંડ સૈન્ય સાથે ટક્કર ઝીલવાનો પ્રસંગ આવી પડયો ! જે બુંદેલખંડની ભૂમિ ઉપર યુદ્ધ કરવાનું, જે બુંદેલખંડની ભૂમિને માટે યુદ્ધ કરવાનું, તે ભૂમિ;

જે બુંદેલાઓને માટે યુદ્ધ કરવાનું, જે બુંદેલાઓની સ્વતંત્રતાને માટે યુદ્ધ કરવાનું, તે બુંદેલાઓ; અને જે મિત્ર–સગાં દેશબંધુઓ ઉપર પોતાની સ્ત્રી–બાળકોના સંરક્ષણનો ભાર મૂકવાનો અને પ્રસંગોપાત જેના વિશ્વાસ ઉપર પોતાની સુરક્ષિતતાજ સોંપવાની, તે મિત્ર–સગાં, એ સર્વ વિશ્વાસઘાતી થયા છે, એવી ચંપતરાયની ખાત્રી થવા માંડી. કોઈ પણ સ્થાન ઉપર તેને વિશ્વાસ બેસતો નહિ. કોઇ પણ બુંદેલા ઉપર તેને ભરોંસો ઉત્પન્ન થતો નહિ ! સર્વ મિત્ર–સગા બુંદેલાઓ પણ વિશ્વાસઘાતી છે એવો કડવો અનુભવ તેને મળવા લાગ્યો. મહોબાનું સંરક્ષણ કરવું તેને અશક્ય જણાયું. મોગલોનાં ધાડાંદ્વારા મહોબાનો વિધ્વંસ થતો તેનાથી જોઇ શકાય એમ નહોતું. અંતે અતિશય શોકગ્રસ્ત અંતઃકરણે ચંપતરાયે મહોબા ત્યાગ કર્યું ! બુંદેલખંડની સ્વતંત્રતાને માટે અહોરાત્ર પ્રયત્ન કરનાર વીર યોદ્ધાએ અંતે વનવાસ સ્વીકાર્યો ! યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાયની તરવારો અતુલ પરાક્રમ બતાવી રહી હતી. તેમણે પણ ચંપતરાયની સાથેજ અરણ્યનો માર્ગ સ્વીકાર્યો. સરલાદેવી, છત્રસાલની માતા, હાથમાં તરવાર લઇ, શ્રી રામચંદ્રજીની સાથે વનવાસ સ્વીકારનાર સીતાદેવીની પેઠે ચંપતરાયની બાજુમાં શોભવા લાગી. આ સમયે ચંપતરાયની પાસે માત્ર પચાશ વીર સૈનિક રહ્યા હતા, ત્યારે બીજી બાજુએ હિરાદેવી નવીન લશ્કરની ભરતી કરવામાં ઉણપ નહોતી રાખતી !

મહોબાના રાજમહેલ ઉપર દિલ્લીપતિનું લીલું નિશાન ફરકવા લાગ્યું. આજે હિરાદેવીનો આનંદ સમાતો નહતો. તેનો આનંદ પરિપૂર્ણ થવા માટે તેને એકજ વાતની ખામી હતી. વનમાં ભટકતો ફરતો ચંપતરાય તેના રાજ્યમાંથી સહકુટુંબ દેશનિકાલ થયો છે ખરો પણ તે તેની પત્ની સહિત અને યુવરાજ છત્રસાલ સહિત આ લોકમાંથી દેશનિકાલ થાય એટલીજ ઇચ્છા હિરાદેવીના મનમાં બાકી રહી હતી ! હિરાદેવી ! ત્હારા જેવી પાપી સ્ત્રી જગતમાં બીજી કોઈ ભાગ્યેજ હશે ! ત્હારા જેવી દુષ્ટ સ્ત્રી જગત્માં બીજી કોઇ ભાગ્યેજ હશે ! જે ચંપતરાયે ત્હને રાજ્ય ઐશ્વર્યની પ્રાપ્તિ કરી આપી, જે ચંપતરાયે ત્હને આ લોકના શ્રેષ્ઠ દરજ્જાનું માન મેળવી આપ્યું તે ચંપતરાય

પોતાની રાજધાની છોડી વન-જંગલમાં ભટકે છે તો પણ ત્હારા આસુરી હૃદયને સંતોષ થતો નથી? મહોબાના રાજવંશનો સંપૂર્ણ નાશ થાય એવુંજ તું ઇચ્છે છે કે? ત્હારા ઉપર તેમણે કરેલા ઉપકારનો એવોજ બદલો કે? ખરેખર, તું પાપિણી સ્ત્રીઓની પ્રમુખ થવાનેજ લાયક છે! ખરેખર, તું રાક્ષસી છે!

બુંદેલખંડનું સર્વ શૌર્ય એકત્ર કરી હિરાદેવી ચંપતરાય વિરૂદ્ધ બાદશાહ ઓરંગજેબને મદદ કરતી હતી. બન્ને વચ્ચે દરરોજ કોઇ એક સ્થળે પણ ઝપાઝપી ચાલતી હતી. તે સમયે ચંપતરાય, અને દલપતરાય પોતાના જીવની પરવાહ નહિ કરતાં યુદ્ધ કરતા હતા, પરંતુ અંતે પોતાના થોડાક વીર મરણ પામ્યાનું તેઓના જાણવામાં આવતું.

અંતે અત્યંત શોકનો દિવસ ઉગ્યો! અરણ્યમાં આસપાસ શત્રુ છે કે નહિ તેની તપાસ રાખવા નીમેલા સૌભાગ્યસિંહનું મૃત શરીર એક વૃક્ષ નીચે પડેલું ચંપતરાયના જોવામાં આવ્યું. તેને ભૂમિદાહ કરી ચંપતરાય દિલગિરી ભરેલે મુખે એક શિલાખણ્ડ ઉપર પડયો હતો. યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાય ગંભીર મુખે તેમની પાસેજ બેઠા હતા. સરલાદેવી પોતાના પતિ અને પુત્રની હિનાવસ્થા શોકદગ્ધ અંતઃકરણે જોઇ રહી હતી. તેમની સાથે આવેલું બાકીનું સૈન્ય ક્યારનુંયે મરણ પામી ગયું હતું. ઘણો વખત સુધી વિચાર કર્યા પછી સ્મશાન તુલ્ય શાંતિ જોઇને ચંપતરાયે કહ્યું:

"ઘણો ભયંકર પ્રસંગ આવી પડયો છે. યુદ્ધ કરતાં કરતાં મરવું, મારતાં મારતાં મરવું, અથવા નિર્લજ્જપણે શત્રુને સ્વાધીન થવું, એ સિવાય અન્ય માર્ગજ નથી. જીવવું કે મરવું, ન્હાસી જઇને શત્રુને સ્વાધીન થઇને અથવા શરણે જઇને કાયર જીવન ગાળવું કે શત્રુ સાથે યુદ્ધ કરતાં પ્રહર બે પ્રહરની અંદર નિષ્કલંકપણે મરવું? એજ વિચાર કરવાનો છે. મરવું એ તો સ્હેલું છે પણ મરતાં પહેલાં આપણા દેશની આપત્તિનું જે ચિત્ર આપણા અંતઃકરણમાં ચિતરાય છે તે જોવાથી અસહ્ય વેદના થાય છે! ત્યારે શું જીવવું? જીવીને વચનભ્રષ્ટ ઔરંગજેબના ગુલામ બનવું? છટ્ છટ્! એવું જીવન નરકવાસ તુલ્યજ છે! મરણ પામવાથી, સ્વર્ગમાં સુખ ભોગવતા

દેવતાઓ પાસે જઇ બુંદેલાના દાસત્વની કહાણી તેમને કહી શકાશે. બાદશાહી ગુલામગિરીનો નરકવાસ શા કામનો ? તુચ્છ ! અતિ તુચ્છ ! બસ, નિશ્ચય થયો. દેવતાઓના કાન ઉઘાડવા માટે, સ્વર્ગનાં અતિશય સુખથી મદમસ્ત બનેલા દેવતાઓના નેત્ર, બુંદેલાઓની આપત્તિ તરફ આકર્ષવા માટે, બને તેટલી ઉતાવળે દેવતાઓનાં ચરણ સમક્ષ જવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. શત્રુની જે ટોળી પહેલાં દ્રષ્ટિગોચર થશે તેના ઉપર હું વાઘની પેઠે કુદકો મારીશ. બસ, ચંપતરાયનું જીવનકર્તવ્ય સમાપ્ત થયું. સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે મ્હેં જેટલા ઉપાયો જડયા તેટલા કરી જોયા છે. હવે હું દેવતાના દ્વારમાં જઈ બુંદેલાઓને સ્વતંત્રતા અપાવીશ. સરલા ! તમે વ્યર્થ શોક કરશો નહિ. છત્રસાલ, દલપતરાય, તમે દુઃખ પામશો નહિ. હવે હું એક બે પ્રહરનો તમારો સોબતી છું. એટલો સમય આપણે સુખમાં વ્યતીત કરવો જોઇએ. એટલો ટુંક સમય પણ જો આપણે શોકમાં ગાળીશું તો પછી આપણે અંતે સુખી થઇશું નહિ. આવો, આપણે પરસ્પર પ્રેમપૂર્વક આલિંગન દઇએ. પરસ્પર છેલ્લા સમાચાર કહી લઇએ. આવો, આપણા આયુષ્યના અનુભવનો પરસ્પર સ્વાદ આપીએ ! હવે આપણો વિયોગ થશે. હવે આપણે જન્મ જન્માંતર પર્યંત વિયોગી થઇશું."

સરલાદેવીએ અત્યાર સુધી જે શાંતિ ધારણ કરી હતી તેનો ભંગ થયો. તે ડુસકે ડુસકે રડવા લાગી. તેના સ્હામું જોઈ ચંપતરાયે કહ્યું:

"સરલા ! તું ગાંડી તો નથી થઇ ? આ અરણ્યની ચારે બાજુ શત્રુઓએ ઘેરી લીધી છે. કયે વખતે તેઓ આપણા ઉપર ધસી આવશે તેનો નિયમ નથી. શત્રુ આવ્યા પછી મુલાકાતની આશા, એક બીજા સ્હામું જોવાની ઇચ્છા, અને એક બીજાને બે શબ્દ કહેવાનો અવકાશ મળશે નહિ. તેથીજ છેલ્લા યુદ્ધમાં જોઇએ તેવો રંગ જામશે નહિ. માટે આવો, છેલ્લા આલિંગનની, છેલ્લા સંભાષણની અને છેવટના ઉપદેશની આશા તૃપ્ત કરી લઇએ. આવો ! સરલા ! આવો ! મ્હને છેલ્લું આલિંગન આપો !"

સરલાદેવી ઉત્સુકનયને જોતી પતિના સ્હામું દોડી ગઇ. પોતાના માતા–પિતાની છેલ્લી મુલાકાત જોઇ છત્રસાલનાં નેત્રમાં આંસુ આવી ગયાં.

પરંતુ "મ્હારૂં રૂદન જો મ્હારા પિતાની દ્રષ્ટિયે પડશે તો તેમને અત્યંત દુઃખ થશે." એવું જાણી તેણે અત્યંત પ્રયાસ કરી પોતાનું મન શાંત કર્યું. ચંપતરાયે થોડા વખતમાંજ પોતાને સરલાદેવીના બાહુપાશમાંથી મુક્ત કરી કહ્યું:–

"હવે આપણે સ્વર્ગમાં મળીશું ! પ્રિય સરલા ! હું આગળથી સ્વર્ગલોકમાં જઇ આપણું નિવાસસ્થાન સજ્જ કરૂં છું. એટલામાં તમે તમારૂં કર્તવ્ય પૂરૂં કરી લેજો. યુવરાજ છત્રસાલ હજી ન્હાનો છે. તેના જીવનને હજી માતૃપ્રેમામૃતની ખોટ છે. તે ખોટ પૂરી થયા પછી તમે પણ સ્વર્ગમાં આવજો. છત્રસાલ ! ત્હારી પાસેથી વિદાય થાઉં તે પહેલાં હું તને મ્હારા અનુભવની એક વાત કહેવા માંગું છું તે શાંત ચિત્તે સાંભળ અને જેવો પ્રમાદ મ્હારાથી થઇ ગયો છે તેવો ત્હારાથી બને નહિ તે માટે કાળજી રાખજે."

યુવરાજ છત્રસાલ બે હાથ જોડી અધોવદને પિતાની પાસે ઉભો રહ્યો. દલપતરાય એકાગ્ર ચિત્તે ચંપતરાયની છેવટની શિખામણ સાંભળવા લાગ્યો.

"છત્રસાલ !" ચંપતરાયે પોતાના ગત આયુષ્યનું સિંહાવલોકન કરતાં કહ્યું: "સંગ્રામ થતાં પહેલાં પરસ્પર યુદ્ધ નહિ કરવા માટે ત્હેં મ્હને વિનતિ કરી હતી તે વિનતિની કિંમત મ્હને ઘણી મોડી સમજાઇ. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને માટે મ્હેં અતિશય પ્રયત્નો કર્યા. સુખ, વિલાસ અને વિભવને લાત મારી મ્હેં રાત દિવસ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા મહેનત કરી. "સ્વતંત્રતા" એજ ઉદ્દેશ મ્હેં મ્હારા હૃદયમાં ધારણ કર્યો હતો. મહોબાના મહેલમાં રાજ્યસિંહાસન ઉપર બેઠો હોઉં તે વખતે, અંતઃપુરમાં વિશ્રાંતિમાં સમય વીતાડતી વખતે, દેવીના મંદિરમાં તેની ઉપાસના કરતી વખતે, બુંદેલખંડની સ્વતંત્રતા મ્હારી નજરે તાદ્રષ્ય થતી હતી. એ સિવાય બીજું કશું મ્હને જણાતું નહોતું. કંજુસ મનુષ્યને ધન સિવાય જેમ બીજું કશું જણાતું નથી તેજ પ્રમાણે મ્હને સ્વતંત્રતા સિવાય બીજું કશું નજરે પડતું નહોતું. પ્રથમ સામગઢના યુદ્ધમાં મ્હેં ઔરંગજેબને સહાયતા કરી હતી, અને આજે મ્હેં ઔરંગજેબ ઉપરજ હથિયાર ઉગામ્યાં છે. પ્રથમ હું અને સભાકરણ હાથમાં હાથ ભેરવી–મિત્ર બની–યુદ્ધમાં એક સાથે રહ્યા હતા, આજે અમે સ્હામી છાતીએ એક બીજાના સ્હામું યુદ્ધ કરીએ છીએ, પ્રથમ હિરાદેવીને ઓરછાની

રાણી બનાવી તેને અપૂર્વ માન અપાવવાનું મ્હને યોગ્ય જણાયું હતું પણ આજે મ્હને તેનાજ સિપાહીઓ જોડે યુદ્ધ કરવું યોગ્ય જણાય છે. તેમ છતાં મ્હારા એવા પરસ્પર વિરૂદ્ધ જણાતા વર્તનમાં સર્વત્ર સ્વતંત્રતાની દિવ્ય જ્યોતિ અખંડ પ્રકાશતી હતી. એમ હોવા છતાં સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના કાર્યમાં મ્હને યશ મળ્યો નહિ. મ્હારો ઉદ્દેશ ફળિભૂત થયો નહિ. મ્હને મળેલા અપયશનું કારણ જાણવા માટે–મ્હારા પ્રયત્નમાંથી દોષ શોધી કહાડવા માટે–મ્હેં ઘણો વિચાર કર્યો, ત્યારેજ મ્હને મ્હારો પ્રમાદ અને મ્હને મળેલા અપયશનું કારણ જાણવામાં આવ્યું. ”

યુવરાજ છત્રસાલ અને યુવરાજ દલપતરાય અત્યંત શાંત ચિત્તે ચંપતરાયનું ભાષણ સાંભળતાં હતા. ચંપતરાયના કથનમાં, ચંપતરાયના મુખ ઉપર જણાતા મનોવિકારના પ્રતિબિંબમાં અને ચંપતરાયની પ્રતિમામાં તે બન્ને તલ્લીન થઈ ગયા હતા.

“ યુવરાજ ! ” ચંપતરાયે આગળ કહ્યું: “ મ્હેં સ્વતંત્રતાનો ભવ્ય મહેલ ચણવાનો પ્રયત્ન કર્યો તો ખરો પણ તેમ કરવા પહેલાં તેના પાયાનું કામ મજબૂત છે કે નહિ તેની મ્હેં તપાસ કરી નહિ. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે રણભૂમિપર મ્હેં ઘણા યુદ્ધ કર્યાં, પરંતુ જે પ્રજાને સ્વતંત્રતા અપાવવાની હતી તેમના મનની મ્હેં પરીક્ષા કરી નહિ. દાસત્વની ભાવના બુંદેલાઓના મનમાં કેટલી ઉંડી ઉતરી ગઈ છે? ગુલામગિરીના સંગદોષથી બુંદેલાઓના સદ્‌ગુણો કેવા નષ્ટભ્રષ્ટ થયા છે, અને પોતાના શત્રુનો ઉત્કર્ષ નહિ સહન કરે એવા બુંદેલાઓની મનઃસ્થિતિ કેવી સંકુચિત થઈ ગઇ છે અને પરસ્પર દ્વેષભાવથી કેવી લોપ પામી ગઈ છે, એનો વિચાર નહિ કરતાં મ્હારા કાર્યથી વિરૂદ્ધ પડનાર બુંદેલાઓને હું સ્વતંત્રતાના શત્રુ સમજવા લાગ્યો. એવા મનુષ્યોનાં અંતઃકરણ સ્વતંત્રતા તરફ આકર્ષવાને બદલે, એવા મનુષ્યોને સ્વતંત્રતાનો આનંદ બતાવી આપવાને બદલે, એવા મનુષ્યોને સ્વતંત્રતાદેવીના મંદિર તરફ લઈ જવાને બદલે, તેમને પરદેશી મોગલ શત્રુઓની જોડમાં બેસાડવા લાગ્યો. સ્વતંત્રતાને માટે મોગલો સાથે યુદ્ધ કરવું જેટલું જરૂરનું છે તેના કરતાંયે એવા દેશદ્રોહી સ્વદેશબાંધવોનો નાશ કરવો

અધિક જરૂરનું છે એવી મ્હારી પક્કી ખાત્રી થઇ હતી. દેશબંધુના અંતઃકરણમાં દેશભક્તિ ઉત્પન્ન કરીને, દેશબંધુઓના અંતઃકરણનો પરસ્પર દ્વેષભાવ કાઢી નાંખીને, દેશબંધુઓને સ્વતંત્રતાથી થતા ફાયદા સમજાવીને, સમસ્ત બુંદેલાબંધુઓને એકત્ર કરવા જોઇએ, બુંદેલા માત્રને ઐક્યના બંધનમાં બાંધવા જોઇએ અને સ્વતંત્રતાના મહેલ માટે ઉંડો મજબૂત પાયો રચવો જોઇએ. એ બધું ભૂલી જઇ મ્હેં પક્કો પાયો ચણ્યા વગરજ મકાન બાંધવાની શરૂવાત કરી! સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં એ બધા મ્હારા દોષજ થયા છે! મ્હને સભાકરણ સાથે વૈર છે. હિરાદેવી સાથે મ્હને વૈર છે. સમસ્ત બુંદેલખંડના રાજાઓ સાથે મ્હારે વૈર છે. તે વૈર નાશ કરવાનો મ્હેં કદી પણ પ્રયત્ન કર્યો નથી. તે વૈરનાં કારણો શોધવાનો મ્હેં કદી પણ પ્રયત્ન કર્યો નથી. તેમની સાથે મિત્રતા બાંધવાનો વિચાર મ્હારા મનમાં કદી પણ ઉત્પન્ન થયો નથી. તેમને શત્રુ જાણી હું તેમની સાથે તકરારજ કર્યા કરતો હતો. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં મ્હારો એ દોષ કાંઇ જેવો તેવો નથી! સ્વતંત્રતા જેવું વિશાળ ભૂતદયાનું કામ હાથમાં લીધા પછી સન્માર્ગમાંથી વેગળા ગયેલા આપણા દેશબંધુઓને, પોતાનું હિતાહિત નહિ સમજનાર અજ્ઞાની દેશબંધુઓને, અધોગતિ તરફ વળતા બુંદેલાબંધુઓને યોગ્ય ઉપદેશ કરી તેમની બુદ્ધિ ઠેકાણે લાવવાનું ત્યાગ કરી તેમનો નાશ કર્યા સિવાય સ્વતંત્રતા પ્રાપ્ત થશે નહિ એવી મ્હેં ભ્રામક કલ્પના કરી અને સ્વદેશબંધુઓનાં હૃદય, ઉપદેશ, વિનતિ અને કાલાવાલાની સંજીવની બુટ્ટીવડે સુદ્રઢ કરવાં જોઇએ તેને બદલે મ્હેં અભિમાન, કલહ અને સ્વતામણીના વિષથી સડી જાય એવાજ ઉપાયો યોજ્યા! મ્હારા દેશબંધુઓનાં હૃદય સરલ ઉપદેશથી કેળવી તેમની નસેનસમાં દેશભક્તિનું લોહી વહેવડાવવું જોઇએ તેને બદલે મ્હેં તેમના ઉપર રૉફ બજાવી તેમને મ્હેં મ્હારા શત્રુ બનાવી લીધા! સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના મ્હારા પ્રયત્નમાં એ પણ એક મ્હોટો દોષજ હતો. એ બધા દોષને લીધેજ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો મ્હારો ભગીરથ પ્રયત્ન નિષ્ફળ થયો છે. છત્રસાલ! સંગ્રામ થતાં પહેલાંજ પરસ્પર દેશબંધુઓ સાથે યુદ્ધ નહિ કરવા માટે તેં

મ્હને વિનતિ કરી હતી. તેની કિંમત ઘણા વખત પછી હું સમજી શક્યો. બસ, થયું. યુવરાજ! ત્હને જે કાંઇ કહેવાનું હતું તે હું કહી ચૂક્યો. દેશબાંધવો સાથે શત્રુતા ભૂલી જઇને, દેશબંધુઓ ઉપર દ્વેષભાવ નિર્મૂળ કરીને, દિલ્લીપતિ સાથે યુદ્ધ કરવા સમસ્ત બુંદેલખંડ એકચિત્ત થશે ત્યારેજ બુંદેલખંડ સ્વતંત્ર થશે. મજબૂત પાયો ચણ્યા સિવાય મકાન બાંધવાની ધૂન રાખવી એ કેવળ મૂર્ખતાજ કહેવાય."

"પિતાજી!" છત્રસાલે કહ્યું: "તમારો ઉપદેશ મ્હેં અંતઃકરણમાં બરાબર ઠસાવી દીધો છે. એ પ્રમાણે વર્તવું એજ મ્હારૂં શ્રેષ્ઠ કર્તવ્ય છે. આ આપત્તિમાંથી બચી જઇશ તો તમારી વર્તણુક પ્રમાણેજ વર્તી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

"ના, ના, મ્હારી વર્તણુક પ્રમાણે વર્તતો નહિ. મ્હારા વર્ત્તનમાં ઘણા ગુણ હશે, પરંતુ તે નિર્દોષ માની શકાશે નહિ. એ સંબંધી મ્હેં હમણાંજ ત્હારી ખાત્રી કરી છે. છત્રસાલ! હું ત્હારો ગુરૂ થવાને લાયક નથી. ત્હારો ગુરૂ થવાને લાયક તો સમસ્ત ભરતખંડમાં એકજ પુરૂષ છે."

"તે પ્રાણનાથ પ્રભુ કે?" દલપતરાયે પ્રશ્ન કર્યો.

ચંપતરાયે કહ્યું: "ના, પ્રાણનાથ પ્રભુ નહિ. જો કે તેઓ આપણા સ્વતંત્રતાના પ્રયત્નને વખાણે છે તેમ છતાં તેઓ રાજદ્વારી વિષયોમાં જોઇએ તેટલું મન પરોવતા નથી. જો તેઓ મન ઉપર લે તો બુંદેલખંડની સ્વતંત્રતાનો પાયો ઘણી ટુંકી મુદતમાં તૈયાર થાય. છત્રસાલ! સ્વતંત્રતા સંબંધી ત્હારે ગુરૂમંત્ર જોઇએ તો દક્ષિણમાં જવું જોઇએ. ત્યાં શિવાજી નામનો મહાત્મા મહારાષ્ટ્ર દેશને સ્વતંત્ર કરી રહ્યો છે. તેમની મુલાકાત લે. તેમને ગુરૂ કર, અને તેમના ઉપદેશ પ્રમાણે બુંદેલખંડને સ્વતંત્ર કરવાનો પ્રયત્ન આદર. તેમ થશે તો ખાત્રીપૂર્વક ત્હને યશ પ્રાપ્ત થશે. મ્હારો છત્રસાલ; બુંદેલખંડને સ્વતંત્ર કરવાની મ્હારી ઇચ્છા પરિપૂર્ણ કરશે તો સ્વર્ગલોકના દેવતાઓને પણ પ્રાપ્ત ન થાય એવું અપ્રતિમ સુખ મ્હારા સ્વર્ગીય આત્માને પ્રાપ્ત થશે. જો, પ્હણે જો. મોગલોની એક ટોળી આપણા ઉપર ધસી આવે છે. યુવરાજ! ત્હારી માતાનું સંરક્ષણ કરવાનો ભાર હું ત્હારા ઉપર સોંપું

છું. હવે હું છેલ્લું ભયંકર રણસંગ્રામ કરીશ. સરલા ! છત્રસાલ ! દલપતરાય ! હું હવે રજા લઉં છું. પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો."

એટલું કહી ચંપતરાય સ્હામે આવતી મોગલસેના તરફ અત્યંત જુસ્સાથી ધસી ગયા. તેમને અટકાવી છત્રસાલે ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: "પિતાજી ! હજી આપણે આપણા પ્રાણ બચાવી શકીશું. જાણી જોઇને અગ્નિકુણ્ડમાં ભૂસકો મારવાની જરૂર નથી."

"છત્રસાલ ! હું જીવતો હોઉં તેના કરતાં મરણ પામીશ તો બુંદેલખંડને અધિક ફાયદો થશે. બુંદેલાઓના અંતઃકરણમાં ભડભડાટ બળી રહેલો દ્વેષાગ્નિ, મ્હારા મરણથી ઓલવાઇ જશે. ઘણા બુંદેલાઓ ચંપતરાય અને સ્વતંત્રતા, એ બન્નેને એકજ માને છે. તેથી જેઓ ચંપતરાય ઉપર દ્વેષ રાખે છે તેઓ સ્વતંત્રતાના પણ દ્રોહીજ બન્યા છે. ચંપતરાય મરણ પામશે તેની સાથે ચંપતરાય ઉપરનો વૈરાગ્નિ એની મેળેજ નાશ પામશે, અને બુંદેલાઓના મનમાં સ્વતંત્રતા ઉપર નિર્મળ પ્રેમ ઉત્પન્ન થશે. માટે છત્રસાલ ! મ્હારે મરવુંજ જોઇએ ! ગુલામગિરીનાં કાળાં વાદળાંથી આચ્છાદિત થયેલા બુંદેલખંડમાં નરક જેટલું દુઃખ ભોગવી જીવવા કરતાં સમરાંગણમાં વીર પુરૂષની પેઠે યુદ્ધ કરતાં મરવું એ મ્હને શ્રેયસ્કર જણાય છે. જા, ત્હારે ત્હારી માતાનું સંરક્ષણ કરવાનું છે."

ચંપતરાય તુરતજ મોગલ સેનાપર ટૂટી પડયા. દલપતરાય અંતઃકરણપૂર્વક તેમને મદદ કરતો હતો. છત્રસાલ જીવતોડ મહેનત કરી પોતાની માતાનું સંરક્ષણ કરવા લાગ્યો.

તે દિવસે ચંપતરાયે અપૂર્વ શૌર્ય બતાવ્યું હતું. મહાભારતના યુદ્ધ વખતે એકલા અભિમન્યુ ઉપર અનેક વીર પુરૂષોએ શસ્ત્ર—અસ્ત્ર ચલાવ્યાં હતાં, ત્યાર પછી આજેજ એવું બીજું ઘનઘોર રણસંગ્રામ થયું હોય એમ જણાતું હતું. ચંપતરાયને ચારે દિશાએથી ઘેરી લઇ મોગલ વીર સિપાહીઓ તેના પર શસ્ત્ર ચલાવવા લાગ્યા. શસ્ત્રના અનેક પ્રહાર પડેલા હોવાથી ચંપતરાયના શરીરમાંથી રક્તનો પ્રવાહ વહેતો હતો. તેમ છતાં તેની તરવાર નૃત્ય કરી રહી હતી. એક પ્રહર પર્યંત ચંપતરાય સમરક્ષેત્રમાં ઘૂમ્યો. તેણે

અનેક મોગલોને ભોંય ભેગા કરી દીધા હતા. તેનું અતુલ પરાક્રમ જોઇ યુદ્ધદેવતાએ ચંપતરાયના શરીરમાં પ્રવેશ કર્યો હશે એવું મોગલ વીરોને જણાવા લાગ્યું. ચંપતરાયે એક પ્રહર સુધી મોગલ સિપાહીઓમાં ત્રાહ ત્રાહ વર્તાવી દીધી ! છેલ્લું યુદ્ધ સંતોષકારક રીતે લઢવાથી ચંપતરાયના અંતઃકરણમાં ઘણો આનંદ થયો !

શરીરમાંથી રક્તની ધારાઓ વહેતી હોવાથી ચંપતરાય ધીમે ધીમે અશક્ત થતા ગયા. રક્તનું છેલ્લું બિંદુ શરીરમાં હોય ત્યાં સુધી યુદ્ધ કરવાનો તેમનો દ્રઢ નિશ્ચય હતો. પરંતુ તેમના આખા શરીરમાં એટલા બધા ઘા પડયા હતા કે જેથી તેમને થોડા સમયમાંજ ગ્લાનિ ઉત્પન્ન થવા લાગી. એ લાગ જોઇ તેમની પાસે ઉભેલા ચાર મોગલ સિપાહીઓ તરવાર ઉગામી તેમના પર ટૂટી પડયા. ચંપતરાયે તેવી સ્થિતિમાં પણ ત્રણને તોડી પાડયા છતાં ચોથાનો ઘા તેમનાથી ચુકવી શકાયો નહિ તેથી તેઓ મરણતોલ થઇ વીરોચિત રણશય્યા પર પડયા ! રાજા ચંપતરાય, બુંદેલખંડનો મહાવીર યોદ્ધો, દેશાભિમાની ભડવીર પડયો ! મહોબાનો રાજા પડયો ! એવા પોકાર સર્વત્ર થઇ રહ્યા. એક મોગલ વીરનો નાશ કરવા માટે ઉપાડેલી તરવાર પાછી ખેંચી લઈ દલપતરાય ત્વરાથી ચંપતરાયનો શોધ કરતો દોડી આવ્યો. તેણે શું જોયું ? ચંપતરાય લોહીલુહાણ થઇ મરણની તૈયારીમાં છે, અને પોતાનો પિતા શુભાકરણ હાથમાં નાગી તરવાર લઇ પાસેજ ઉભો છે. તેના પિતાએજ ચંપતરાય ઉપર શસ્ત્ર ચલાવ્યું હોય એવું તેને લાગ્યું. ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ગુસ્સામાંજ દલપતરાય પોતાના પિતાના સ્હામો ધાયો અને તેના પર તરવારનો ઘા કરવા જતો હતો એટલામાં ચંપતરાયનો ક્ષીણ સ્વર તેને કાને પડયો !

"બસ કર, હાથ પાછો ખેંચી લે." ચંપતરાયે ક્ષીણ સ્વરે કહ્યું: "દલપતરાય ! હાથ પાછો ખેંચી લે. નિરર્થક પિતૃવધ કરી નરક સ્થાન મેળવવાની તૈયારી ન કર. થોડા વખત પહેલાં મ્હેં જે ઉપદેશ કર્યો છે તે એટલામાંજ ભૂલી જાય છે કે ? સ્વદેશબંધુઓ સાથે યુદ્ધ કરવું નહિ, મ્હારો એ ઉપદેશ તું એટલી વારમાંજ ભૂલી ગયો કે ?"

ઉગામેલી તરવાર પાછી નહિ લેતાં દલપતરાયે ક્રોધ ભરેલા મુખે કહ્યું: "આ સભાકરણે તમારા ઉપર હથિયાર ચલાવ્યું કે ?"

"ના, સભાકરણ એટલો ભાગ્યશાલી થયો નથી." સભાકરણ દુઃખ પામતો બોલ્યો: "સમરાંગણમાં ચંપતરાયને ઢાળી પાડી પોતાની પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવા જેવું સભાકરણનું સદ્ભાગ્ય નથી. ચંપતરાય આ અરણ્યમાં છે એવું સાંભળીને તો હું પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવા મ્હોટી આશાયે દોડતો આવ્યો, પરંતુ અહીં તો ચંપતરાય અનેક મોગલોના શસ્ત્ર વડે છિન્ન વિચ્છિન્ન થયેલા મ્હારી દ્રષ્ટિયે પડયા. હવે એમને અંતકાળે થતી વેદના જોઇનેજ મ્હારા મનને સંતોષ આપવો પડશે."

"દલપતરાય! સભાકરણ કહે છે તે સત્ય છે. એમણે મ્હારા ઉપર હથિયાર ઉગાર્યું નથી. ત્હારી તરવાર પાછી લે. પિતૃવધ કરવાની જરૂર નથી." ચંપતરાયે અત્યંત કષ્ટ પામતાં ઉત્તર દીધો.

દલપતરાયે પોતાની તરવાર પાછી લીધી. ચંપતરાયનું મસ્તક પોતાના ખોળામાં લઈ તેને પવન નાંખવા લાગ્યો. એમ કરવાથી ચંપતરાયની અંતકાળની વેદના ઓછી થશે એવી તેણે કલ્પના કરી હતી.

મોગલ સૈન્ય ધીમે ધીમે વિખરાવા લાગ્યું. ચંપતરાય પડયાના સમાચાર બાદશાહને જણાવવાની ઇચ્છાથી પ્રત્યેક મનુષ્ય દિલ્લીપતિની છાવણી તરફ દોડયું. તેથી પોતાની માતાને લઇ પોતાના પિતા પાસે આવવાનો માર્ગ છત્રસાલને માટે મોકળો થયો. તે સરલાદેવીને સાથે લઇ થોડા સમયમાંજ મોગલોના મુડદાં ઓળંગતો, પોતાના પિતાની પાસે આવી પહોંચ્યો.

સરલાદેવી અને છત્રસાલના અંતઃકરણની પરીક્ષા થવા જેવો તે પ્રસંગ હતો. ચંપતરાયના અંતકાળનો તડફડાટ જોઇ તેમનાં અંતઃકરણ શોકદગ્ધ થઇ રહ્યાં હતાં, તો પણ તેમણે નેત્રદ્વારા એક પણ બિંદુ બહાર પડવા દીધું નહિ. તેમણે મુખદ્વારા દુઃખનો એક પણ શબ્દ બહાર નીકળવા દીધો નહિ.

ચંપતરાયની શોચનીય અવસ્થા જોઇ સભાકરણને પોતાની પ્રતિજ્ઞાનું કિંચિત્ સમય પર્યંત વિસ્મરણ થયું. તેને બાલ્યાવસ્થા યાદ આવી. ચંપત-

રાય સાથે બાલ્યાવસ્થામાં જે જે પ્રસંગો બનેલા તેનું તેને ભાન થયું. ચંપતરાયનો પ્રેમળ અને આનંદી સ્વભાવ તેના હૃદયચક્ષુ આગળ તાદ્રશ્ય થયો. તેનો અને ચંપતરાયનો વૈરભાવ એ એક દુષ્ટ સ્વપ્નજ હતું એવો તેને ક્ષણપર્યંત ભાસ થયો. તે અને ચંપતરાય પૂર્વની પેઠે પ્રેમી મિત્રોજ છે એવું તેને લાગ્યું. "ચંપતરાયની અંતકાળની વેદના જોઇ સંતોષ પામીશ." એવું કહેનાર સભાકરણનું હૃદય અત્યંત દુઃખી થયું! "મ્હારો જુનો મિત્ર, મ્હારો જુનો પ્રેમી મિત્ર, મ્હને છોડી હમેશને માટે પરલોક સિધાવે છે." એવું જાણી તેનું અંતઃકરણ બહુ દુઃખ પામ્યું. સભાકરણ ચંપતરાયને માટે શોક કરવા લાગ્યા!

સભાકરણના નેત્રમાંથી સરતા અશ્રુપ્રવાહમાંથી બે બિંદુ ચંપતરાયના મુખ ઉપર પડયાં. તે સમયે ચંપતરાયે અતિશય ક્ષીણ અવાજે કહ્યું:

"છત્રસાલ! તું મ્હારે માટે રડે છે? સરલા! તું મ્હારે માટે રડે છે! પણ નહિ. મ્હારી સરલા અને મ્હારા છત્રસાલ, મ્હારી આજ્ઞાનો ભંગ નહિજ કરે." એટલું કહી ચંપતરાયે પોતાનાં નેત્ર ઘણાં કષ્ટે ઉઘાડયાં. ત્યારે તેમણે જાણ્યું કે સભાકરણ શોક કરે છે. તેમના મુખ ઉપર ભયંકર આશ્ચર્યની છટા જણાઇ. તેમણે અસ્પષ્ટ અવાજે કહ્યું: "સભાકરણ! તમે મ્હારે માટે શોક કરો છો! હું મરણ પામીશ તે માટે તમને દુઃખ થાય છે?"

રણધીર, રણવીર સભાકરણ આ વખતે ડુસકાં લઇ રડવા લાગ્યો.

"સભાકરણ! દુઃખી થશો નહિ. અંતકાળને સમયે ત્હમારૂં મન મ્હારે માટે નિષ્કલંક થયું છે એ જોઇ મ્હને સંતોષજ થાય છે."

"સભાકરણ જુઠું બોલતો નથી." શોક સમાવી સભાકરણે ઉત્તર દીધો: "ચંપતરાય! તમારે માટે મ્હારૂં મન નિષ્કલંક થયું નથી. નિરર્થક સંતોષ માનશો નહિ. આપણી બાલ્યાવસ્થાની સ્થિતિનું સ્મરણ કરવાથી મ્હારૂં મન શોકગ્રસ્ત થયું હતું એટલુંજ."

"સભાકરણ! મ્હારે માટે હજી સુધી તમારૂં મન નિર્મળ થયું નથી. એવો મ્હેં તમારો શો અપરાધ કર્યો છે વારૂ?"

"ચંપતરાય! તમારાં ઘોર પાપનું સ્મરણ તમને અંતકાળને સમયે

કરાવી આપવુંજ જોઇએ. સોળ વર્ષ જેટલો લાંબો સમય વીતી જવાથી, સ્વતંત્રતા આદિ ઉચ્ચ કર્મોની પાછળ લાગ્યાથી, કદાચ તમને તે પાપનું વિસ્મરણ થયું હશે. તે પાપના સ્મરણથી, તે પાપના પશ્ચાત્તાપથી ત્હમારૂં અંતઃકરણ અંતઃકાળે જરા બળવા દો, એટલે પશ્ચાતાપ વડે તમારો આત્મા શુદ્ધ થઈ સરળ રીતે સ્વર્ગે જશે. સાંભળો, સોળ વર્ષ ઉપર તમે એક કુમારિકાનું કૌમાર્યવ્રત બળાત્કારે ભ્રષ્ટ કર્યું હતું કે ?"

"સરલાદેવી મ્હારી ધર્મ પત્ની છે. તેના નિર્મળ પ્રેમ સાથે હું કદી પણ વિશ્વાસઘાતી થયો નથી." સભાકરણના પ્રશ્નનો મરણતોલ થઈ પડેલા ચંપતરાયે ઉતર દીધો.

"પોતાના કૌમાર્યવ્રત ઉપર ચંપતરાયે બળાત્કાર કરેલો હોવાથી એક શ્રેષ્ઠ જાતિના બુંદેલાની કન્યાએ આત્મહત્યા કરી હતી. એ વાત ત્હમારા સ્મરણમાં છે કે ?" સભાકરણે પુનઃ પ્રશ્ન કર્યો.

એ સાંભળી ઘણે ઉંડે સ્વરે ચંપતરાયે ઉત્તર દીધોઃ "આ ચંપતરાયના બાહુમાં સામર્થ્ય હોત તો એવા પ્રકારનો નિંદ્ય આરોપ મૂકનાર મનુષ્યને તત્કાળ શિક્ષા આપી હોત. ચંપતરાયની નૈતિક વર્તણુંકને માટે પ્રશ્ન કરવો એ તેનું ભયંકર અપમાન કરવા બરાબર છે."

"ચંપતરાય! તમારો અંતકાળ સમીપ આવ્યાથી તમારી બધી શક્તિયો સાથે તમારી સ્મરણશક્તિ પણ તમારો ત્યાગ કરી ગઇ હશે! નહિ તો આ વખતે એવાં ઘોર પાપનું સ્મરણ તમને થયું હોત. લલિતા-નામક સાગરની રાજકન્યાને તમે ઓળખો છો કે ?"

"તે સૌંદર્યલતિકાનું મ્હને વિસ્મરણ કેમ થાય ?"

"લલિતા આત્મહત્યા કરીને મરણ પામી ?" સભાકરણે ચંપતરાયના મુખ તરફ તીક્ષ્ણ દ્રષ્ટિયે જોતાં કહ્યું.

ચંપતરાયના વિચિત્ર મુખ ઉપર આશ્ચર્ય અને દુઃખની છટા જણાવા લાગી.

"પોતાના કૌમાર્યવ્રત ઉપર કલંક લાગેલું જાણી લલિતા આત્મહત્યા કરી મરણ પામી છે!"

ચંપતરાયની બોલાવાની શક્તિ ઘણીખરી નાશ પામી હતી. તથાપિ પોતાનું કિંચિત્ સામર્થ્ય એકત્ર કરી અત્યંત ઉંડે સ્વરે પણ સ્પષ્ટપણે બોલ્યો: " લલિતા અને ચંપતરાય વચ્ચે બન્ધુ-ભગિનીના જેવો પ્રેમ સંબંધ હતો. લલિતા મ્હારી બ્હેન હતી-મ્હારી બ્હેન ઉપર અને પોતાના મિત્ર ઉપર એવો ધિક્કારપાત્ર સંશય લાવનાર સભાકરણને ધિક્કાર હજો ! "

સભાકરણનું મ્હો કાળુ મેંશ થઇ ગયું. તે ભ્રમિતમુખે ચંપતરાય સ્હામું જોવા લાગ્યો.

" સભાકરણ ! " ચંપતરાયે એક અક્ષર ઉચ્ચારવા માંડયો: " મનમાં ખોટો સંશય ધારણ કરી તમે દેશહિતનું કાર્ય ચૂકી ગયા. હવે સાવધ રહેજો."

" એ ખુલાસો પ્રથમથીજ થયો હોત તો-" સભાકરણનાં નેત્રમાંથી આંસુની ધારા પડવા લાગી.

ચંપતરાયનો આત્મા આ લોક છોડી પરલોક સિધાવવા તૈયાર થયો. તેમણે પોતાની પત્ની ઉપર, પુત્ર ઉપર, પોતાના બાલ્યાવસ્થાના મિત્ર ઉપર અને કર્તવ્યદક્ષ દલપતરાય ઉપર છેલ્લી દ્રષ્ટિ ફેરવી લીધી, ત્યાર પછી સ્વર્ગે પ્રયાણ કર્યું.

સરલાદેવી અને છત્રસાલનું દુઃખ વધી પડયું. તેમણે છુટે મ્હોડે રડી દીધું. એ જોઇ સભાકરણનું હૃદય બહુ દુઃખી થયું. બેના શોકમાં ત્રીજાનો શોક મળ્યો ! શોકાગ્નિથી તેમનાં અંતઃકરણ બળવા લાગ્યાં.

**આજે બુંદેલખંડનો સ્વાતંત્ર્ય-દીપ ઓલવાયો.**





# પ્રકરણ ૧૭ મું.

## કિંમત અંકાઈ ખરી!



અખિલવિશ્વ, જન્મ, જરા અને મરણ, એ ત્રણ અવસ્થાને આધિન હોવાથી વૃદ્ધાવસ્થાને લીધે નિસ્તેજ થતા જતા સૂર્યનારાયણે અંતે પશ્ચિમ આકાશ ઉપર પોતાનું શરીર ઢાળી દીધું, તે જોઇ સુફલાદેવીને જરા પણ આશ્ચર્ય થયું નહિ. તેને જે કંઇ આશ્ચર્ય થયું તે સૂર્યનારાયણના શત્રુની કૃતિનું થયું. સૂર્યની ઉજ્વળ પ્રભા સાથે વેરભાવ રાખનાર અંધકાર, કાળોઘોર અંધકાર, અત્યાર સુધી કોણ જાણે ક્યાંયે ઉંડી ગિરિગુહામાં સંતાઇ રહ્યો હતો. તે સૂર્યનો કારભાર નાશ પામેલો જોઇ પૃથ્વી ઉપર આવી સર્વત્ર પોતાનાં કાળાં અધિકારસૂત્ર પ્રસારવા લાગ્યો. ભગવાન સૂર્યે જનમંડળના હિતને માટે, જનમંડળના આનંદને માટે, જે જે વ્યવસ્થા કરી હતી તે સર્વ નષ્ટ કરી, તે પોતાનું કાળુ-સામ્રાજ્ય સર્વત્ર પ્રસારવું એજ શ્રેષ્ઠ સમજતો હતો. જાઇ જુઇનાં પુષ્પનો શ્વેત વર્ણ તો શું પણ ગુલાબનો ગુલાબી રંગ, ચંપાનો પીળો રંગ અને કેરીનો લીલો રંગ શુદ્ધાં પસંદ નહિ પડવાથી તેણે સર્વત્ર કાજળનો લેપ કરવાની શરૂવાત કરી દીધી. થોડા સમયમાંજ નીલવર્ણા આકાશથી તે ઘાસ પાથરેલી લીલીછંમ જેવી ભૂમિપર્યંત-સર્વ વિશ્વમાં-અંધકારનું સામ્રાજ્ય પ્રસરી ગયું. પ્રકાશના શત્રુઓએ અને દુષ્ટ નિશાચરોએ અંધકારનો જય જય ધ્વનિ કરવાની શરૂવાત કરી! જયજયકારની ગર્જના, બૂમો અને મ્હોટી ચીસો સંભળાવા લાગી, તેમ છતાં સુફલાદેવી અને વિજયા બગિચાની બારીઓ ઉપર સ્તબ્ધ બેસી રહ્યાં હતાં.

અંતે પોતાની પ્રિય પુષ્પલતા ઉપર કોમળ પુષ્પ જણાયા નહિ ત્યારે વિજયાએ કહ્યું: "અહા ! અંધકારને પણ કેટલો બધો અહંકાર ! સૂર્ય ભગવાન અસ્ત પામ્યાને હજી બે ઘડી થઇ નથી એટલામાં તો સૂર્યના તેજવડે હાસ્ય કરતાં પુષ્પની આવી અવદશા કરી દીધી ?"

"વિજયા !" સુફલાદેવીએ મધુર સ્વરે કહ્યું: "કાળો અંધકાર એ સૂર્ય ભગવાનનો મ્હોટો શત્રુ છે. પોતાના મહાપ્રતાપી પ્રતિસ્પર્ધીનો અસ્ત થતાં દુષ્ટ શત્રુ એવાંજ કાળાં કર્મો કરે છે. સુકોમળ પુષ્પો ઉપર કાજળ ચોપડવું, નયન મનોહર સૃષ્ટિશોભાનો નાશ કરવો, અને જનમંડળના સુખમાં ધૂળ નાખવી એમાંજ અંધકારને ધન્યતા જણાય છે !"

"સૂર્યનો અસ્ત થતાંજ જેમ અંધકારને આમતેમ ભટકવાની સગવડ થાય છે તેજ પ્રમાણે બુંદેલખંડનો સ્વતંત્ર રવિ પુણ્યશ્લોક ચંપતરાય અસ્ત પામ્યો એટલે હવે કાળાં કૃત્ય કરનાર ઔરંગજેબ સમસ્ત બુંદેલખંડમાં ત્રાહ ત્રાહ ફેલાવશે !"

"એજ બહુ દિલગિરીની વાત છે તો !" ઉંડો નિશ્વાસ નાંખી સુફલાદેવીએ ટાપસી પૂરી: "ચંપતરાયનું અવસાન થયા પછી બુંદેલખંડમાં સર્વત્ર મોગલ સેનારૂપી કાળા—અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે. એ અંધકારમાં હિરાદેવી અને સભાકરણ જેવા ભૂતપિશાચ થેઈથેઈકાર કરી પ્રજાજનોના સુખમાં ધૂળ નાંખશે ! અને બુંદેલખંડના દાસત્વની ભયંકર રાત્રિ વિશેષ ભયંકર કરવાનો પ્રયત્ન કરશે. અંધકારે જેમ આ બગિચાના પુષ્પો અદૃષ્ય કર્યા છે તેજ પ્રમાણે મોગલસેનાને હાથે થોડા સમયમાંજ ચંપતરાયની પવિત્ર કૃતિનો નાશ થશે !"

"પણ માતા !" વિજયાએ કહ્યું: "અંધકારને લીધે બગિચાનાં પુષ્પોનું સૌંદર્ય દ્રષ્ટિગોચર થયું છે ખરૂં, પરંતુ સુગંધિત સુવાસ ફેલાવવાનું કામ તે પુષ્પો પ્રથમની પેઠેજ કરી રહ્યાં છે. તેજ પ્રમાણે ચંપતરાયની કૃતિ અદૃષ્ય થઇ છે તો પણ તેની કીર્તિરૂપી સુગંધ દશે દિશામાં પ્રસરી રહેશે, અને પ્રાતઃસમય થતાંજ બગિચાનાં પુષ્પોનું સૌંદર્ય જેમ આપણી દ્રષ્ટિયે પડશે તેજ પ્રમાણે બુંદેલખંડમાં દાસત્વની રાત્રિ પૂરી થયા પછી ચંપતરાયની

કૃતિ પણ પુનઃ આપણી દ્રષ્ટિને આનંદ આપશેજ."

"બુંદેલખંડના દાસત્વની રાત!" સુફલાદેવીએ દિલગીર થતાં કહ્યું: "તે કાળી ઘોર અંધારી રાત ક્યારે પૂરી થશે અને બુંદેલખંડની પ્રજા સ્વતંત્રતાનાં સુખનો સ્વાદ ક્યારે ચાખશે? ચંપતરાય બુંદેલખંડના મધ્ય પ્રદેશમાંજ સ્વાતંત્ર્ય તેજ વડે પ્રકાશતા હતા, પરંતુ તે પ્રકાશનાં તેજસ્વી કિરણો, કેટલાક દુષ્ટ વાદળાંએ બુંદેલખંડની સર્વ પ્રજા સુધી પહોંચવા દીધાં નહિ, તેથી તે સ્વાતંત્ર્ય–રવિના પ્રકાશથી જોઇએ તેવો ફાયદો થયો નહિ. હવે તે ચંપતરાયનો મેઘાચ્છાદિત ઝાંખો પ્રકાશ પણ બંધ થઇ ગયો છે! બુંદેલખંડનું ભાગ્યાકાશ કાળા અંધાર વાદળાંએ આચ્છાદિત કરી દીધું છે. સર્વત્ર મોગલસત્તાનો અંધકાર પ્રસરી ગયો છે! બુંદેલખંડનો પુનઃ ભાગ્યોદય ક્યારે થશે? બુંદેલખંડનું ભાગ્યાકાશ પુનઃ ક્યારે સ્વચ્છ–નિર્મળ થશે? બુંદેલખંડ ઉપર પુનઃ સ્વાતંત્ર્ય–રવિનો ક્યારે પ્રકાશ પડશે?"

"માતા!" વિજયાએ કહ્યું: "પરંતુ તે હવે યુવરાજ કેવા? મહોબાના છત્રસાલને, ચંપતરાયના પુણ્યવાન્ પુત્રને તમે અદ્યાપિ જોયા નથી તેથી બુંદેલખંડના દાસત્વની રાત્રિ તમને અત્યંત લાંબી જણાય છે. ખરૂં કહીએ તો રાજા ચંપતરાયને સ્વાતંત્ર્યરવિ કહેવા કરતાં સ્વાતંત્ર્યરવિનો માર્ગ સુલભ કરનાર અરૂણ કહીશું તો તે અધિક યોગ્ય થઈ પડશે. બુંદેલખંડના સ્વાતંત્ર્ય રવિનું શુભાગમન સુચવનાર અરૂણ હમણાંજ અસ્ત પામ્યો છે. અરૂણના અસ્ત પછીનો ક્ષણિક અંધકાર સર્વ બુંદેલખંડ ઉપર પ્રસર્યો છે. તે થોડા સમયમાંજ નષ્ટ થશે, અને બુંદેલખંડનો ભાગ્યરવિ, મહોબાનો છત્રસાલ, સ્વાતંત્ર્ય તેજ વડે પ્રકાશમાન થશે."

વિજયાનું કથન સુફલાદેવીને યોગ્ય લાગ્યું, પરંતુ તેના કથનનું જુદાજ પવિત્ર શબ્દનાદ વડે અભિનંદન થયું.

"વિજયા" વિજયા અને સુફલાદેવીનો ઓળખીતો પવિત્ર શબ્દ નાદ થયો.

એ પવિત્ર ધ્વનિ કાન ઉપર પડતાંજ સુફલાદેવી અને વિજયા પોતાના આસન ઉપરથી ઉઠયાં અને જે દિશામાંથી તે ધ્વનિ સંભળાયો તે દિશા તરફ ચાર ડગલાં જઇ પોતાનું મસ્તક અત્યંત નમ્ર કરી વિનયપૂર્વક બોલ્યાં:

"પ્રાણુનાથ પ્રભુ ! અમારૂં નમન સ્વીકારશો. અમે પ્રભુનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ."

"સુફલાદેવી !" તેજ શબ્દ ધ્વનિ પુનઃ સંભળાયો. "તમારો આ સ્થળે મેળાપ થયો એ અતિ ઉત્તમ થયું. હું એકલો નથી. મ્હારી સાથે બીજાં ત્રણ મનુષ્યો છે. અમે રાજમાર્ગે થઇને રાજમહેલમાં આવ્યા નથી પણ ગુપ્ત માર્ગે થઇને આવ્યા છીએ. તેનું કારણ એ છે કે: અમારે સુફલાદેવીની થોડો વખત એકાંતમાં મુલાકાત લેવી છે."

"પ્રભો." સુફલાદેવી આદરપૂર્વક બોલી: "તમારી સાથે આવેલાં માણસોનો પણ હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું અને તેમને આવકાર આપું છું. અતિથિઓ ! નિઃશંક ચિત્તે મ્હારી પાછળ પાછળ આવો. તમને કોઇ પણ જોઇ શકશે નહિ."

પ્રાણુનાથ પ્રભુ અને બાકીના અપરિચિત અતિથિઓને લઈ સુફલાદેવી થોડા સમયમાંજ પોતાના અંતઃપુરમાં ગઇ. વિજયાએ ઉતાવળે આવી રાણીવાસમાંથી સર્વ દાસદાસીઓને રજા આપેલી હોવાથી ત્યાં પોતાના માણસો સિવાય બીજું કોઈ પણ નથી એ જોઇ પ્રાણુનાથ પ્રભુને સંતોષ થયો. વિજયા પોતાનું કામ પૂરૂં કરી ત્યાંથી ચાલી જવા તૈયાર થઇ એટલે પ્રાણુનાથ પ્રભુએ કહ્યું:

"વિજયા ! તું અહિં રહેશે તો હરકત નથી. ત્હારા જેવી પવિત્ર અંતઃકરણની બાલિકા આગળ અમારે કંઈ પણ ગુપ્ત રાખવાનું નથી. સુફલાદેવી ! આમ આશ્ચર્ય પામીને શું જુવો છો ! સરલાદેવી તમારી બાલપણની બ્હેનપણી છે તેમ છતાં તમે તેમને ઓળખી શકતાં નથી ? છત્રસાલ, દલપતરાય, આ ધારીરનું રાજ્ય રાજા કંચુકીરાયનું હોવા છતાં સુફલાદેવીની આજ્ઞા આ સ્થળે શિરોમાન્ય માનવામાં આવે છે. તમે કોઇ પણ પ્રકારનો મનમાં સંશય નહિ રાખતાં સુફલાદેવીનું આદરાતિથ્ય ગ્રહણ કરો."

પ્રાણુનાથ સાથે આવેલા અપરિચિત મનુષ્યો કોણુ હતાં તે હવે સુફલાદેવી સમજી ગયાં. તેને અત્યંત આનંદ થયો. પોતાની બાલપણુની અનાથ બ્હેનપણીનો અત્યંત આદરસત્કાર કરી આસન ઉપર બેસાડતાં બોલી: "આપનાં જેવાં પુણ્યશીલ દેવીની ચરણુરજ ધારીરના રાજમહેલમાં પડવાથી ધારીરનું

રાજ્ય ભાગ્યશાળી થયું છે. ધારીરનું રાજ્ય અત્યાર સુધીનો પાપી માર્ગ છોડી ભવિષ્યકાળમાં પુણ્યશીલ માર્ગનું અવલંબન કરવાનું હોવાના આજે શુભ શુકન થયા હોય એમજ અમે માનીએ છીએ! સરલાદેવી! તમે અને હું બાલ્યાવસ્થામાં ઘણો સમય સુધી એક સ્થળેજ રહ્યાં છીએ, પણ તે સમયનાં સરલાદેવી કરતાં સ્વતંત્રતાના વાતાવરણમાં ઉછરેલાં આજનાં સરલાદેવી કેટલાં બધાં શાંત, પવિત્ર અને પૂજ્ય જણાય છે! સરલાદેવી, મ્હને તમારા પગની રજ લેવા દો. મ્હને તમારા ચરણને સ્પર્શ કરવા દો. છત્રસાલ જેવા પ્રતાપી સ્વાતંત્ર્ય-વીરને જન્મ આપનાર, આપના જેવાં પુણ્યશ્લોક માતાનાં પગલાં, બુંદેલખંડનાં પ્રત્યેક સ્ત્રી પુરૂષોએ પૂજવાં જોઇએ."

એમ કહી સુફલાદેવીએ સરલાદેવીનાં ચરણને સ્પર્શ કર્યો.

સરલાદેવીએ પગ ખસેડી લેતાં કહ્યું: "બ્હેન! ના, ના, આ અભાગિનીના પગ પકડશો નહિ."

"દેવિ! ચંપતરાય જેવા બુંદેલખંડના અમૂલ્ય માણિક્ય જેવો તમને પતિ મળ્યો હતો. પૃથ્વીના ગર્ભમાંથી જન્મ લેનાર મૂલ્યવાન્ હિરાનું તેજ, તેના નાશની જોડેજ નાશ પામે છે, પરંતુ મહોબાના રાજમહેલમાં થોડા દિવસ પહેલાં જન્મ પામેલો તેજસ્વી હિરો, જો કે અત્યારે નાશ પામ્યો છે, તો પણ તેનું તેજ પૂર્વવતજ બુંદેલખંડમાં સર્વત્ર પ્રકાશી રહ્યું છે. રાજા ચંપતરાયે ઐહિક શરીરનો ત્યાગ કર્યો છે તો પણ તેઓ કીર્તિરૂપે હજી જીવતાજ છે. ચંપતરાય જેવા માનવી-હિરા આ લોકનો ત્યાગ કરી જાય તો પણ તેમની પત્ની અભાગિની થઇ શકતી નથી. રાજા ચંપતરાયની, પોતાના પતિની, તેજોમય સ્મૃતિ અને કુમાર છત્રસાલનું, પોતાના પુત્રનું ભવિષ્યકાળનું પરોપકારી-જીવન એ બન્ને વિભૂતિનું સરલાદેવીના મનમાં હમેશાં બળ હોવા છતાં તેમણે પોતાને અભાગિની શા માટે માનવી જોઇએ? જે વીરપત્ની હોવા સાથે વીરમાતા પણ છે તેણે પોતાના ભાગ્યને દોષ શા માટે દેવો? સરલાદેવી! તમારી બાલપણની બ્હેનપણી સુફલાદેવી, વિવાહ થયા પછી પારકી થનાર આ વિજયાના જીવન ઉપરજ પોતાને ભાગ્યશાળી માને છે."

એટલું કહી સુફલાદેવી થોડો વખત સ્વસ્થ બેઠાં. તે પોતાના મનમાં પોતાની અને સરલાદેવીની સ્થિતિની તુલના કરતાં હતાં. "સરલાદેવી આજ પર્યંત સ્વતંત્રતાના વાતાવરણમાં મ્હોટી થયેલી, સરલાદેવી આજપર્યંત ચંપ-તરાય જેવા સ્વાભિમાની પતિની સેવામાં ઝઝુમેલી, અને હું ? હું આજપ-ર્યંત દાસત્વની ઘાણીમાં જોડાયલી અને કંચુકીરાય જેવા પરસ્વાધિન–જના-નખાનામાં દાસત્વ કરી આવેલા–નિર્બળ–" બસ, હવે તેમનાથી બોલાયું નહિ. તેમના જેવી સાધ્વી સતીના અંતઃકરણે વિશેષ બોલવાની ના પાડી. "ગમે તેમ પણ કંચુકીરાય મ્હારા આરાધ્ય દેવ છે. તે મ્હને ચંપતરાય કરતાં ઉતરતા જણાશે નહિ." એવો વિચાર કરી સુફલાદેવીએ, પોતાની ગૃહસ્થિતિ સરલાદેવીની ભૂતકાલની ગૃહસ્થિતિ કરતાં ઉચ્ચ નથી, તેમ નીચ પણ નથી એવો નિશ્ચય કર્યો. ત્યાર પછી તેનું લક્ષ્ય છત્રસાલ તરફ વળ્યું. છત્રસાલનું અતુલ પરાક્રમ તેમણે સાંભળ્યું હતું. હવે તેમને છત્રસા-લનું ક્ષાત્ર તેજ પ્રત્યક્ષ જણાવા લાગ્યું હતું. છત્રસાલના આગ્રહી પણ પ્રે-મળ, તેજસ્વી પણ સરલ, અને અભિમાની પણ ગર્વરહિત મુખ તરફ જોતાંજ સુફલાદેવી જાણે પાણીમાં પડેલા માટીના ઢેફાંની પેઠે ઓગળી ગઈ. "સરલાદેવી પુત્રવતી છે એટલુંજ નહિ પણ તેનો પુત્ર ત્રૈલોક્યમાં પરાક્રમી, સ્વદેશાભિમાની, સ્વધર્મપરાયણ, અને અત્યંત નયન મનોહર છે. હુંજ માત્ર પુત્રહીન છું. મ્હને ગાંડો ઘેલો પણ પુત્ર નથી." એવા વિચા-રથી સુફલાના અંતઃકરણમાં થોડીવાર ખેદ થયો. એટલામાં "છત્રસાલ માત્ર સરલાદેવીનોજ નથી પણ તેના ઉપર પ્રેમ રાખવાનો અધિકાર, તેની પાસેથી પુત્રનાં જેવાં કર્તવ્યકર્મ કરાવવાનો અધિકાર સમસ્ત બુંદેલખંડને છે. તેજ બુંદેલખંડનો સાચો પુત્ર છે." એવા વિચાર તેના મનમાં ઉત્પન્ન થયા, તેમ છતાં અદ્રષ્ય પુત્રના સ્મરણથી સુફલાદેવીને તેટલો આનંદ થયો નહિ. તેથી કન્યાનું સુખ પુત્રના સુખ સાથે કેટલી સરખામણી કરે છે તેનો વિચાર કરવા લાગ્યાં. તેના નેત્ર આગળ છત્રસાલ નર–તેજથી પ્રકાશતો હતો, અને વિજયા નારી લાવણ્યથી શોભી રહી હતી. તે પો-તાની નજર સ્હામે બન્નેને એક આસને બેસાડી નિરખવા લાગી. છત્રસાલ

અને વિજયાની જોડ, સરલાદેવીનો પુત્ર અને પોતાની કન્યાની જોડ, સદ્દગુણ અને સૌંદર્યની દ્રષ્ટિએ એક બીજાથી પરાજય નહિ પામે એવી પ્રેમળ માતાને જણાઇ. "કલ્પનાથી રચેલી જોડને જો લગ્નની ગ્રંથી વડે ગુંથી એકજીવ કરવામાં આવે તો આપણને છત્રસાલ જેવા પુત્રનો અને સરલાદેવીને વિજયા જેવી કન્યાનો લાભ આપો આપજ થઈ જશે." એવું સુફલાદેવીને લાગ્યું. તેના મનને અત્યાનંદ થયો. તેણે પુત્રવાત્સલ્ય દ્રષ્ટિયે છત્રસાલ સ્હામું જોયું. ત્યાર પછી તેણે વિજયા સ્હામું દ્રષ્ટિ ફેરવી. પોતાનાજ વિચારોનું પ્રતિબિંબ વિજયાના મુખ ઉપર પડયું હોય એવો તેને ભાસ થયો.

"સન્માનનીય અને પૂજ્ય અતિથિઓ ધણા થાકેલા છે. તેમના ભોજનની તૈયારી કરવી જોઇએ." એવા વિચારથી સુફલાદેવી વિજયાને કંઇક કહેવા જતાં હતાં એટલામાં પ્રાણનાથ પ્રભુએ કહ્યું: "સરલાદેવી! છત્રસાલ અને દલપતરાય, આજે ધણે વેગળેથી આવ્યા છે. ગઇ કાલની રાતથી એમને અન્નજળનાં દર્શન થયાં નથી. તેમને સુફલાદેવીના આતિથ્યની ધણી જરૂર છે પરંતુ એમનો અહિં આવવાનો ઉદ્દેશ ફળિભૂત થયા સિવાય તેઓ અન્ન ગ્રહણ કરશે નહિ અને વિશ્રાંતિ પણ લેશે નહિ!"

"પ્રભુ!" સુફલાદેવીએ હાથ જોડી કહ્યું: "તેમને માટે મ્હારે શું કરવું? કયા પ્રકારની સેવા કરવાથી સરલાદેવીને સંતોષ થશે? કુમાર છત્રસાલ જેવા બુંદેલખંડના ભાગ્યરવિએ કયો પરોપકારી ઉદ્દેશ ધારણ કરી ધારીર રાજ્યમાં પગ મૂકયો છે? કહો, પ્રાણનાથ પ્રભુ! મ્હારા પરમ પૂજ્ય અતિથિઓનો ઉદ્દેશ મ્હને કહી સંભળાવો એટલે તે કાર્ય સિદ્ધ કરવાનું મ્હને સુલભ પડશે."

સુફલાદેવીના મનની ઉદારતાથી આનંદ પામી પ્રાણનાથ પ્રભુએ કહ્યું: "દેવી! રાજા ચંપતરાયના મરણથી મહોબાના રાજવંશ ઉપર કેવો ભયંકર પ્રસંગ આવી પડયો છે તે બુંદેલખંડમાં સર્વત્ર વિદિતજ છે. મહોબા આજે મોગલોના તાબામાં છે. જે સ્થળે થોડા દિવસ પહેલાં રાજા ચંપતરાયની સ્વતંત્રતાનું નિશાન ગર્વ કરતું ફડકતું હતું તે સ્થળે દિલ્હીપતિનું લીલું નિશાન બુંદેલખંડના વાયુની ગતિવડે ફરકી રહ્યું છે! ચંપતરાય મરણ

પામ્યા અને ચંપતરાયનો પુત્ર વનવાસી થયો. એટલાથીજ દુષ્ટ પાપિણી હિરાદેવીને સંતોષ થતો નથી. કુમાર છત્રસાલ તેની આંખમાં ખુંચી રહ્યો છે ! કુમારને જીવતો અથવા મરેલો પોતાની સ્હામુ લાવવા માટે તેણે ભગીરથ પ્રયત્નો શરૂ કર્યા છે. સરલાદેવી ઉપર તો તેને અંતઃકરણપૂર્વક દ્વેષ ઉપજ્યો છે. કુમાર છત્રસાલ અને સરલાદેવીનો શોધ કરી આપનાર મનુષ્યને, તે પાપણી હિરાદેવીએ ભારેમાં ભારે ઈનામ આપવાનું પ્રસિદ્ધ કર્યું છે. તે એટલું કરીને થોભી નથી. તેણે પોતાના કેટલાક નોકરોને પૈસાની લાલચ આપી બુંદેલખંડમાં સર્વત્ર છત્રસાલ અને સરલાદેવીનો શોધ કરવા મોકલી દીધા છે, તેથી એમના શરીર ઉપર ક્યારે આઘાત થશે એ નક્કી કહી શકાય નહિ. અમને એ સંબંધી મ્હોટો ભય ઉત્પન્ન થયો છે. કોઈ પણ સ્થળે આશ્રય મેળવવા માટે એમણે કેટલાક વિશ્વાસુઓને ત્યાં અને કેટલાક સગાંઓને ત્યાં પ્રયત્ન કર્યો છે પરંતુ હમણાં એમના ગ્રહ ઉલટા હોવાથી કેટલાંક હિરાદેવીની તો કેટલાંક દિલ્હીપતિની ભીતિને લીધે આશ્રય આપવા ના પાડે છે. બુંદેલખંડના હિતને માટે પોતાના પ્રાણ સમર્પણ કરનાર ચંપતરાયની પત્ની, છેલ્લો પ્રયત્ન કરવા માટેજ તમારી પાસે આવી છે."

"ચંપતરાયે સમસ્ત બુંદેલખંડ ઉપર જે ઉપકાર કર્યો છે તેમાં સુફલાદેવીને ભાગ્યે પણ થોડો આવ્યો છે. રણદુલ્લાખાનને મુક્ત કરી રોશનઆરા જેવી મૃત્યુની દૂતિના હાથમાંથી સુફલાદેવીના પતિને ચંપતરાયે મુક્ત કર્યો એ ઉપકાર સુફલાદેવી કદી પણ ભૂલે એમ નથી. પ્રભુ સરલાદેવીને માટે, કુમાર છત્રસાલને માટે, અને ચંપતરાયે આરંભેલું સ્વાતંત્ર્યનું કાર્ય આગળ ચલાવવા માટે ધારીરનું રાજ મહાલય—નહિ, નહિ—ધારીરનું સર્વરાજ્ય સુફલાદેવી આપને સ્વાધીન કરે છે. એમાંની સંપત્તિ, એમાંના દાસ દાસીઓ, એમાંના અભેદ્ય કિલ્લાઓ, એમાંનું સૈન્ય, અરે ! એ રાજ્યમાંની પ્રત્યેક વસ્તુ રાજા ચંપતરાયનીજ છે, એવું માની લઈને તેનો ઇચ્છાનુસાર ઉપયોગ કરશો. સરલાદેવી ! આ રાજમહેલ ધારીરનો સમજશો નહિ. એ તમારો મહોબાનો રાજમહેલ છે એમ સમજી તમે અને છત્રસાલ ખુશીથી

અહિં રહો. સરલાદેવીની સેવા કરવાથી સુફ્લાદેવી પોતાને ભાગ્યશાળી માનશે."

"સુફ્લાદેવી ! ખરેખર, તમે ઉદાર હૃદયનાં સ્ત્રી છો." પ્રાણનાથ પ્રભુએ હર્ષભેર કહ્યું: "હિરાદેવીની સલાહથી વર્તનાર કંચુકીરાય જેવા પાપી પતિની સેવામાં તમારૂં સર્વ આયુષ્ય વ્યતીત થયું છે તેમ છતાં તમારા સદ્‌ગુણની સુગંધ લેશમાત્ર પણ ઓછી થઇ નથી. તમે આજે બુંદેલખંડનું માન રાખ્યું છે. તમે આજે બુંદેલખંડની આબરૂ જાળવી છે. જે પ્રજાજનનું હિત સાધવા માટે સુખ દુઃખનો વિચાર નહિ કરતાં ચંપતરાયે અંતકાળપર્યંત યુદ્ધ કર્યું અને અંતે મૃત્યુના મુખમાં પડ્યા તે પ્રજાજનોમાંથી એક પણ મનુષ્ય ચંપતરાયના મરણ પછી ચંપતરાયની પત્નીને આશ્રય આપવાની હિંમત ન કરે તો તેથી બુંદેલખંડને કૃતઘ્નપણાનું અને બાયલાપણાનું કલંક ચોંટત પણ સુફ્લાદેવી જેવી એક અબલાએ બુંદેલખંડની લાજ આબરૂ રાખી છે ! દેવી ! તમારી માયાળુ સંગતિમાં એકલાં સરલાદેવીજ રહેવાનાં છે, હું, છત્રસાલ, અને દલપતરાય સૂર્યોદય થતાં પહેલાંજ ધારીરનો રાજમહેલ ત્યાગ કરીશું."

"પ્રભો !" સુફ્લાદેવીએ નમ્રતાપૂર્વક કહ્યું: "આપના પવિત્ર દર્શનનો લાભ મ્હને થોડા દિવસ મળશે તો હું મ્હારૂં જીવન સફળ થયેલું માનીશ."

"આ સ્થળે અમારાથી ઘણો વખત સુધી રહેવાય એમ નથી. બુંદેલખંડ દાસત્વના કાદવમાં અધિકાધિક લબદાતું જતું હોવાથી તેના ઉદ્ધારની જવાબદારી જેના શિર પર છે તેમણે ક્ષણનું પણ આળસ કરવું ભયપ્રદજ ગણાશે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે એક ક્ષણનો પણ વિલંબ થાય તો તેથી જનસમાજના દુઃખનો, અપમાનનો અને આપત્તિનો ડુંગર ઉત્પન્ન કરવા જેવું થશે."

"પ્રભો !" સુફ્લાદેવીએ કહ્યું: "એવું હોય તો આ ધારીરનો અભેદ્ય કિલ્લો, ધારીરનું પ્રબળ રાજ્ય સ્વતંત્રતાને માટે યુદ્ધ કરવાના ઉપયોગમાં લો. મહોબાના કિલ્લા પરનું ચંપતરાયના સ્વાતંત્ર્યનું નિશાન ધારીરના કિલ્લા પર ફરકવા દો, અને ધારીરનું સૈન્ય અખિલ બુંદેલખંડને સ્વતંત્રતા અપાવવા કારણભૂત થયું છે એવું અમને અભિમાન લેવા દો."

"એવું એક વખત કરવું પડશેજ." વિજયાને પ્રફુલ્લિત કરનાર છત્રસાલનો કર્ણ મનોહર શબ્દનાદ થયો: "ધારીરના કિલ્લા જેવો અભેદ કિલ્લો સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં સહાયક થશે તો જોતજોતામાં ગુલામગિરીનો અંત લાવી શકાશે પરંતુ મોગલ સત્તાવિરૂદ્ધ યુદ્ધ કરવાનો હમણા સમય નથી. બુંદેલખંડની સ્વતંત્રતાનો પ્રયત્ન એક વખત ફોકટ ગયો તેમ પુનઃ ન થાય તે માટે સમસ્ત બુંદેલખંડ તત્પર થયા સિવાય, સ્વતંત્રતા પ્રાપ્ત કરવાથી થતું ફળ બુંદેલાઓને સારી પેઠે સમજાવ્યા સિવાય, મોગલ સત્તાવિરૂદ્ધ તરવાર ઉગામવીજ નહિ, એવો અમારો નિશ્ચય છે. તેથી હમણાં ધારીરના કિલ્લા ઉપર સ્વતંત્રતાનું નિશાન ફરકાવવું યોગ્ય થઈ પડશે નહિ!"

"ત્યારે પછી અનુકૂળ સમયની વાટ જોતા તમે અત્રેજ કેમ રહેતા નથી?" સુફલાદેવીએ પ્રશ્ન કર્યો.

છત્રસાલે ઉત્તર દીધો: "જે મનુષ્યના શરીરમાં પરોપકારી કાર્યો કરવાનું બળ નથી પણ જેની વાણીમાં માત્ર અસત્ય વાતો કરવાનુંજ ધૈર્ય છે તે બાયલા મનુષ્યો અનુકૂળ સમયનું કારણ બતાવે છે! સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નો શા માટે કરવામાં આવતા નથી? એ પ્રશ્નનો "અનુકૂળ સમયની વાટ જોઇએ છીએ," એવો ઉત્તર આપવામાં આવે તો તે ઉત્તર દેનાર મનુષ્ય સાહસિક નથી અને સ્વતંત્રતા પ્રાપ્તિનો પ્રયત્ન કરવા માટે તે તદ્દન નાલાયક છે, એમજ કહેવું પડશે. આપણા ઘરને આગ લાગી હોય ત્યારે તે ઓલવવા માટે અનુકૂલ સમયની વાટ જોવાની શી જરૂર? ભયંકર વ્યાધિથી ભરેલું શરીર નિરોગી કરવા માટે અનુકૂળ સમયની વાટ જોવાની શી જરૂર? આપણો વૈભવ, સંપતિ અને હક્ક ધોળે દિવસે લુંટાઇ જતો નજરે જોવા છતાં તેને અટકાવવા અનુકૂલ સમયની વાટ જોવાની શી જરૂર? આપણે જીવતાંજ દાસત્વના દુર્ગંધીમય નરકમાં ડૂબ્યા છીએ, તો શું તેમાંથી મુક્ત થવાનો આ સમય અનુકૂળ નથી? સ્વતંત્રતાની વિરૂદ્ધ થનાર હિરાદેવી "અનુકૂળ સમય"નું બ્હાનું બતાવે છે! બુંદેલખંડના કર્તવ્ય ભ્રષ્ટ, મોજશોખમાં પડેલા, વિલાસી, બુદ્ધિ-

હીન રાજાઓ અનુકૂળ સમયનું બ્હાનું બતાવે છે! તેમની પેઠે અમે પણ અનુકૂળ સમયની વાટ જોતા શાંત બેસી રહીએ તો બુંદેલખંડને લાગેલી આગ, સમસ્ત બુંદેલખંડને બાળી ભસ્મ કરી દેશે! બુંદેલખંડના શરીરમાં ભરાયલો વ્યાધિ બુંદેલખંડનો જીવ લેશે! અને બુંદેલખંડમાં પેઠેલા લુંટારા–ચોર–બુંદેલખંડને સંપૂર્ણ લૂંટી લઇ ખાલી ખંમ કરી નાંખશે! ત્યાં સુધી આપણને અનુકૂળ સમય પ્રાપ્ત થનારજ નથી! પોતાનું કર્તવ્ય કર્મ કરનાર કર્મનિષ્ઠ મનુષ્યો માટે સમય કદી પણ પ્રતિકૂલ હોતોજ નથી! કર્મનિષ્ઠ મનુષ્યો સમયની પૂંઠે દોડતા નથી પણ તેઓ સમયને પોતાના ઉદ્દેશ પાછળ ખેંચી લાવે છે. જો સમય અનુકૂળ ન હોય તો તેને અનુકૂળ બનાવવામાં શી અડચણ છે? એક માર્ગ બંધ હોય તો બીજો નવીન માર્ગ તૈયાર કરી લેતાં શી અડચણ છે? સમય જેમ પોતાની મેળે અનિષ્ટ કૃત્યો ઘડી લે છે તેજ પ્રમાણે મનુષ્યના પ્રયત્ન સિવાય પરોપકારી કૃત્યો એકલા સમયે ઘડયાં હોય એવાં ઉદાહરણો ભાગ્યેજ મળશે. અર્થાત્ નઠારાં કૃત્યો એની મેળે થાય છે પરંતુ સારાં કૃત્યો માટે મનુષ્ય પ્રયત્ન અવશ્ય જોઈએ. માટેજ સુફલાદેવી! અનુકૂળ સમયની વાટ જોતાં બેસવું અમને ઉચિત જણાતું નથી. પિતાજીના મરણ પછી આજપર્યંતના દિવસો અમે આળસમાં ગુમાવ્યા. આવતી કાલનો સૂર્ય વિશ્રાંતિ લેવા જશે ત્યારે તે અમારાં કર્તવ્યકર્મોની હકિગત મ્હારા પિતાને નિવેદન કરશે. પ્રાણનાથ પ્રભુ જેવા દેશાભિમાની મહાત્મા પોતાનો આત્મસ્વાર્થ અને શરીર સુખનો ત્યાગ કરી બુંદેલાઓને સ્વતંત્રતા પ્રાપ્ત કરાવવાનો પ્રયત્ન કરે છે. જ્યારે મ્હારા સ્વર્ગસ્થ પિતાને એ સમાચાર મળશે ત્યારે તેમને કેટલો આનંદ થશે?" ✓

"હેં? પ્રાણનાથ પ્રભુ પોતે આપણી સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરશે? એમ થાય તો સ્વતંત્રતાદેવી મા વિંધ્યવાસિની પોતાના હાથમાંનું ખડ્ગ શત્રુઓ ઉપર ચલાવશેજ!" સુફલાદેવીએ અતિશય આનંદ પામતાં કહ્યું: "પ્રભુ! તમે અમારી ગુલામગિરી નષ્ટ કરવાના કાર્ય માટે મહેનત કરશો?"

"હા, અવસ્ય અંતઃકરણપૂર્વક મહેનત કરીશ." પ્રાણનાથ પ્રભુએ ઉત્તર દીધો: "જે સ્થળે ભૂતદયાનો અંતઃકરણમાં લેશ પણ સ્પર્શ થતો

નથી એવા ઘનઘોર અરણ્યમાં જઇ, જગતના અનાથોની, દુર્બળોની, અને અજ્ઞાની મનુષ્યોની ચિંતાથી દૂર થઇ, મધુર ફળોનો આહાર કરી રાત દિવસ સ્વાર્થનુંજ ચિંતન કરવું એના કરતાં જ્યાં ક્ષણે ક્ષણે ભૂતદયાનું દર્શન થાય, ક્ષણે ક્ષણે અનાથોની, નિર્બળોની, અને અજ્ઞાની મનુષ્યોની, ચિંતા વિશેષ જવાબદારી ઉત્પન્ન કરે છે એવા દુઃખપૂર્ણ સંસારમાં રહીને કદી અન્ન લઇને તો કદી અપવાસ કરીને પણ પરોપકાર કરવામાં સ્વદેહનો ઉપયોગ કરવો એજ હવે મ્હને અધિક યોગ્ય લાગ્યું છે. આપણા દેશમાં અનેક સાધુ મહાત્માઓ છે, પણ તેઓ ગામ–શહેર બહાર નિર્જન સ્થાનમાં મંદિરો રાખી નિશ્ચિંત જીવે ખાઇ પી મોજમજાહ ઉડાવે છે! તેમને જરા પણ દેશની કે અનાથ, અજ્ઞાનોની ચિંતા નથી! તેઓ જો દેશના કલ્યાણ માટે ઉદ્યોગ કરે અને દેશનાં અનાથ અજ્ઞાનોનું કલ્યાણ કરવાનું મનપર લે તો દેશપર કેટલો બધો ઉપકાર થાય! કહે છે કે ભારતવર્ષમાં પચાસ લાખ સાધુ–સંતો બાવાઓ છે! તે બધાંનું પોષણ ગરીબડો ભારતવર્ષ કરે છે! પણ દેવી! જો એ પચાસ લાખ સાધુઓ ભારતવર્ષના કલ્યાણ માટે ગુરૂકુળો ઉઘાડે અને તેમાંનાજ કેટલાક સ્વયંસેવક બની ગુરૂકુળો સંબંધી પ્રજાજનોને ઉપદેશ કરે તો ભારતવર્ષમાં વસિષ્ઠ અને યાજ્ઞવલ્કય, સાંખ્ય અને શંકરાચાર્ય, યુધિષ્ઠીર અને અર્જુન, કરણ અને વિક્રમ, ભોજ અને પૃથ્વીરાજ જેવા મહાપુરૂષો ઉત્પન્ન થવામાં બાકી રહે? ભારતવર્ષની પ્રજાનું કલ્યાણ કરવા ગુરૂકુળોની ઘણી આવશ્યકતા છે. પરંતુ તે તરફ આર્યપ્રજાનું લક્ષ્યજ નથી. તેમાં પણ બ્રાહ્મણો પતીત થતા ચાલ્યા છે ત્યાં પછી બીજી જાતિનો શો દોષ? તે ગમે તેમ હો, પણ હું બુંદેલખંડની સ્વતંત્રતા માટે પ્રાણ સમર્પણ કરવા તૈયાર છું."

"તમારા એવા વિચાર અને નિશ્ચય માટે બુંદેલખંડનું મહદ્ ભાગ્યજ સમજું છું." સુફલાદેવી સંતોષ પામી બોલીઃ "પ્રભુ! બુંદેલખંડનો ભાગ્યોદય કાળ સમીપ આવેલો હોવાથીજ તમારા જેવા મહાત્માને એવી ઇચ્છા થઈ છે. રાજા ચંપતરાયનું પણ તમે ઇષ્ટ ચિંતનજ કરતા હતા. રાજા ચંપતરાયને પણ સ્વતંત્રતાના કાર્યમાં યશ મળે એવી તમારી ખરા અંતઃકરણની

ઇચ્છા હતી, પરંતુ તે સમયે સ્વતંત્રતાને માટે તમારા માથા ઉપર તમે આટલી બધી જોખમદારી લીધી નહોતી. આજે તો સ્વતંત્રતાને માટે તમે પોતે મહેનત કરવા તૈયાર થયા છો. અરે! વખત આવ્યે હાથમાં હથિયાર લેતાં પણ તમે ચૂકો એમ નથી. એ ઉપરથીજ ખાત્રી થાય છે કેઃ કુમાર છત્રસાલ અવશ્ય સ્વતંત્રતા પ્રાપ્ત કરશે. હવે એ કામમાં સંશય રહેતોજ નથી. બુંદેલખંડની સ્વતંત્રતાને માટે પ્રભુ કયું કાર્ય કરવા તૈયાર થયા છે?"

"પિતાજીએ પોતાનો અંતકાળ સમીપ આવેલો જાણી પોતાના આયુષ્યનું અવલોકન કર્યું હતું. તેમણે પોતાના ગુણ દોષ અમને કહી સંભળાવ્યા છે. સ્વતંત્રતાનો ભવ્ય મહાલય તૈયાર કરવામાં તેમને યશ મળ્યો નહિ તેનું કારણ, તે મહાલયના પાયાની મજબૂતી તરફ તેમણે દુર્લક્ષ્ય કર્યું હતું તેજ તેમણે અમને જણાવ્યું છે. તે પાયો મજબૂત કરવાનું કાર્ય, બુંદેલખંડની પ્રજાનાં અંતઃકરણ, સ્વતંત્રતાની પરોપકારી ભાવના તરફ સંપૂર્ણ રીતે આકર્ષવાનું કાર્ય પ્રાણનાથ પ્રભુએ સ્વીકાર્યું છે. પ્રભુના શબ્દનું માન બુંદેલખંડમાં કેટલું છે, પ્રભુની આજ્ઞા, બુંદેલખંડની પ્રજા કેટલા સન્માનથી સ્વિકારે છે તે સુફલાદેવીથી ક્યાં અજાણ્યું છે? આવતી કાલે સૂર્યોદય થતાંની સાથેજ પ્રાણનાથ પ્રભુની આજ્ઞાકારક વાણી, બુંદેલખંડ ઉપર સ્વતંત્રતાના ઉપદેશામૃતનો વર્ષાદ વર્ષાવશે."

"ખરેખર, બુંદેલખંડનો હવે ભાગ્યોદય થયો, એમાં શંકા નથી!" સુફલાદેવી હર્ષનાદ કરતી બોલીઃ "વારૂ, કુમાર છત્રસાલ! આવતી કાલથી તમે કયું કાર્ય કરશો?"

"હું ઔરંગજેબના સરદાર રાજા જયસિંહની સેના સાથે દખ્ખણમાં જઇશ."

"શું? છત્રસાલ રાજા જયસિંહની સેવામાં નોકરી કરશે?" સુફલાદેવીએ આશ્ચર્ય પામી કહ્યુંઃ "રાજા ચંપતરાયનો પુત્ર દિલ્લીપતિની સેવામાં રહેશે?"

"સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે તે અત્યંત અપ્રિય કામ પણ કેટલાક સમય પર્યંત મ્હારે કરવું પડશે. એ એક પ્રકારની રાજનીતિ છે!" છત્ર-

સાલે ગંભીર મુખે ઉત્તર દીધો.

"રાજા જયસિંહને દિલ્લીપતિ દખ્ખણમાં કેમ મોકલે છે?"

"દિલ્લીપતિનો અધિકારી બહાદુરખાન કોકા, દખ્ખણમાં દેવગઢને ઘેરો ઘાલી પડયો છે તેને મદદ કરવા માટે દિલ્લીપતિની આજ્ઞાથી રાજા જયસિંહ દેવગઢ તરફ જાય છે."

"ત્યારે છત્રસાલ દિલ્લીપતિના તરફથી પોતાની સમર કૌશલ્યતા બતાવશે કે?"

"પ્રસંગે તેમજ કરવું પડશે." છત્રસાલે ધીમે શબ્દે ઉત્તર દીધો.

"દિલ્લીપતિની સત્તા દૂર ફેંકી દેવાની ઇચ્છા જે વીરપુરૂષે ધારણ કરી છે તેજ પુરૂષે દિલ્લીપતિની સેવા શા માટે કરવી?" સુફલાદેવીએ આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"પ્રપંચી રાજનીતિનાં સૂત્રો ધ્યાનમાં લઇ પોતાની ઇચ્છા અનિચ્છા, કિંવા પોતાનું પ્રિય અપ્રિય એક બાજુએ મૂકી પ્રસંગે અનેક અપ્રિય કામો કરવાં પડે છે." છત્રસાલે સમજણ પાડી કહ્યું: "દખ્ખણનો કઠિન પ્રવાસ કરવામાં રાજા જયસિંહની સંગતિ થાય એ પણ ઉત્તમ જાણી પ્રથમ તેમની સાથે દખ્ખણમાં જવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. દિલ્લીપતિની સેનામાં નોકરી કરવાનો વિચાર તો પાછળથી થયો."

"કુમાર છત્રસાલને દખ્ખણનો અગવડ ભરેલો પ્રવાસ કરવાની શી જરૂર? દિલ્લીપતિની સેનામાં પ્રવેશ કરવાનો વિચાર શાથી થયો?" સુફલાદેવીએ આશ્ચર્યચકિત મુખે પ્રશ્ન કર્યો.

"રાજદ્વારી વિષયોમાં ગુરૂ થવા લાયક શિવાજી નામના એક મહાત્મા દખ્ખણને સ્વતંત્ર કરવાનો ઉદ્યોગ કરી રહ્યા છે. તેમની પાસેથી ગુરૂમંત્ર લેવા માટે છત્રસાલ ત્યાં જાય છે." પ્રાણનાથ પ્રભુએ ખુલાસો કર્યો: "સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે આપણને એક દિવસ દિલ્લીપતિની સેના સાથે ઘનઘોર યુદ્ધ કરવુંજ પડશે તેથી તેના સૈન્યની અંતર્વ્યવસ્થાનું આપણે સંપૂર્ણ જ્ઞાન મેળવી લેવું એ પણ જરૂરનું છે. યુદ્ધ કરતી વખતે દિલ્લીપતિના સૈનિકોના કેવા દાવપેચ હોય છે, તેમનાં મન એક બીજા પ્રત્યે કેવાં

હોય છે, દિલ્લીપતિની આજ્ઞા કેવી રીતે માનવામાં આવે છે, તેમના સેના-પતિઓ યુદ્ધ સમયે લશ્કરને કેવી રીતે ઉભું રાખી કેવી રીતે યુદ્ધ કરવાની આજ્ઞાઓ ફરમાવે છે ? કયાં હથિયારોનો કઇ વખતે ઉપયોગ કરે છે, અને સૈન્યની અંતર્વ્યવસ્થામાં કેવા કેવા ગુપ્ત સંકેત હોય છે તેનું જ્ઞાન ઉત્તમ રીતે કરી લેવા માટે પ્રથમ તેજ સૈન્યમાં નોકરીને બહાને પ્રવેશ કરવો, એજ ઉત્તમ માર્ગ છે. થોડો વખત નોકરી કર્યા પછી–એટલે બાદશાહી સૈન્ય સંબંધી સર્વ પ્રકારની માહિતી મેળવ્યા પછી સ્વતંત્રતા પ્રિય ચંપત-રાયનો પુત્ર દિલ્હીપતિના સૈન્યમાંથી રજા લેશે."

પ્રાણનાથ પ્રભુએ કરેલો ખુલાસો સાંભળીને સુફલાદેવીના મનને ઘણોજ સંતોષ થયો. તેણે કહ્યું: "સરલાદેવીની સેવા કરવી એટલુંજ કાર્ય મ્હારે માથે છે કે ? એ સિવાય પ્રભુની બીજી આજ્ઞા ?"

"બુંદેલખંડ ચારે દિશાએથી તૈયાર થાય ત્યાં સુધી સુફલાદેવીએ એટ-લુંજ કાર્ય કરવું. રાજા જયસિંહ ચંપતરાયના સ્નેહિ હોવાથી કુમાર છત્રસાલ સંબંધી મને જરા પણ ચિંતા થતી નહોતી પરંતુ સરલાદેવીને કોઇના આશ્રય નીચે રાખવાનો નિશ્ચય નહિ હોવાથી સુફલાદેવીના મુખમાંથી અભયદાનના શબ્દો નીકળ્યા ત્યાં સુધી અમને તેમની ઘણી ચિંતા થતી હતી. હવે અમે અમારૂં કર્તવ્ય કર્મ બજાવવા નિશ્ચિંત થયા." પ્રાણનાથ પ્રભુએ આનંદ પામી કહ્યું: "સુફલાદેવી ! સરલાદેવી ઉપર તમારો અતિશય પ્રેમ હશે તો પણ તેઓ અત્રે ગુપ્ત અવસ્થામાં દિવસ નિર્ગમન કરવાનાં છે, એ ધ્યાનમાં રાખજો. રાજા કંચુકીરાય હિરાદેવીનો તાબેદાર ગુલામ છે. તે સરલાદેવી ઉપર કયે વખતે સંકટ લાવશે તેનો નિયમ નથી. તેથી ચંપતરાયની રાણી–છત્રસાલની માતા–આ સ્થળે રહે છે એ સંબંધી કોઇને પણ સંશય ન આવે એવી વ્યવસ્થા રાખજો."

"સરલાદેવીને માટે તમારે લેશ પણ ચિંતા કરવી નહિ." સુફલા-દેવીએ પ્રતિઉત્તર આપ્યો.

"રાજા કંચુકીરાય અહિંજ છે કે ?" દલપતરાયે પ્રશ્ન કર્યો.

સુફલાદેવીએ કહ્યું: "વિંધ્યવાસિનીના મહોત્સવને માટે તેઓ ગયા

છે ત્યારના પુનઃ પાછા આવ્યા નથી. દિલ્હીથી બંધન મુક્ત થયા પછી તેઓ ઓરછે રહ્યા છે એવું સાંભળવામાં આવ્યું છે." એમ કહી પ્રાણુનાથ પ્રભુ સ્હામુ જોઇ પૂછ્યું: "આ તરૂણ કોણુ છે?"

"એ સાગરના રાજા સભાકરણુનો પુત્ર દલપતરાય છે."

"સભાકરણુનો પુત્ર તો હિરાદેવીના પ્રપંચમાં સામિલ હોવો જોઇએ. તે તમારી સાથે ક્યાંથી?"

"દલપતરાયનું શૌર્ય છત્રસાલના શૌર્ય જેવુંજ છે. તેણે છેલ્લા યુદ્ધમાં પોતાનું અતુલ ક્ષાત્ર તેજ દર્શાવી આપ્યું છે. તેનો સ્વતંત્રતા ઉપર અત્યંત પ્રેમ હોવાથી રાજા ચંપતરાયનો તે કટ્ટો ભક્ત છે. પોતાની માતૃભૂમિના ઉદ્ધારને માટે પ્રયત્ન કરવામાં મદદ કરવાની ઇચ્છાથી એ તેજસ્વી તરૂણ, પોતાના અહંકારી પિતાનો અને યુવરાજપદનો તિરસ્કાર કરી આજે કેટલાક દિવસથી સ્વતંત્રતાના કાર્યમાં પડયો છે. સ્વતંત્રતાને માટે તલ્પી રહેલા પોતાના જેવાજ તરૂણો બુંદેલખંડમાં ક્યાં ક્યાં છે તેનો શોધ કરી તેમને છત્રસાલના સ્વાતંત્ર્ય પ્રિત્યર્થ થતા પ્રયત્નમાં મદદ કરવાનો ઉત્સાહ પ્રેરવા માટે દલપતરાય સમસ્ત બુંદેલખંડમાં ભ્રમણ કરવાના છે."

"અત્યંત સ્તુત્ય ઉદ્યોગ." સુફલાદેવીએ પોતાનો સંતોષ દર્શાવ્યો.

થોડા સમયમાંજ ભોજનની તૈયારી થઇ. ચંપતરાયનું અવસાન થયું ત્યાર પછીથી આજનુંજ ભોજન છત્રસાલ અને દલપતરાયને મિષ્ટ લાગ્યું. પતિનું અવસાન અને પુત્રનો ભાવિવિયોગ, એ બન્નેનો વિચાર થતાં સરલાદેવીને ગળે કોળિયા ઉતર્યા નહિ.

ભોજન પછી બે પ્રહર વિશ્રાંતિ લઇ પ્રાણુનાથ પ્રભુ કુમાર છત્રસાલ અને દલપતરાયને લઇ ધારીરના રાજમહેલમાંથી બહાર જવા તૈયાર થયા. સરલાદેવી અને સુફલાદેવીનો આશીર્વાદ લઇ કુમાર છત્રસાલ વિજયા પાસે ગયો. એ જોઇ સુફલાદેવીને આનંદ આશ્ચર્ય થયું.

"વિજયા!" છત્રસાલે કહ્યું: "મદનસાગર સરોવર ઉપર મ્હેં જે વિનતિ કરી હતી તેનો વિમલદેવ જેવા યુવરાજે કશો ઉપયોગ કર્યો નથી તો પણુ તમે આટલી બધી ઉત્તમ રીતે તેનો ઉપયોગ કર્યો છે એ જોઇ

મ્હને ખરેખર અભિમાનજ થાય છે.”

“યુવરાજ વિમલદેવ જેવો દેખાય છે તેવો યુવરાજ નથી. તેને વ્યર્થ દોષ દેશો નહિ.” વિજયાએ ઉત્તર દીધો.

વિજયાની સાથે છત્રસાલને અને છત્રસાલ સાથે વિજયાને બીજું ઘણું કહેવા સાંભળવાનું હતું પરંતુ પોતપોતાનું હૃદય ઉઘાડવાનો આ સમય નથી એવું તેમના જાણુવામાં આવ્યું. તેથી એટલેથીજ પતાવ્યું.

પ્રાણુનાથ પ્રભુએ પોતાના શિષ્યના હાથમાં હાથ ભેરવી બુંદેલખંડના દાસત્વની ઝુંસરી વેગળી ફેંકી દેવા માટે સખ્ત પ્રયત્ન કરવાનો નિશ્ચય કરતાં કરતાં ધારીરનો રાજમહેલ છોડયો.

## પ્રકરણ ૧૮ મું.

### લલિતાનું ભૂત !



સભાકરણુને હવે સમસ્ત ભૂમંડળ ભયાનક જણુાવા લાગ્યું. તેમના મનની નિરાશા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી ગઇ ! તેઓ કલ્પનાતીત ઉત્સાહહીન થઇ ગયા ! મનને કંઇક આનંદ આપવાની ઇચ્છાથી તેઓ શિકારે જતા પણુ અરણ્યનાં પશુઓ, મનુષ્ય પ્રાણી કરતાં ઓછાં ક્રૂર હોય છે એવો વિચાર કરી એક પણુ શિકાર નહિ કરતાં તેઓ પાછા ચાલ્યા આવતા. બગિચાની શોભા અવલોકન કર્યાથી મનની નિરાશા થોડો વખત નાશ પામશે એવું ધારી પહોરના પહોર સુધી તેઓ બગિચામાં ફર્યા કરતા અને ત્યાંનાં નિર્જીવ પુષ્પો પણુ તેમના તરફ જોઈ હાસ્ય મશ્કરી કરે છે એવી કલ્પના કરી તેઓ પહેલાંના કરતાંયે વિશેષ નિરાશાથી પાછા ફરતા ! “સૂર્યને ઠેકાણે રાજા ચંપતરાય નિવાસ કરી ક્રોધ ભરેલે મુખે તેમના સ્હામું જુવે છે.” એવી કલ્પના કરી તેઓ દિવસે આકાશ તરફ જોતા નહિ અને

"બુંદેલખંડની સ્વતંત્રતા માટે જે જે વીર પુરૂષો રણક્ષેત્રમાં મરણ પામ્યા છે તે સર્વે આકાશમાં તારાઓ થઈ મ્હારા તરફ તિરસ્કાર દર્શાવતા એકી ટસે જોઈ રહ્યા છે." એવું માની તેઓ રાત્રે આકાશ મંડળ તરફ જોતાં લજ્જા પામતા !

સભાકરણ વિજય પામી ઓરછા તરફ પાછા ફરે છે એવું સાંભળી હિરાદેવીએ તેમને આદરસત્કાર આપવાની જબરદસ્ત તૈયારી કરી. વિજય પામેલો સભાકરણ પ્રસન્ન ચિત્તે મુલાકાત લેશે, એવી આશાથી હિરાદેવી સભાકરણની સ્હામે ગઇ ! પરંતુ "હિરાદેવીની રાજમહેલમાંજ મુલાકાત લઇશું. માર્ગમાં મળવાની જરૂર નથી." એવું જણાવી સભાકરણ ઉતરેલે ફિક્કે ચ્હેરે હિરાદેવીના વરઘોડામાંજ શામિલ થઇ ગયો. આ સમયે જાણે પોતાનો આત્મ મહોત્સવજ થઇ રહ્યો હોય એવી સભાકરણે કલ્પના કરી !

હિરાદેવી પોતાના શયનગૃહમાં કંચુકીરાય સાથે કંઇ સલાહ મસલત કરતી બેઠી હતી. રજનીનાથ પોતાના સ્વર્ગીય તેજવડે, હિરાદેવીના. અને કંચુકીરાયના મુખ ઉપરની દુષ્ટ ભાવના ખુલ્લી કરી દેતો હતો. એટલામાં શય્યાગૃહનો દરવાજો ધડાક દઇને ઉઘડી ગયો. તે સાથેજ એક ભવ્ય આકૃતિ મંદગતિએ હિરાદેવી પાસે આવી ઉભી.

"કોણ ? સભાકરણ ?" હિરાદેવીએ આશ્ચર્ય પામી કહ્યું: "જાણે ઓળખાતા નથીને ! સમરાંગણ ઉપર એટલો બધો ત્રાસ અને દુઃખ ભોગવવાં પડયાં ? તમારૂં મ્હોં કાળું ઠણુક કેમ બની ગયું છે !"

"મ્હોં કાળું ઠણુક ?" સભાકરણે ગંભીર મુખે પૂછયું: "જે મનુષ્ય અતિશય નિર્દયતા વાપરી પોતાનાજ દેશ બાંધવોનો વધ કરે છે, જે મનુષ્ય ચોર-લુંટારાઓને સહાયતા આપી પોતાનાંજ ઘર લુંટાવી દે છે, અને જે મનુષ્ય રાષ્ટ્ર દેવતા ઉપર જોરજુલ્મ કરવાનું પારકી જાતિને ઉત્તેજન આપે છે-તેમને ઉશ્કેરે છે-તેવા ખુની, વિશ્વાસઘાતી, દેશદ્રોહી, ધાડપાડુ અને બાયલા મનુષ્યનું મુખ પ્રસન્ન કેમ રહે ? આ સભાકરણે અસંખ્ય ખૂન કર્યાં છે ! આ સભાકરણે અસંખ્ય ધાડ પાડી છે ! આ સભાકરણે બુંદેલખંડના રાષ્ટ્રદેવતાની આબરૂ દિલ્હીપતિના પગતળે કચડી નંખાવી છે ! એવાં અનેક પાપકર્મ કરનાર,

દેશદ્રોહી, પાપી સભાકરણનું મ્હો તેજસ્વી કેમ દેખાય ? તે તો કાળું ઠણુકજ દેખાય ! તે તો ફિક્કું, ઉતરેલુંજ જણાય !"

એટલું કહી સભાકરણ થોડો વખત સુધી શાંત ઉભો રહ્યો. તે પોતાની સ્મરણશક્તિમાં છેલ્લા રણસંગ્રામનું ભયંકર કાળું ચિત્ર ચિતરી હૃદય ચક્ષુવડે જોતો હતો. થોડા સમયમાંજ તેને ચંપતરાયનું લોહીલુહાણ થયેલું શરીર જણાવા લાગ્યું. ચંપતરાયના છેલ્લા શબ્દો તેમને યાદ આવ્યા. ક્રોધ ભરેલે મુખે હિરાદેવી સ્હામુ જોઇ બોલ્યા: "હિરાદેવી ! લલિતા સંબંધી તેં મ્હને અસત્ય હકિગત કહી છે ! લલિતાના કૌમાર્યવ્રત ઉપર ચંપતરાયે હુમલો કર્યાની તદ્દન ખોટી હકિગત, ચંપતરાયનો નાશ કરવાના કામમાં ઉશ્કેરવા માટેજ તેં મ્હને કહી હતી ! દેશની સ્વતંત્રતાના પવિત્ર કાર્યમાંથી તેંજ મ્હને પાછો હઠાવ્યો છે ! તેં મ્હને મનુષ્યની પંક્તિમાંથી બહાર કાઢયો છે ! બુંદેલખંડનું સત્યાનાશ વાળવા માટે તેંજ મ્હને ઉત્તેજન આપ્યું છે ! મ્હારા અનેક દેશબંધુઓનો મ્હારે હાથે તેંજ વિનાશ કરાવ્યો છે ! મ્હારી જન્મભૂમિ ઉપર દિલ્હીપતિનાં પગલાં તેંજ પેસાડ્યાં છે ! ત્હારા એ મહાન અપરાધને માટે તને યોગ્ય શિક્ષા આપવા માટેજ હું ઓરછા જાઉં છું. કહે હિરાદેવી ! કયે માર્ગે નરકમાં જવાનો ત્હારો વિચાર છે ?"

સભાકરણનો અચાનક આશ્ચર્યકારક પ્રશ્ન સાંભળી હિરાદેવીને જેટલું આશ્ચર્ય થયું તેટલોજ તેને ભય પણ લાગ્યો ! લલિતા સંબંધી પ્રશ્નને કેટલાંયે વર્ષ વીતી ગયાં છે ! જે કાર્ય માટે જે હકિગતનો ઉપયોગ કર્યો હતો તે કાર્ય સંપૂર્ણ રીતે પાર પડ્યા પછી એ પ્રશ્ન ઉત્પન્ન થશે એવી હિરાદેવીને સ્વપ્નમાં પણ કલ્પના થઇ નહતી. લલિતા આજે મનુષ્યમાત્રના સ્મરણમાંથી નષ્ટ થઇ હતી. તેના અપ્રતિમ સૌંદર્યની, વિનય આદિ અનેક સદ્ગુણોની અને તેના આકસ્મિક દેહત્યાગની આખ્યાયિકાઓ સર્વત્ર ગવાતી હતી. તેના મરણને આજે સોળ વર્ષ થઇ ગયાં હતાં. એ મુદ્દત દરમ્યાન સભાકરણને લલિતાનું એક પણ વખત સ્મરણ થયું હોય એવું હિરાદેવીને માનવાનું જરા પણ કારણ નહતું. હિરાદેવીએ સભાકરણના મનમાં એટલો બધો તિરસ્કાર ઉત્પન્ન કર્યો હતો કે જેથી તેઓ લલિતાનું સ્મરણ કરવું એ મહા-

પાતક સમજતા હતા, અને તેમ કરવામાંજ એટલે લલિતા સંબંધી વાત સભાકરણના મનમાં પુનઃ ઉત્પન્ન નહિ થવા દેવામાંજ, પોતાનાં કપટી કારસ્થાનનો વિજય છે એવી તેને ખાત્રી હતી, પરંતુ સભાકરણના મનમાં તો લલિતા હજી જીવતી જાગતી હતી, એટલુંજ નહિ પણ "લલિતા સંબંધી મ્હેં કહેલી હકિગત ખોટી અને બનાવટી છે એવું સભાકરણને લાગે છે" એમ જાણી હિરાદેવીને આશ્ચર્ય અને ભય લાગવાથી તે કેટલોક સમયપર્યંત તદ્દન ગભરાઇ ગઇ! તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહિ, એ જોઈ સભાકરણે કહ્યું: "નરક તરફ જવાનો માર્ગ શોધવાની ત્હારી ઇચ્છા નથી એવું જણાય છે! બુંદેલખંડને દાસત્વના ઉંડા કાદવમાં ખેંચી જવાના, સભાકરણની બુદ્ધિ ભ્રષ્ટ કરી તેને હાથે રાક્ષસ જેવાં દુષ્કૃત્યો કરાવી લેવાના, ચંપતરાય અને બુંદેલખંડના કેટલાક શૂરવીર બહાદુર નરરત્નોનાં ખૂન કરાવવાના અને ત્હારા પતિના મૃત્યુનું કારણ થવાના અક્ષમ્ય અપરાધ માટે તને કેવી શિક્ષા કરવી એનો મ્હેં ઘણો વિચાર કર્યો, પરંતુ ત્હેં કરેલાં ભયંકર કાળાં કૃત્યો મનુષ્ય માત્રની કલ્પનાની બહાર હોવાથી તેને યોગ્ય શિક્ષા કરવાની હું કલ્પના કરી શક્યો નથી. તેથીજ ત્હારી શિક્ષાની પસંદગી મ્હેં ત્હનેજ સોંપી પરંતુ તેનો લાભ લેવાની ત્હારી ઇચ્છા જણાતી નથી. ત્હને કેવી શિક્ષા કરવી તે હવે મ્હારેજ નક્કી કરવું પડશે." એમ કહી સભાકરણ વિચાર કરવા લાગ્યો. એક મનુષ્યનું ખૂન કરનારને શિરચ્છેદની શિક્ષા કરવી યોગ્ય થઇ પડે, રાષ્ટ્રદ્રોહ–બંધુદ્રોહ–કરનારને માટે મરણની શિક્ષા ઉચિત કહેવાય, દેશપ્રેમથી, ધર્મપ્રેમથી, અને બંધુપ્રેમથી પ્રજાજનોનાં મન આડે માર્ગે દોરનાર મનુષ્યને વધસ્તંભ ઉપર લટકાવી દેવો એજ ન્યાય કહેવાય, પરંતુ એ સર્વે અપરાધ અત્યંત ભયંકર રીતે કરનાર એકજ મનુષ્યને કેવી શિક્ષા કરવી? તે સભાકરણને સુઝતું નહોતું! ત્યારે તેણે કંચુકીરાયની ભયથી કમ્પતી મુખમુદ્રા તરફ દ્રષ્ટિ ફેરવી. તેણે દિલ્હીના કસાઈખાનામાં ઘણા દિવસ વ્યતીત કરેલા હોવાથી તે નામદાર યોગ્ય સલાહ આપશે એવું ધારી સભાકરણે પૂછ્યું:

"અય બાયલા! અય દલ્લાલ! અય બેવકુફ! તેં દિલ્લીની યમપુ-

રીમાં ઘણાં વર્ષ ગાળ્યાં છે. હિરાદેવીના ગંભીર અપરાધોનો ત્હને પરિચય છે, માટે કહે, એને કયા પ્રકારની શિક્ષા કરવી ? નરકમાં લઈ જવા માટે એને કયો માર્ગ બતાવવો તે એકદમ કહે ! ઓછી શિક્ષા કરવાનું મ્હને પાપ ન લાગે એવી મ્હારી ઇચ્છા છે."

મનને સ્થિર કરવા માટે, ભયનાં ચિહ્ન બનાવટી હાસ્યમાં દબાવી દેવા માટે, અને પ્રસ્તુત પ્રસંગની પૂર્ણ ઓળખ કરી લેવા હિરાદેવીને માટે આટલો વખત પૂરતો થઈ પડયો. તેણે પોતાના મુખ ઉપરની આશ્ચર્ય છટા લેશ માત્ર પણ ઓછી નહિ થવા દેતાં, બને તેટલા મૃદુ સ્વરે કહ્યું: "સભાકરણ ! જરા શાંત થાઓ. હું ખરેખર શિક્ષાને પાત્ર હોઇશ તો તમે કહેશો તે શિક્ષા ઘણીજ ખુશીથી ભોગવીશ, પણ શિક્ષાનો હુકમ કરતાં પહેલાં, શિક્ષા અમલમાં મૂકવાનો નિશ્ચય કરતાં પહેલાં ક્ષણવાર વિચાર કરો. સાગરની સદ્‌ગુણશાળી લલિતાને માટે મ્હેં અસત્ય વાર્તા કહી છે એવોજ મ્હારા ઉપર તમે આરોપ મૂકો છોને ?"

"હા." સભાકરણે તિરસ્કાર દર્શાવી કહ્યું.

"લલિતાના કૌમાર્યવ્રતનો ચંપતરાયે ભંગ કર્યો નથી એવી તમારા મનની ખાત્રી થઈ છે કે ?"

હિરાદેવીની હિંમત જોઇ સભાકરણને સખેદ આશ્ચર્યજ થયું. તેમણે કહ્યું: "હિરાદેવી ! લલિતા મ્હારી કોણ હતી તે ત્હારા સ્મરણમાં છે કે ? લલિતા મ્હારી ભગિની હતી. લલિતા આ સભાકરણની પ્રિય ભગિની હતી એ ધ્યાનમાં લઈ વિચારીને બોલજે. લલિતાના કૌમાર્યવ્રતનો ભંગ થયો નથી. ચંપતરાય જેવો પોતાનાં બંધુભગિની માટે જીવ આપનાર મહાત્મા, સદ્‌વર્તનશીલ કુમારિકા ઉપર હાથ નાંખવા તૈયાર થયા હશે એવું માનવું કેવળ દુષ્ટતાજ કહેવાશે. હિરાદેવી ! ચંપતરાય અને લલિતાનો પ્રેમ તદ્દન નિર્મળ, નિષ્પાપ હતો-પવિત્ર હતો. ચંપતરાય લલિતાપર ભગિની-પ્રેમ રાખતો હતો એ સંબંધી મ્હારા મનની ખાત્રી થઇ છે."

હિરાદેવીનું મુખ નિસ્તેજ જણાવા લાગ્યું. તથાપિ તે ધૈર્ય રાખી બોલી: "સભાકરણ ! તમે હમણાંજ નિદ્રામાંથી જાગૃત થયા હો એમ

જણાય છે. નહિ તો માત્ર સ્વપ્નમાં દિઠેલા જુઠા દેખાવ ઉપર તમને આટલો બધો વિશ્વાસ બેસત નહિ. સ્વપ્નમાંજ ચંપતરાય અને લલિતાનું નિષ્પાપ–નિર્મળ વર્તન જોઇનેજ તમે હિરાદેવીપર અસત્ય ભાષણનો આરોપ લાધવા તૈયાર થયા છો ને ?"

"અરેરે! આ તે કેવું ત્હારૂં આસુરી ધૈર્ય ? કેવી ત્હારી આસુરી હિંમત ?" સભાકરણે આંખો ચઢાવી કહ્યું: "લલિતા અને ચંપતરાયનાં નિષ્પાપ નિર્મળ આચરણ માટે મ્હારી ખાત્રી થયા પછી જે નિદ્રાની સહાયતાથી સ્વપ્નસૃષ્ટિ મન ઉપર ભ્રમાત્મક કલ્પનાના તરંગો ઉત્પન્ન કરે છે તે નિદ્રાનો મ્હેં ત્યાગ કર્યો. ત્યારેજ ચંપતરાયના નિષ્કલંકી આચરણ માટે મ્હારા મનની ખાત્રી થયા પછી નિંદ્ય પ્રતિજ્ઞા કર્યાથી હું દેશભક્તિનું પવિત્ર કાર્ય વ્યર્થ ચૂકયો એવું મ્હને જણાયું. અરે! એ બાબત મ્હને અતિશય ખેદ થયો. તે ખેદને લીધેજ મ્હારા મુખ ઉપર લજ્જાની, પશ્ચાત્તાપની અને શોકની કાળી છાયા પ્રસરેલી છે. તે હજી સુધી જેવી ને તેવીજ છે. જો! આ સભાકરણનું કાળું શાહી જેવું મ્હોં જો! એટલે ચંપતરાયના નિષ્કલંક આચરણની અને મ્હારા ઘોર પ્રમાદની મ્હારા મનને ખાત્રી થઇ છે કે નહિ તે ત્હારી દૃષ્ટિએ જણાશે."

"લલિતાએ ચંપતરાયના પાપી અત્યાચારથી પોતાનો દેહ ત્યાગ કર્યો નથી એવી તમારા મનની ખાત્રી શી રીતે થઇ!" અધિક નફ્ફટ થતી થતી હિરાદેવીએ પ્રશ્ન કર્યો.

સભાકરણે ઉત્તર આપ્યો: "લલિતા અદૃષ્ય થઇ ત્યાં સુધી તે અને ચંપતરાય બંધુ–ભગિનીના સંબંધ પ્રમાણે વર્તતાં હતાં, એવો સબળ પુરાવો મળવાથી મ્હારી ખાત્રી થઈ છે."

"સબળ પુરાવો ?" હિરાદેવી વિકટ હાસ્ય કરતી બોલી: "લલિતા ચંપતરાયને બંધુ જેવો ગણતી હતી એ સંબંધી તમારા સબળ પુરાવાની જરૂર નથી. પરંતુ ચંપતરાયનું મન લલિતા સંબંધી અંતપર્યંત પવિત્ર હતું તે સંબંધી તમારો સબળ પુરાવો શું કહે છે? ચંપતરાયનું મન તમારી પાસે કોણ ખુલ્લું કરે એમ છે ?"

"ચંપતરાય પોતે!"

"ચંપતરાય પોતે! મનુષ્ય જાતિનો મહોઆનો ચંપતરાય કે ભૂતજાતિમાં ભટકનાર ચંપતરાય? એ બેમાંથી કોણે લલિતા સંબંધી તમારી ખાત્રી કરી?" હિરાદેવી ભયભીત અવાજે બોલી.

"હિરાદેવી! ત્હારા જેવી હૃદયશૂન્ય રાક્ષસી માટે કિંવા મ્હારા જેવા વિચારશૂન્ય નરાધમ માટે પ્રાણાંતિક દુઃખથી ભરેલી ભૂતજાતિ હોય છે. ચંપતરાય જેવા શ્રેષ્ઠ, મહાન દેશભક્ત મહાત્માને માટે સૂર્યલોક ઉપરનું તેજસ્વી સ્થાનજ યોગ્ય છે." સભાકરણે ઉત્તર દીધો: "સાંભળ, પાપિણી સ્ત્રી! સાંભળ. લલિતાના કૌમાર્યવ્રતનો ભંગ થયો નહોતો. એ સંબંધી મ્હારા મનની કેવી રીતે ખાત્રી થઇ તે સાંભળ. રાજા ચંપતરાયનો પ્રાણ તેમના જડ શરીરનો ત્યાગ કરી જતો હતો તે વખતે હું તેમની પાસે ઉભો હતો. રાજા ચંપતરાય નિર્વાણ–યુદ્ધ લઢી વીરોચિત રણશય્યા પર લોહીલુહાણ થઇ પડયા હતા. તેમના નેત્ર સ્હામુંથી ઐહિક વિચારો અદૃષ્ય થતા જતા હતા, અને સ્વર્ગલોકનું પવિત્ર વાતાવરણ તેમને જણાવા લાગ્યું હતું. એ સમયે મ્હેં તેમને લલિતાનું સ્મરણ કરાવ્યું—"

એ સાંભળી હિરાદેવીના હૃદયમાં સખ્ત ધક્કો વાગ્યો. તેણે વચમાંજ કહ્યું: "તે સમયે ચંપતરાયને ચૈતન્ય હતું કે? તે સમયે ચંપતરાયને બોલવાનું ભાન હતું કે?"

"પ્રાણ વિસર્જન થાય ત્યાં સુધી ચંપતરાયને શુદ્ધિ હતી. લલિતા આત્મહત્યા કરી મરણ પામી એવા શબ્દો મ્હારા મુખમાંથી સાંભળતાંજ ચંપતરાયને અત્યંત દિલગીરી થઇ. પોતાના કૌમાર્યવ્રત ઉપર બળાત્કાર થતાંજ લલિતાએ આત્મત્યાગ કર્યો છે એવું સાંભળતાંજ ચંપતરાય આશ્ચર્યચકિત થઇ ગયા અને ચંપતરાયેજ લલિતા ઉપર બળાત્કાર કર્યો હતો એવો આરોપ સાંભળતાંજ મરણની પથારીએ પડેલા ચંપતરાયે ઉશ્કેરાઇ જઇ મ્હને અનેક ધિક્કાર આપ્યા અને લલિતા પોતાની ભગિની સમાન હતી, તેના ઉપર તે બંધુપ્રેમ રાખતા હતા, એવું તેમણે સ્પષ્ટ રીતે કહ્યું! હિરાદેવી! મ્હારા મનની ખાત્રી થવાનું કારણ હવે ત્હારાથી સમજાયું હશે.

લલિતા અને ચંપતરાય સંબંધી મ્હને ઉંધું ચત્તું સમજાવી, તેમના ઉપર ક્રોધ ઉપજાવી, તેંજ મ્હને ચંપતરાયની મૈત્રી છોડાવી અને દેશની સ્વતંત્રતાના પવિત્ર કાર્યમાંથી ત્હેંજ મ્હને દૂર કર્યો છે એ હવે ત્હારે કબૂલ કરવુંજ જોઇએ."

સભાકરણનું ભાષણ સાંભળી માયાવી હિરાદેવી હાસ્ય કરવા લાગી. તેણે હસતાં હસતાંજ કહ્યું: "સભાકરણ! તમે આટલા બધા ભોળા કેમ થયા? સમરાંગણ ઉપર તરવાર ચલાવનાર યોદ્ધા, બીજાં કાર્યોમાં આટલો બધો ભોળો જણાય તે ખરેખર આશ્ચર્યજ! અંતકાળ પર્યંત સભાકરણ સાથે વૈરભાવથી વર્તનાર ચંપતરાય મરણની ઘડીએ સુધરી ગયો હતો એવું માનવાને શું કારણ છે? ચંપતરાયના શબ્દો ઉપર તમને એકદમ વિશ્વાસ કેમ ઉપજે છે?"

"ચંપતરાય ત્હારા જેવો અસત્યવાદી નહતો. તે સત્યતાનું સજીવન પુતળું હતો. તે કળિયુગનો હરિશ્ચંદ્ર હતો. તે મનુષ્યલોકનો ધર્મરાજા હતો. જેને જીવતાં અસત્ય ભાષણ કહેવાનો અત્યંત તિરસ્કાર હતો તે અંતકાળને સમયે પોતાની વાણીને કલંકિત કરે ખરો કે?"

"ભોળપણ કહે છે તે આનું નામ!" હિરાદેવીના ઓઠ ઉપર હજી માયાવી હાસ્ય સ્ફુરતું હતું. "સભાકરણ અને હિરાદેવીનો નાશ કરવામાં પોતાને તદ્દન અસમર્થ નીવડયો જાણીનેજ ચંપતરાયે આવી યુક્તિ શોધી કહાડી! રાજા સાહેબ." હિરાદેવી કંચુકીરાય સ્હામું જોઈ બોલી: "ચંપતરાયના છેવટના ભાષણનો તમે એવોજ સાર કાઢો છો ને?"

વૃદ્ધાવસ્થા અને ભયને લીધે સર્વાંગ સાથે કંપતા માથાને વધારે જોરથી હલાવી કંચુકીરાયે કહ્યું: "હિરાદેવીનું અનુમાન આજપર્યંત કદી પણ ખોટું ઠર્યું છે કે? હિરાદેવીના તર્કમાં આજ પર્યંત કદી પણ ભૂલ થઇ છે કે? દિલ્હીના સામ્રાજ્યમાં રોશનઆરા અને બુંદેલખંડમાં હિરાદેવી એ બન્નેના ચાતુર્યની શ્રેષ્ઠતા કોણ કબૂલ નહિ કરે!"

"ઓ દિલ્હીના દલ્લાલ! જનાનખાનાની કંચુકી! બાદશાહના ગુલામ! થોડા માનને ખાતર બુંદેલખંડને પરતંત્ર બનાવનાર નીચ, અધમ! હિરાદેવી

જેવી કાવત્રાંખોર, કપટી, દુષ્ટ સ્ત્રીની હા યે હા કરનાર શયતાન! વ્યર્થ બડબડાટ ન કર! તું અને આ માયાવી પાપિણી, બન્ને મ્હારી મશ્કરી કરો છો કે? મ્હને બનાવો છો કે? આ સભાકરણ પહેલાના જેવો ભોળો રહ્યો નથી. હિરાદેવીના શબ્દો ઉપર અવિચારે વિશ્વાસ રાખી પોતાના કર્તવ્ય કર્મમાં ધૂળ નાંખનાર સભાકરણ હવે પૂર્ણ શુદ્ધિમાં આવી ગયો છે. તે તમારા કથનથી ઠગાશે નહિ. હિરાદેવી! તું ત્હારા અપરાધને માટે શિક્ષા ભોગવવા તૈયાર થા. તને દેહાંત શિક્ષા કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. આજ પર્યંત મ્હેં અનેક બુંદેલા ભાઇઓનો વધ કર્યો છે. તે સર્વે પાપ ત્હારા વધથી ધોવાઇ જશે. તું જીવતી હશે ત્યાં સુધી બુંદેલાઓને સ્વતંત્રતા પ્રાપ્ત થનાર નથી. દિલ્લીના સુલતાનના અપમાનકારક વર્તનથી ક્રોધે ભરાયલી, બુંદેલખંડની સ્વતંત્રતાદેવીનાં ચરણ આગળ ત્હારૂં બલિદાન આપવું જોઇએ. હિરાદેવી! મરવાને તૈયાર થા. ચંપતરાયની ચૈતન્યહીન દશા વખતે થતા બકબકાટના જેટલી પણ ત્હારી પ્રતિજ્ઞાની કિંમત નથી. કહે, હું ત્હારો કેવી રીતે પ્રાણ નાશ કરૂં? ગળું દાબીને, વજ્ર જેવી મુક્કીનો પ્રહાર કરીને, અથવા લાતનો સપાટો મારીને? તેમ કરી તને નરકમાં ધકેલી દેતાં મ્હારે ત્હારા અપવિત્ર શરીરનો સ્પર્શ કરવો પડશે. એટલો સ્પર્શ થતાં પણ મ્હને જે પાપ લાગશે તેની શુદ્ધિને માટે મ્હારે કંચુકીરાય જેવા દેશદ્રોહીનો વધ કરવો પડશે! તેથી હાડપિંજર જેવા દેશદ્રોહી કંચુકીરાયનેજ ઉંચકી ત્હારા શરીર પર પછાડી તમારો બન્નેનો એકદમ વધ કરવો એજ મ્હને ઇષ્ટ જણાય છે."

હિરાદેવીનો વધ કરવાના સાધન તરીકે પોતાનો ઉપયોગ થયાનું સાંભળી કંચુકીરાય બોલ્યોઃ "સભાકરણ, એવો અન્યાય કરશો નહિ. જો ઇચ્છા હોય અને આજ્ઞા હોય તો દિલ્લી દરબારમાં અને દિલ્લીના જનાનખાનામાં થતા મનુષ્ય વધના જૂદા જૂદા પ્રકાર હું આપને કહી સંભળાવું. તેમાંથી તમારી ઇચ્છામાં આવે તે પ્રકારે હિરાદેવીનો વધ કરજો, પણ મ્હને મારી બે જીવની હત્યા કરશો નહિ! મ્હારા મરણ પછી મ્હારી સાધ્વી પત્ની સુકલાદેવી પોતાનો દેહ રાખશે નહિ."

"વારૂ." સભાકરણે થોડીવાર શાંત ચિત્તે કંઇક વિચાર કર્યા પછી કહ્યું: "સાધ્વી સુકલાદેવીને દુઃખ નહિ દેવાની ઇચ્છાથીજ હું તને જીવનદાન આપું છું. જા, એક ક્ષણ પણ આ સ્થળે ઉભો રહેતો નહિ, અને બુંદેલખંડને સ્વતંત્ર કરનાર કોઇ પણ દેશબંધુના કાર્યમાં આડે આવતો નહિ. તેમના એ પ્રશંસનીય કાર્યમાં સતત મદદ કરજે. એ પવિત્ર યજ્ઞમાં બને તેટલી સહાયતા આપજે, પણ જો તેમાં વિઘ્ન નાંખ્યું તો મુવોજ સમજજે. જા, ચાલ્યો જા, હિરાદેવીને હું દેહાંત શિક્ષા કરવાનો છું તે ભયંકર શિક્ષા ત્હારાથી જોઇ શકાશે નહિ. ચાલ્યો જા."

પોતાનો જીવ બચ્યો તે માટે આનંદ પામતો કંચુકીરાય ત્યાંથી જીવ લઇને નીકળી ન્હાઠો.

સભાકરણે હિરાદેવીને કહ્યું: "હિરાદેવી ! ત્હને પ્રાણાંત દંડ કરવાનો મ્હેં પ્રથમથીજ નિશ્ચય કર્યો છે. ત્હારૂં આયુષ્ય હવે ઘડી અર્ધી ઘડી બાકી રહ્યું છે. ત્હારો અંતકાળ તદ્દન પાસે આવી પહોંચ્યો છે. માટે હવે જે હોય તે સાચું કહે. લલિતાએ આત્મહત્યા શા માટે કરી તે મ્હને સમજાવ."

"સભાકરણ! રાજદ્વારી કારણને લીધે હું જુઠું બોલી હોઇશ, મ્હેં અન્ય મનુષ્યો સાથે દાવપેચ ખેલ્યા હશે, પરંતુ તમારી સાથે એક પણ શબ્દ જુઠો બોલી નથી. લલિતા મ્હારી સાથે ભગિની પ્રમાણે વર્તતી હતી. મ્હારો પણ તેનાપર અત્યંત પ્રેમ હતો. મ્હારી વહાલી લલિતા માટે હું તમને એટલી બધી નિંદાજનક ખોટી વાત શા માટે કહું? બટવા નદીના બેટમાંથી પુલી આવેલું તમારી ભગિનીનું મુડદું તમે ઓળખ્યું હતુ કે? બેટને એક કિનારેથી આભૂષણો અને વસ્ત્રો મળ્યાં હતાં તે લલિતાનાંજ હતાં એવું તમેજ મ્હને કહ્યું હતુ કે? લલિતાએ આત્મહત્યા કરી છે એવી ત્હમારી ખાત્રી થઇ હતી કે?"

"એ વાત તો સત્ય. લલિતાએ આત્મહત્યા કરી હતી, એ વાત સત્ય."

"લલિતા આનંદી છોકરી હતી. તેના આનંદ તરફ અને સુખવિલાસ તરફ જોઇ અન્ય જનોને તેનાપર ઇર્ષા ઉત્પન્ન થાય એવી તે પ્રસન્નમુખી હતી. એમ છતાં તે એકાએક જગતથી કેમ કંટાળી ગઇ? આત્મહત્યા કરવાની

ભયંકર ઇચ્છા તેને કેમ ઉત્પન્ન થઈ? જગતમાંથી પોતાનું મ્હોં સંતાડવાનું તેને કેમ ગમ્યું ?"

"એ તો મ્હોટો પ્રશ્નજ છે." સભાકરણે ગંભીર મુખે કહ્યું.

"ચંપતરાયે લલિતાના કૌમાર્ય ઉપર બળાત્કાર કર્યો ન હોત તો—"

"પુનઃ ચંપતરાયનું નામ? પુનઃ લલિતાના કૌમાર્ય ભંગનો પ્રશ્ન!" સભાકરણે ક્રોધે ભરાઇ કહ્યું: "હિરાદેવી! ચંતરાયની મૈત્રીમાં સભાકરણે ઘણો સમય ગાળ્યો છે. તેની સાથે શત્રુતા થયા પછી પણ જે જે સમયે મ્હારી વિવેકબુદ્ધિ જાગૃત થતી તે તે સમયે એ સ્વાતંત્ર્ય પ્રિય મહાત્માના સદ્‌ગુણનો સ્વાદ મ્હેં શાંતચિત્તે ચાખ્યો છે. ચંપતરાય સ્વપ્નમાં પણ, બેશુદ્ધાવસ્થામાં પણ અસત્ય શબ્દ બોલેજ નહિ, એવી તેની વાણીમાં સત્યતા લપટાઇ હતી. ત્હારા જેવી અસત્યવાદી સ્ત્રી ઉપરાંત આકાશવાણી મ્હને ચંપતરાયના શબ્દો ઉપર અણવિશ્વાસ રાખવાનું કહે તો પણ હું ચંપતરાયની વાણી ઉપર અસત્યનો આરોપ મૂકું નહિ. અરે! એટલુંજ નહિ પણ જો કદાચ લલિતા મ્હારા સ્હામુ ઉભી રહીને ચંપતરાયેજ તેના કૌમાર્યવ્રતનો ભંગ કર્યો છે એવું કહે તો તેના શબ્દો ઉપર સુદ્ધાં હું વિશ્વાસ રાખું નહિ. ચંપતરાયના છેલ્લા શબ્દોથી તેમના ઉપરનો મ્હારો સંશય નિર્મૂળ થયો છે. તે પુનઃ મ્હારા મન ઉપર ઉત્પન્ન કરવો એ તો વિધાતાના હાથમાંયે નથી. હિરાદેવી! ચંપતરાય સંબંધી મ્હારૂં મન પુનઃ કલુષિત કરવાનો પ્રયત્ન કરીશ નહિ. લલિતાની આત્મહત્યા સંબંધી સત્ય હકિગત કહેવાની ઇચ્છા હોય તો સત્વર કહે અને શાંતચિત્તે કરેલા અપરાધની શિક્ષા ભોગવવા તૈયાર થા?"

"લલિતાએ સોળ વર્ષ પહેલાં આત્મહત્યા કરવાનો નિશ્ચય મ્હને આ સ્થળેજ કહ્યો હતો. સોળ વર્ષ પહેલાં રાત્રિના આવા શાંત સમયેજ આત્મહત્યા કરવાનું કારણ લલિતાએ મ્હને કહ્યું હતું. આજ ચંદ્ર તે સમયે આકાશના હૃદય ઉપર પ્રકાશી રહ્યો હતો. બટવા નદી ઉપર થઇને વહેતો આજ શીતળ વાયુ તે સમયે લલિતાના ક્રોધે ભરાયલા મનને શાંત કરવાનો પ્રયત્ન કરતો હતો. એ બધા સાક્ષીઓને વાચા હોત તો તેઓ હિરાદેવીના

કથનની સત્યતા માટે તમારી ખાત્રી કરી આપત, પણ ઉભા રહો." હિરા-દેવી પોતાના આસન ઉપરથી ઉઠી શય્યાગૃહના ઉઘાડાં દ્વાર સ્હામું જોઇ સંતોષ પામી બોલી: "પણ ઉભા રહો. એવો નિયમ છે કે: આત્મહત્યા કરનારાં મનુષ્યોની કદી પણ સદ્‌ગતિ થતી નથી. ભૂત થઇને તેને તે સ્થળે ભટકયાં કરવું એ સિવાય તેના પાપી આત્માને માટે બીજો કોઇ માર્ગજ નથી. લલિતાએ બટવા નદીના પેલા સ્હામેના બેટમાં જીવ આપ્યો છે—"

સભાકરણ બારીમાંથી બટવા નદીના પ્રવાહ તરફ જોવા લાગ્યો.

હિરાદેવી એક એક પગલું આગળ વધવા લાગી. તે પ્રવાહમાં લલિ-તાએ જીવ આપ્યો તે સમયે કેવળ પંદર વર્ષની સુકુમાર કુમારિકા હતી. તેનું મુખ આકાશમાં પ્રકાશતા ચંદ્રના જેવું સુંદર હતું અને તારાઓનું તેજ તેના નેત્રમાં જણાતું હતું. તેને સફેદ સાળુ પહેરવો બહુ ગમતો હતો. તેથી જ્યારે તે બરફના જેવી સફેદ ચાંદનીમાં ભ્રમણ કરતી હતી તે વખતે તે આપણી નજીક હોવા છતાં આપણે તેને ઘણી વખત જોઈ શકતાં નહિ."

સભાકરણ બારીક નજરે બટવા નદીના બેટ સ્હામુ એકી ટસે જોવા લાગ્યો.

હિરાદેવી પુનઃ બે પગલાં આગળ વધી. ત્યાંથી બટવા નદીનો બેટ તેની નજરે પડતો હતો. તેણે પુનઃ કહ્યું: "લલિતાએ પેલા પ્રવાહમાં પોતાનો જીવ આપ્યો તે સમયે તેણે પોતાનો પ્રિય ધોળો સાળુ પહેર્યો હતો. તેજ સફેદ વસ્ત્ર પહેરી, લલિતારૂપી ભૂત બેટ ઉપર ફરતું હશે. અતિશય સૂક્ષ્મ દ્રષ્ટિયે જોયા સિવાય, બરફ જેવી સફેદ ચંદનીમાં ધોળો સાળુ પહેરેલી તે ગૌર મુગ્ધ બાલિકારૂપી ભૂત તમને જણાશે નહિ." એમ કહી સભાકરણ એકાગ્ર ચિત્તે બેટ સ્હામુ જોતો હતો તેનો લાભ લઇ હિરાદેવી શય્યાગૃહનાં દ્વાર તરફ વળી. સભાકરણના ક્રોધમાંથી પોતાનો જીવ બચાવવા માટે ત્યાંથી ન્હાસી જવાનો તેનો વિચાર હતો. શય્યાગૃહના દ્વારમાંથી બટવા નદીનો બેટ જણાતો હતો. તેના તરફ સભાકરણને જોતી હિરાદેવીએ કહ્યું: "લલિતારૂપી ભૂત તે બેટ ઉપર ફરતું તમને જણાશે એટલે તેનેજ પૂછવાથી લલિતાએ આત્મહત્યા શા માટે કરી તે તમને સમજાશે."

"શું ? હિરાદેવી ? લલિતાના ભૂતને પૂછું ? લલિતાના સફેદ વસ્ત્ર-ધારી ભૂતને પૂછું ? બેટ ઉપર બરફ જેવી સફેદ ચાંદનીમાં પ્રસન્નતા પૂર્વક વિહાર કરતા લલિતાના ભૂતને પૂછું ?" સભાકરણે પ્રવાહ તરફથી દ્રષ્ટિ નહિ ફેરવતાં ગંભીર સ્વરેજ પૂછ્યું.

સભાકરણના સપાટામાંથી ન્હાસી છુટવા માટે હિરાદેવીને બરાબર લાગ મળ્યો, પરંતુ તેના પગ ઉપડયા નહિ. તેની દ્રષ્ટિ, બટવા નદીના બેટ ઉપર વિહાર કરતી, સફેદ વસ્ત્રધારી, પ્રસન્ન મુખી, લલિતારૂપી ભૂત તરફ જ ચોંટી હતી. પોતાના શરીરનું રક્ષણ કરવાનું પણ તેને ભાન રહ્યું નહિ. તે શય્યાગૃહના દ્વારમાં પત્થરની નિર્જીવ પુતળી હોય તેમ સ્તબ્ધ થઇ ઉભી રહી.

"સુકુમાર ભૂત !" સભાકરણે ગંભીર શબ્દે કહ્યું: "થોડીવાર ઉભું રહે. આ સભાકરણ, મનુષ્ય જાતિનો ત્હારો બંધુ, વાયુ વેગે ત્હારી પાસે આવે છે. ત્યાં સુધી તું અદ્રષ્ય થઇશ નહિ." એમ કહી સભાકરણે બારીના દ્વારમાં થઇને બટવા નદીના જળપ્રવાહમાં ભૂસકો માર્યો. હિરાદેવી મનમાંજ બબડી:—

"એજ ! એજ ! લલિતા એજ ! બુંદેલખંડમાં પુનઃ આવવાની તેની હિંમત કેમ ચાલી ? તેને સ્વતંત્રતાપૂર્વક વિહાર કરવાની પરવાનગી શી રીતે મળી ? તે હજી સુધી પંદર વર્ષની મુગ્ધ બાલિકા કેમ રહી શકી ? તેના સૌંદર્ય ઉપર, અને તેના તારૂણ્ય ઉપર, સોળ વર્ષના લાંબા સમયે જરા પણ અસર કરી નથી. અહા ! તેનું તેજ અપ્રતિમ સૌંદર્ય ! તેની તેજ આલ્હાદજનક મુગ્ધાવસ્થા ! તેની તેજ પ્રસન્નતા ! સોળ વર્ષ પછી પણ તે જેવી ને તેવીજ જણાય છે. ત્યારે શું એ લલિતારૂપી ભૂત નહિ તો હોય ?" હિરાદેવી ભયથી સ્તબ્ધ થઇ ગઇ.

સભાકરણ બટવા નદીનો જળ પ્રવાહ ઉતાવળે કાપતો જતો હતો. તથાપિ બેટમાં વિહાર કરતા સુકોમળ ભૂત તરફ ચોંટેલી દ્રષ્ટિ તેણે જરા પણ ખસવા દીધી નહોતી. સભાકરણ જેમ જેમ પોતાની ભગિનીના ભૂત પાસે પહોંચવા લાગ્યા તેમ તેમ તેમનું મન અધિક આતુર થતું ગયું.

તેને ભય લાગતો હતો તે કાંઈ ભૂત સાથે મુલાકાત થવા માટે નહિ પણ તેનાં પગલાં સાંભળતાંજ સુકુમાર ભૂત અદ્રષ્ય થઈ જાય અને તેની સાથે મુલાકાત થાય નહિ. એમ જાણીનેજ.

બટવા નદીના જળપ્રવાહમાં આકાશમંડળનું આબેહુબ પ્રતિબિંબ પડી રહ્યું હતું. તેથી પુષ્પના અનેક અલંકારો ધારણ કરી નદીરૂપી અભિસારિકા મંદ ગતિયે પોતાના પતિરાજ પાસે જતી હોય એવો ભાસ થતો હતો. વાયુનો વારંવાર સ્પર્શ થતો હોવાથી તારારૂપી પુષ્પોવડે સજ્જ થયેલી તે અભિસારિકાના મુખ ઉપર લજ્જાની ક્ષણિક લહરીઓ ઉત્પન્ન થતી હતી. તેના સ્હામુ જોતી એકરૂપ સમ્પન્ન બાલિકા ધવલ વસ્રો પહેરી સ્નિગ્ધ જ્યોત્સ્નામાં સ્મિત કરતી ઉભી હતી. બટવા સુંદરીની શૃંગાર લીલા અવલોકન કરવામાં તે એટલી બધી મગ્ન થઈ હતી કેઃ પોતાની પાસે કોણ આવે છે તેનું તેને ભાનજ નહતું. બટવા સુંદરીના પતિને તે ઓળખતી હતી. ગંભીરપણાનું ડૉળ ઘાલી અનેક નદીઓ; અપરંપાર વિષય લાલસા તરફ ખેંચાઈ જઈ સાગર તરફ મ્હોટા અભિમાનથી ચાલી જતી જોઇ ધવલ વસ્રધારી બાલિકા અત્યંત આશ્ચર્યચકિત થઇ. એટલામાં તેના હાથે કોઇએ સ્પર્શ કર્યો હોય એવું તેને લાગ્યું. તેણે સભય દ્રષ્ટિયે જોયું તો તેની પાસે એક ભવ્ય પુરૂષ દયાભરેલે મુખે જોતો ઉભેલો તેને જણાયો.

"સુકુમાર ભૂત !" સભાકરણે કહ્યું: "થોડીવાર મ્હારી સાથે વાતચિત કર. ત્યાર પછી અદ્રષ્ય થજે. મ્હારા પ્રશ્નનો સંતોષકારક ઉત્તર દીધા સિવાય હું ત્હારો હાથ છોડીશ નહિ."

"તમે કોણ છો ? તમે મ્હને ભૂત કેમ કહો છો ? મ્હારો હાથ શા માટે પકડો છો ? તમારો પ્રશ્ન શો છે ?" તે બાળાએ સભાકરણના વિચિત્ર પ્રશ્નથી આશ્ચર્ય પામી ઉતાવળેજ પૂછ્યું.

સભાકરણે આનંદ પામી કહ્યું: "હા, તેજ કણ્ઠ સ્વર ! લલિતાનો કણ્ઠ સ્વર એટલોજ કર્ણ મધુર હતો. લલિતાને બ્હીવડાવવીએ તે વખતે આ પ્રમાણેજ ગભરાઈ જતી. લલિતારૂપી ભૂત ! ત્હારામાં લલિતાનું સૌંદર્ય સંપૂર્ણ રીતે ઉતર્યું છે એટલુંજ નહિ પણ લલિતાનો કોમળ ધ્વનિ, લલિ-

તાનો મધુર દ્રષ્ટિપાત, અને લલિતાની અવર્ણનીય પ્રસન્નતા પણ ત્હારામાં પૂર્ણપણે પ્રતિબિંબિત થઇ છે. આ સ્થળે લલિતાનું ભૂત જો મ્હેં નજરે નજર જોયું ન હોત તો લલિતા જાણીને હું તને સાગરના રાજમહેલમાંજ લઇ જાત. પુષ્પ જેવા સુકોમળ ભૂત! ત્હારો ભૂતમાં જન્મ શા માટે થયો?"

"સદ્‌ગૃહસ્થ!" તે બાળાએ સભાકરણ સ્હામું જોઇ દયાર્દ્ર અંતઃકરણે ઉત્તર દીધોઃ "ત્હારા મગજ ઉપર કંઇક ભયંકર આઘાત થયેલો હોવો જોઇએ. ત્હારી વિચારશક્તિમાં કોઇ પ્રકારનું તીવ્ર વિષ ભરેલું હોવું જોઇએ. ત્હારા જ્ઞાનતંતુઓમાં કોઇક પ્રકારનો વિલક્ષણ દોષ ઉત્પન્ન થયલો હોવો જોઇએ! તેથીજ તું આવી ભૂલ કરે છે. તું મ્હને જે લલિતાનું ભૂત સમજે છે તે લલિતા ત્હારી શી સગી થતી હતી?"

"લલિતા મ્હારી ભગિની હતી."

"તે મરણ પામી છે કે?"

"તેણે આ સ્થળેજ જળ પ્રવાહમાં ભૂસકો મારી આત્મહત્યા કરી છે. આત્મહત્યા કરવાથીજ મ્હારી લલિતાને આ પ્રમાણે ભૂત થઇને ભટકવું પડે છે. લલિતા! ઓ લલિતાના ભૂત! આત્મહત્યા કરેલી હોવાથીજ ત્હને આવી દુર્ગતિ પ્રાપ્ત થઈ છે ખરૂં કે? કહે ત્યારે મ્હારી બ્હેન, મ્હારી લલિતાએ આત્મહત્યા શામાટે કરી?"

"તે હું શી રીતે કહી શકું?" બાળાએ ઉત્તર દીધોઃ "દુર્ભાગી પુરૂષ! તું મ્હને ભૂત સમજે છે, તું મ્હને ત્હારી મૃત ભગિનીનું ભૂત સમજે છે પણ તેમાં ત્હારી બુદ્ધિ ભ્રમ થઇ હોય એમ જણાય છે. હું ભૂત નથી."

"શું કહે છે? ભૂત જાતિને પોતાની સ્થિતિનું ભાન હોતું નથી!" સભાકરણે આશ્ચર્ય પામી પૂછ્યુંઃ "તું ભૂત નથી ત્યારે કોણ છે?"

"હું મનુષ્ય જાતિની સ્ત્રી છું."

"ભૂત! તું મ્હને એમ ઠગ નહિ. લલિતાએ શામાટે આત્મહત્યા કરી તે તેના ભૂત સિવાય બીજાની પાસેથી જાણવાનું બની શકે તેમ નથી. જો, એક વખત ત્હારા પ્રિય બંધુ તરફ જો, અને લલિતાના દુર્ભાગ્ય માટે એના મન ઉપર પ્રકાશ પાડ."

"હું તમારી લલિતાને ઓળખતી નથી. લલિતાના મરણથી ગાંડા બનેલા તેના ભાઇને પહેલી હું આજેજ જોઉં છું. આ નદી અને આસપાસનો દેશ હું આજેજ પ્રથમ જોઉં છું. સદ્ગૃહસ્થ! બરાબર શુદ્ધ ઠેકાણે રાખી જો. ત્યારેજ ત્હને જણાશે કે: હું ભૂત નથી પણ એક અજાણી માનવ સ્ત્રી છું."

"તું માનવ-સ્ત્રી છે? તો પછી આટલી રાત્રે, નિર્જન સ્થાને, લલિતાએ જે સ્થળે આત્મહત્યા કરી છે તે સ્થળે શા માટે બેઠી છે?"

"આ પ્રદેશમાં હું નવીન આવી છું એવું મ્હેં હમણાંજ કહ્યું છેને? આ સ્થળે કોઇ મ્હારૂં ઓળખીતું નહિ હોવાથી રાતનો વખત આનંદમાં ગાળવા માટે હું આ નદીના બેટ ઉપર વિહાર કરૂં છું."

"ત્હારૂં નિવાસ સ્થાન ક્યાં?"

"હું દિલ્હી રહું છું."

"ત્હારૂં નામ?"

થોડો વિચાર કર્યા પછી તે બાળાએ કહ્યું: "મ્હને બદ્રુન્નિસા કહે છે."

"બદ્રુન્નિસા?" સભાકરણે આશ્ચર્ય પામી કહ્યું: "ત્યારે તો તું મુસલમાની હોવી જોઇએ?"

"હા, મ્હારા પિતા મોગલ છે."

"તું મુસલમાન હોવા છતાં ત્હને અમારી ભાષા આટલી બધી ઉત્તમ રીતે બોલતાં આવડે છે તેનું કારણ? તેં બુંદેલખંડની સ્ત્રીનો વેષ શા માટે ધારણ કર્યો છે?"

"એજ વેષ મ્હને પસંદ છે." બદ્રુન્નિસાએ ખુલ્લા અંતઃકરણથી ઉત્તર દીધો: "મ્હારી માતા બુંદેલખંડી હોવાથી તેને અહિંની ભાષા અને અહિંનો પહેરવેશ બહુ ગમે છે. તેણે મ્હને એ ભાષા શીખવી છે. બાલ્યાવસ્થાથીજ હું આ પ્રદેશની ભાષા અને પહેરવેશનો ઉપયોગ કરૂં છું. તેથીજ હું મુસલમાની છું એવો કોઇને સંશય ઉપજતો નથી."

"ત્હારી માતા બુંદેલખંડી છે ત્યારે તો લગ્ન થયા પહેલાં તે મુસલમાનીજ હોવી જોઇએ."

"ના, ના. મ્હારી માતાનો જન્મ ઉચ્ચ જાતિનાં બુંદેલા કુટુંબમાં થયો હતો. તેનું લગ્ન મોગલ સાથે થયું, પરંતુ તેણે પોતાનો ધર્મ છોડયો નહિ. તે અદ્યાપિ પર્યંત વિંધ્યવાસિની દેવીની ભક્તિ કરે છે."

બદ્રુન્નિસાના એ શબ્દો સાંભળતાંજ સભાકરણના મનમાં કંઈક સંદેહ ઉત્પન્ન થયો. તેણે પૂછયું: "ત્હારી માતા હમણાં કેટલા વર્ષની છે?"

"તેને હમણાં આશરે બત્રીશેક વર્ષ થયાં હશે. બુંદેલખંડ છોડયાને સોળેક વર્ષ થયાં હશે. બુંદેલખંડ છોડતી વખતે તેની ઉમ્મર સોળેક વર્ષની હશે એવું તે કદી કદી કહે છે."

મનનો સંશય દ્રઢ થતાં સભાકરણે પૂછયું: "ત્હારી માતાનું પિયર બુંદેલખંડમાં કોને ત્યાં છે તે તું જાણે છે કે?"

"તે તેણે મ્હને કદી પણ કહ્યું નથી."

"વારૂ, લગ્ન થયા પહેલાં ત્હારી માતાનું નામ શું હતું તે તું જાણે છે?"

"ના." બદ્રુન્નિસાએ ઉત્તર દીધો.

"ત્હારી માતાનું સ્વરૂપ કોના જેવું છે?"

"બરાબર મ્હારા જેવુંજ." બદ્રુન્નિસાએ ઉત્તર દીધો: "તેઓ મ્હારા કરતાં મ્હોટાં હોવાથી મુખાકૃતિ જરા પ્રૌઢ જણાય છે. મ્હારામાં અને તેમનામાં એટલોજ ફેર છે."

"સુકુમાર બદ્રુન્નિસા!" સભાકરણે કંઈક વિચાર કરી જુસ્સામાં બોલ્યા: "તું કહે છે તે સત્ય છે કે?"

"હું અસત્ય બોલતીજ નથી. અસત્ય નહિ બોલવા માટે મ્હારી માતાએ મ્હને સખ્ત આજ્ઞા ફરમાવી છે."

"આ સુકુમાર બાળાની માતા લલિતા તો નહિ હોય?" સભાકરણ મનમાંજ વિચાર કરવા લાગ્યો: "આ ઉંડા જળપ્રવાહ કરતાં લલિતાએ મોગલોનું જનાનખાનું સ્વીકાર્યું હશે કે? આત્મઘાત નહિ કરતાં લલિતા હજી મોગલોના જનાનખાનામાં જીવતી હશે કે? મ્હારી વહાલી ભગિની લલિતાનાં પુનઃ દર્શન થવાનું મ્હારા ભાગ્યમાં લખાયલું હશે કે? બદ્રુન્નિસાની માતા બુંદેલખંડની અને મ્હારી ભગિની લલિતા એ પણ બુંદેલખંડનીજ!

બદ્રુન્નિસાની માતાને બુંદેલખંડ છોડે સોળ વર્ષ થયાં છે ! લલિતા ગુમ થઇ તેને પણ સોળ વર્ષ થયાં છે ! બદ્રુન્નિસાની માતા બુંદેલખંડ છોડતી વખતે સોળ વર્ષની હતી. મ્હારી લલિતા પણ ગુમ થઈ તે વખતે સોળ વર્ષનીજ હતી. એટલુંજ નહિ પણ બદ્રુન્નિસાની માતાનું અને લલિતાનું સ્વરૂપ તદ્દન મળતું આવે છે. તો પછી આ સુકુમાર બાળાની માતાજ લલિતા કેમ નહિ હોય ? ગમે તે સ્ત્રીનું ભૂત બતાવી હિરાદેવીએ મ્હારી આંખમાં ધૂળ તો નાંખી એમાં શક નથી. લલિતા સ્વેચ્છાથી કિંવા જોરજુલમથી મોગલોના જનાનખાનામાં પેઠી એ પણ સત્ય. ગમે તેમ પણ બદ્રુન્નિસાની માતાને જોવી જોઇએ. તેની સ્થિતિની તપાસ ચલાવવી જોઇએ. તેજ મ્હારી પ્રિય ભગિની લલિતા છે કે નહિ તેનો નિર્ણય કરવો જોઇએ. ત્યાર પછી હિરાદેવીનો ઇન્સાફ કરવાનું સુગમ થઇ પડશે. ત્યાર પછીજ મ્હારી પ્રતિજ્ઞાએ બુંદેલખંડનું જે નુકસાન કર્યું છે તેનો બદલો વાળી શકાશે !" મનમાંજ એવો વિચાર કર્યા પછી તેણે અત્યાર સુધી બદ્રુન્નિસાનો હાથ ઝાલ્યો હતો તે છોડી દઈ બોલ્યોઃ "છોકરી ત્હારી માતા તેજ મ્હારી પ્રિય ભગિની લલિતા હોવી જોઇએ એવો મ્હને સંશય આવે છે તેથીજ હું દિલ્લી જઇ ત્હારી માતાની શોધ કરીશ."

બદ્રુન્નિસા કંઇક વિચારમાં પડી. તે કંઈ પણ બોલી નહિ.

"છોકરી ! ત્હારી માતાનું નામ શું ?"

"હમણાં તેને આયેષા કહે છે."

"તે દિલ્લીમાં ક્યાં રહે છે ?"

"સાર્વભૌમ દિલ્લીપતિના જનાનખાનામાં."

"દિલ્લીપતિના જનાનખાનામાં ? કેમ ? તે ત્યાં કેમ રહે છે ?"

સભાકરણનો પ્રશ્ન સાંભળી બદ્રુન્નિસાનું મુખ ગંભીર થયું. તેણે ગંભીરતાથી કહ્યુંઃ "મ્હારી માતા, આયેષા શહેનશાહ ઔરંગઝેબ બાદશાહની પટ્ટરાણી હોવાથી સાર્વભૌમના જનાનખાનામાં રહે છે."

સભાકરણ આશ્ચર્યથી એટલો બધો સ્તબ્ધ થઇ ગયો કે જેથી ઘણા વખત સુધી તેના મુખમાંથી એક પણ શબ્દ બોલ્યો નહિ. અંતે તેણે કહ્યુંઃ

"દિલ્લીના જનાનખાનામાં મ્હારે એક વખત પ્રવેશ કરવો પડશે. સુંદર શાહજાદી ! બાદશાહના જનાનખાનાનો ભોગવિલાસ છોડી તું આમ એકલીજ કેમ ફરે છે ?"

બાદશાહની અબાધ્ય સત્તા જેનો પરાજય કરી શકે એમ નથી, બાદશાહના અગણિત દ્રવ્યનો ભણ્ડાર જેને ખરીદી શકે એમ નથી; એવા બાદશાહના જનાનખાનામાં પણ દુર્લભ્ય થઈ પડે એવી વસ્તુની શોધ કરવા હું બુંદેલખંડમાં ભ્રમણ કરૂં છું. તમારે મ્હારી માતાની મુલાકાત લેવી હોય તો મ્હારી આ મુદ્રિકા તમારી પાસે રહેવા દો. જનાનખાનામાં પ્રવેશ કરતી વખતે એની તમને બહુ જરૂર પડશે. આ મુદ્રિકા જનાનખાનાના પહેરેગિરોને બતાવવાથી તે તમને તમારી ઇચ્છામાં આવે તે સ્થળે આયેષા બેગમના મહેલમાં લઈ જશે. ત્યાં ગયા પછી મ્હારી માતાને આ મુદ્રિકા આપજો અને કહેજો કે: "ત્હારી પ્રિય કન્યા બદ્રુન્નિસા સુખરૂપ છે."

બદ્રુન્નિસાના હાથમાંથી આનંદ ભરેલે ચિત્તે મુદ્રિકા લઇ સભાકરણે કહ્યું: "બાળા ! હું ત્હારો ઘણો ઉપકારી થયો છું. હું ત્હારૂં કલ્યાણ શી રીતે કરૂં?"

"દિલ્લીનું જનાનખાનું છોડયા પછી મ્હને કોઇ પણ વસ્તુની ખોટ પડી નથી, પરંતુ જેનો શોધ કરવા માટે હું ભટકતી ફરૂં છું તેનો હજી મ્હને પત્તો લાગ્યો નથી."

"શાહજાદી બદ્રુન્નિસા પોતાની જાતે એવો કોનો ગુપ્ત રીતે શોધ કરે છે ?" સભાકરણે આશ્ચર્ય પામી પૂછ્યું.

બદ્રુન્નિસાએ ઉત્તર દીધો: "સાગરના રાજા સભાકરણ તમારા ઓળખીતા છે કે ?"

બદ્રુન્નિસા સ્હામે કુતૂહલ પૂર્ણ નેત્રે જોઈ સભાકરણે કહ્યું: "હા."

"તેમના પુત્ર સુકુમાર દલપતરાયનો હું શોધ કરૂં છું."

"રાજા ચંપતરાયે બુંદેલખંડની સ્વતંત્રતા માટે આરંભેલો પ્રયત્ન તૂટી પડેલો હોવાથી સ્વતંત્રતા પ્રાપ્તિને માટે પ્રયત્ન કરનાર થોડાંક મનુષ્યો સિલિક રહ્યાં છે તેમની સાથેજ કુમાર દલપતરાય હમણાં ગુપ્ત-અજ્ઞાત વાસમાં દિવસો નિર્ગમન કરે છે."

"શું ? બુંદેલખંડની સ્વતંત્રતાનો પ્રયત્ન નિરર્થક ગયો ?" બદ્રુન્નિસાએ દુ:ખપૂર્ણ સ્વરે કહ્યું. તેના નેત્રમાં આંસુ આવી ગયાં. તેનું મુખ અત્યંત મ્લાન થઇ ગયું.

"બુંદેલખંડને ગુલામગિરીની દુર્ગંધમાં ધકેલી દેનાર દિલ્લીપતિની પુત્રી બુંદેલખંડની સ્વતંત્રતા માટે આટલી બધી લાગણી રાખે એ શું ?" સભાકરણ આશ્ચર્ય પામી મનમાંજ બબડ્યો. તેનું મુખ લજ્જાથી અધિક ફિક્કું પડી ગયું. "બને તેટલી ઉતાવળે આયેષા બેગમની મુલાકાત લેવી જોઇએ." એવો તેણે નિશ્ચય કર્યો.

સભાકરણ હિરાદેવીના મહેલ તરફ પુનઃ ગયો નહિ. તે હિરાદેવીની જાળમાં સપડાયો નહિ. સૂર્યોદય થતા પહેલાંજ સભાકરણે ઓરછાની સરહદ ઓળંગી !

પણ દલપતરાયને માટે સમસ્ત બુંદેલખંડમાં પ્રવાસ કરનાર બદ્રુન્નિસાએ ભવિષ્યમાં શું કર્યું ?

## પ્રકરણ ૧૯ મું.

## નવીન આપત્તિ !



ઓરછાના નાગરિકો, નાના પ્રકારના તર્ક વિતર્ક કરતા આજે ભયચકિત મુખમુદ્રાએ રાજમહેલ સ્હામું જોઇ રહ્યા હતા. જેમ અરણ્યની સ્વતંત્રતા ઉપર તરાપ મારનાર ક્રૂર વાઘના નિવાસસ્થાન તરફ અન્ય ચોપગાં પશુઓ ભય પામી તિરસ્કારપૂર્ણ દ્રષ્ટિયે જુવે છે તેવીજ મુખમુદ્રાવડે ઓરછાના નાગરિકો આજે રાજા વીરસિંહદેવે બાંધેલા રાજમહેલ તરફ જોઇ રહ્યા હતા. કોઇ પણ પ્રકારની નવીન આપત્તિનો પ્રારંભ થશે એવા વિચારો પરસ્પર ચલાવી રહ્યા હતા. રાજા વીરસિંહદેવે તે રાજમહેલ બંધાવીને શાહજાદા સલીમની મુલ્લાકાત લીધી ત્યાર પછી થોડા વખતમાંજ ઓરછાની સ્વતંત્રતા

નષ્ટ થઇ હતી ! રાજા પહાડસિંહે તેજ મહેલમાં શાહજહાંનું આદરાતિથ્ય કર્યું ત્યારે તેને સત્વર રાજ્યનો ત્યાગ કરી અરણ્યવાસ સ્વીકારવો પડયો ! હિરાદેવીએ એજ મહેલ ઉઘાડી બુંદેલખંડના માંડલિક રાજાઓની સભા ભરી હતી અને ત્યાર પછી તુરતજ પહાડસિંહનું મૃત્યુ, પોતપોતામાં સંગ્રામ, ભયંકર મનુષ્ય વધ, વગેરે આપત્તિઓ ઓરછા ઉપર આવી પડી હતી. એ રાજમહેલનો ઇતિહાસ એવોજ સંકટ પરંપરાથી ભરેલો હોવાથી જ્યારે જ્યારે તે ઉઘાડવામાં આવતો ત્યારે ત્યારે એકાદ નવીન સંકટ આવી પડતું હોવાનો ઓરછાના નાગરિકોનો તર્ક આજપર્યંત ખોટો પડયો નથી.

આજે તેજ રાજમહેલ ઉત્તમ પ્રકારે પ્રકાશિત થઇ રહેલો જોતાંજ ઓરછાના નાગરિકો ભિન્ન ભિન્ન પ્રકારના તર્ક વિતર્ક કરતા હતા. સર્વના તર્કનું મૂળ પોતાના ઉપર કંઇક નવીન આપત્તિ આવી પડશે એવા એકજ પ્રકારની ભયપ્રદ કલ્પનામાં સમાઇ જતું. તેમણે આપત્તિની જે ચિકિત્સા કરી હતી તે ઉપર અથવા તેમની સર્વ સામાન્ય કલ્પના ઉપર વિસ્તાર પામેલો તર્ક એટલો વિશાળ હતો કે જેથી તેના મૂળમાં કલ્પનાનું ઘણું ન્હાનું બીજ હશે એવી ધારણા પણ થઇ શકતી નહોતી. એક તર્કશાસ્ત્રીએ રાજમહેલનો પ્રકાશ જોતાંજ કેટલાક ઉમરાવો સહિત દિલ્લીપતિ ઔરંગજેબ બાદશાહની સ્વારી, ઓરછામાં આવી છે એવો કલ્પનાત્મક અભિપ્રાય આપવાની શરૂવાત કરી ! તેનો આધાર લઇ બીજા એક તર્કાલંકાર મહાશયે દિલ્લીપતિ ઓરછામાં શા કારણથી આવ્યા છે તેનું સવિસ્તર વર્ણન મફત પ્રસિદ્ધ કરવાનો પ્રારંભ કર્યો ! એ જોઇ ત્રીજા એક તર્કરત્ન આગળ આવ્યા અને પહેલા વ્યવસાય બંધુ ઉપર છલાંગ મારી અગ્નિમાંથી ધૂમાડો નિકળવાનો જુનો પુરાણો સિદ્ધાંત સર્વના મન ઉપર જાગૃત કરતા, રાજમહેલના પ્રકાશમાંથી ધૂમાડોજ નીકળશે અર્થાત્ દિલ્લીપતિને કારણરૂપ બનાવી રાજ્ય તરફથી ઓરછાનગરી બાળીને ખાખ કરવામાં આવશે એવું તે નામદાર કહેવા લાગ્યા ! રાજસેવકોએ રાજ્ય ઉપર આવી પડનાર વિપત્તિનું અનુમાન બાંધ્યું. વ્યાપારીઓએ વ્યાપાર ઉપરના સંકટની કલ્પના કરી, અને ઇતર નાગરિકો નિરાશ થઇ જઈ પોતાના ઉપર આવી પડનાર ભાવિ સંકટ સંબંધી પોતાના તર્ક પરસ્પર જણાવવા લાગ્યા.

રાજા કંચુકીરાય ઉચ્ચ પ્રકારનો પોષાક પહેરી રાજમાર્ગ ઉપર એકત્ર થયેલા નાગરિકજનો સ્હામું તુચ્છતાદર્શક મુખે જોતા રાજમહેલ તરફ જતા હતા. વયની વૃદ્ધિ સાથે ડહાપણની પણ વૃદ્ધિ થાય છે એવો અભિપ્રાય ધરાવતા એક વૃદ્ધ ગૃહસ્થ કંચુકીરાયની વૃદ્ધાવસ્થા સ્હામું જોઇ પોતાને ખાસ બૃહસ્પતિની મુલાકાત થઈ હોય એવું માની, કંચુકીરાયની પાસે આવી ઘણી નમ્રતાથી બોલ્યાઃ "ગુરો ! રાજમહેલમાં ઉતરેલા દિલ્હીપતિને ઉન્હા ઉન્હા મનુષ્ય-રક્તનું સ્નાન કરવું બહુ પસંદ હોવાથી તરૂણ લઠ્ઠ બુંદેલાઓને ચરખામાં પીલી તેમનું રક્ત કાઢવામાં આવનાર છે એ ખરૂં છે કે?"

કંચુકીરાયે આશ્ચર્યચકિત મુખે પોતાના શિષ્ય સ્હામું જોઈ આગળજ ચાલવા માંડયું ! તેમણે પોતાના નવીન શિષ્યને શામાટે ઉત્તર ન આપ્યો તે તો ઇશ્વર જાણે !

કંચુકીરાય ચાર ડગલાં ચાલ્યા નહિ હોય એટલામાં માથા પર કેશ ધારણ કરેલી એક વિધવાએ ચિંતાતુર મુખે કહ્યું: "રાજમહેલમાં ઉતરેલા દિલ્હીપતિ આવતી કાલે ઓરછાની સર્વ પ્રજાની ચોટલી મુંડાવી નંખાવવાના છે એવું સાંભળ્યું છે તે ખરૂં છે? પુરૂષોની ચોટલી સાથે અમારા જેવી વિધવાઓએ રાખેલા માથાના વાળ પણ કાલે દેહનિકાલ થશે કે?"

કંચુકીરાયે એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય પોતાની દાઢી મુછના જંગલ ઉપર હાથ ફેરવતા, ગમે તેવો પ્રસંગ આવી પડશે તો પણ એ અલંકાર કાયમજ રહેશે એવી સૂચના આપતા માર્ગ કાપવા લાગ્યા.

રાજા બહાદુર થોડે વેગળે ગયા નહિ હોય એટલામાં મુખ ઉપર પુરૂષત્વની નિશાનીનું સત્યાનાશ વાળી અર્ધ નારી નટેશ્વર બનેલો એક દેવીભક્ત તેમના તરફ કંઇક કારણસર જોતો ઉભેલો જણાયો. કંચુકીરાય તેના પ્રશ્નની કલ્પના કરતો હતો એટલામાં દેવીભક્ત શરીરના ચાળા કરતો જાણે કોઇ સુંદર સ્ત્રી ન હોય તેમ બોલ્યોઃ "રાજમહેલમાં ઉતરેલા દિલ્હીપતિ, કાલે ને કાલેજ બુંદેલાઓએ હાથ હાથ જેટલી દાઢી રાખવી એવો હુકમ છોડનાર છે, તે હુકમનો અમલ દેવીભક્તોએ પણ કરવો પડશે કે?"

કંચુકીરાયે સ્મિતહાસ્ય મુખે તેના સ્હામુ જોઇ આગળ ચાલવા માંડયું.

એટલામાં એક કૃપણ ગૃહસ્થ ઉતાવળે તેમના સ્હામુ આવતો જણાયો.

"રાજા સાહેબ!" તે કૃપણ ગૃહસ્થે કહ્યું: "મુસલમાની પદ્ધતિ પ્રમાણે સર્વ બુંદેલાઓએ સત્વર જનોઇ પહેરવી પડશે એવું સાંભળ્યું છે. ત્યારે મ્હારે મ્હારા પુત્રની જનોઇ ક્રિયા આપણી પદ્ધતિ પ્રમાણે કરી વ્યર્થ ખર્ચમાં પડવું કે બાદશાહની પદ્ધતિ પ્રમાણે યજ્ઞોપવિત ક્રિયા શરૂ થાય ત્યાં સુધી થોભી જવું?"

કંચુકીરાયે આશ્ચર્ય અને ક્રોધ ભરેલે મુખે માત્ર તેના તરફ જોયાજ કર્યું, અને જરા આગળ ચાલ્યો એટલામાં ભિક્ષા ઉપર ઉદર પોષણ કરનારાં મુંગા મનુષ્યોની ટોળી એક બોલતા આગેવાન સહિત પોતાની વાટ જોતી ઉભેલી તેમને જણાઇ.

"મહારાજ." મુંગાઓનો આગેવાન બોલ્યો: "દિલ્લીપતિ બુંદેલ-ખંડમાં સત્વર પોતાની ભાષા શરૂ કરવાના છે. ત્યારે અમારી આ મુંગાની ટોળીએ પોતાનો આદર સત્કાર જુની પદ્ધતિ પ્રમાણે દર્શાવવો કે રાજભાષામાં?"

એ પ્રશ્ન સાંભળી કંચુકીરાય ગભરાઇ ગયા. એટલામાં એક કલમબહા-દુરે રાજાજીને પ્રશ્ન કર્યો: "રાજભાષા લખવાની પદ્ધતિ ઉંધી છે તે તો હું જાણું છું પરંતુ તે લખતી વખતે કલમ ઉંચી રાખવી પડે છે કે ચત્તી, કલમ ડાબે હાથે પકડવી કે જમણેજ હાથે અને કલમબહાદુરોએ રાજ ભાષા લખતી વખતે પોતે ઉંધે માથે ટંગાઇ રહેવું પડે છે કે કેમ? એ સંબંધી ખુલાસો કરશો તો મ્હારા જેવા ગરિબને ઉદરનિર્વાહનું સાધન આપેજ આપ્યા જેટલું પુણ્ય પ્રાપ્ત થશે!"

આ પ્રમાણે ઓરછાના નાગરિકોનો તર્ક વિતર્ક સાંભળતા કંચુકીરાયની સ્વારી ધારેલે સ્થળે આવી પહોંચી. ત્યારેજ તેમણે જાણ્યું કે: ધારેલું કાર્ય સુફળ થવાને માટે હજી થોડો વાર થોભવું પડશે.

રાજમહેલ આજે ઉત્તમ પ્રકારે શૃંગાર્યો હતો. અત્તરના દીપકો સર્વત્ર સુગંધ પ્રસારતા ઉજવળતા ધારણ કરી રહ્યા હતા. તેનો પ્રકાશ વિચારમગ્ન સ્થિતિમાં બેઠેલા એક મોગલ યુવકના પ્રસન્ન મુખ ઉપર પડતો હતો. બાદ-શાહ ઔરંગજેબના મુખ ઉપર ઘર જમાઇ થઇને બેઠેલી ઉદાસીનતા, ગાંભીર્ય

અને પ્રૌઢત્વનો જરા પણ આભાસ તે યુવકના મુખ ઉપર નહતો. વિષય વાસનાથી રંગિન બનેલું, મનની અસ્થિરતાથી ચંચળ થયેલું અને અહંકારથી મદાંધ બનેલું તે મુખ જોતાં, જાણે બાદશાહ ઔરંગજેબ વિચિત્ર કારસ્થાનો કરવા માટેજ રાજમહેલમાં બેઠા હોય, એવો વિચિત્ર તર્ક વિતર્ક કરનારા ઓરછાના નાગરિક જનો ખરેખરા ગાંડાજ છે એવું કહ્યા વિના ચાલે તેમ નથી.

બાદશાહ ઔરંગજેબ, સમસ્ત બુંદેલખંડ જીતી લઇ, તે ઉપરથી ઝાંખો થયેલો ગુલામગિરીનો સિક્કો ચળકતો બનાવી ક્યારનાએ રાજધાનીમાં પાછા ગયા હતા. તેમણે બુંદેલખંડનું સત્વ હરણ કરી લીધું હતું. કહો કે–બુંદેલખંડનું લોહી ચૂસી લીધું હતું! સત્વહીન બનેલા રક્તમાંસ વગરના હાડપિંજર જેવા બુંદેલખંડ તરફ મહત્વાકાંક્ષી શહેનશાહ હવે શેના દ્રષ્ટિપાત કરે ? તેઓ હમણાં એવોજ બીજો એકાદ શિકાર પોતાના પ્રબળ પંજામાં લેવાનો વિચાર કરતા હતા. લક્ષ્મી–પુત્રોએ સ્વાદ લીધા પછી વધેલા પકવાન્ન ઉપર જેમ તેમના લાડકવાયા આશ્રિતો તરાપ મારે છે અથવા વનરાજે રક્ત ચૂસી લઇ ખાલી ખોખું કરેલા પ્રાણીનાં મુડદાં જેમ શિયાળ કૂતરાં ચૂસી ચાટી ખાય છે તેજ પ્રમાણે સત્વહીન બનેલા બુંદેલાનાં મુડદાં ચૂરેચૂરા કરી નાંખવા માટેજ, તરૂણ મોગલ જાણે દિલ્લીના શહેનશાહનો કોઇ પ્રિય કૂતરો ન હોય! વારૂ પણ ભિન્ન ભિન્ન મનોવિકારથી રંજિત થયેલી તેની મુખપ્રભા સ્વાભાવિક ક્યારે થશે અને આપણે તેને ક્યારે ઓળખી શકીશું ?

મનોરાજ્યમાં ભાવિ સુખનાં સ્વપ્ન જોતો, વિચારમગ્ન અવસ્થામાં બેઠેલો તરૂણ મોગલ, ઘણો વખત સુધી એમને એમ બેસી રહ્યો હતો. ત્યાં એકાએક તેને કંઇ યાદ આવ્યું હોય તેમ અત્યાર સુધી કાલ્પનિક વિલાસથી રંગિન બનેલું, કયા પ્રકારના ઐશ્વર્યને પસંદ કરવું તેના અબાધિત વિચારથી ચંચળ થયેલું, અને કાલ્પનિક અધિકારથી મદાંધ થયેલું તેનું મુખ સ્વાભાવિક રૂપમાં જણાવા લાગ્યું. હવે તો તે આપણો ઓળખીતો, રંગીલો, છબીલો રણદુલ્લાખાનજ છે, એવી ખાત્રી થયા વિના રહેશે કે ?

√ સરદાર રણદુલ્લાખાન રાજમહેલમાં અત્તરના સુગંધિત પ્રકાશમાં બેસી સર્વ

પ્રકારનાં સુખનો ઉપભોગ કરવા માટે પોતે કેટલાં ચઢણુ ચઢી આવ્યો છે અને હવે પોતાને માટે સુખની કેટલી સામગ્રીઓ નજર સ્હામું પથરાઈ રહી છે ? તેનો સુખમય વિચાર કરતો હતો. પોતાની બાલ્યાવસ્થા સમરકંદના રાજમાર્ગ ઉપર ભિક્ષા માંગવામાં કેવી રીતે વ્યતીત થઇ, સ્વદેશમાં નિવાસ કરતી વખતે પોતે કેવો નિરર્થક–રખડતો–હતો, ભવિષ્યમાં મહત્વાકાંક્ષાએ તેને કેવો ગાંડો બનાવી દીધો, સ્વદેશમાં હતો તે વખતે વિલાસ વૈભવનાં દ્વારનું મ્હો જોવાનું પણ કેવું મુશ્કેલ હતું. અને તેથીજ પરાભૂત દેશમાં જઇ પોતાના જાતભાઇઓની મદદથી ભાગ્ય અજમાવવાનો વિચાર મનમાં કેવી રીતે ઉત્પન્ન થયો તેનું તેમને સ્મરણ થયું. ત્યાર પછી દુઃખના ડુંગરા ઓળંગતો, કંગાલ સ્થિતિમાં પોતે કેવી રીતે દિલ્લી જઇ પહોચ્યો અને ત્યાં આવ્યા પછી ભાગ્યદેવીએ કેવી રીતે ઉછાળો માર્યો અને પોતે રંકનો રાય કેવી રીતે બન્યો અને થોડા દિવસ પહેલાં સમરકંદના રસ્તા ઉપર પ્રત્યેક વટેમાર્ગુ આગળ હાથ લંબાવનાર કંગાલ ભિખારી દિલ્લીપતિનો સરદાર બની હજારો લોકોનો મુજરો કેવી રીતે લેવા લાગ્યો છે તેનું સ્મરણ થતાં રણદુલ્લાખાન પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો ! થોડા વખત સુધી સ્વાભાવિકરૂપમાં જણાતું તેનું મુખ પુનઃ ભિન્ન ભિન્ન વિકારો વડે ઘેરાવા લાગ્યું. વૈભવ શિખરનું ચઢાણુ ચઢતી વખતે ચંપતરાય તથા તેના પુત્રે પોતાને કેવા કેવા પ્રતિબંધ કર્યા, તે અપમાનનો બદલો વ્યાજ સાથે કેવે પ્રકારે લીધો, દિલ્લીપતિની કૃપા પોતાના ઉપર કેવી રીતે વૃદ્ધિ પામી, અને તેમણે પોતાને કેવા મહત્વનું કાર્ય બજાવવાનું સોંપ્યું, વગેરે વૈભવગિરીના ઉત્તરોત્તર ઉચ્ચ પગથિયાંનું દર્શન કરતા રણદુલ્લાખાનના વિચાર વૈભવગિરીના ઉચ્ચ શિખર પર્યંત જઇ પહોંચ્યા. બુંદેલખંડના એકાદ કાયર–નિર્બળ રાજાને પદભ્રષ્ટ કરી પોતે તેના સિંહાસન પર બેઠો છે, બુંદેલખંડના સર્વ માંડલિક રાજાઓ પોતાનાં ચરણમાં નમતા ઉભા રહી પોતાના મુખમાંથી નીકળતા શબ્દો ઝીલવા, સિંહાસનની આસપાસ એકત્ર થયા છે, તેમની ટોળીમાં પદભ્રષ્ટ થયેલો રાજા પોતાને મળતાં વર્ષાસન ઉપર સંતોષ પામતો ઉભો છે. અને એ રીતે બુંદેલખંડની દ્રષ્ય અને અદૃષ્ય, સજીવ અને નિર્જીવ સર્વ

સંપતિ પોતાના તાબામાં આવી ગઈ છે; એવા પ્રકારની મહત્વાકાંક્ષાનું ધ્યેય રણુદુલ્લાખાન કલ્પનાના બળ વડે ચિતરતો હતો. એટલામાં રાજા કંચુકીરાયનું સ્મરણ થયું. પણ હજી સુધી તે આવ્યો નહોતો, તેથી આશ્ચર્ય પામી તેનો શોધ કર્યો. ત્યારે જણાયું કે રાજા સાહેબ તો ઘણા વખતથી આવ્યા છે પણ તે ખાંસાહેબની પરવાનગીની વાટ જોતા નીચે બેસી રહ્યા છે એવું તેમના જાણવામાં આવ્યું. એ સાંભળી જેમ એકાદ શિકાર પોતાની જાળમાં ઝપડાતાં પારધીને અત્યાનંદ થાય છે તેટલોજ આનંદ રણુદુલ્લાખાનને થયો.

સરદાર સાહેબે પોતાને યાદ કર્યો છે એવું જાણવામાં આવતાંજ કંચુકીરાય દોડતો પડતો આખડતો મહેલના ઉપલા દિવાનખાનામાં ગયો અને અત્યંત અદબથી નીચો વળી મુજરો કરી ખાનસાહેબના આસનથી ઘણે દૂર ઉભો રહી બોલ્યોઃ "સરદાર સાહેબને મ્હારૂં સ્મરણ થયું એ હું મ્હારૂં મહદ્‌ભાગ્ય સમજું છું. મ્હારા ભાગ્યનો ઉદય થવાનો હોવાથીજ મ્હને આપ નામદાર સાથે વાતચિત કરવાની ઇચ્છા થઇ છે. ખાનસાહેબ ! આ તાબેદાર ગુલામને હુકમ ફરમાવવાની ઘણી ઘણી મહેરબાની કરશો."

"કંચુકીરાય ! ત્હારી અજ્ઞાનતાને લીધે અને ત્હારી મૂર્ખ છોકરીના અતિ સહવાસને લીધેજ મ્હારે ચંપતરાયના નરકવાસ જેવા કેદખાનામાં સડવું પડ્યું ! મ્હારૂં ઘણું અપમાન થયું. મ્હારે અત્યંત ત્રાસ ભોગવવો પડ્યો. મ્હારે કેટલાક દિવસ પર્યંત એશઆરામ ગુમાવવો પડ્યો ! એ રીતે મ્હને જે નુકસાન થયું છે તે હું ત્હારી પાસેથી ભરી લેવાનો છું."

"સરદાર સાહેબ !" કંચુકીરાયે ભયથી થર થર કંપતાં ઉતર દીધોઃ "મ્હારી કન્યાના પ્રયત્નને લીધેજ ચંપતરાયના કેદખાનામાંથી તમારો છુટકો થયો છે એમ છતાં—"

કંચુકીરાયને પૂરેપૂરૂં બોલવા નહિ દેતાં રણુદુલ્લાખાને વચમાંજ કહ્યુંઃ "વધારે બોલવાનું કારણ નથી. હું જેને મ્હારૂં નુકસાન કહું છું તેને તમારે મ્હારૂં નુકસાન સમજવું જોઇએ. અને હું જેને તમારો ફાયદો કહું છું તેને તમારે ફાયદો સમજવો જોઇએ. અમે વિજય પ્રાપ્ત કર્યો છે. તમે પરાજય પામ્યા છો. અમે ઉચ્ચ છીએ. તમે નીચ છો. તમારા માનનું પગથીઉં

જેમ નીચું છે તેજ પ્રમાણે તમારા જ્ઞાનનું પગથીઉં પણ નીચુંજ છે. એ સમજી લઇને બોલતાં શીખ. છેકજ બેવકૂફ બનવું સારૂં નહિ. હું કહું છું કે: ત્હેં અને ત્હારી કન્યાએ મ્હારૂં નુકસાન કર્યું છે. એ નુકસાન ભરી લેવાની મ્હારી ઇચ્છા છે."

"ખાવિંદની કયા પ્રકારે સેવા કરવાથી આ દાસે આપના નુકસાનનો બદલો વાળી આપેલો કહેવાશે ?" રણદુલ્લાખાનની મરજી જોઈ કંચુકીરાયે પ્રશ્ન પૂછયો.

સરદાર સાહેબ આનંદમાં ડોલતા બોલ્યાઃ "હાં, એમ ઠેકાણે આવી વાત કર. છેકજ બેવકુફીભરેલું બોલવાથી વખતે જીવનું જોખમ થઇ જાય. ત્હને કઇ પુત્ર સંતતિ નથી ખરૂં કે ?"

"ધારીરના રાજાને યુવરાજ નથી એ વાત ખરી છે." કંચુકીરાયે દુઃખ પામી કહ્યું.

"ત્હારી પાછળ ધારીરના રાજ્યની વ્યવસ્થા કેવી રીતે ચલાવવી તેનો તેં કશો વિચાર કર્યો છે કે ?"

"સરદાર સાહેબ ! એ સંબંધી મ્હેં હજી સુધી કશો વિચાર કર્યો નથી. એ સંબંધી આપ એકાદ સૂચના કરશો તો હું જીવનપર્યંત આપનો ઋણી થઇશ." કંચુકીરાયે કહ્યું.

"તે સૂચના આપવા માટેજ મ્હેં તને ખાસ બોલાવ્યો છે. આ રણદુલ્લાખાનની સત્તા, માન આબરૂ અને ખ્યાતિ તો તને કહેવાં પડે એમ નથી. અમારા જેવો તરૂણ, રૂપ સમ્પન્ન, અને માનવંત જમાઇ મેળવવા માટે રાજસ્થાનના રાજાઓમાં દોડધામ થઇ રહી છે. પરંતુ મ્હને જમાઇ માનવાનું માન, કંચુકીરાય ! ત્હનેજ આપવાનો મ્હારો વિચાર છે. ત્હારી સુંદર કન્યાનો હાથ ઝાલી મ્હારી નુકસાનીનો બદલો વાળી લેવાનો અને ત્હારા મરણ પછી ધારીરના રાજ્યની વ્યવસ્થા કરવાની પંચાતમાંથી ત્હને મુક્ત કરવાનો મ્હારો વિચાર છે."

રણદુલ્લાખાનનું કથન સાંભળી સભાકરણ મનમાં ને મનમાંજ બળી જળી ખાખ થયો હોત અને ચંપતરાયે પોતાનું અપમાન માની તુરતજ

વૈર લીધું હોત પરંતુ કંચુકીરાયના હૃદયમાં તો તેથી આનંદની ભરતી આવી. રણદુલ્લાખાન જેવો દિલ્હીદરબારનો માનીતો, પ્રતાપી સરદાર પોતાની પ્રિય વિજયાનો પતિ થાય, એ તેને અત્યંત પસંદ પડયું. તેણે હર્ષભેર કહ્યું: "સરદાર સાહેબ! તમે જે ઇચ્છા દર્શાવી છે તેથી મ્હારા ઉપર ઘણો ઉપકારજ કર્યો છે. મ્હારી જીંદગી સુધી મ્હને એવો ઉત્તમ વિચાર સુઝતજ નહિ. મ્હારી વિજયાને આપના શરણમાં લેશો તો તે ખરેખર આપની ઋણી થશે. કન્યાને માટે પતિ શોધવાના ત્રાસમાંથી અને મ્હારી પાછળ રાજ્યની વ્યવસ્થા કરવાની ભાંજગડમાંથી મ્હને મુક્ત કરવાનો આપનો વિચાર અત્યંત અભિનંદનીય છે. આપને કન્યાદાન દેવા હું તૈયાર છું. આપના જેવા ભાગ્યશાળી જમાઇને કન્યાદાન કરવાથી મ્હને બહુ પુણ્ય થશે. અમારા હિંદુશાસ્ત્રમાં ઉત્તમ પ્રકારના પતિને કન્યાદાન દેવાનું લખ્યું છે. ખાનસાહેબ! આપનાથી બીજો કયો ઉત્તમ જામાત્ર મ્હને મળવાનો છે?"

પોતાની કલ્પનાનો અમલ થવાની તૈયારી જોઇ રણદુલ્લાખાનને સ્વર્ગ બે આંગળ બાકી રહેલું જણાયું! મહત્વાકાંક્ષાના ધ્યેય સુધી પોતાનો હાથ પહોંચેલો તેમને જણાયો. વૈભવગિરીનો પહાડ પોતે ચઢી ગયા હોય એવી તેમની ખાત્રી થઇ. તેમણે કહ્યું: "કંચુકીરાય! તેં કેટલોક સમય દિલ્હીદરબારમાં ગાળેલો હોવાથી કયે પ્રસંગે કેવી રીતે વર્તવું તે તું ઉત્તમ રીતે સમજે છે. અમારા જેવા સત્તાધીશ અધિકારીઓની ઇચ્છા જાણી લઇને અમારી યુક્તિ પ્રમાણે વર્તવાની કળા તને ઉત્તમ રીતે સાધ્ય થઇ છે, ત્હારા કલ્યાણ સાધનનો યોગ્ય માર્ગ ત્હેં ગૃહણ કર્યો છે. ત્હારો અને મ્હારો સંબંધ તો એક વખત જમવા દે, પછી ત્હારા માથા ઉપરથી રાજ્યની જવાબદારી કેવી ચતુરાઇથી ઉતારી નાંખીશ તેની ત્હને ખાત્રી થશે."

"સરદાર સાહેબ!" કંચુકીરાય ગભરાઇને બોલ્યો: "આપની ઉત્તમ સલાહની મ્હને વારંવાર જરૂર પડશે. એટલુંજ નહિ પણ આપની સંમતિ સિવાય ધારીરના રાજ્યનું પાંદડુંએ હાલશે નહિ, પણ મ્હારી નમ્ર પ્રાર્થના એટલીજ છે કે માત્ર ધારીરનું રાજ્ય સિંહાસન મ્હારા મરણ પર્યંત મ્હારા તાબામાં રહેવા દેશો. મ્હારા મરણ પછી ધારીરનું પ્રમાગ રાજ્ય આપવુંજ છે."

"ત્હેની ત્હારે ચિંતાજ કરવી નહિ. એ બધું મ્હારી ઇચ્છા અને અધિકારની વાત છે. તું કાલે સ્હવારે ત્હારી રાજ્યધાની પહોંચી જા. ધારીર ગયા પછી બને તેટલી ઉતાવળ કરીને મ્હારા લગ્નની તૈયારી કરી અમારે કયે દિવસે ત્યાં પરણવા આવવું તેની અમને ખબર આપ. ઘણીજ ઉતાવળ કરજે. અમારી લગ્નવિધિ તો તું જાણેજ છે. તે પ્રમાણે સર્વ તૈયારી કરવી જોઇએ. અમારે માટે ત્હારો રાજમહેલ શણગારી રાખજે. હું અહિંનું કામ-કાજ કરવા છતાં ત્હારા પત્રની વાટજ જોઉં છું."

રણદુલ્લાખાનના હુકમને શિરસાવંદ્ય માની કંચુકીરાયે ઉત્તર દીધોઃ "આપની આજ્ઞાનુસારજ સર્વ તૈયારી કરીશ. લગ્નવિધિ માટે તો અહિંનાજ કાજી સાહેબને મ્હારી સાથે લઈ જવાનો વિચાર છે. કારણ કે ધારીરનો કાજી કુરાનમાં એટલો બધો હોંશિયાર નથી એવું મ્હારૂં માનવું છે. લગ્ન જેવી મહત્વની વિધિ કુરાનની આજ્ઞા પ્રમાણેજ બરાબર થવી જોઇએ. હું ધારીર પહોંચ્યા પછી તારીખ વાર આપને લખી જણાવીશ. આપને માટે રાજમહેલ ખાલી કરી શૃંગારી તૈયાર રાખું છું. રાજમહેલની પાસેજ ઘોડાના તબેલા છે તેમાં લગ્ન પૂરાં થતાં સુધી અમે નિવાસ કરીશું!"

"વાહ! કંચુકીરાય!" રણદુલ્લાખાને આનંદના આવેશમાં કહ્યુંઃ "ત્હારા ઉપર હું બહુજ ખુશી થયો છું. દિલ્લીપતિની મુલાકાતનો ત્હારે પ્રસંગ આવશે ત્યારે ત્હને એકાદ ઉચ્ચ અને અતિશય માનની પદવી અપાવવાની સિફારસ કરીશ. જા. હવે અમારે અમૃત પાન કરવાનો વખત થયો છે."

કંચુકીરાય જવાને તૈયાર થયો. તેણે પોતાના ભાવિ જમાઇને નીચાં વળી કુર્નિસ કરી. રણદુલ્લાખાને હાસ્ય ભરેલે મુખે પોતાનું ડોકું કિંચિત્ હલાવી પોતાના ભાવિ સસરાજીનો મુજરો સ્વીકાર્યો. રાજા કંચુકીરાય જવા માટે પગ ઉપાડતો હતો એટલામાં તેને કંઇક યાદ આવ્યું. તેણે સરદાર સાહેબ તરફ વળી પુનઃ કહ્યુંઃ "આપના હુકમ પ્રમાણે હું આપની પાસે આવવા નીકળ્યો તે વખતે અહિંજ-અજ્ઞાન રાજાની પાલન કરતી માતા રાણી હિરાદેવી મ્હને મળી. સરદાર સાહેબની સ્વારીએ દિલ્લીથી આટલે દૂર આવવાની તસ્દી લેવાનું કારણ શું હશે? તેની તપાસ કરવાની તેમણે

મ્હને આજ્ઞા ફરમાવી. આપને દિલ્લીથી અત્રે આવવાનું કારણ માત્ર મ્હારી કન્યાના કલ્યાણ સિવાય જો કોઇ બીજું હોય તો તે આ તાબેદાર ગુલામને જણાવવાની મહેરબાની કરો. રાણી હિરાદેવીજ ઓરછાનો રાજ્ય કારભાર ચલાવે છે એ તો આપ નામદારના જાણવામાંજ હશે."

"મ્હારે આ તરફ આવવાનાં બે કારણો છે." રણદુલ્લાખાન રૉફભેર બોલ્યો: "એક ખાનગી અને બીજું સાર્વજનિક. મ્હારા ખાનગી હેતુનું સ્વરૂપ મ્હેં ટુંકામાં કહી દીધું છે. હવે માત્ર સાર્વજનિક કારણ કહેવાનું બાકી રહે છે. હજરત મહંમદ પયગંબર સાહેબે ફર્માવેલી પવિત્ર આજ્ઞા બજાવવા માટે દિલ્લીપતિએ બુંદેલાઓની સ્વતંત્રતા-દેવી એટલે નિષ્કારણ મંદિરમાં બેસાડેલી વિંધ્યવાસિનીની પત્થરની મૂર્ત્તિનો મંદિર સહિત નાશ કરવા કેટલાક મહિના પહેલાં મ્હને મોકલ્યો હતો તે વખતે મ્હારૂં કેવું અપમાન થયું હતું તે તું જાણેજ છે. તે અપમાન માત્ર એકલા રણદુલ્લાખાનનું થયું નહોતું પણ દિલ્લીના ઇસ્લામી તખ્તનું, હજરત મહંમદ પયગંબર સાહેબના જુસ્સાદાર ભક્તોનું, અને અલ્લાના મહદ્ તત્વનું થયું હતું. એવું દિલ્લીપતિ માને છે. હજારો બુંદેલાઓનો રક્તપાત થયો, ચંપતરાયનું બલિદાન દેવાયું, મહોબા ઉપર દિલ્લીના બાદશાહનું નિશાન ફરકવા લાગ્યું, છત્રસાલ અને તેના આશ્રિતોની રેવડી દાણાદાણ થઇ ગઈ તો પણ દિલ્લીના બાદશાહનો જીવ હેઠે બેઠો નથી. હજી ઇસ્લામી ધર્મના સાર્વજનિક અપમાનનો બદલો વળ્યો નથી એવી તેમની મજબૂત સમજણ છે. તેમજ બુંદેલખંડમાં જ્યાં સુધી એક પણ હિંદુ દેવાલય સિલિક રહેશે ત્યાં સુધી પોતાના મનનો ટળવળાટ હેઠે બેસશે નહિ એવું દિલ્લીપતિએ ભરદરબારમાં જાહેર કર્યું છે. સામ્રાજ્યની આબરૂને લાગેલું કલંક ધોઇ નાંખવા માટે, ઇસ્લામી ધર્મને લાગેલો બટ્ટો નષ્ટ કરવા માટે, અને પોતાનો ટળવળાટ શાંત પાડવા માટે બુંદેલખંડનાં બુંદેલાઓનાં એકે એક દેવાલયો જમીનદોસ્ત કરવાનો હુકમ, અહિંના સુબેદાર ફિદાઇખાનને નિવેદન કરી, તેમને મદદ કરવા માટે દિલ્લીપતિએ મ્હારી નિમણુક કરી છે. સુબેદાર ફિદાઇખાનની મદદથી બુંદેલાઓની રાજધાનીઓનાં, શહેરનાં, ખેતરોનાં, અરણ્યનાં અને ડુંગર ખીણમાંનાં

સર્વ દેવાલયો જમીનદોસ્ત કરવાં એજ મ્હારો આવવાનો સાર્વજનિક ઉદ્દેશ છે! એ ઉદ્દેશ સાધ્ય કરવા માટે વિંધ્યવાસિનીનું મંદિર છેવટ સુધી એમને એમજ રાખવામાં આવશે. તેમ કરવાથી–અમને થયેલા અપમાનનું વારંવાર સ્મરણ થવાથી–ધારેલું કાર્ય સ્ફૂર્તિથી પરિપૂર્ણ કરવાનો અમને જુસ્સો આવશે. બુંદેલખંડનાં પ્રત્યેક દેવાલયોનો નાશ કર્યા પછી એ ધર્મકાર્ય જે કારણને લીધે અમે કર્યું છે તે કારણ એટલે વિંધ્યવાસિનીના દેવળના, તેમાંની પાષાણ–મૂર્ત્તિ સાથે ચૂરેચૂરા ઉડાવી દેવામાં આવશે! સાંભળ્યું કે? કંચુકીરાય મ્હારા આવવાનું સાર્વજનિક કારણ હવે જાણ્યું કે?"

સત્તાધીશોનાં સાર્વજનિક અને ખાનગી કારણો કેવાં નિઃસ્વાર્થી અને પરોપકારી હોય છે તેનો વિચાર કરતો કંચુકીરાય દિવાનખાનામાંથી નીચે ઉતરવા લાગ્યો.

બીજે દિવસે સૂર્યોદય થતા પહેલાંજ, પોતાની કન્યા માટે કેવા ઉત્તમ ગુણનિધિ જામાત્રની શોધ કરી છે તે પોતાની પત્નિ સુફલાદેવીને કહી સંભળાવવા માટે કંચુકીરાય સાંઢણી પર બેસી ધારીરનો માર્ગ પસાર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### કુમાર છત્રસાલ અને રાજા જયસિંહ.

---




વિજય પ્રાપ્તિનો આનંદ તો સમર–તેજ ગજાવી વિજયી થનાર વીર યોદ્ધાઓજ જાણે છે. અન્ય મનુષ્યોથી તે આનંદની કલ્પના પણ થઇ શકશે નહિ. દેવગઢનો કિલ્લો પડયા પછી દિલ્લીપતિની વિજયી સેના, વિજયોત્સવ કરવામાં નિમગ્ન થઈ હતી. સ્થળે સ્થળે સંગિતની મજલિસો ભરાઈ હતી. ભિન્ન ભિન્ન વાજીંત્રોના છનછનાટ અને ગડગડાટ થઇ રહ્યા હતા. મદ્યપાનના

પ્રારંભમાં થતી કર્કશ અને ત્યાર પછી થતી ધોધળી બૂમોવડે દશે દિશા કમ્પી ઉઠી હતી. પોતે મૃત્યુ લોકની પ્રજા નથી પણ સ્વર્ગ લોકના દેવતાઓ છે એવું તે સર્વે સમજતા હતા. સંગિત પ્રિયજનોના મુખમાંથી "વાહ વાહ, કયા કહેના, કયા બાત, બહૌત અચ્છા," વગેરે પ્રશંસાપાત્ર શબ્દો નીકળતા હતા. સર્વેના મનમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો.

મધ્ય રાત્રિ વીતી ગઇ છે. આકાશનો ચંદ્ર ધીમે ધીમે ઉંચે ચઢતો આકાશના મધ્ય ભાગમાં વિરાજવા લાગ્યો છે. અખિલ વિશ્વ નિદ્રાદેવીની આરાધના કરવા લાગ્યું છે. દેવગઢની આસપાસ ચાલી રહેલા વિજયોત્સવમાં અધિક રંગ જામવા લાગ્યો છે. દેવગઢ પર વિજય મેળવ્યો તે સંબંધી એક લાંબો લચક પત્ર સાંઢણીસ્વાર સાથે દિલ્લીપતિ ઉપર રવાના કરી રાજા જયસિંહ હમણાંજ છુટા થઇ છાવણી બહાર નિતરી રહેલી નયનરંજક ચાંદનીના પ્રકાશમાં પ્રસન્ન મુખે ઉભા હતા. "વિજય પ્રાપ્તિના સમાચાર સાંભળતાંજ દિલ્લીપતિને કેટલો બધો સંતોષ ઉપજશે, આટલા થોડા સમયમાં દેવગઢ સર થયાની હકિગત વાંચતાંજ તે મ્હારા ઉપર કેટલા બધા પ્રસન્ન થશે?" વગેરે અનેક વિચારો સ્વામી ભક્ત શૂરવીર રજપૂત જયસિંહના મનમાં ઉપન્ન થતા હતા. વિજય પ્રાપ્તિનો ખરો આનંદ તેમના મુખ ઉપર ફરકી રહ્યો હતો. તેમણે આસપાસ દ્રષ્ટિ ફેરવી. પોતપોતાના દરજ્જાને છાજે એવો, પોતપોતાની ઇચ્છાનુસાર આનંદ સર્વ સૈનિક ભોગવી રહ્યા છે એ જોઇ તેમને ઘણો સંતોષ ઉપજ્યો. આટલાં બધાં મનુષ્યોના આનંદનું કારણ એક વિજય, કુમાર છત્રસાલે અતુલ્ બાહુબળ વડે પ્રાપ્ત કરેલો એક વિજયજ છે, એવું જાણી તેમનું મન કુમાર છત્રસાલ ઉપર અત્યંત પ્રેમાંકિત થયું. રાજા ચંપતરાય મરણ પામ્યા, મહોબાનું રાજ્ય દિલ્લીપતિના સામ્રાજ્ય સાથે જોડી દીધું, એવી સ્થિતિમાં સહાયહીન થયેલો તરૂણ કુમાર છત્રસાલ પોતાના આશ્રયમાં આવ્યો ત્યારથી રાજા જયસિંહ છત્રસાલ ઉપર પુત્રવત્ પ્રેમ કરતા હતા તેમાં છત્રસાલની આજની રણકૌશલ્યતાથી વધારો થયો! રાજાજીના મનમાં પુત્ર પ્રેમનો ઉભરો આવ્યો. વિશેષ કાર્યમાં રોકાયલા હોવાથી કુમાર છત્રસાલના અપ્રતિમ શૌર્યનું અભિનંદન કરવાની હજી સુધી તેમને તક મળી નહોતી.

તેથી તેઓ હમણાં કુમાર છત્રસાલના નિવાસસ્થાન તરફ જવા લાગ્યા. "છત્રસાલનું આજનું શૌર્ય ખચિત તેને ગત વૈભવની પ્રાપ્તિ કરી આપશે." એવા આનંદદાયક વિચાર કરતા રાજા જયસિંહ છત્રસાલના તંબુ પાસે આવી ઉભા રહ્યા.

કુમાર છત્રસાલના તંબુની પાસેજ એક મ્હોટી શિલા પર એક તરૂણ ઉતરેલે મુખે ચિંતા કરતો બેઠો હતો. તેના સ્હામું ઘણો વખત સુધી એકાગ્ર દ્રષ્ટિયે જોયા પછી રાજા જયસિંહે પૂછયું: "કોણ? કુમાર છત્રસાલ? મ્લાન મુખે કેમ બેઠો છે ભાઇ?"

રાજા જયસિંહને પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. તરૂણના મુખ ઉપરથી ચિંતા કિંવા વિચારની એકાગ્રતા જરા પણ ઓછી થઇ નહિ.

રાજા જયસિંહે બે ડગલાં આગળ જઇ તરૂણના ખભા ઉપર હાથ મૂકી પ્રેમાશ્ચર્યથી કહ્યું: "કુમાર! ત્હારી ખિન્નતાનું કારણ શું? આજે ત્હારાં મુખ ઉપર વિજયને લીધે આનંદની છટા જણાવી જોઇએ તેને બદલે તું ચિંતાતુર, નિરાશ કેમ જણાય છે? કુમાર છત્રસાલના ક્ષાત્ર તેજ વડે મળેલા વિજયથી દિલ્હીપતિની અખિલ સેના આજે આનંદ સાગરમાં સ્નાન કરી રહી છે. ત્યાં પછી છત્રસાલ પોતે કેમ દિલગીર થઇ બેઠો છે?

છત્રસાલ વિચાર નિદ્રામાંથી એકદમ જાગૃત થયો અને ઉઠી રાજા જયસિંહને સવિનય નમન કરી બોલ્યો: "કાકા સાહેબ! અત્યારે તમારે વિશ્રાંતિ લેવાનો સમય છે. એવે વખતે મ્હારી પાસે આવવાની તસ્દી કેમ લીધી? આપે મ્હને હુકમ ફરમાવ્યો હોત તો હુંજ આપના તંબુમાં આવત. હુકમ ફરમાવો. શી રીતે આપની સેવા કરૂં?"

વિચારમગ્ન હોવાથી પોતાનું કથન છત્રસાલ સાંભળી શકયો નથી એમ જાણી રાજા જયસિંહે કહ્યું: "કુમાર! આજના વિજયનું સર્વ શ્રેય ત્હનેજ છે. તેમ છતાં વિજય પ્રાપ્તિનો આનંદ ત્હારા મુખ ઉપર કેમ જણાતો નથી? ત્હારા આજના શૌર્યથી ખુશી થઇ ત્હને ધન્યવાદ આપવા માટેજ હું ત્હારી પાસે આવ્યો. ત્યાં તો ત્હારૂં મ્હોં ઉતરેલું ખિન્ન જણાયું. વિજય પ્રાપ્તિથી ત્હને લેશ પણ આનંદ થતો નથી વારૂં?"

"કાકા સાહેબ! ક્ષમા કરજો! દેવગઢના યુદ્ધમાં કોને વિજય પ્રાપ્ત થયો? અને કોણે આનંદ માનવો જોઇએ?" છત્રસાલે દિલગીર થતાં ઉત્તર દીધો: "આજે વિજય પ્રાપ્ત થયો દિલ્હીપતિ શહેનશાહને, અને તેમના જાત ભાઇઓને! તેમાં આપનો તાબેદાર છત્રસાલ શામાટે આનંદ માને? છત્રસાલ ન છુટકે આજનું સંગ્રામ-કર્તવ્ય કરવા બંધાયલો હોવાથી તેણે પોતાની ફરજ બજાવી. દેવગઢ સર્વાંશે પરાધીનજ છે, ત્યાં પછી આદિલશાહીના તાબામાં રહ્યું તો શું અને દિલ્હીપતિના તાબામાં ગયું તો શું? તેના ઉપર શિયા મુસલમાનોનું નિશાન ફરકે તોએ શું અને સુન્ની મુસલમાનોનો વાવટો ચઢયો તોએ શું? છત્રસાલને મનથી તો એ બધું સરખુંજ છે, પણ કાકા સાહેબ! તમારા આશ્રયમાં હું આજપર્યંત રહ્યો છું. તમારા આશ્રયને લીધેજ મ્હને દિલ્હીપતિના સૈન્યની આંતર સ્થિતિનું જ્ઞાન થયું છે. તમારો આશ્રય મ્હારા ભાવિ વિજય પ્રાપ્તિનું કારણ થઇ પડશે, એમ જાણીનેજ તમને સંતોષ આપવા માટે આજે આ છત્રસાલ ભાડુતી યુદ્ધ લઢયો છે. દેવગઢ સર થશે તો,-દિલ્હીપતિને વિજય પ્રાપ્ત થશે તો-મ્હારા પૂજ્ય કાકા સાહેબને સંતોષ થશે એવું જાણીનેજ મ્હેં નહિ કરવા જેવું કર્તવ્ય કર્યું છે! એવું ભાડુતી યુદ્ધ કરવા માટે, એવું અકર્તવ્ય કરવા માટે મ્હને આનંદ કેમ થાય વારૂં? યુદ્ધમાં વિજય પ્રાપ્ત થતાં નામ થયું દિલ્હીપતિનું, પછી મ્હને આનંદ થવાનું કારણ શું? વિજય પ્રાપ્ત થયા પછી એક આંગળ જેટલી પૃથ્વી મ્હને મળનાર નથી પછી મ્હને આનંદ થવાનું કંઇ પ્રયોજન ખરૂં કે?"

"આ આસપાસના પ્રદેશ તરફ નજર ફેરવ." રાજા જયસિંહે ગઢની આસપાસ આંગળી ફેરવી કહ્યું: "વિજયોત્સવમાં નિમગ્ન થયેલા આ બધા સૈનિકો મુસલમાનજ છે કે? એમાંના અર્ધાથી અધિક સૈનિક આપણા દેશી છે, તો પછી એ લોકો વિજયોત્સવ કેમ કરતા હશે વારૂં? દિલ્હીપતિના અને તેના જાત ભાઇઓના વિજયને માટે એમણે શા માટે આનંદ માનવો જોઇએ?"

"કાકા સાહેબ! તેનું કારણ હું સમજી શકતો નથી!" છત્રસાલે

ઉતરેલે ઉદાસ ચ્હેરે ઉત્તર દીધો: "ઉલટું જેણે પોતાનું શૌર્ય બતાવી પોતાનો દેશ દિલ્લીપતિને આનંદ ચિત્તે સોંપી દીધો તેણે આજે વિજયોત્સવ કરવો એજ ઉચિત કહેવાય. કાકા સાહેબ! સ્વદેશદ્રોહી બનેલા પેલા અજ્ઞાની સૈનિકોની જોડે, સ્વતંત્રતા પ્રિય ચંપતરાયના પુત્રને તમે બેસાડો છો કે? પેટનો વેંતભર ખાડો પૂરવા માટે દેશદ્રોહી બનેલા એ સૈનિકોના મન સાથે સ્વદેશભક્ત ચંપતરાયના પુત્રનું મન સરખાવી જુવો છો કે? એ સર્વે સૈનિકોને આનંદ થવા છતાં છત્રસાલ દિલગીર થાય છે! તેમના આનંદનું કારણ તેજ મ્હારી દિલગીરીનું કારણ થાય છે! અને જે વિષય છત્રસાલને આનંદ ઉપજાવે છે તેજ વિષય આ બધા સૈનિકોને દિલગીરી ઉપજાવે છે! એ ઉપરથીજ આપણા દેશનું દુર્ભાગ્ય સ્પષ્ટ જણાઇ આવે છે!"

"સ્વતંત્રતાનું નિર્જલ વાદળ રાજા ચંપતરાયની સાથેજ વિખરાઇ ગયું હશે એવું હું જાણુતો હતો પરંતુ ત્હારા કથનથી બુંદેલખંડનું વાતાવરણ પુનઃ નિર્જલ વાદળાંઓ વડે આચ્છાદિત થશે એવો રંગ જણાય છે. કુમાર! ચંપતરાયના વિનાશથીજ ત્હારાં નેત્રો ઉઘાડવાં જોઇએ, બુંદેલખંડમાં ચાલેલા ભયંકર રક્તપાતથી દેશના કલ્યાણનો માર્ગ તું ચૂકી જાય છે એવું ત્હારે સમજવું જોઇએ. પરંતુ અદ્યાપિ પર્યંત બુંદેલખંડનું દુર્ભાગ્ય ખુટયું નથી એમ જણાય છે. છત્રસાલ, જળ વગરનાં ખાલી વાદળમાંથી કદી પણ વર્ષાદ વર્ષતો નથી! તેવાં વાદળ માત્ર ચંદ્રસૂર્યના તેજમાં અટકાવ કરે એટલુંજ!"

"કાકા સાહેબ! સ્પષ્ટ કહું તો ક્રોધ કરશો નહિ." છત્રસાલે જુસ્સામાં કહ્યું: "તમે મ્હારા અને પિતાજીના પ્રયત્નને જળહીન વાદળની ઉપમા આપો છો અને પોતાની જાતને ચંદ્રસૂર્ય માની લઇ તમારા તેજમાં અટકાવ નાંખવાનો અમારા પ્રયત્ન ઉપર આરોપ મૂકો છો! પરંતુ રાજસ્થાન ઉપરજ નહિ પણ અખિલ ભરતખંડ ઉપર પ્રકાશ પાડવાની ધારણાથી તમે કેટલાં વર્ષ થયાં રાજસ્થાનને–તમારી જન્મભૂમિને છેલ્લા નમસ્કાર કરી દિલ્લીદરબારની સેવા બજાવો છો?"

"છત્રસાલ." રાજા જયસિંહે ગંભીર મુખે કહ્યું: "ત્હારા કહેવાથી મ્હને જરા પણ ગુસ્સો ઉપજશે નહિ. દિલ્લીદરબારની સેવા બજાવવાથી દેશની

પ્રજાને કશો ફાયદો થયો નહિ એવો ત્હારા એકલાનોજ મ્હારા પર આરોપ નથી પણ લોકોનાં દૂષણ તરફ લક્ષ્ય નહિ દેતાં, આપણે આપણું કર્તવ્ય ધીમે ધીમે બજાવતા રહેવું એવો મ્હારો નિશ્ચય છે. મ્હારા પ્રયત્નથી સામ્રાજ્યના મ્હારા દેશબંધુઓને વિશેષ ફાયદો થયો નહિ હોય એ ખરૂં તો પણ ભાઇ! ત્હારા આ કાકા જયસિંહના પ્રયત્નથીજ કેટલાક ત્રાસદાયક કાયદા અને અન્યાયી કર કાઢી નાંખવામાં આવ્યા છે, એ સર્વેએ ધ્યાનમાં રાખવું જોઈએ."

"અને તે સાથેજ દિલ્લીપતિએ કેટલાક નવીન કર નાંખ્યા છે એ પણ તમારે ધ્યાનમાં લેવું જોઇએ." છત્રસાલે કહ્યું: "કાકાજી! રાજદ્વારી પ્રપંચનાં કેટલાં ખુલ્લાં કાવત્રાં તમારાથી સ્પષ્ટ જોઇ શકાય છે? એક હક્ક આપવો અને તેટલાજ મહત્વના બીજા બે હક્ક છિનવી લેવા! બે કર માફ કરવા અને ત્રીજો કર એટલો બધો વધારી દેવો કે એક કર માફ કરવાથી જે નુકસાન થયું હોય તે ભરી લેવું! એ બધા રાજદ્વારી પ્રપંચ છે. એ બધી રાજદ્વારી જાદુગરોની રમત છે! જે રાજાને પોતાની પ્રજા સુખી કરવાની, તેને ધન ધાન્યથી અને સુખ સંપત્તિથી પરિપૂર્ણ કરવાની ઇચ્છા છે તે રાજા એવી રમત રમતો નથી. તે તો પ્રજાની દરેકે દરેક ફરીઆદ ધ્યાનમાં લઇ જે માર્ગે પ્રજા સુખ સંતોષ પામે તે પ્રમાણે તુરતજ વર્તે છે. તેવા રાજા તો પ્રજાને વિદ્યા-કળા સમ્પન્ન બનાવે છે. કાકા સાહેબ! એ પ્રપંચ તમે ક્યાં નથી જાણતા? તમને સમજાવવાની જરૂર પણ નથી. જરા વિચાર કરશો તો તુરતજ સમજાશે કે મહારાણા રાજસિંહનો પ્રયત્ન તમારા પ્રયત્નો કરતાં શ્રેષ્ઠ કેમ? મહારાણા રાજસિંહની તરવાર, જે પરોપકારી ભાવનાથી મ્યાન બહાર નીકળી હતી, અને મહાત્મા શિવાજી ભોંસલાની તરવાર જે પવિત્ર ઉદ્દેશ્યથી દક્ષિણમાં ઝઝૂમી રહી છે તેજ મંગલમય, પરોપકારી, અનેક જનહિતકારી! ઉદ્દેશ્યથી રાજા ચંપતરાયની તરવાર અંતપર્યંત યુદ્ધ કરી રહી હતી! ઉદેપુરનું ભાગ્ય બળવત્તર હતું, દક્ષિણનું ભાગ્ય ઉઘડ્યું હતું, તેથીજ મહારાણા રાજસિંહ અને મહાત્મા શિવાજીના કાર્યમાં યશ પ્રાપ્ત થતો ગયો પરંતુ બુંદેલખંડનું પ્રારબ્ધ હજી પાછળ પડ્યું છે, તેથી

ચંપતરાયનો પ્રયત્ન નિષ્ફળ ગયો ! પણ તેથી તમે તેમને નિર્જળ વાદળનું વિશેષણ આપો એ કદી પણ યોગ્ય કહેવાશે નહિ. એક કર્મશીલ મનુષ્યના કર્મનું ફળ તુરતજ મળે અને બીજાને તત્કાળ નહિ મળતાં કેટલાક સમય પછી મળે તો તેથી તેનો પ્રયત્ન નિર્માલ્ય કહેવાશે નહિ. પવિત્ર હૃદયે યત્ન કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે. કર્મનિષ્ઠ–કર્મયોગીએ–પરોપકારાર્થે પ્રાણાંતપર્યંત યત્ન કરવો જોઇએ, પછી ફળ આપવું તે અદ્રષ્ટ–ઇશ્વરને હાથ છે. એકના પ્રયત્ન વખતે વાતાવરણ અનુકૂળ હોય તો સત્વર ફળ મળે છે પણ બીજાના પ્રયત્ન વખતે વાતાવરણ જોઇએ તેવું અનુકૂળ નથી હોતું. તેથી તેનો પ્રયત્ન તત્કાળ નિષ્ફળ જાય છે કિંવા તે વખતથી વાતાવરણમાં ફેરફાર થવા લાગતાં ઇચ્છિત ફળ મોડું મળે છે, પરંતુ તેથી બીજાનો પ્રયત્ન નિર્જળ વાદળ જેવો કહી તેનું અપમાન કરવું એ કાકા સાહેબ ! તમારા જેવા દેશબંધુને માટે યોગ્ય નથી. પ્રજાજનોની સહાનુભૂતિને અભાવે નિર્જળ જણાતા બુંદેલખંડનાં વાદળ સત્વર બુંદેલખંડ ઉપર સ્વાતંત્ર્યામૃતની વૃષ્ટિ કરશે."

"બુંદેલખંડના ભાગ્યોદયનો દિવસ જ્યારે આવશે ત્યારે ખરો પરંતુ ત્યાં સુધી આવી શોકમગ્ન અવસ્થામાં કાળક્ષેપ કરવો તેના કરતાં આજના વિજયનો લાભ લઇ ત્હારો ગુમાવેલો વૈભવ તું પુનઃ મેળવે એવી મ્હારી ઇચ્છા છે. આવતી કાલે આપણું સૈન્ય દિલ્હી જવા ઉપડશે. તું પણ મ્હારી સાથે દિલ્હી ચાલ. આજના ત્હારા અપ્રતિમ શૌર્યનું વર્ણન હું દિલ્હીપતિને નિવેદન કરીશ. તેઓ સાંભળી ખુશી થઇ ત્હારા પિતાનું રાજ્ય ઐશ્વર્ય ત્હને પાછું આપી દેશે. છત્રસાલ ! મ્હારી સૂચના તરફ દુર્લક્ષ્ય કરતો ના. મહોબાનું રાજ્ય ત્હને પાછું અપાવવાની હું હિમ્મત ધરૂં છું."

"મહોબાનું રાજ્ય પાછું મેળવવું એ કાંઇ બુંદેલખંડનું સ્વાતંત્ર્ય મેળવ્યા બરાબર થશે નહિ. પિતાજીના વખતનું સર્વ ઐશ્વર્ય મેળવવું એ કાંઇ બુંદેલખંડની સ્વતંતતા મેળવી કહેવાશે નહિ." છત્રસાલે કહ્યું: "કાકા સાહેબ ! ક્ષુધાતુર સિંહ, રિંછના બચ્ચાંથી પોતાની ક્ષુધા સમાવવાની ઇચ્છા રાખતો નથી. ચાતક પક્ષી તળાવના જળથી પોતાની તૃષા મટાડતો નથી. હંસપક્ષી મત્સ્યનો આહાર કદી પણ ઇચ્છતો નથી. તેજ પ્રમાણે સમસ્ત

બુંદેલખંડની સ્વતંત્રતાનો અભિલાષી છત્રસાલ, મહોબાનો ખંડીયો રાજા બનવા કિંવા દિલ્હી દરબારનો અમીર બનવા કેમ રાજી હોય?"

"છત્રસાલ!" રાજા જયસિંહે ઉત્તર દીધો: "બુંદેલખંડને માટે ત્હારૂં અંતઃકરણ એટલું બધું દુઃખ પામતું હોય તો ત્યાં જુલ્મી કર નાંખવામાં આવે નહિ, ત્યાંની રાજપદ્ધતિમાં અન્યાય રહે નહિ, અને બુંદેલાના હક્કનું ઉત્તમ પ્રકારે સંરક્ષણ થઇ ત્યાંની સમસ્ત પ્રજાના ધાર્મિક વર્તનને સ્વતંત્રતા મળે, અને કોઇના ધર્મ સંબંધી વિઘ્ન ન આવે, તે સંબંધી કાળજી રાખવા માટે આપણે દિલ્હીપતિને વિનતિ કરીશું, અને બુંદેલખંડમાં સુવ્યવસ્થિત રાજ્ય ચલાવવામાં આવે એવું તેમની પાસેથી વચન મેળવીશું. એમ થાય તો પછી તમારી ઇચ્છા પરિપૂર્ણ થશે?"

"કાકા સાહેબ! અમારે સ્વતંત્રતા જોઇએ છે. અમને વચનનાં ગાડાં જોઇતાં નથી! દિલ્હીપતિ અકબરશાહની રાજનીતિ તદ્દન સુખભરેલી હતી, તેમ છતાં ચિતોડના મહાન્ તેજસ્વી મહારાજા પ્રતાપસિંહે રાજ્ય વૈભવને લાત મારી. દિલ્હીની પ્રબળ સત્તા સામે બાથ ભીડી, અને અરણ્યવાસમાં તેઓ કેમ મરણ પામ્યા?"

"કુમાર!" રાજા જયસિંહે છત્રસાલ સ્હામું પ્રેમળ મુખે જોઇ કહ્યું: "તું કહે છે તે સત્ય છે. રાજા ચંપતરાયે દિલ્હીપતિની અમીરી સ્વીકારતાં એવુંજ કહ્યું હતું. પરંતુ સમય પ્રત્યે લક્ષ્ય આપી સુજ્ઞતાથી વર્તવું જોઇએ. તું મ્હારી સાથે દિલ્હી ચાલ. આજના વિજયની હકિગત નિવેદન કરતી વખતે પાછલા ઉપકારનું સ્મરણ પણ દિલ્હીપતિને આપણે કરાવીશું. બુંદેલખંડના સદ્‌ભાગ્યે સ્વતંત્રતાનો લાભ થાય તો થાય પણ ખરો. ત્હારા આજના શૌર્યથી જેટલો પ્રાંત દિલ્હીપતિને સ્વાધીન થયો છે તેથી અર્ધભાગે પણ બુંદેલખંડનો પ્રદેશ હશે નહિ. દિલ્હીપતિ શાંત ચિત્તે વિચાર કરશે તો બુંદેલખંડની સ્વતંત્રતા કબૂલ કરવાથી તેમને લેશ માત્ર પણ નુકશાનકારક જણાશે નહિ."

"દિવાન-ઇ-આમમાં દરબાર ભરાયો તે સમયે દિલ્હીપતિએ ઉચ્ચારેલા શબ્દો તમને યાદ નથી કે? આપણી માગણીનો દિલ્હીપતિએ અન્યાયપૂર્વક કેવો

તિરસ્કાર કર્યો હતો તે તમે ભૂલી ગયા કે ? કાકા સાહેબ ! વારંવાર ભિક્ષાંદેહિ કરવાનું કારણ શું ? ભિક્ષાંદેહિથી સ્વતંત્રતા મળતી નથી એવો કડવો અનુભવ એક વખત મળ્યો છે. ત્યાં પછી નફ્ફટની પેઠે પુનઃ પુનઃ તેમને વળગતા જવાનું અને હાથ ધરવાનું કશું કારણ નથી."

"કારણ હો કે ન હો. મ્હારા કહેવામાં હકારો ભણીને ત્હારે મ્હારી સાથે દિલ્હી આવવુંજ પડશે." રાજા જયસિંહે આગ્રહપૂર્વક કહ્યું: "ચંપતરાયના પુત્રને નિઃસહાય સ્થિતિમાં હું બુંદેલખંડમાં રહેવા દઇશ નહિ. હિરાદેવીના ગુપ્ત જાસુસો બુંદેલખંડમાં સર્વત્ર ત્હારી શોધ કરતા ફરે છે. તેથી તને એકલો મૂકવો એ બેવકુફાઇ ભરેલું કહેવાય. મ્હારે મ્હારૂં મિત્ર–કર્તવ્ય બજાવવું જોઇએ. રાજા ચંપતરાય મ્હારો મિત્ર હતો. તે મ્હારો પ્રેમી બંધુ હતો. તેના વીર પુત્રને હિરાદેવી જેવી રાક્ષસીના સપાટામાં આવવા દેવો એ મ્હને કેમ પસંદ પડે ? છત્રસાલ ! ત્હારે મ્હારી સાથે દિલ્હી આવવુંજ પડશે."

"કાકા સાહેબ !" છત્રસાલે ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: "તમે દર્શાવેલી દયાર્દ્ર લાગણીને માટે હું તમારો અત્યંત આભારી થયો છું. પરંતુ મ્હારે માટે આપને એટલું બ્હીવાનું કારણ નથી. બુંદેલખંડમાં એક હિરાદેવી મ્હારા પ્રાણ લેવા તૈયાર થઇ છે ખરી પરંતુ પ્રાણનાથ પ્રભુના પ્રયત્નથી બુંદેલખંડની પ્રજા સત્વર સ્વતંત્રતાવાદી થશે અને રાજા ચંપતરાયના પુત્રને પ્રાણથી પણ અધિક પ્રિય સમજવા લાગશે. કાકા સાહેબ ! મ્હારે માટે તમે જરા પણ ચિંતા કરશો નહિ. મહોબાનો કિલ્લો મ્હારા જીવનનું સંરક્ષણ કરી શક્યો નથી પરંતુ પિતાની પાસેથી મેળવેલો ધૈર્યરૂપી અભેદ્ય કિલ્લો હવેથી મ્હારૂં સંરક્ષણ કરશે. પિતાનો પ્રેમ છત્રસાલની સંભાળ લેતો નથી પરંતુ સ્વતંત્રતાદેવી વિંધ્યવાસિની તેના આ પ્રેમળ ભક્તની જરૂર સંભાળ લેશે. અંતઃકરણમાં સ્વતંત્રતાની દિવ્ય જ્યોતિ પ્રકાશે છે, ધૈર્યરૂપી પિતા સંરક્ષણ કરે છે, દેશહિતના પવિત્ર કર્તવ્ય જેવો મ્હારે સાથીદાર છે, અને પ્રાણનાથ પ્રભુનો અને આપના જેવા શિરછત્રનો મંત્રતુલ્ય આશિર્વાદ મ્હારૂં પ્રતિપાલન કરે છે તો પછી હિરાદેવી જેવી એક સ્ત્રીથી હું શા માટે ભય પામું ? કાકા સાહેબ ! મ્હને દિલ્હી આવવાનો આગ્રહ કરશો નહિ ! જ્યાં આવવા મ્હારૂં

મનજ ના પાડે છે ત્યાં મ્હને લઇ જવાથી ફાયદો શો ? જે સ્થળે મ્હારા બુંદેલખંડનું સત્યાનાશ વાળવાના પ્રયત્નો થાય છે તે સ્થળ-તે દિલ્લી દરબારનું મ્હો જોવાની મ્હને કેમ ઇચ્છા થાય ? જે સ્થળે બુંદેલખંડની પ્રજાના લોહીના ઘુંટડા ભરાતા હોય તે સ્થળે-તે નર રાક્ષસોના રાજ્યમાં-આવતાં મ્હારૂં લોહી ઉછળ્યા વગર કેમ રહે ? મ્હારે હજી આ પ્રાંતમાં અત્યંત મહત્વનાં કર્તવ્ય કરવાનાં છે. આવતી કાલે હું દક્ષિણ છોડી શકીશ નહિ."

"શું કહે છે ? તું અમારી સાથે બુંદેલખંડમાં પણ પાછો નહિ આવે ?" રાજા જયસિંહે આશ્ચર્ય પામી પૂછ્યું.

"મ્હારે હજી થોડો વખત દક્ષિણમાં રહેવું છે."

"કેમ ? પાછળ રહેવાનું શું કારણ ?"

"મ્હારે મ્હારા ગુરૂનાં દર્શન કરવાં છે."

"પ્રાણનાથ પ્રભુ દક્ષિણમાં આવ્યા છે કે ?"

"પ્રભુ તો બુંદેલખંડમાંજ સ્વતંત્રતા માટે યત્ન કરી રહ્યા છે."

"ત્યારે ત્હારા બીજા ગુરૂ કોણ છે ?" રાજા જયસિંહે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો: "તું દક્ષિણમાં કોની મુલાકાત લેવાનો છે ?"

"મહાત્મા શિવાજી ભોંસલાની." છત્રસાલે શાંત મુખે ઉત્તર દીધો.

ક્ષણવાર પર્યંત વિચાર કર્યા પછી રાજા જયસિંહે આનંદ પામી ડોકું હલાવતાં કહ્યું: "તું અત્યંત સ્તુત્ય, અત્યંત પ્રશંસનીય અને અત્યંત યોગ્ય કાર્યજ કરશે. જા, ખુશીથી જા. તે પુણ્યવાન્ મહાત્મા પાસે ખુશીથી જા, અને તેમનો ગુરૂ મંત્ર લે. તે તને ગુરૂમંત્ર આપવા યોગ્યજ છે. પરંતુ દક્ષિણનું કાર્ય પરિપૂર્ણ કર્યા પછી તું દિલ્લી આવવાનું ભૂલતો નહિ. ત્હારા આજના અપ્રતિમ શૌર્યનો ત્હારે કંઇક પણ બદલો મેળવવોજ જોઇએ."

"એ સંબંધી હું મહાત્મા શિવાજીની સલાહ લઇશ. તેમના ઉપદેશ પ્રમાણેજ હું બુંદેલખંડની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરીશ. પિતાજીએ પણ અંતકાળે મ્હને તે મહાત્માને મળવાનું સૂચવ્યું છે. મ્હારા ગુરૂ મ્હને દિલ્લી આવવાની પરવાનગી આપશે તો કાકા સાહેબ ! તમે દિલ્લી પહોંચ્યા નહિ હો એટલામાં તો હું આપનાં ચરણ આગળ હાજર થઇશ."

કેટલીકવાર પછી કાકાએ ભત્રિજાની રજા લઈ છાવણીનો માર્ગ પકડયો. તે સમયે તેમનાં નેત્ર પ્રેમાશ્રુ વડે છલકાઇ ગયાં. માર્ગમાં સ્થળે સ્થળે વિજયોત્સાહની મજલિસો ચાલતી હતી. પરંતુ કાકાની આંખે તે જણાઇ નહિ !

બીજે દિવસે બહાદુરખાન કોકાની અને રાજા જયસિંહની એકત્ર સેના દિલ્હી તરફ કુચ કરવા લાગી.

કુમાર છત્રસાલ તેમની સાથે ગયા નહિ.

## પ્રકરણ ૨૧ મું.

### બિચારો કંચુકીરાય !



પ્રધાન સજ્જનરાયમાં નામ પ્રમાણેજ ગુણ હતા. તે ખરેખરો સજ્જનજ હતો. રાજા કંચુકીરાય દિલ્હીપતિની અને હિરાદેવીની સેવામાં સર્વ કાળ વ્યતીત કરતો હોવાથી મૂલ્યવાન વસ્ત્રાભૂષણો વડે અને શાસ્ત્રોક્ત રાજચિહ્નો વડે વિભૂષિત થઇ કોઈ કોઇ વખત ધારીરના રાજસિંહાસન ઉપર આરૂઢ થવા કરતાં રાજ્યની અધિક જવાબદારી પોતાના શિર પર લેવાની તેમને ફુરસદજ મળતી નહોતી ! આજે દિલ્હીપતિના ફલાણા સરદારનો આદરસત્કાર કરવો છે અને કાલે દિલ્હીપતિના ઢીકણા અમીરને મિજબાની આપવી છે ! પરમદિવસે દિલ્હીપતિના અમુક અધિકારીને નજરાણું પહોંચાડવું છે અને ચોથે દિવસે હિરાદેવીનું નિમંત્રણ હોવાથી ઓરછા જવું છે. એવું એવું દરરોજ ચાલ્યાજ કરતું અને કંચુકીરાય તેમાં ગુંથાયલાજ રહેતા. તેમ હોવાથી ધારીરના રાજસિંહાસન ઉપર આરૂઢ થયા ત્યારથી રાજ્ય કારભાર તરફ લક્ષ્ય આપવાની તેમને તકજ મળી નહોતી. રાજાની એવી સ્થિતિ હોવા છતાં ધારીરના વિસ્તૃત રાજ્યની વ્યવસ્થા ઉતમ પ્રકારની હતી. પ્રજા ઉપર નિરર્થક કર

નાંખવામાં આવતા નથી, પ્રજાના દુઃખની ફરીઆદો તુર્તજ સાંભળવામાં આવે છે અને પ્રજાને સત્વર ન્યાય મળે છે, એવી ધારીરના રાજ્યની કીર્તિ ગવાતી હતી. એ કીર્તિનું મૂળ કારણ, રાણી સુફલાદેવીની સલાહથી રાજ્ય કારભાર ચલાવતા પ્રજાહિતદક્ષ પ્રધાન સજ્જનરાયની સજ્જનતા છે એવું જણાતું હતું.

જામદારખાનાના બહુ મૂલ્ય અલંકારો ધારણ કરી, ધારીરના માનકરીઓ અને નાગરિકજનોના મુજરા લેતા રાજા કુંચુકીરાય, રૉફભેર રાજ સિંહાસન ઉપર બેઠા હતા. આજનો રાજદર્શનનો યોગ પ્રજાને મન સોનાના સૂર્ય જેવો અલભ્ય હોવાથી પ્રજાજનોની ભીડથી દરબારનો વિસ્તીર્ણ મંડપ ખીચોખીચ ભરાઇ ગયો હતો. આટલો મ્હોટો દરબાર ભરીને પોતાના રાજા સાહેબ શું કરવા ચહાય છે તે તરફ કિંચિત્ ચિંતાથી અને કિંચિત્ આશ્ચર્યથી પ્રધાન સજ્જનરાયનું લક્ષ્ય ચોંટયું હતું. રાણી સુફલાદેવી અને રાજકુમારી વિજયા પણ રાજાના આગ્રહથી તેમનું ભાષણ સાંભળવા દરબારના એક દિવાનખાનામાં પડદા નંખાવી બેઠાં હતાં.

સર્વ દરબારીઓ અને સભાસદોના આવી રહ્યા પછી, પ્રધાન સજ્જનરાય સાથે કંઇક ગુપ્ત સલાહ કર્યા પછી, આસપાસ બેઠેલાં મનુષ્યો તરફ સંતુષ્ટ મુખે જોઈ કંચુકીરાયે ભાડુતી દરબારી ઢબે બોલવાની શરૂવાત કરી ! તેમણે કહ્યું: “પ્રધાનજી ! મ્હારા માનકરીઓ ! અને ધારીરના નાગરિક જનો ! તમારી આજની રાજભક્તિ જોઈ મ્હને અત્યંત અભિમાન ઉત્પન્ન થાય છે. ધારીરના રાજ્યની આબરૂ વધારવા માટે હું રાજ સિંહાસન પર બેઠો ત્યારથી જે જે પ્રયત્નો કરૂં છું તે તમને સર્વને વિદિતજ છે. આપણું ધારીરનું રાજ્ય ગમે તેટલું પ્રબળ હોય તો પણ દિલ્લીપતિના સામ્રાજ્ય–સમુદ્ર સાથે તેની તુલના કરતાં તે ફક્ત એક બિંદુ સમાન છે એ આપણે ભૂલવું જોઇતું નથી. સામ્રાજ્ય સત્તાની વિસ્તીર્ણ છાયા નીચે આપણને આશ્રય મળ્યો છે એ આપણું સદ્‌ભાગ્યજ છે. એવો આશ્રય આપણને સદોદિત મળે, સામ્રાજ્ય–સત્તાધીશ અને ધારીરના રાજ્ય ઉપર આરૂઢ થનાર રાજાઓ વચ્ચેનો સ્નેહભાવ દિનપ્રતિદિન વિશેષ વૃદ્ધિ પામે, આપણા રાજ્યની

આબરૂ વધે તે માટે હું અહર્નિશ પ્રયત્ન કરતો હતો, અને અંતે તે પ્રયત્નનું સુફલ પ્રાપ્ત થયું છે, એ તમને સર્વને નિવેદન કરતાં મ્હને ઘણો આનંદજ થાય છે. દૈવયોગે મ્હને પુત્ર સંતતિ નથી અને ભવિષ્યમાં થાય એવી આશા પણ નથી. હું ધીમે ધીમે વૃદ્ધાવસ્થાએ પહોંચતો જાઉં છું, એવી સ્થિતિમાં મ્હારી પાછળ, સામ્રાજ્ય સત્તા સાથે મ્હારા જેટલાજ પ્રમાણિકપણે વર્તન રાખી તમારા કલ્યાણની કાળજી રાખે એવો રાજા તમને મેળવી આપવો એજ મ્હારૂં કર્તવ્ય છે. મ્હને પુત્ર સંતતિ નથી, એ માટે મ્હને જેટલું દુઃખ થાય છે તેટલોજ આનંદ પણ થાય છે; કારણ કે બુંદેલખંડનું હમણાનું વાતાવરણ એટલું બધું દુષિત થયું છે કેઃ પ્રત્યેક તરૂણનું માથું સામ્રાજ્ય દ્રોહથી ફરી ગયું છે ! સાગરનો રાજા સભાકરણ, કેટલું પુત્ર સુખ ભોગવે છે તે તમે જાણતાજ હશો. પિતા મોગલ સામ્રાજ્ય તરફથી યુદ્ધ કરે છે ત્યારે પુત્ર બળવાખોર–રાજદ્રોહીઓની ટોળી તરફથી યુદ્ધ કરે છે ! એવી સ્થિતિ વચ્ચે સભાકરણ જેવા પુત્રવંતને પોતાના બળવાખોર પુત્ર માટે કેટલું દુઃખ થતું હશે તેનો તમેજ વિચાર કરો. છત્રસાલ, એ બળવાખોર યુવકોનો અગ્રેસર, કેટલો બધો ઉચ્છૃંખલ, નાલાયક અને માથા ફરેલ છે, કેટલો બધો અત્યાચારી અને અવિચારી છે, તેના અત્યાચારને લીધે બુંદેલખંડમાં કેટલો બધો રક્તપાત થયો, તેના અત્યાચારને લીધે ચંપતરાય કેવી રીતે પરલોક ચાલ્યો ગયો, અને તેનો પુત્ર પોતાનો વૈભવ, ઐશ્વર્ય અને પોતાનું રાજ્ય ગુમાવી કેવો ભરાઈ રહ્યો છે તે બુંદેલખંડનાં પ્રત્યેક નરનારીઓના જાણવામાં છે. છત્રસાલ જેવા અને સાગરના યુવરાજ દલપતરાય જેવા પુત્રો હોય તે કરતાં નિઃસંતાન રહેવું એજ મ્હને યોગ્ય જણાય છે. નાગરિક જનો ! તમારા રાજાને પુત્ર સંતતિ નથી તે માટે તમે દુઃખ માનશો નહિ. ધારીરના રાજાને યુવરાજ હોત અને તે છત્રસાલના પક્ષનો કિંવા આપણા પક્ષનો હોત તો પણ તમારા જેવા સામ્રાજ્ય ભક્તોએ તેને પોતાનો રાજા માનવો પડત, પરંતુ ચિંતા કરશો નહિ. તમારા ઉપર તેવું સંકટ આવશે નહિ ! છત્રસાલ જેવા સામ્રાજ્ય દ્રોહીને રાજા કહેવાનો વખત આવે નહિ; એવી વ્યવસ્થા કરીનેજ હું ધારીર આવ્યો છું.

મ્હારી પાછળ મ્હારૂં રાજ્ય ચલાવનાર રાજા ઉચ્ચ દરજ્જાનો સામ્રાજ્ય ભક્ત છે. મ્હારી પાછળ તમને પ્રાપ્ત થનાર રાજા દિલ્લીપતિનો અત્યંત પ્રિય છે. મ્હારી પાછળ આ સિંહાસન ઉપર આરૂઢ થનાર ભૂપતિ દિલ્લીના સામ્રાજ્યનું એક અંગજ છે, તેનો તમને પરિચય આપવા અને મ્હને થતા આનંદમાં તમને ભાગીદાર બનાવવા માટેજ મ્હેં આજનો દરબાર ભર્યો છે." એટલું કહી પોતાના કથનથી દરબારના સભાસદો ઉપર કેવી અસર થઇ છે તે જોવા માટે રાજા કંચુકીરાય ક્ષણવાર થોભ્યા.

રાજા નિઃસંતાન હોવાથી તેમણે કદાચ કોઇને દત્તક લેવાની વ્યવસ્થા કરી હશે, એવી સર્વ શ્રોતાજનોએ કલ્પના કરી. રાજાનું ભાષણ કોઇને પસંદ પડયું નહિ, તેમ છતાં તે આગળ શું બોલે છે અને પોતાની પાછળ ધારીરની રાજગાદી તેઓ કોને આપવા ચ્હાય છે, તે સાંભળવા માટે સર્વ સભાસદો એક ચિત્ત થઇ રહ્યા હતા. ભરી સભામાં જરા પણ ગડબડ નહિ થતાં સર્વ મનુષ્યો એકાગ્ર ચિત્તે રાજા કંચુકીરાયના મુખ સ્હામું જોઇ રહ્યા હતા.

કંચુકીરાયે પુનઃ ભાષણ શરૂ કર્યું: "મ્હને પુત્ર નથી એ વાતથી શોક માનવાનો નથી પણ આનંદજ માનવો જોઇએ એવું મ્હેં તમને હમણાંજ કહી સંભળાવ્યું છે. પરંતુ તે ઉપરથી સંતતિહીન રહેવું એજ સારૂં છે એમ કોઇએ માની લેવું નહિ, કારણ કે સંતતિમાં પુત્ર અને કન્યા એ બન્નેનો સમાવેશ થાય છે. હાલના સમયમાં પુત્રથી જોઇએ તેવો લાભ થતો નથી. હાલના સમયમાં તો પિતાને સુખ આપવાને બદલે પુત્ર તેને સંકટમાં નાંખે છે. હાલના સમયમાં તો પુત્ર પિતાની સાથે યુદ્ધ કરે છે, અને તેના અકાળ મૃત્યુનું કારણ થઇ પડે છે! એવું આપણે સતત અનુભવીએ છીએ. એમ છતાં પછી આપણે પુત્રનીજ હૉંશ શા માટે રાખવી? સાર્વભૌમ દિલ્હીપતિના જનાનખાના તરફ લક્ષ્ય આપીએ અને તેમના સરદાર, દરકદાર, અને અમીર ઉમરાવો તરફ દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યારે જણાય છે કેઃ હાલનો સમય પુત્રનો નથી પણ કન્યાનોજ છે. પુત્ર જેટલાં સંકટો પિતા ઉપર લાવી નાંખે છે તેથી અધિક સુખ અને કલ્યાણ, કન્યાએ પિતાને અપાવ્યાનાં અનેક દૃષ્ટાંતો આપણા જાણવામાં છે. આપણા પુત્રને જોઇ સાર્વ-

ામ દિલ્લીપતિ અને તેમના જાતિ ભાઈઓને જેટલો તિરસ્કાર ઉપજે છે
થી અધિક આનંદ તેઓને આપણી કન્યાઓને જોતાંજ ઉત્પન્ન થાય છે!
ાપણી સુંદર અને તરૂણ કન્યાઓ ઉપર દિલ્લીદરબારનો અતિશય ચાહ છે.
ન્યાઓએજ વૈભવથી નષ્ટ થયેલા પિતાને પુનઃ વૈભવશાળી બનાવ્યા છે.
ામણે ભિક્ષાંદેહિ કરતા પિતાને સરદાર બનાવી દીધા છે, બુદ્ધિહીન પિતાને
ન્યાઓએજ દિવાન–અમાત્ય બનાવી દીધા છે, કન્યાઓએજ પોતાના
ીતાને રાજદરબારમાં મ્હોટા મ્હોટા ઓદ્ધા અપાવી શ્રીમંત બનાવી દીધા
ા, કન્યાએજ દિલ્લીપતિના મનમાંથી ઘણા દિવસનો ગુસ્સો નષ્ટ કરી પોતાના
ીતાને તેમની પ્રસન્નતા સંપાદન કરાવી છે. એવાં અનેક દ્રષ્ટાંતો મ્હેં
ોયાં છે, સાંભળ્યાં છે, તેથીજ હમણાંનો સમય પુત્રનો નથી પણ કન્યાનો
ા. અર્થાત્ પુત્ર હોવાથી લાભ થતો નથી પણ કન્યા હોય તો તેથી આપ-
ણને અનેક પ્રકારના ફાયદા થાય છે એવું મ્હારૂં માનવું છે."

. રાજા કંચુકીરાય ગાંડા બની ગયા છે કે શું! તેમને સન્નિપાત થયો
ા કે શું! તેમની અક્કલ મારી ગઈ છે કે શું! તેઓ આવો બડબડાટ શા
ાટે કરતા હશે! તેઓ આવું ભાષણ કરી શું કહેવા માગે છે! વગેરે અનેક
ાચાર કરતા દિવાન સજ્જનરાયના અંતઃકરણમાં દારૂણ ચિંતા ઉત્પન્ન થઇ.
વે તેઓ શું કહેશે, અને શું નહિ? તે સંબંધી વિચારમાં પડી ગયા! રાજાનું
ાષણ કેવી રીતે બંધ પાડવું તે તેમને સૂઝ્યું નહિ. બિચારો હત્ બુદ્ધિ થઇ
ાંત બેસી રહ્યો. તેમ કર્યા સિવાય હાલ તો તેનો છુટકોજ નહોતો!

થોડી વાર પછી વૃદ્ધ કંચુકીરાયનું ભાષણ પુનઃ શરૂ થયુંઃ "સભા-
દો! આપણા પાડોસીઓ તરફ–આપણા રાજપૂત બંધુઓ તરફ–દ્રષ્ટિ ફેર-
ાશું તો કન્યાથી થતા ફાયદા આપણા કરતાં તેમને કેટલે બધે દરજ્જે
ડેલા સમજાયા છે અને કન્યાનો સદુપયોગ કરવામાં આપણે કેટલા બધા
છાત પડયા છીએ તે તમારા જાણવામાં આવશે! શહેનશાહ અકબરના
જત્વ સમયથીજ કન્યાનો ઉપયોગ કેવી રીતે કરવો તે રાજપૂતોના સમ-
વામાં આવ્યું છે, અને તે સમયથીજ તેઓ દિલ્લીપતિના ચરણમાં પોતાની
ન્યાઓ સમર્પણ કરીને મ્હોટા મ્હોટા ઓદ્ધા, મ્હોટા મ્હોટા અધિકાર

અને લાંબા લાંબા ખેતાબ મેળવવાનો પ્રારંભ કરવા લાગ્યા. પ્રત્યેક રાજપૂતોના ખિતાબની લંબાઈ જોઇએ છીએ ત્યારે અંતઃકરણ આશ્ચર્યથી દંગ થઇ જાય છે ! પ્રત્યેક રાજપૂતોના ઓદ્ધાની કહાણી સાંભળીએ છીએ ત્યારે અંતઃકરણમાં લોભનો ઉભરો આવે છે ! પ્રત્યેક રાજપૂતોના વિસ્તૃત અધિકારની વાતો સાંભળીએ છીએ ત્યારે હૃદયમાં ટળવળાટ થઈ રહે છે ! સદ્‌ગૃહસ્થો ! કન્યાના જીવ ઉપર અધિકાર ભોગવનાર, કન્યાના જીવ ઉપર મોજશૉખ કરનાર, અને કન્યાના જીવ ઉપર રાજસુખ ભોગવનાર ભાગ્યશાળી રજપૂતોને તમે જુવો તો તમારા પુત્રો કન્યાના રૂપમાં ક્યારે બદલાઈ જાય ? એવી ઈશ્વર પ્રાર્થના કરવાનુંજ તમને મન થશે.”

હવે પ્રધાન સજ્જનરાયથી રાજા કંચુકીરાયનું ભાષણ સાંભળી શકાયું નહિ. દરબારમાંથી કોઈ નાગરિક ઉભો થઈ રાજાનું અપમાન કરે તે પહેલાંજ તેમનું ભાષણ બંધ કરાવી દેવાના ઉદ્દેશથી તેમણે નમ્રતાપૂર્વક કહ્યું: “રાજન્‌ ! આપ નામદાર હમણાંજ ઘણો લાંબો પ્રવાસ કરી રાજધાનીમાં પધાર્યા છો, આપને અતિશય પરિશ્રમ થયો છે. માટે વિશેષ બોલવાની તસ્દી લેશો નહિ. આપના ભાષણનો ઉદ્દેશ સર્વ સભાસદો સમજી ગયા છે ! આપ નામદારે ટુંકામાં પણ ઘણી કુશળતાથી આપનો ઉદ્દેશ સમજાવી દીધો છે. માટે હવે ભાષણ બંધ કરવા મ્હારી નમ્ર વિનતિ છે. તેમ થાય તો માનકરીઓ અને નાગરિક જનોને પાન, અત્તર, ગુલાબ આપી આજનો દરબાર બરખાસ્ત કરવામાં આવે.”

“પ્રધાનજી !” કંચુકીરાયે હસતાં હસતાં ઉત્તર દીધો: “દરબારમાં એવી ગડબડ કરવી સભ્યતાથી વિરૂદ્ધ છે ! દિલ્લીપતિનો દરબાર એક વખત શરૂ થયો કે પછી તે બબ્બે પ્રહર સુધી ચાલ્યા કરે છે. ભાલાદાર અને ચોપદાર સિપાહીઓ સોનાની લાકડીઓને આધારે ઉભા હોય છે પણ અમે તો નિરાધાર ઉભા રહેતા હોવાથી અમારા પગ પણ દુઃખવા લાગે છે તે છતાં દિલ્લી દરબાર બરખાસ્ત થતો નથી એવો મ્હારો જુનો અનુભવ છે. તેજ પ્રમાણે બાદશાહ દરબાર બરખાસ્ત કરી હમણાં આવે છે, થોડીવાર પછી આવે છે, એવી વાટ જોતા અમે પ્રહરના પ્રહર સુધી જનાનખાનામાં

બેસી રહ્યા છીએ. તેથી દરબાર એક પ્રહરથી અધિક સમય પર્યંત ભરવો જોઇએ એવો મ્હારો અભિપ્રાય છે. સજ્જનરાય! માનકરીઓ અને નાગરિક જનો ! મ્હારા ભાષણની પ્રસ્તાવના પૂરી થઇ છે. હવે હું મુદ્દા ઉપર આવું છું. બુંદેલખંડમાં પુત્રની પ્રાપ્તિ પિતાની દ્રષ્ટિયે અને સામ્રાજ્યની દ્રષ્ટિયે કેટલી હાનિકારક છે અને વૈભવ મંદિરનાં પગથિયાં ચઢવામાં હાલને સમયે કન્યાની કેટલી બધી ઉપયોગિતા છે તે મ્હેં તમને અત્યાર સુધી યુક્તિ–તર્કને આધારે સમજાવી દીધુંજ છે. હવે તમારી સમક્ષ ઉભેલા તમારા રાજભક્ત રાજા કંચુકીરાય, દિલ્હી દરબારના પોતાના અનુભવનો કેવો ઉપયોગ કરશે અને પોતાનું તથા પોતાની પ્રજાનું હિતસાધન કેવી રીતે કરશે તે સાંભળો. સદ્‌ભાગ્યે મ્હને પુત્ર લાભ થયો નથી, પરંતુ મ્હારા ભાગ્યની સીમા, મ્હારી સામ્રાજ્ય ભક્તિની મર્યાદા, છેલ્લી હદ સુધી લઈ જવા માટે મ્હને વિજયા નામક એક કન્યા રત્નનો લાભ થયો છે એ સર્વના જાણવામાંજ છે. તે રત્નના તેજથી બાદશાહના અથવા એકાદ વિલાસી શાહજાદાનાં નેત્ર તેજસ્વી બનશે એવું મ્હારા ધારવામાં હતું, પરંતુ તેવો યોગ મ્હારા ભાગ્યમાં લખાયલો નથી. તેમ છતાં બનતે પ્રયત્ને મ્હારી કન્યાનો સદ્‌ઉપયોગ કરવાની ઇચ્છાથી મ્હેં એક અત્યંત પ્રશંસાપાત્ર યુક્તિ શોધી કહાડી છે. હું ધારૂં છું કે મ્હારા જેવી બુદ્ધિ–યુક્તિ ત્રયલોકમાં કોઇના મસ્તકમાંથી ઉત્પન્ન થઇ નથી અને ભવિષ્યમાં કદી થશે પણ નહિ એવી મ્હારી ખાત્રી છે ! એ યુક્તિ સફલ થઇ તો પછી ધારીરના રાજ્યની આબરૂ કેટલી બધી વૃદ્ધિ પામશે તે સર્વને આપોઆપ જણાશે ! કન્યાદાનની અને રાજ કારભાર ચલાવવાની ચિંતા પોતાની મેળે અદ્રષ્ય થઇ જશે અને હું દિલ્હી દરબારના અનેક લાંબા લચક ખિતાબોથી વિભૂષિત થઇશ. નાગરિક જનો ! તમારા રાજાના ભાવિ વૈભવ વિલાસનું કારણ સાંભળો ! ધારીરના રાજાની આબરૂ કેવી રીતે વૃદ્ધિ પામશે તે સાંભળો. મ્હારી પાછળ મ્હારા સિંહાસન ઉપર કોણ બિરાજશે તે સાંભળો. ”

એટલું કહી કંચુકીરાય અભિમાન ભરેલે મુખે પોતાની આસપાસ જોવા લાગ્યા. ભયંકર ગડગડાટ થતા પહેલાં આકાશમાં થોડો વખત

સુધી જે શાંતતા જણાય છે, અથવા જ્વાલામુખી પર્વત ફાટતાં પહેલાં જેવી શાંતતા જણાય છે તેવી શાંતતા આજના દરબારમાં જણાતી હતી. નાગરિક જનો પ્રત્યે, પ્રધાન સજ્જનરાય પ્રત્યે અને જનાનખાનાના પડદા પ્રત્યે થોડો વખત સુધી અહંકાર ભરેલી દ્રષ્ટિ ફેરવી કંચુકીરાયે કહ્યું: " ગૃહસ્થો સાંભળો. એક ચિત્તે સાંભળો. વિજયા એ મ્હારી કન્યા છે. તેને યોગ્ય હોય એવા પતિ સાથે તેનું લગ્ન કરી મ્હારી અને મ્હારા રાજ્યની આબરૂ વધારવી એજ મ્હારૂં કર્તવ્ય છે. વિજયાને અખંડ વૈભવની, અભંગ સુખની અને અનંત ઐશ્વર્યની પ્રાપ્તિ થાય એવો સંબંધ જોડી આપવો જોઇએ. એમ જાણીનેજ હું અત્યંત પ્રયાસથી, ચાતુર્યથી અને કર્તવ્ય દક્ષતાથી વિજયાના વિવાહની યોજના કરી આવ્યો છું. વિજયાને પ્રાપ્ત થનાર પતિ મ્હારી પાછળ ધારીરના રાજ્યનો માલિક બને એવી મ્હારી ઇચ્છા હોવાથી તે મ્હારા જેટલોજ સામ્રાજ્ય ભક્ત, મ્હારા જેટલોજ રાજ્ય કાર્ય ધુરંધર, અને મ્હારા જેટલોજ પ્રજાહિતકારક હોવો જોઇએ; એ સંબંધી મ્હેં સંપૂર્ણ કાળજી રાખી છે, એટલુંજ નહિ પણ તમે આપણા સત્તાધીશ જામાત્રનું નામ સાંભળશો તો વિજયાનો વિવાહ સંબંધ સાંધતાં મ્હારા રાજ્યની આબરૂ વધારવા માટે મ્હેં કેવો ઉંડો વિચાર કર્યો હશે તે તમારા લક્ષ્યમાં આવ્યા વગર રહેશે નહિ. "

સર્વ નાગરિકો, પ્રધાન સજ્જનરાય અને મુખ્ય કરીને પડદાના ઓથામાં બેઠેલી સુફલાદેવી અને વિજયા અત્યંત ઉદ્વેગજનક ઉત્સુકતાથી કંચુકીરાયના મુખમાંથી હવે કયા શબ્દો બહાર પડે છે તે સાંભળવા માટે એક ચિત્ત થઇ રહ્યાં હતાં. એટલામાં કંચુકીરાયે સર્વનાં હૃદયમાં વજ્રાઘાત કરે એવો શબ્દોચ્ચાર કર્યોઃ " ગૃહસ્થો ! દિલ્લીપતિનો સરદાર રણદુલ્લાખાન મ્હારો જામાત્ર થવાનો છે. એ ઐશ્વર્યવાન તરૂણ સરદાર મ્હારી વિજયાનો પતિ થવાનો છે. દિલ્લીપતિનો પ્રિય ભક્ત મ્હારો સલાહકાર થવાનો છે, અને તેજ મ્હારી પાછળ આ સિંહાસનનો અધિપતિ થવાનો છે ! " કંચુકીરાયે દરબારગૃહ ઉપર અહંકારપૂર્વક પુનઃ દ્રષ્ટિપાત કર્યો.

એ સાંભળતાંજ ચારે તરફથી ક્રોધના નિઃશ્વાસ, દુઃખના સુસવાટ અને

શોકના ઉદ્દગાર સંભળાવા લાગ્યા! દરબારમાં ગડબડાટ થઇ રહ્યો. સર્વે પ્રજા જનો ક્રોધે ભરાઈ રાજા પ્રત્યે અસંતુષ્ટ થઇ ઉઠયા. અત્યાર સુધી ધુંધવાતો અગ્નિ એકદમ ભડકો લઇ ઉઠયો! પ્રજાજનોનો એ ક્રોધાગ્નિ રાજા કંચુકીરાયને સ્પર્શ કર્યા સિવાય રહેશે નહિ એવો ભય લાગવાથી પ્રધાન સજ્જનરાય ક્ષણવાર ચિંતાતુર થયા. કંચુકીરાયના અપમાનજનક ભાષણનો અને તેને લીધે નાગરિક–જનો–ના મન ઉપર થયેલા પરિણામનો વિચાર કરી ચુસ્ત સ્વામિભક્ત સજ્જનરાય પોતાના આસન ઉપરથી ઉઠી બોલ્યા કે: “નાગરિક બંધુઓ! શાંત થાઓ. રાજા સાહેબનું અપમાન થાય એવો એક પણ શબ્દ બોલશો નહિ. રાજા સાહેબે કહ્યું તે ઉપરથી અને રાજા સાહેબે મનમાં વિચાર કર્યો તે ઉપરથી તમારી રાજલક્ષ્મીનો વિવાહ તુરતજ પરધર્મી મોગલ સાથે થઈ ગયો એવું સમજશો નહિ. રાજાજી હજી આપની સલાહ લે છે. હજી તેમને એ પ્રશ્ન ઉપર વિચાર કરવાનો છે. યોગ્ય વિચાર કર્યા પછી તેમનું મન સંપૂર્ણ રીતે બદલાઇ જવાનો સંભવ છે. ધારીરના રાજવંશની પવિત્રતા, અને સત્તા પરધર્મી મોગલોને હાથ જાય એવો અન્યાય–અધર્મ–અને અવિચાર હું મહારાજને હાથે થવા દઇશ નહિ. તમે શાંત થાઓ.”

“સજ્જનરાય” રાજાએ દિલગીર થઈ કહ્યું: “રણદુલ્લાખાન જેવા દિલ્લી દરબારના પરમપ્રિય સરદારને મ્હારા જેવો હિંદુ રાજા પોતાની કન્યા સમર્પણ કરે તો તેથી અવિચાર, અન્યાય અને અધર્મ થતો હશે કેમ? એમ થાય તો આપણે આપણું મહદ્ભાગ્ય સમજવું જોઇએ. દિલ્લીપતિ અથવા તેમના જાતભાઇ, આપણી પુત્રી ભગિની પોતાના ઐશ્વર્યશાલી જનાનખાનામાં સ્વીકારે તો તેથી આપણું મહદ્ભાગ્યજ સમજવું જોઇએ. તમે જ્યાં સુધી દિલ્લીનું જનાનખાનું જોયું નથી, ત્યાંનાં અનુપમ ઐશ્વર્યનું તમે જ્યાં સુધી દર્શન કર્યું નથી, ત્યાંના સ્વર્ગ તુલ્ય વિલાસ જ્યાં સુધી તમારી કલ્પનામાં આવ્યા નથી ત્યાં સુધી તમારી કલ્પના સંકુચિતજ રહેશે. સજ્જનરાય! એ પ્રશ્ન ઉપર મ્હેં સંપૂર્ણ વિચાર કર્યો છે. રણદુલ્લાખાનને, મ્હારા જમાઇ બનાવીને અને મ્હારી પાછળ ધારીરના નૃપતિ બનાવીને દિલ્લી દરબારમાં મ્હારી આબરૂ વધારવાનો મ્હેં દ્રઢ નિશ્ચય કર્યો છે—”

" રાજન્ " એક વિદ્વાન પણ કરડા સ્વભાવના નાગરિકે કહ્યું: " ધારીરનો રાજવંશ અને રાજસત્તા પવિત્ર રહે અને તેને પરધર્મી મોગલોનો મહાપાતકી સંસર્ગ કદી પણ થાય નહિ, અર્થાત્ હિંદુ રાજ્યને બદલે મુસલમાન રાજ્ય કહેવાય નહિ, ગાયોની પૂજાને બદલે તેમનો વધ થાય નહિ, બ્રાહ્મણને બદલે કસાઇઓનું રાજ્ય કહેવાય નહિ, એવો મન, વાણી અને કર્મથી, તન મન, અને ધનથી પ્રયત્ન કરવો એજ અમારૂં કર્તવ્ય છે. આપણી રાજલક્ષ્મીની પવિત્રતા અને રાજસત્તા પરધર્મીને આધીન થશે એવા શબ્દો ધારીરના પ્રજાજનોથી સહન થઇ શકેજ નહિ. રાજન્ ! રાજકુમારી વિજયા અમારી રાજલક્ષ્મી છે. તેના સંબંધી અમંગલ શબ્દો તેના પિતા–રાજા પોતેજ બોલે છે તો પણ તે અમને અપમાનકારક લાગે છે. રાજકુમારી વિજયાને માટે તેમને યોગ્ય બુંદેલા તરૂણ પતિનીજ યોજના થવી જોઇએ. આ રાજસિંહાસનને માટે યથાશાસ્ત્ર બુંદેલાનીજ પસંદગી થવી જોઇએ ! "

" એ જોવાનું મ્હારૂં કામ છે. આ રાજસિંહાસન મ્હારૂં છે. કુમારી વિજયા એ મ્હારી કન્યા છે. એનો ઇચ્છાનુસાર ઉપયોગ કરવો એ મ્હારી સત્તાનું કામ છે. પ્રધાનજી ! આ રાજદ્રોહી સદ્‌ગૃહસ્થને એકદમ કેદખાનામાં પૂરી દો. મ્હારૂં, સરદાર રણદુલ્લાખાનનું અને પરોક્ષ રીતે પ્રબળ સામ્રાજ્ય સત્તાનું અપમાન કરનાર આ રાજદ્રોહીને કેવી શિક્ષા કરવી તેનો પાછળથી વિચાર કરવામાં આવશે. હમણાં તો એને હાથે પગે બેડીઓ ઠોકી એકદમ કેદખાનામાં નાંખી દો. "

અગાઉથીજ ગુસ્સે ભરાયલા નગર જનો, રાજા સાહેબની અવિચારી આજ્ઞા સાંભળતાંજ એકદમ ઉશ્કેરાઈ ઉઠયા. રાજા કંચુકીરાયના મનની ભ્રષ્ટતા તેમણે આજપર્યંત માત્ર કાને સાંભળી હતી. રાણી સુફલાદેવી અને પ્રધાન સજ્જનરાયની પ્રજાહિત દક્ષતાના પડદામાં રાજાના સર્વ દુર્ગુણ આજપર્યંત ઢંકાઇ રહ્યા હતા. પરંતુ આજના તેમના બાયલાપણાના ભાષણથી તેના મનની નીચતા નગર જનોના જાણવામાં આવી ગઇ. તેઓ પ્રસિદ્ધ રીતે કહેવા લાગ્યા: " એવા મોગલાઈ હુકમનો અમલ અમે કદી પણ થવા દઇશું નહિ. પોતાની રાજકન્યા અને પોતાનું સિંહાસન જે મનુષ્ય પોતાની ઇચ્છાથી

પરધર્મી મોગલોને સ્વાધીન કરવામાં અભિમાન માને છે તે અમારો રાજાજ નથી! સ્વધર્મને અને સ્વાભિમાનને તજી દેનારે રાજ્યપદને પણ ત્યજી દેવું પડશે.”

પ્રજાજનોનો એ પ્રસિદ્ધ આરોપ સાંભળી પ્રધાન સજ્જનરાયને દારૂણ ચિંતા ઉત્પન્ન થઇ. રાજા સાહેબનો ઉદ્દેશ્ય નહિ જાણી લેતાં, તેમના કહેવામાં હકારો ભણી દરબાર ભરવાની તેને કુબુદ્ધિ થઇ તે માટે તેને પશ્ચાત્તાપ થયો. પરંતુ તે સમય પશ્ચાત્તાપ કરતાં બેસવાનો, શોક અને દુઃખ કરતાં બેસવાનો નહતો. કોઇ પણ યુક્તિ પ્રયુક્તિ વડે પ્રજાજનોનાં મન શાંત પાડી રાજા કંચુકીરાયનું વિશેષ અપમાન નહિ થવા દેતાં આજના સંકટમાંથી સુરક્ષિતપણે પાર ઉતરવું જોઇએ. ત્યાર પછી રણદુલ્લાખાન સંબંધી વિચાર કરવામાં આવશે. એવો વિચાર કરી સજ્જનરાયે કહ્યું: “સર્વ સભાસદો! ક્રોધના ઉભરામાં ગમે તેમ શબ્દોચ્ચાર કરી તમે તમારા રાજાનું અપમાન કરો છો. હજી સુધી રાજકુમારી વિજયાના લગ્ન સંબંધી સંપૂર્ણ વિચાર કરવાનો છે. રાજા સાહેબે રણદુલ્લાખાનનું નામ સૂચવ્યું તેથી રાજકુમારી અને રાજ સિંહાસન તે પરધર્મી તરૂણને સ્વાધીન થઇ ગયું એવું તમારે સમજવું નહિ. આજે ધારીરનું રાજ્ય દિલ્લીપતિના દાસત્વમાં છે. તમારી સ્હામું સિંહાસન ઉપર બેઠેલા તમારા રાજા દિલ્લીપતિના ખંડિયા છે અને રણદુલ્લાખાન દિલ્લીપતિના માનીતા સરદાર છે. માત્ર સામ્રાજ્ય સત્તાનો પોતાના ઉપર ક્રોધ ન થાય અને પ્રજાજનોની શાંતિમાં વિઘ્ન આવે નહિ તેથીજ, દરબાર ભરીને પોતાની ઇચ્છા વિરૂદ્ધ ભાષણ કરવાનો કડવો પ્રસંગ અનેક વખત માંડલિક રાજાઓ ઉપર આવી પડે છે! તેવોજ અનિષ્ટ પ્રસંગ આપણા માનવંતા રાજાજી ઉપર આવી પડેલો હોવો જોઇએ અને તેથીજ આપણ સર્વને ન પસંદ પડે એવું ભાષણ રાજાજીને કરવું પડયું હશે. રણદુલ્લાખાનનું નામ રાણી સુફલાદેવી પ્રથમ આજેજ સાંભળે છે. રાજા સાહેબના મનના વિચાર હું પણ તમારી પેઠેજ અગાઉથી જાણતો નહતો. રાજાજીએ પોતાનું અપ્રિય કર્તવ્ય બજાવ્યું છે. દિલ્લીપતિનો ક્રોધ ઉતરે નહિ તે માટે એમણે આજનો દરબાર ભર્યો છે. એમને જે કહેવું હતું તે સર્વ કહી

સંભળાવ્યું છે. હવે એમના કહેવા ઉપર સંપૂર્ણ વિચાર કરવામાં આવશે. રાજકુમારી અને રાજ સિંહાસન રણદુલ્લાખાનને આપવાની સૂચના રાણી સુફલાદેવી કદી પણ સ્વીકારશે નહિ. હું પણ મ્હારાથી બનશે તેટલા યત્ન કરી આપણા રાજાની કીર્તિ નિષ્કલંક રાખીશ. પ્રજાજનો! તમારે સર્વની ઇચ્છા વિરૂદ્ધ થઇને, રાણી સુફલાદેવીનું અપમાન કરીને, અને મ્હારી વિનતિ તરફ દુર્લક્ષ્ય કરીને આપણા રાજા સાહેબ કદી પણ ખોટી હઠ કરશે નહિ. રાજકુમારી વિજયા અને રાજ સિંહાસનને અપવિત્ર માંસાહારી, કામી, ક્રોધ, લોભી, અને અહંકારી પરધર્મીનો કદી પણ સ્પર્શ થશે નહિ ! તમે નિઃશંક ચિત્તે ઘેર જાઓ. તમારા કહેવા ઉપર પૂર્ણ વિચાર કરવાનું હું તમને વચન આપું છું. તમારી ઇચ્છાનુસારજ સર્વ કાર્ય થશે મહારાજ ! દરબાર બરખાસ્ત કરવાની પરવાનગી. ”

“ એટલી વારમાં દરબાર બરખાસ્ત કરવામાં નહિ આવે.” કંચુકીરાયે ઉત્તર દીધોઃ “ સજ્જનરાય ! તમારી સજ્જનતા માટે આજપર્યંત મ્હારૂં મન ભ્રમમાંજ હતું, પરંતુ એ ભ્રમનો પડદો આજે તમે ઉઘાડી નાંખ્યો છે. તમે આજપર્યંત પ્રજાજનોને રાજદ્રોહી બનાવવાનો પ્રયત્ન કરતા આવ્યા છો એટલુંજ નહિ પણ એ લોકોને મ્હારૂં અપમાન કરવા માટે મ્હારા સ્હામું તમે ઉશ્કેરણી કરો છો. વિજયાનો વિવાહ હું રણદુલ્લાખાન સાથે કરીશ અથવા મ્હારી ઇચ્છામાં આવશે તે મનુષ્ય સાથે કરીશ, ધારીરનું રાજ્ય હું રણદુલ્લાખાનને સમર્પણ કરીશ અથવા તેનો મ્હારી ઇચ્છાનુસાર ઉપયોગ કરીશ. તેમાં તમારે માથું પરોવવાનું શું કારણ? એવાં કાર્યમાં પોતાનાં સ્ત્રી-સંતાનની, પોતાના પ્રજાજનોની, અથવા પોતાના પ્રધાનની સંમતિ લેવાની અમને શી જરૂર? વિજયાનાં લગ્ન હું કરવાનો છું-રણદુલ્લાખાન સાથેજ કરવાનો છું ! તમારી વિનતિનો, કાલાવાલાનો અથવા રાજદ્રોહી બકબકાટનો જરા પણ વિચાર નહિ કરતાં, મ્હારી ભાવિ ઉન્નતિ તરફ લક્ષ્ય આપી, વિજયાનાં લગ્ન હું એ મહિનામાં, આ રાજમહેલમાંજ રણદુલ્લાખાન સાથે કરવાનો છું. સરદાર રણદુલ્લાખાનને વિજયાનો ભાવિ પતિ અને ધારીરના ભાવિ નૃપતિ બનાવવાનો મ્હેં પૂર્ણ નિશ્ચય કર્યો છે. હજી વિચાર થવાની વાત કરવી એ ડગાઇ ભરેલું

છે. સામ્રાજ્ય સત્તાના ભયને લીધે સરદાર રણદુલ્લાખાન સાથે હું મ્હારી કન્યાનો લગ્ન સંબંધ સાંધું છું એ કહેવું અન્યાયભરેલું અને મ્હારી સામ્રાજ્ય ભક્તિને લાંછન લગાડનાર છે. સજ્જનરાય! વિજયા અને રણદુલ્લાખાનનો મંગલમય વિવાહ પરિપૂર્ણ થાય ત્યાં સુધી સાર્વજનિક શાંતિના રક્ષણને માટે તને કેદ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. તું છુટો રહેશે તો કોઈ પણ દાવપેચ લડાવી રણદુલ્લાખાન વિરૂદ્ધ પ્રજાજનોનાં મન ઉશ્કેરશે અને મંગલમય કાર્યમાં વિઘ્ન લાવી મૂકશે. તે માટેજ લગ્ન કાર્ય પરિપૂર્ણ થાય ત્યાંસુધી ત્હારે પણ આ રાજદ્રોહી સદ્‌ગૃહસ્થ સાથે કેદખાનામાં રહેવું પડશે."

રાજા કંચુકીરાયને ગાંડપણ લાગ્યું છે, એવી સર્વ નગરજનો કલ્પના કરવા લાગ્યા. તેમના ગાંડપણને વખતસર અટકાવવામાં નહિ આવે તો તેઓ કેવા કેવા અનર્થ કરી બેસશે તેનો નિયમજ નહિ; એમ ધારી પ્રજાજનો ચિંતા કરવા લાગ્યા. કેટલાક અવિચારી, ઉચ્છૃંખલ પ્રજાજનોએ ભરદરબારમાં રાજાનો તિરસ્કાર કર્યો! થોડા સમયમાંજ જ્યાં ત્યાં ગડબડ વ્યાપી રહી. રાજા કંચુકીરાય ઉપર અપમાનકારક શબ્દોનો વર્ષાદ વર્ષવા લાગ્યો! પ્રધાન સજ્જનરાયનો વાળ વાંકો થતાં રાજા પદભ્રષ્ટ થયા સિવાય રહેશે નહિ, રણદુલ્લાખાને ધારીરમાં પગ મૂકયો ન મૂકયો કે તુરતજ તેનો વધ કરવામાં આવશે, રાજકન્યા વિજયા રણદુલ્લાખાન સાથે પરણવા કરતાં કુવા તળાવમાં ભૂસકો મારશે. એવા ધમકી ભરેલા શબ્દો કંચુકીરાયને કાને સંભળાવા લાગ્યા. પ્રત્યેક ક્ષણે કંચુકીરાયને ત્યાં રહેવું જોખમકારક થઈ પડયું. એ જોઈ રાજભક્ત સજ્જનરાયે કહ્યું: "રાજન્! દુરાગ્રહ કરવાનો આ સમય નથી. હઠયુક્ત ભાષણ કરીને પ્રજાજનોના ક્રોધનું બલિદાન થઇ પડશો નહિ. આપની ઇચ્છા હશે તો આ સજ્જનરાય જીંદગીપર્યંત આપને ખાતર કેદખાનામાં નિવાસ કરવા તૈયાર છે. પરંતુ વખત વિચારી જાઓ. વ્યર્થ આગ્રહ નહિ કરતાં આજના પ્રસંગમાંથી મુક્ત થવાની યુક્તિ કરો."

"હજી સુધી બ્હીકણ બાયલા જેવી ભાષા!" કંચુકીરાય ક્રોધભરેલે મુખે બૂમ પાડી ઉઠયો: "આ રાજદ્રોહી પ્રધાનને, આ સામ્રાજ્યદ્વેષી સજ્જનરાયને, આ ઉચ્છૃંખલોના આગેવાનને, એકદમ ઉંચકીને કેદખાનામાં

નાંખે એવો એક પણ રાજભક્ત સેવક ધારીરના દરબારમાં હાજર નથી કે ? આખો દરબાર શી રીતે રાજદ્રોહી બની ગયો ? કંચુકીરાય કરતાં સજ્જનરાય સર્વને મનથી કેમ પ્રિય લાગે છે ? ઉંચકો ! સિપાહીઓ ! આ સજ્જનરાયને એકદમ ઉંચકો ! એને હાથે પગે, શરીરે લોઢાની બેડીઓ નાંખો ! હું રાજા કંચુકીરાય તમને સર્વને આજ્ઞા ફરમાવું છું કે: તમે એને એકદમ કેદખાને લઇ જાઓ. સજ્જનરાયને અંધારી કોટડીમાં પૂરી દો, અને પેલા રાજદ્રોહી પ્રજાજનને કિલ્લાના ભયંકર કેદખાનામાં નાંખી આવો."

કંચુકીરાયે અધિકાર પુરઃસર ભાષામાં આજ્ઞા ફરમાવી, પણ તેનો અમલ થયો નહિ. પ્રધાન સજ્જનરાય સમુદ્રની પેઠે ગંભીર મુખે, મેરૂ પર્વતની પેઠે અચલ થઈ પોતાને આસને બેસી રહ્યો હતો. એ જોઇ રાજાબહાદુરનો ક્રોધ વધી પડયો. તે પુનઃ રાજભક્ત–સ્વામિભક્ત–સજ્જનરાય ઉપર ક્રોધની વૃષ્ટિ કરવાની તૈયારીમાંજ હતા એટલામાં પ્રથમનાજ કડક મિજાજી સદ્‌ગૃહસ્થે કહ્યું: " રાજાજી ! નિરર્થક આજ્ઞા ફરમાવશો નહિ. તમારો અન્યાયી હુકમ પાળવામાં આવશે નહિ. રાજાજ્ઞાને કેટલે દરજ્જે માન આપવું, કઇ રાજાજ્ઞા પ્રજાએ અવશ્ય પાળવી જોઇએ અને કઈ રાજાજ્ઞાનો પ્રજાએ અવશ્ય તિરસ્કાર કરવો જોઇએ એ હવે અમે સારી પેઠે સમજ્યા છીએ. ગુલામગિરીના વિષવૃક્ષનું પોષણ કરનાર રાજા, સર્વ પ્રકારે પરાધીન બની, પારકાના મુખ સ્હામું જોઇ તેની ઇચ્છાનુસાર નૃત્ય કરનાર રાજા એ કાંઇ પરમેશ્વર નથી ! એ કાંઇ ખરો રાજા કહેવાય નહિ ! અંધ પરંપરાથી અંધ બનતાં જતાં અમારાં હૃદયચક્ષુ સમક્ષ પ્રાણનાથ પ્રભુએ 'એવો પ્રકાશ, તાદૃષ્ય કર્યો છે. હવે અમારા કર્તવ્યની દિશા અમે ભૂલીશું નહિ. હવે અમે અમારા રાજાના જુલ્મી, અન્યાયી અને અધર્મી હુકમો પાળીશું નહિ. દિલ્લીપતિની ગુલામગિરીમાં પડેલા, દિલ્લીના અધિકારીઓનાં સ્તુતિગાન કરવા મચેલા, મોગલ સત્તાનાં બણગાં ફુંકનાર, સ્વકર્તવ્ય ચુકેલા માત્ર નામના રાજાઓ તે અમારા રાજાજ નથી એવું પ્રસિદ્ધ કરવાનો સમય નજીક આવ્યો છે ! રાજાજી ! એ પરોપકારી દ્રષ્ટાંત પ્રથમ ધારીર રાજમાંજ બને એવી ઇશ્વરી ઇચ્છા જણાય છે. હજી જરા વધારે દુરાગ્રહ કરો ! હજી જરા વધારે હઠ

કરો ! સજ્જનરાયની સત્વ પરીક્ષા હજી કસોટીએ ચઢવા દો ! રાજલક્ષ્મીનું અપમાન કરવા જેવા શબ્દો વધુ જોરથી બોલી બતાવો ! અને વિચાર વમળમાં ભ્રમણ કરતું, મ્હારા દેશબંધુઓનું અભિમાન જાગૃત કરો એટલે તમારા ચરણવડે કલંકિત થયેલું ધારીરનું રાજસિંહાસન, કોઈ સ્વાતંત્ર્ય-પ્રિય વીરને માટે મુક્ત કરવામાં આવશે !"

"આ તે કેવું અપમાન !" કંચુકીરાય તડફડાટ કરતો બોલ્યો: "સાર્વભૌમ બાદશાહને મુખેથી અથવા તેમના ઇસ્લામી અધિકારીઓને મુખેથી જેવા નિંદાજનક શબ્દો સાંભળવામાં આવતા નથી તેવા શબ્દો મ્હારી પ્રજાને મુખેથી સાંભળવાનો પ્રસંગ મ્હારે આવ્યો છે ! બાદશાહે કરેલી નિંદામાં, બાદશાહે કરેલા અપમાનમાં અને બાદશાહે કરેલા તિરસ્કારમાં આબરૂ સમાયલી હોય છે. તે નિંદાના શબ્દો, તે અપમાનની ભાષા, તે તિરસ્કારનો પ્રયત્ન જેમ વિશેષ કરડો હોય છે તેમ તેમ બાદશાહની પ્રીતિ વિશેષ સંપાદન કરવામાં આવી છે એમ સમજવું જોઇએ. એવી માનવંત સંધિ પ્રાપ્ત કરવાને બદલે મ્હારે આવો અપમાનકારક પ્રસંગ આવ્યો ? આવી દુઃખી સ્થિતિમાંથી મ્હારૂં સંરક્ષણ કરનાર એક પણ પ્રાણી મ્હારી આગળ આવે તેમ નથી કે ?"

કંચુકીરાય એ શબ્દો બોલતો હતો તેજ પ્રસંગે રાણી સુફલાદેવી પોતાના પતિની ઇચ્છાને માન આપી, પડદો ખસેડી નાખી ભર સભામાં આવી ઉભી રહી. એ જોઇ અંધકારનો વિધ્વંશ કરીને, કાળા વાદળામાંથી બહાર આવતા પૂર્ણચંદ્રનો પ્રજાજનોને ભાસ થયો. તેના મુખ ઉપર, ક્રોધ, ત્રાસ ઇત્યાદિ દુષ્ટ મનો-વિકારનાં પ્રતિબિંબ અસ્પષ્ટ થતાં થતાં ક્ષણ માત્રમાં અદૃષ્ય થઈ ગયાં, અને તે સ્થળે આશા, આનંદ વગેરે કોમલ મનોવિકાર દ્રષ્ટિગોચર થવા લાગ્યા. રાજા કંચુકીરાય હવે નિશ્ચિંત થઇ અર્ધા આશ્ચર્યથી અને અર્ધી આશાથી પોતાની પત્નીનાં મુખ તરફ જોવા લાગ્યો. સુફલાદેવીના આગમનથી સજ્જનરાયને અત્યંત આનંદ થયો. રાજસિંહાસન પાસે આવી તે સાધ્વી અત્યંત વિનયપૂર્વક બોલી. રાજા કંચુકીરાય મંત્રબદ્ધ સર્પની પેઠે ડોલવા લાગ્યો.

સુફલાદેવીએ કહ્યું: "પ્રાણનાથ ! આપ તદ્દન નિશ્ચિંત રહેજો. ધારીરની પ્રજા, પોતાના રાજાની આજ્ઞા શિરોમાન્ય કરશે. પ્રધાનજી ! રાજાજ્ઞા પ્રમાણે કેદખાનાનો માર્ગ પકડવો જોઇએ. સદ્ગૃહસ્થ ! તમારે રાજભક્ત-સ્વામિભક્ત-પ્રધાનજીની સાથેજ રાજાજ્ઞા પ્રમાણે કેદખાનામાં જવું જોઇએ. ભર દરબારમાં રાજાજ્ઞાનું અપમાન કરવું એ હિંદુઓનો ધર્મ નથી. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે રાજા એ પરમેશ્વર સમાનજ છે. તેમ છતાં તે તમારા જેવા માનવી હોવાથી તેમને હાથે ભૂલ થાય એ સંભવિતજ છે. રાજાજ્ઞા શાંતપણે માન્ય કરવી, તેમાં ભૂલ હોય તો ત્યાર પછી રાજાની તેવી ખાત્રી કરી આપવી, અને તેમ કરીનેજ રાજ ઉપર આવી પડતું વિઘ્ન, શાંતપણે, ચાતુર્યથી, અને પ્રેમળ વચનોથી ટાળવું એજ રાજનીતિ કહેવાય. રાજકુમારી વિજયાના વિવાહ સંબંધી તમારા રાજાએ જે વિચારો દર્શાવ્યા છે તે તદ્દન ભૂલભરેલા છે. પોતાની પાછળ ધારીરનું રાજ્ય ચલાવવા માટે તમારા રાજાએ જે વ્યવસ્થા કહી સંભળાવી છે તે તદ્દન નુકસાનકારક, અપમાનકારક, અને સર્વ પ્રકારે ત્યાજ્ય છે એવો તમારા કહેવા પ્રમાણેજ મ્હારો પણ અભિપ્રાય છે. પ્રજાજનો ! તમે નિર્ભયપણે ઘેર જાઓ. તદ્દન શાંત ચિત્તે ઘેર જાઓ. તમારા કર્તવ્યદક્ષ પ્રધાનને અને તમારા પ્રેમળ બંધુને જરા પણ ત્રાસ થશે નહિ એવી હું ખાત્રી આપું છું."

"એ આશ્વાસન કરતાં અમને જૂદાજ આશ્વાસનની જરૂર છે." ઉચ્છૃંખલ સ્વભાવના પ્રજાજને કહ્યું: "કેદખાનામાં ગમે તેટલાં દુઃખ ભોગવવા અમે તૈયાર છીએ પણ અમારી રાજલક્ષ્મીનું અને રાજસત્તાનું અપમાન અમારાથી જોઇ શકાશે નહિ. રાજકુમારી વિજયાનું લગ્ન, સુયોગ્ય બુંદેલા તરૂણ સાથેજ થવું જોઇએ. ધારીરની રાજસત્તા બુંદેલા રાજાના સ્વાધીનમાં રહેવી જોઇએ. એ માટે જો રાણી સુફલાદેવી અમને વચન આપતાં હોય તો અમારી લાજઆબરૂ દેવી વિંધ્યવાસિનીએજ રાખી એમ માની મ્હારા દેશબંધુઓ આનંદમંગળ કરતા ઘેર ચાલ્યા જશે."

સર્વ પ્રજાજનોએ પોતાના દેશબંધુનું કથન યોગ્ય જાણી પોતાની સંમતિ દર્શાવી. રાજા કંચુકીરાય નિરાશ મુખે પોતાની પત્ની સ્હામું જોવા

લાગ્યો. સુફલાદેવીએ થોડી વાર વિચાર કરીને કહ્યું: "સુજ્ઞ પ્રજાજનો! મ્હારી વિજયા રણદુલ્લાખાનની પત્ની થઇ શકશે નહિ. મ્હારી વિજયા મોગલોના જનાનખાનામાં પ્રવેશ કરશે નહિ. મ્હારી વિજયા અમારા કુળને, અમારા વચનને બટ્ટો લાગે તેવું અપકૃત્ય કરશે નહિ. વિજયાને માટે કદાચ સ્વર્ગનો ઈંદ્ર માંગુ કરશે તો પણ વિજયા તેની થશે નહિ. કારણકે વિજયા માટે પતિ પસંદ કરવામાં આવ્યો છે. પ્રથમથીજ વિજયાનું વાગ્દાન થઈ ચૂક્યું છે. પ્રથમથીજ વિજયા એક તરૂણ બુંદેલાની વાગ્દત્ત વધુ થઇ ચૂકી છે."

"રાજકુમારી વિજયા, કયા ભાગ્યશાળી તરૂણની વાગ્દત્ત વધુ થઇ ચૂક્યાં છે?" કેટલાક પ્રજાજનોના પ્રશ્ન સાથે રાજા કંચુકીરાયનો આશ્ચર્ય અને ક્રોધ મિશ્ર થયેલો ધ્વનિ સુફલાદેવીને કાને પડયો.

સુફલાદેવીએ અત્યંત ગંભીરતાથી કહ્યું: "મહોબાના પરલોકવાસી ચંપતરાયના પુત્ર કુમાર છત્રસાલ સાથે, રાજકુમારી વિજયાનું લગ્ન નક્કી થઇ ચૂક્યું છે."

પડદાની અંદર બેઠેલી વિજયાનું અને રાજસિંહાસન પર બેઠેલા કંચુકીરાયનું મુખ રક્ત જણાવા લાગ્યું. સુફલાદેવીના ભાષણથી વિજયાના મુખ ઉપર લજ્જા અને કંચુકીરાયના મુખ ઉપર ક્રોધની છટા ઉત્પન્ન થઇ. એકજ કથને ઉત્પન્ન કરેલી એકજ પ્રકારની રક્તતા, બે પ્રકારના પરસ્પર વિરૂદ્ધ મનોવિકારની રમત બતાવવા લાગી.

સુફલાદેવીના ભાષણથી આનંદિત થયેલા પ્રજાજનો મહોબાનું રાજબીજ, ધારીરની રાજલક્ષ્મીને ભાગ્યશાળી કરશે એવું અભિમાન ધારણ કરતા પોતપોતાના નિવાસસ્થાન તરફ ચાલ્યા ગયા.

અતિશય ક્રોધથી બેશુદ્ધ થયેલો કંચુકીરાય હવે ગર્જના કરી ઉઠયો. તેણે કહ્યું: "મ્હારી ગેરહાજરીમાં વિજયાનું વાગ્દાન કેવું? છત્રસાલ જેવા ઉચ્છૃંખલ ભિક્ષુક સાથે વિજયાનું વાગ્દાન કોણે કર્યું? બસ—મ્હારો નિશ્ચય થયો તે ખરો. વિજયા સરદાર રણદુલ્લાખાનનીજ પત્ની થશે. મ્હારી પછી ધારીરનું રાજસિંહાસન સરદાર રણદુલ્લાખાનજ સુશોભિત કરશે. વિજયાનું વાગ્દાન થઇ ચૂક્યું છે, એ નિરર્થક કારણ સાંભળવામાં આવશે નહિ."

"વિચાર કરો." સુફલાદેવી ઉંડો નિઃશ્વાસ નાંખતી બોલી: "ઘડી, બે ઘડી નહિ પણ પ્રહર, બે પ્રહર વિચાર કરો; એટલે શાંત ચિત્તે અમારૂં કથન સાંભળવાનું તમારામાં સામર્થ્ય આવશે. વિજયાના પિતા કહેવડાવવાનો હક્ક તમે સંપાદન કર્યો છે ત્યારે મ્હેં પણ તેને જનન, લાલન, પાલન અને શિક્ષણ આપ્યું છે. વિજયાના બાહ્ય રંગ રૂપમાં અને તેના આંતર સૌંદર્યમાં, તેના બેસવા ઉઠવામાં અને તેના બોલવા ચાલવામાં, તેના આચારમાં અને વિચારમાં, તેના સંભાષણમાં અને તેના હૃદયમાં, સર્વત્ર આ સુફલાદેવીનો અંશ નિવાસ કરી રહ્યો છે. વિજયા એ એક વ્યક્તિ નથી પણ સુફલાદેવીના શરીરનોજ એક વિભાગ છે. દિલ્હી દરબારમાં માન મેળવવા માટે, પદવીના ટુકડા રોટલા માટે અને આબરૂના નિરર્થક મૃગજળ માટે, હું મ્હારી કન્યાનું નજરાણું રણદુલ્લાખાનને આપવા દઇશ નહિ ! ઘોડાનું નજરાણું કરો, હાથીનું કરો, અમૂલ્ય જરજવાહીરનું કરો, પરંતુ આપણા ઉપર આધાર રાખતી આપણી અસહાય કન્યાનું નજરાણું કરવાની અસુરી વૃત્તિ તમને ક્યાંથી ઉત્પન્ન થઇ ? પ્રિય મનુષ્યનું નજરાણું, પેટના કાદવનું નજરાણું કરવું, એ તો ગુલામાગરીના કાદવમાં ગરક થવા છતાં તેમાં સુખ માનનાર નર–રાક્ષસોમાંજ–અરે ! ભારતવર્ષને ભારે મારનારા નર પિશાચોનીજ દ્રષ્ટિયે પડશે. અરે ! પણ હું શું બોલું છું ? તપેલી લોઢી ઉપર જલબિંદુ કેમ ઠરે ? લોઢી ટાઢી પડે ત્યાં સુધી ધૈર્ય ધારણ કરવું જોઇએ. પ્રાણેશ્વર ! તમે જરા શાંત ચિત્તે વિચાર કરો. ઘણા પ્રહર સુધી વિચાર કરી જુવો. પ્રધાનજીની અને નાગરિક સદ્‌ગૃહસ્થની શી વ્યવસ્થા કરવી છે ?"

"એ બન્નેને ધારીરના કિલ્લાના અંધારા કેદખાનામાં પૂરાવો અને હવે પછી જે પ્રજાજન, મ્હેં નિશ્ચય કરેલા વિવાહમાં વિઘ્ન ઉત્પન્ન થાય એવો પ્રયત્ન કરશે, વિવાહ વિરૂદ્ધ શબ્દોચ્ચાર કરશે, કિંવા મનમાં વિચાર પણ કરશે તેને એવીજ શિક્ષા ફરમાવવામાં આવશે એવું જાહેર કરો. સુફલા ! હું અહિં નહોતો તેનો લાભ લઇ ત્હેં અને સજ્જનરાયે પ્રજાજનોનાં મન તમારે વશ કરી લીધાં છે, પણ યાદ રાખજો કેઃ મ્હારૂં નામ કંચુકીરાય છે. હું કોઇ બીજો નથી હોં ! ધારીરના મુઠ્ઠીભર પ્રજાજનોની ખોડ ભૂલા-

વવી એ સામ્રાજ્ય ભક્ત કંચુકીરાયને જરા પણ અશક્ય નથી. લગ્ન તિથિ નિવેદન કરવા માટે મ્હારો સાંઢણી સ્વાર આવતી કાલે સ્હવારે ઓરછા રણદુલ્લાખાન તરફ રવાના થશે. ધારીરના સામ્રાજ્ય દ્રોહી પ્રજાજનોની સર્વ હકિગત હું તેમને લખી જણાવીશ. એટલે તુર્તજ પ્રચંડ મોગલસેના ધારી-રની પ્રજાને રાજનિષ્ઠાનો પાઠ શિખવવા ધારીર ચાલી આવશે, અને આ મ્હારી સામ્રાજ્ય નિષ્ઠાને માટે સર્વત્ર મ્હારૂં ગૌરવજ થશે. તમે કયા નાદમાં પડયાં છો? સુફલા ! વિજયા અને રણદુલ્લાખાનના લગ્ન માટે આઠ પ્રહ-રમાં જો તમે મ્હને સંમતિ નહિ જણાવશો તો સજ્જનરાયના જેવીજ તમારી વ્હલે થશે. જા, સજ્જનરાય, સામ્રાજ્યદ્રોહનું ફળ ભોગવ."

કંચુકીરાયના અભિમાનશૂન્ય વર્તન તરફ ક્રોધભરેલે મુખે જોતા સૂર્ય ભગવાન, પાતકી જગતનો ત્યાગ કરી ચાલ્યા ગયા. ધીમે ધીમે કાળી રાત્રિ ભર યુવાવસ્થામાં આવવા લાગી. પોતાનો સ્વર્ગીય પતિ હમણાં આવશે, ઘડી પછી આવશે, એવી ભાવનાથી તે શાંત ચિત્તે પતિની વાટ જોતી હતી. પોતાના પતિનો ગઈ કાલનો આગમન કાળ વ્યતીત થઇ જવા છતાં હજી તેનો પત્તો નથી. એ જોઇ કાળી રાત્રિ કિંચિત્ ઉદ્વિગ્ન થઈ હતી. એવી સ્થિતિમાં બે ઘડી નીકળી ગઇ. પતિનો માર્ગ જોયા કરતી રાત્રિ અધિકાધિક મ્લાન વદન થવા લાગી. તેના કાળા મુખ ઉપર ચિંતાની શ્વેતતા જણાવા લાગી. એટલામાં સ્વર્ગના અમૃતમાં સ્નાન કરી આવેલો પોતાનો પતિ આલિંગન દેવા માટે કોમળ હાથ પ્રસારી રહ્યા છે એવું તેને જણાયું. તે દોડતી રજનીનાથ સ્હામુ ગઈ, અને તેની જ્યોત્સ્નાના ધવલ પ્રેમમાં આનંદમગ્ન થવા લાગી.

રજની અને રજનીનાથના સ્વર્ગીય પ્રણય-મિલનનું મુહૂર્ત જોઇ સુફ-લાદેવી વિજયા સાથે પોતાના મંદિરમાંથી બહાર નીકળી! પતિને સમજા-વવા માટે તે તેના શયનગૃહ તરફ ગઇ નહિ. પોતાના શોકમગ્ન હૃદયનું સાંત્વન કરવા માટે તે ચંદ્ર પ્રકાશમાં સૃષ્ટિની શોભા નિહાળવા થોભી નહિ. પતિને સમજાવવાથી પણ જે કાર્ય અશક્ય હતું, સૃષ્ટિ શોભા નિહાળીને મનને ભૂલાવામાં નાંખ્યાથી જે ભાવિ ટળનાર નહતું, તે કાર્યમાં યશ મેળ-

વવા માટે, તે ભાવિ ટાળવા માટે, રાણી સુફ્લાદેવી વિજયાને સાથે લઈ, ધારીરના રાજમહેલમાંથી દુર્ગમ કેદખાના તરફ પ્રયાણ કરવા લાગી.

પ્રધાન સજ્જનરાય અને એક સદ્‌ગૃહસ્થને કેદખાનાની જે ઓરડીમાં પૂર્યા હતા તે ઓરડીનું તાળુ સાવચેતીથી ઉઘાડવામાં આવ્યું. ઓરડીનું દ્વાર ઉઘાડવામાં આવ્યું. પોતાની સાથેની બાળાને બહાર ઉભી રાખી એક પ્રૌઢ સ્ત્રી ઓરડીમાં પેઠી. તો પણ પ્રધાન સજ્જનરાય અને સદ્‌ગૃહસ્થ નિદ્રામગ્ન થઈ રહ્યા હતા. એવી કઠિન દશામાં અને કેદખાનાની સાંકડી, દુર્ગંધમય જગ્યામાં હોવા છતાં દુઃખ ભૂલી જઇ પ્રધાન સજ્જનરાયને સુખેથી નિદ્રા લેતા જોઇ રાણી સુફ્લાદેવીને આશ્ચર્ય થયું. સજ્જરાયના માનસિક ધૈર્યનું અદ્વિતીય દ્રષ્ટાંત જોઇ તેને અચંબો ઉપજ્યો. તેણે આશ્ચર્ય ચકિત મુખે કહ્યું: "સજ્જનરાય ! જાગૃત થાઓ. જાગૃત થાઓ. પેલા સદ્‌ગૃહસ્થને જાગૃત કરો."

સજ્જનરાય આંફળા ફાંફળા જાગૃત થયા, અને સદ્‌ગૃહસ્થને જાગૃત કરતા સ્તંભિત મુખે ચંદ્ર પ્રકાશમાં શોભી રહેલા મુખ સ્હામુ જોતાં બોલ્યા: "કોણ ? રાણી સુફ્લાદેવી ? તમે આટલી રાત્રે અહિં કેમ આવ્યાં ? કેદખાનાની હીન અવસ્થામાં કાળ નિર્ગમન કરનાર સજ્જનરાય તમારી કયા પ્રકારની સેવા કરી શકશે ?"

"ધન્ય છે, સજ્જનરાય, તમારી માનસિક ધૈર્યતાને ધન્ય છે." સુફ્લાદેવીએ આનંદનો ઉમળકો લાવી કહ્યું: "આવી ચિંતાતુર અને દુઃખી સ્થિતિમાં પણ તમે શાંત ચિત્તે નિદ્રા લઈ શકો છો જ્યારે સુખમય શાંતિને સમયે અનેક રાત્રિ પર્યંત તમારાં નેત્રો મિચાતાં નથી ! એમાંજ તમારી માનસિક ધૈર્યતા અને જનહિત દક્ષતાનું બીજ રહ્યું છે. સજ્જનરાય ! ધારીરનો રાજવંશ અને રાજસિંહાસન નિષ્કલંક રાખવા માટે કપટજાળ પાથર્યા સિવાય આપણો છુટકો નથી."

"શું ? રાજા કંચુકીરાયે તમારી વિનતિનો પણ અનાદર કર્યો ? રણદુલ્લાખાનને વિજયા અર્પણ કરવાની હઠ રાજાજી હજી પણ છોડતા નથી ?" સજ્જનરાયે આશ્ચર્ય પામી પૂછ્યું.

"પોતાની કન્યાને મોગલોના જનાનખાનામાં મોકલી દઇને અને પોતાનું રાજ્ય મોગલોને સમર્પણ કરીને ગુલામગિરીના ભયંકર દુઃખકારક નરકસ્થાનમાં જવાનો તમારા રાજાનો દ્રઢ નિશ્ચય છે! ગમે તેટલાં વિઘ્નો ઉત્પન્ન થાય, ગમે તેટલાં મનુષ્યોનું અપમાન કરવું પડે, ગમે તે મનુષ્યના ક્રોધનું કારણ થઈ પડાય, રાજસિંહાસનનો ત્યાગ કરવો પડે, પોતાનો જીવ જોખમમાં પડે અને પોતાના સર્વ પૂર્વજો રૈરવ નરકકુંડમાં પડે તો ભલે! પણ વિજયાનું લગ્ન રણદુલ્લાખાન સાથે કરવાથીજ ખરા સામ્રાજ્ય ભક્ત ગણાવાની તમારા રાજાએ પ્રતિજ્ઞા કરી છે! અને તેથીજ એવા રાજ્યભક્ત કહેવડાવવાના તેઓ અહોરાત્ર જપ કરી રહ્યા છે. ગુલામગિરીના દુષ્ટ વિચારોનો નાશ થવો અશક્ય છે. દાસત્વમાં પલોટાઈ ગયેલું તેમનું મન નિષ્કલંક કરવું એ માનવી ચાતુર્યને માટે નિરર્થક છે. તેથીજ ભાવિ આપત્તિમાંથી ધારીરના રાજવંશનું અને ધારીરની પ્રજાનું સંરક્ષણ કરવા માટે કપટજાળનો આશ્રય લેવો જોઇએ."

"હમણાંની આપત્તિમાંથી બહાર નીકળવા, રાણી સુફલાદેવીએ કઇ યુક્તિ શોધી કાઢી છે?" સજ્જનરાયે ગંભીર મુખે પ્રશ્ન કર્યો: "રાણી! આ ધારીર રાજ્યના સ્વામિ ભક્ત સેવકને ઇચ્છાનુસાર આજ્ઞા ફરમાવો. તે પરિપૂર્ણ કરવા માટે હું મ્હારા પ્રાણની દરકાર કરીશ નહિ."

"તે હું સારી પેઠે જાણું છું તેથીજ આટલી રાત્રે હું આ સ્થળે આવી છું." સુફલાદેવીએ ઉત્તર દીધો: "પ્રધાનજી! તમે કેદખાનાનો ત્યાગ કરી અત્યારે ને અત્યારે ઓરછા જાઓ. રાજકુમારી વિજયા પણ તમારી સાથે ઓરછા આવે છે. આ કિલ્લાથી બહાર જવાનો ગુપ્ત માર્ગ તો તમે જાણોજ છો. એ ગુપ્ત માર્ગે થઇને બહાર નીકળશો એટલે દ્વાર પાસેજ બે ઘોડા લઇ ઉભેલો કિસન તમારી દ્રષ્ટિયે પડશે. તમે અને વિજયા અશ્વારૂઢ થઇ ઓરછા તરફ કૂચ કરી જજો. વિજયા ઘોડેસ્વાર થવામાં હોંશિયાર છે. તે તમારા ઘોડાની સાથે ને સાથેજ રહેશે."

"ઓરછા જઇને રાણી હિરાદેવીના આશ્રયમાં રાજકુમારીને રહેવા દેવાં એવી તમારી ઇચ્છા છે?" સજ્જનરાયે ઉતાવળે વચમાંજ પ્રશ્ન કર્યો:

"તેમ હશે તો તમારી યુક્તિ સફળ થશે નહિ. કારણ હિરાદેવી–"

"સજ્જનરાય !" સુફલાદેવીએ કહ્યું: "મ્હારૂં કહેવું બરાબર સાંભળી લો. તમારે વિજયાસહ હિરાદેવી પાસે જવાનું છે. ઓરછાના દરબારમાં ગયા પછી તમે ધારીરના રાજાની આજ્ઞાથી આવ્યાં છો એમ કહેજો. રાણી હિરાદેવી તમને ઓળખે છે. તે તમારો આદરસત્કાર કર્યા સિવાય રહેશે નહિ. બનતી ઉતાવળે રાણી હિરાદેવીની એકાંત મુલાકાત લેજો, અને તેને કહેજો કે: રાણી સુફલાદેવીએ વિજયાનો છત્રસાલ સાથે વિવાહ કરવાનો અને પોતાનું રાજ્ય તેને સ્વાધીન કરવાનો ઘાટ ઘડયો છે એટલુંજ નહિ પણ વિજયાનું વાગ્દાન સુદ્ધાં થઇ ગયું છે. તેથી વિજયાનું છત્રસાલ સાથે કયે વખતે ગુપ્ત રીતે લગ્ન થશે અને છત્રસાલ ધારીર ઉપર કયે વખતે છાપો મારી ધારીરનું રાજ્ય કબ્જે કરી લેશે તે નક્કી નથી ! તેથીજ વિજયાને લઇ મ્હને અહિ મોકલ્યો છે. વિજયાનું લગ્ન થઈ ગયા પછી ધારીરના રાજ્ય ઉપરની આપત્તિ ટળી જશે અને પછી છત્રસાલ વનવાસમાં આયુષ્ય ગાળશે ! એવું ધારીરના રાજા કંચુકીરાયે કહાવ્યું છે. એમ કહી રાણી હિરાદેવીને વિનતિ કરજો કે ઓરછાના સામ્પ્રતના રાજા વિમલદેવનો વિવાહ હજી થયો નથી. રાજકુમારી વિજયા વિમલદેવને લાયક છે. વિમલદેવ સાથે વિજયાનાં લગ્ન થશે તો ધારીરના રાજા સંકટ મુક્ત થશે અને ઓરછાના રાજસિંહાસનનો વારસ થવાની ઇચ્છા રાખનાર છત્રસાલ પાછો પડશે ! સજ્જનરાય ! તમે એવી વિનતિ કરશો એટલે હિરાદેવી તુરતજ કબૂલ કરશે. હિરાદેવી અમારી માંગણી સ્વિકારશેજ એવો ભરોંસો હોવાથીજ મને સંપૂર્ણ અધિકાર આપીનેજ વિજયાસહિત અહિં મોકલ્યો છે. એવી રાણી હિરાદેવીની ખાત્રી કરજો. એટલે છત્રસાલને આંખનો કાંટો સમજનાર હિરાદેવી તમારા શબ્દો ઉપર વિશ્વાસ રાખી વિજયા અને વિમલદેવનાં લગ્ન સત્વર કરી દેવા માટે આગ્રહ કરશે. વિજયા અને વિમલદેવના લગ્નમાં સુફલાદેવી, છત્રસાલ કિંવા તેમના કોઇ પણ અનુયાયી તરફથી વિઘ્ન ન આવી પડે માટે બનતી ઉતાવળે; અને તેટલી ગુપ્ત રીતે લગ્નકાર્ય પરિપૂર્ણ કરવાની હિરાદેવીને વિનતિ કરીને શુભ મુહૂર્તમાં શુભ લગ્ન સાવધાનનો

ઉચ્ચાર કરજો, અને ધારીરનો રાજવંશ તથા ધારીરનું રાજસિંહાસન ચંદ્રના કિરણોની પેઠે નિષ્કલંક રહે એવી ખાત્રી કરજો."

સુફલાદેવીનું કહેવું પૂરૂં થવા છતાં સજ્જનરાયે મુખમાંથી એક પણ શબ્દ નહિ બોલતાં વિચારમગ્ન અવસ્થામાં પૂતળાની પેઠે ઉભો રહ્યો હતો. એ જોઇ રાણી સુફલાદેવીએ પુનઃ કહ્યું: "પ્રધાનજી! મ્હેં સૂચવેલી યુક્તિ તમને પસંદ પડતી નથી કે? ધારીરનો રાજવંશ અને ધારીરનું રાજસિંહાસન પવિત્ર રાખવા માટેજ મ્હેં જે કપટજાળ કહી સંભળાવી તે તમને અયોગ્ય જણાય છે કે? લક્ષાવધિ પ્રજાજનનાં કલ્યાણ માટે તમારે એ શબ્દ અસત્ય બોલવા પડશે, તેથી તમારા મનમાં ભય ઉપજે છે કે? સ્વામીએ પોતાના ઉપર જાણીજોઇને ખેંચી લીધેલું સંકટ ટાળવા માટે થોડો વખત સુધી સ્વામી સાથે કપટતંત્રથી વર્તવું પડે, એ તમારા જેવા સ્વામિ-ભક્તને પસંદ પડતું નથી કે? સજ્જનરાય! ઉત્તર દો. સ્વસ્થ બેસી રહેશો નહિ. મ્હારે શું કરવું? મ્હારી વિજયાના સંરક્ષણને માટે અને ધારીરની પ્રજા ઉપર આવી પડેલી વિપત્તિ ટાળવા માટે અન્ય ઉપાય રહ્યોજ નથી. તેથી મ્હારા પતિ દેવતા સાથે મ્હારે કપટ કરવું પડે છે! ધારીરના રાજ-મહેલમાંથી આવતી કાલે સાંઢણી સ્વાર રણદુલ્લાખાન તરફ રવાના થાય નહિ એવી મ્હેં યુક્તિ રચી છે. પ્રાણેશ્વર તરફથી રણદુલ્લાખાન ઉપર જતો પ્રત્યેક પત્ર પ્રથમ મ્હારા હાથમાં આવશે, અને રણદુલ્લાખાન તરફથી આવતો દરેક પત્ર પ્રથમ મ્હારી દ્રષ્ટિયેજ પડશે! આવતી કાલથી તમારી રાણી સુફલાદેવી વિજયા અને રણદુલ્લાખાનના લગ્ન માટે પ્રસન્નતા જણાવશે. ખરી વિજયા ઓરછાના રાજમહેલમાં રાજા વિમલદેવ સાથે વિવાહબદ્ધ થતી હશે ત્યારે બનાવટી વિજયા રણદુલ્લાખાનની ભાવિ પત્ની તરીકે મ્હોં ઉપર બુરખો ઓઢી ધારીરના રાજમહેલમાં આનંદપૂર્વક આમ તેમ ફરતી હશે! એ બધું મ્હારે વિજયાના અને ધારીરના પ્રજાના કલ્યાણને માટે કરવું પડશે! સજ્જનરાય! કપટતંત્રનું અત્યંત મહત્વનું કાર્ય મ્હારે કરવાનું છે, પરંતુ તમે વિજયાને લઇ ઓરછા જશો તોજ તે કાર્ય મ્હારાથી થઇ શકશે! કહો ત્યારે! તમને અમારી આબરૂનું અભિમાન છે કે? ધારીરના રાજસિંહાસન ઉપર પરદેશી

પરધર્મી મોગલ પગ મૂકે નહિ, એવી તમારી ઇચ્છા છે કે?"

"સુફ્લાદેવી!" પ્રધાન સજ્જનરાયે ગદ્ગદ્ કણ્ઠે ઉત્તર દીધો: "મધુર ફળની પ્રાપ્તિ કરવા માટે પુષ્કળ વખત દુર્ગંધમય ખાતર વૃક્ષના મૂળમાં નાંખવાં પડે છે. તેજ પ્રમાણે અત્યંત ન્યાયી, સત્યવાદી, અને પવિત્ર પક્ષનો વિજય કરવા માટે અસત્યનાં ખાતરનો ક્વચિત્ ક્વચિત્ સ્પર્શ કરવો પડે છે. હમણુંનો પ્રસંગ પણ તેવોજ છે. રાણી! તમે સોંપેલું કાર્ય હું અંતઃકરણપૂર્વક કરવા તૈયાર છું. પણ—પણ—તમે કાલે કહ્યું છે તેમ મહોબાનું ક્ષાત્રતેજ આપણા રાજસિંહાસન ઉપર બેસશે નહિ? વિજયા વિમલદેવના ગળામાં વરમાળ આરોપશે તો રાણી હિરાદેવી, ધારીરના રાજસિંહાસન ઉપરથી કરડો અમલ બજાવશે, અને પ્રજાને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવશે! અસ્તુ! પત્થર કરતાં ઈંટ કુમળી માની લઇનેજ સંતુષ્ટ રહેવું જોઇએ."

"સજ્જનરાય! એવી ચિંતા કરશો નહિ. આપણા રાજસિંહાસન ઉપર મહોબાનો છત્રસાલજ બિરાજે એવી હું વ્યવસ્થા કરી શકીશ." એમ કહી રાણી સુફ્લાદેવીએ પોતાની ચોળીમાંથી એક પાકીટ બહાર કાઢી પેલા ઉદ્ધત સદ્ગૃહસ્થને આપી કહ્યું: "ગૃહસ્થ! તમારી સાથે અમારી ઓળખાણ નથી એમ સમજશો નહિ. કાલે તમે લાગણી બતાવી દરબારમાં જે શબ્દો કહ્યા છે તે ઉપરથી મ્હેં તમારી પરીક્ષા કરી લીધી છે. પ્રાણનાથ પ્રભુ બુંદેલખંડમાં જે સ્થળે વિહાર કરતા હોય ત્યાં જઇ તેમને આ પાકીટ પહોંચાડી દો. એટલે તેમને ધારીર રાજ્યની સ્થિતિનું જ્ઞાન થશે, અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નનો સત્વર પ્રારંભ થાય એવી વ્યવસ્થા કરવા માટે તેઓ છત્રસાલને આજ્ઞા ફરમાવશે."

"સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં યશ મળ્યા પછી મહોબાના છત્રસાલ અત્રે આવશે ખરા કે?" ઉંડો નિઃશ્વાસ નાંખતા પ્રધાન સજ્જનરાયે પૂછ્યું: "સ્વતંત્રતા પ્રાપ્તિનો પ્રયત્ન યશસ્વી થવામાં ઘણો સમય વીતી જશે. ત્યાં સુધી ધારીરનું રાજ્ય દુષ્ટ હિરાદેવીની આજ્ઞા પ્રમાણે ચાલશે! બાકી રણદુલ્લાખાન કરતાં હિરાદેવી ઘણે દરજ્જે સારી!"

"રણદુલ્લાખાનનો અને દુષ્ટ હિરાદેવીનો ધારીરના સિંહાસન સાથે શો

સંબંધ છે? ધારીરનું સિંહાસન સત્વર મ્હારી વિજયાના પુણ્યશ્લોક પતિ વડે શોભાયમાન થઇ રહેશે."

"પરંતુ તે પતિ, રાજા વિમલદેવ, હિરાદેવીના આધિનમાં છે, એ તો આપ જાણુતાંજ હશો."

"રાજા વિમલદેવ સાથે વિજયાનાં લગ્ન કરવાની યુક્તિ પણુ કેવળ પ્રપંચ રચના છે. વિજયા છત્રસાલની વાગ્દત્ત વધૂ છે. તે અંતે તેમનીજ પત્ની થશે. મહોબાનો સ્વાતંત્ર્ય રવિજ ધારીરના રાજ્ય સિંહાસન ઉપર પ્રકાશિત થઇ રહેશે."

સુફલાદેવીનું ભાષણુ સાંભળી સજ્જનરાય આશ્ચર્ય ચકિત થઇ બોલ્યાઃ "વિમલાદેવી સાથે વિધિપૂર્વક લગ્ન થયા પછી પણુ રાજકુમારી વિજયા મહોબાના છત્રસાલની પત્ની શી રીતે થશે? રાજકુમારીના પતિ થવાનું માન, એક વખત વિમલદેવને મળ્યા પછી તે છત્રસાલને શી રીતે મળશે?"

"સજ્જનરાય! એવા વમળમાં પડશો નહિ. બધો ખુલાસો કરૂં છું. સાંભળો." સુફલાદેવીએ ખુલાસો કરવા માંડયોઃ "ઓરછાનો રાજા વિમલદેવ પુરૂષ નથી પણુ સ્ત્રી છે. પુત્ર વિના ધારીરનું રાજ્ય મહોબાના રાજવંશમાં જવાની બ્હીકથી પોતાની કન્યાને પુરૂષનો વેશ પહેરાવી હિરાદેવીએ તેને પુરૂષ વેશધારી વિમલદેવ બનાવી દીધો છે! વિમલદેવ સ્ત્રી હોવાનો કોઇને સંશય નથી એવી હિરાદેવીને તદ્દન ખાત્રી છે. વિમલદેવનો રાજ્યારોહણુ સમારંભ હિરાદેવી મ્હોટા ઠાઠમાઠથી સત્વર કરવાની છે. તે પહેલાંજ વિજયા અને વિમલદેવનું લગ્ન કાર્ય આટપી લો. એ લગ્નથી વિજયાનું કૌમાર્યવ્રત ભ્રષ્ટ થવાનું નથી. બે કુમારીઓનાં પરસ્પર લગ્ન થવાથી તે પતિ પત્નીના હક્ક ઉત્પન્ન કરી શકતાં નથી. વિમલદેવ જેવી પુરૂષવેશમાં છુપાયેલી કુમારિકા સાથે વિજયાનાં લગ્ન કરવામાં આવશે તો રણુદુલ્લાખાનનો થનથનાટ શાંત પડતાં સુધી તેને ઓરછાના રાજાની પત્ની માનવામાં આવશે, અને રણુદુલ્લાખાનનો પરાજય કરી છત્રસાલ સ્વાતંત્ર્ય તેજથી પ્રકાશે કે તુરતજ વિમલદેવના પત્નીત્વનો ત્યાગ કરી હિરાદેવીની પુત્રવધૂ પુનઃ કુમારિકા બની જઇ વાગ્દાન અનુસાર છત્રસાલના ગળામાં વરમાળ આરોપશે. સમજ્યા કે સજ્જનરાય? વિમલદેવ સાથે વિવાહ

થયા પછી પણ વિજયા છત્રસાલની પત્ની શી રીતે થઇ શકશે તે હવે તમે સમજ્યા ?"

સુફલાદેવીના ભાષણથી પ્રધાન સજ્જનરાયના મુખ ઉપર આશ્ચર્ય અને આનંદની મિશ્રછટા ઉત્પન્ન થઇ, તે ધારીરની રાજ્યસીમા ઓળંગતાં સુધી જેમની તેમજ રહી હતી.

અંતે પોતાની સાથે ઘોડેસ્વાર થઇ ઓરછાનો માર્ગ પસાર કરતી હાસ્યમુખી બાલિકા સ્હામું જોઇ પ્રધાન બોલ્યા: "રાજકુમારી ! વિમલદેવનો પુરૂષવેશ બનાવટી છે અને તે સ્ત્રી છે એવું સુફલાદેવીએ શી રીતે જાણ્યું ?"

"હું વિમલદેવની સાથે ઘણા દિવસ પર્યંત રહી છું. વિમલદેવ સ્ત્રી છે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી થઇ છે. મ્હેંજ માતાને તે હકિગત નિવેદન કરી છે." એમ કહી પ્રસન્નવદની વિજયાએ હાસ્ય કર્યું.

સુફલાદેવીનો પત્ર લઇ પ્રાણનાથ પ્રભુ તરફ જતો સદ્ગૃહસ્થ હમણાં પગ લઇ જાય ત્યાં જવા લાગ્યો.

બીજેજ દિવસે, વિજયા અને રણદુલ્લાખાનનાં લગ્ન પોતાને પસંદ છે એવું સુફલાદેવીએ કંચુકીરાયને જણાવ્યું. રાજાનો આનંદસાગર ઉભરાઇ જવા લાગ્યો. તેઓ લગ્નની તૈયારી કરવા લાગ્યા. તેમ છતાં લગ્નની તિથિ હજી વરના જાણવામાં આવી નહોતી. રણદુલ્લાખાનની ભાવિ પત્ની, બનાવટી રાજકુમારી વિજયા, મ્હોં ઉપર છાતી સુધી ઘૂમટો તાણી ધારીરના રાજમહેલમાં વિચરતાં દાસ દાસીઓને અને રાજા કંચુકીરાયને સુદ્ધાં આશ્ચર્ય ચકિત કરી રહી હતી ! છોકરી ઘણી શરમાળ છે. લગ્ન નિરધાર્યા ત્યારથી અમારી સાથે બોલવાની અને અમને મ્હોં બતાવવાની એને શરમ લાગે છે ! એવું કંચુકીરાય દિવસમાં દશપાંચ વખત બોલી હાસ્યવિનોદ કરતા ! બિચારો કંચુકીરાય !





## પ્રકરણ ૨૨ મું.

### શાપાદપિ શરાદપિ.



અનંતવિશ્વના મધ્યભાગમાં જેમ ભગવાન્ સૂર્યનારાયણ શોભી રહે, અથવા અનંત તારાઓના અગ્રસ્થાનમાં જેમ રજનીનાથ તેજસ્વી જણાય, અથવા તેત્રિશકોટી દેવતાઓના સમુદાયમાં ચતુર્ભુજ વિષ્ણુ ભગવાન, જેમ ઓરછાના પ્રજાજનોને પૂજ્ય જણાયા તેજ પ્રમાણે પ્રાણનાથ પ્રભુ આજે અસંખ્ય મનુષ્યના સમુદાયમાં અલૌકિક તેજવડે શોભી રહ્યા હતા. આજે મધ્યાહ્નનો સમય થતાંજ ચતુર્ભુજ વિષ્ણુ ભગવાનની મૂર્તિનો વિધ્વંશ કરવામાં આવશે અને કાલે સૂર્યોદય થતાંજ સર્વ દેવાલયો ભોંય ભેગાં કરીને તેમને સ્થળે સુંદર મસ્જિદો બાંધવાનું કામ શરૂ કરવામાં આવશે, એવો અપમાનકારક સંદેશો સરદાર રણદુલ્લાખાને હિરાદેવીના રાજમહેલમાંથી ઓરછાની પ્રજાને મોકલ્યો હતો. તે સાંભળતાંજ ઓરછાની પ્રજાનાં મન દુઃખાયાં; ક્રોધે ભરાયાં, ઉશ્કેરાયાં અને અંતે જુલ્મી મોગલ સત્તા ઉપર શ્રાપનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા ! તેમને તે કાર્ય અટકાવવાનો માર્ગ જડયો નહિ. ઓરછા નગરીનાં ન્હાનાં મ્હોટાં દેવાલયો જમીનદોસ્ત થઇ ગયાં ! તથાપિ ચતુર્ભુજનું મંદિર રહેવા દેવામાં આવશે એવી તેમને આશા હતી. તેનો પણ સમૂળ ઉચ્છેદ થવાની વાત જાણી પ્રજાજનોને અતિશય દુઃખ થયું. શું કરવું તે તેમને સુજતું નહિ. રાણી હિરાદેવી વિમલદેવના લગ્ન સમારંભમાં મગ્ન થઇ ગઇ હતી ! પોતાની પ્રજામાં કેવો ત્રાસ વર્તી રહ્યો છે તે તેના જાણવામાંજ નહતું અને કદાચ જાણતી હશે તો પણ તે તરફ આંખ મિચામણાં કરી રહી હશે ! એમ જાણી કેટલાક ગૃહસ્થોનું એક મંડળ હિરાદેવીને મળવા

ગયું અને સરદાર રણદુલ્લાખાને ચલાવેલો સપાટો કહી સંભળાવી ગમે તેમ કરીને પણ ચતુર્ભુજ ભગવાનનું મંદિર બચાવી લેવાની તેને વિનતિ કરી. પોતે હમણાં તો લગ્ન કાર્યમાં ગુંથાયલી છે એવું કારણ બતાવી હિરાદેવીએ દિલ્લીપતિની આજ્ઞા વિરૂદ્ધ પ્રયત્ન કરવો એ અન્યાય ભરેલું જણાવ્યું, અને કહ્યું કે "એક ચતુર્ભુજનું મંદિર નષ્ટ થશે તો બીજાં પાંચ મંદિરો હું તમને બંધાવી આપીશ." એવા આશ્વાસન સાથે પ્રજાજનોને રજા આપી. રાણીનાં એવાં ફિક્કાં વચનોથી પ્રજાની નિરાશા વૃદ્ધિ પામી. તેમને યોગ્ય માર્ગ બતાવે એવો એક પણ સહાયક મળ્યો નહિ ! પ્રાતઃસમય થયો ત્યારથીજ નગર લોકોનાં ટોળેટોળાં ચતુર્ભુજ ભગવાનનાં છેલ્લાં દર્શન કરવા મંદિર આગળ એકત્ર થવા લાગ્યાં. સમસ્ત નગરમાં દુઃખના કરૂણાજનક અવાજ, શોકની બૂમો, ત્રાસના ઉદ્ગાર અને નિંદાના શબ્દ સંભળાવા લાગ્યા ! નગરજનોએ આજે અન્ન જળને સ્પર્શ કર્યો નહિ ! અર્ધ પ્રહરમાં પરમ દયાઘન ચતુર્ભુજ પરમાત્મા સાથે વિયોગ થવાનો હોવાથી સર્વના નેત્રમાંથી આંસુની ધારાઓ ચાલી રહી હતી. સર્વ નાગરિકોના દુઃખનો આજે પાર નથી ! આજે તેમના કલ્યાણકર્તા, સુખ દુઃખનો વિશ્રામ, કૃપાનો સાગર, દયાની સરિતા, મંગલમય ચતુર્ભુજ ભગવાનની મૂર્ત્તિનો મંદિર સહિત નાશ થવાનો છે ! તેથી આજે તેમને પ્રાણપ્રિય પુત્રના કરતાં પણ અધિક શોક થતો ગયો. સર્વનાં મુખ ઉપર દુઃખની છાયા પથરાઇ રહી છે. એટલામાં પ્રાણનાથ પ્રભુ આવી પહોંચવાના સમાચાર સર્વત્ર પ્રસરી ગયા. એ સાંભળતાંજ ઓરછાની પ્રજાના અંતઃકરણમાં આશાના અંકુર ફુટયા. પ્રભુ હવે શું કરે છે? તે જોવા માટે પ્રત્યેક મનુષ્ય ચતુર્ભુજના મંદિર તરફ દોડયાં ! થોડા સમયમાંજ પ્રાણનાથ પ્રભુની આસપાસ અસંખ્ય મનુષ્યોનો સમુદાય જામી ગયો.

પ્રાણનાથ પ્રભુ ઉચ્ચ આસન પર ઉભા રહી ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યાઃ તે સમયે સાંભળનાર મનુષ્યોને એવુંજ લાગ્યું કે જાણે પોતાના પર અમૃતની વૃષ્ટિ થઇ રહી છે. આટલાં બધાં મનુષ્યો ઉભાં હતાં તેમ છતાં તે સર્વ એકાગ્રચિત્તે પ્રાણનાથ પ્રભુનાં ઉપદેશામૃતનું પાન કરવા લાગ્યાં. પ્રભુએ કહ્યું: "સજ્જન ગૃહસ્થો ! સ્વાતંત્ર્ય પ્રિય ચંપતરાયનું અવસાન થયું ત્યારથી

પ્રજાજનોના મનમાં સ્વાતંત્ર્ય પ્રેમનાં બીજ રોપવા માટે હું સમસ્ત બુંદેલખંડમાં પ્રવાસ કરી રહ્યો છું. પ્રથમ તો એ કામ મ્હેં ઘણા લાંબા સમયનું અને ઘણા કઠિન પ્રયાસનું ધાર્યું હતું, પરંતુ જેમ જેમ હું પ્રવાસ કરવા લાગ્યો અને પ્રજાજનોના અંતઃકરણનું મ્હને જ્ઞાન થયું તેમ તેમ બુંદેલખંડનું સ્વાતંત્ર્ય પ્રથમ મ્હને જેટલું દૂર જણાતું હતું તેથી અધિક સમીપ હોવાની મ્હને ખાત્રી થઇ. ગામડાંના ગરીબ ખેડુતોથી તે શહેરના કરોડાધિપતિ પર્યંત—રંકથી રાયપર્યંત—સર્વનાં અંતઃકરણની સ્થિતિનું મ્હેં અવલોકન કર્યું છે. તે ઉપરથી મ્હને જણાયું છે કે: સ્વતંત્રતા સર્વને એકસરખી પ્રિય છે. સર્વને સ્વતંત્રતા પ્રિય છે ખરી પરંતુ "સ્વતંત્રતા" એ શું અને તેથી થતા ફાયદા હજી ઘણાં મનુષ્યોના જાણવામાં નથી. તેમ હોવાથીજ મોગલ અધિકારીઓ બુંદેલખંડમાં ઇચ્છાનુસાર ધામધુમ મચાવી શકે છે! આપણા ધર્મનું યથાર્થ રીતે પ્રતિપાલન થાય, આપણાં તીર્થક્ષેત્રોની પવિત્રતા અને આપણા ધાર્મિક રીત રિવાજોની પવિત્રતાનું સંરક્ષણ થાય, આપણા ઉપર અન્યાયભરેલા જુલ્મી કર નાંખવામાં ન આવે, અને યોગ્ય કરના રૂપમાં વહી જતી આપણી સંપતિનો ઉપયોગ આપણા હિત માટેજ કરવામાં આવે, રાજદ્વારી કાર્યોમાં સલાહ આપવાનો આપણને સંપૂર્ણ હક્ક મળે, અર્થાત્ રાજ્ય ચલાવવાના કાર્યમાં આપણી સલાહ પ્રમાણે વર્તવામાં આવે, આપણા ઉપર કોઇ જુલ્મ ન કરે અને આપણા દેશમાં વિદ્યા, હુન્નર અને કળામાં વૃદ્ધિ થાય, એવી સમજણ બુંદેલખંડના સર્વ નગર અને ગ્રામોમાં પ્રસરી ગઇ છે. પરંતુ એવા પ્રકારના હક્ક માત્ર સ્વતંત્રતા પ્રાપ્ત કરવાથીજ થાય છે એ ઘણાં થોડાં મનુષ્યોના જાણવામાં છે. પ્રજાજનો સ્વતંત્રતાનાં ફળોને ઓળખી શકે છે ખરા પરંતુ તે ફળ કયા વૃક્ષ ઉપર ઉગે છે તે ઘણાં મનુષ્યોના જાણવામાં નથી. પાપી, અહંકારી અને દ્વેષી મનુષ્યો, પરતંત્રતાના ઝેરી વૃક્ષ ઉપર સ્વતંત્રતાના મધુર ફળો ઉગતાં હશે એવું સામાન્ય રીતે સમજે છે. તેથીજ સ્વતંત્રતાનાં સુમિષ્ટ ફળો ચાખવાની ઇચ્છા રાખનાર મનુષ્યો, અણસમજણથી સ્વાતંત્ર્ય વૃક્ષ ઉપરજ કુહાડી મારે છે, અને એ રીતે પોતાને હાથે પોતાનોજ નાશ કરે છે! દેશ ગુલામગિરીમાં સડતો હોય તેમ

છતાં ધર્મભ્રષ્ટતા શી રીતે કાઢી નાંખવી? દેશદાસત્વના ભયંકર નરકમાં બુડેલો હોય તેમ છતાં સત્તાધીશોનો જુલ્મ અને બદમાશીપણું કેવી રીતે નષ્ટ કરવું? દેશ મોગલોની સેવામાં ચકચૂર હોય તેમ છતાં દારિદ્રય, દુષ્કાળ અને કંગાલાવસ્થા કેવી રીતે દૂર કરવી? દેશ મોગલોની અન્યાયી સત્તામાં કચડાતો હોય તેમ છતાં પ્રજાજનોના હૃદયમાં ઉચ્ચ ભાવના, ઉચ્ચ મનોવિકાર અને ઉચ્ચ તત્વો કેવી રીતે પ્રવેશ કરી શકે? ઔરંગઝેબની જુલ્મી ધર્મઘેલાઇના સપાટામાંથી બુંદેલખંડને મુક્ત કર્યા સિવાય આપણાં ધર્મસ્થાનોનું પ્રતિપાલન શી રીતે થાય? સજ્જન બંધુઓ! આપણે ઘણી વિનતિઓ કરી, ઘણી યાચનાઓ કરી, ઘણી વખત ભિક્ષા માંગી, અને ગમે તેટલું ક્ષુદ્રત્વ સ્વીકાર્યું તો પણ આજનો દુઃખદ્ પ્રસંગ આપણા ઉપર આવીજ પડયો! બુંદેલા બંધુઓ! તમારા શરીરમાં જીવ હોવા છતાં તમારાં નેત્ર આગળ મોગલો તમારા ચતુર્ભુજ ભગવાનનો નાશ કરે છે એ શું તમે જોઈ શકો છો? જો એ પ્રમાણે દેવનો નાશ થાય તો પછી તમને નિર્બળ, બાયલા અને કાયર કહેવામાં આવશે કે નહિ? અને તમને બાયલા કહેવાથી શરમ લાગશે કે નહિ? આપણા પ્રાણથી પણ અધિક પ્રિય દેવસ્થાનોનું સંરક્ષણ કરવાનું આપણા જે બાહુમાં બળ નથી તે બાહુ તરવાર ધારણ કરવાને યોગ્ય પણ તે તો બંગડીઓ પહેરવાને યોગ્યજ છે! આપણાં પરમ પ્રિય દેવાલયોને મોગલોના અત્યાચારમાંથી મુક્ત રાખવાની જે અંતઃકરણમાં હિંમત નથી તે અંતઃકરણ પુરૂષોના શરીરમાં રહેવા લાયક નથી પણ અબળાનાં નિર્બળ શરીરમાં રહેવા લાયકજ કહેવાશે! અને આપણને સચ્ચિદાનંદના સ્વરૂપ સમક્ષ લઈ જનાર દેવદેવીઓની મૂર્તિઓને, પરધર્મી મોગલોના સપાટામાંથી બચાવવાનું જે છાતીમાં સાહસ નથી તે છાતી તરવારના ઘા સહન કરવા લાયક નથી પણ બાળકોને સ્તનપાન કરાવા લાયકજ છે એમ કહેવું પડશે! જે નગરીમાં મહા પ્રતાપી રૂદ્રપ્રતાપે સ્વતંત્રતા દેવીની ઉપાસના કરી છે તેજ નગરી ઉપર આવો દુઃખદાયક પ્રસંગ આવી પડ્યો છે કે? સજ્જન બુંદેલા બંધુઓ! બુંદેલખંડમાં સ્વરાજ્ય હોત તો આજના જેવો અપમાનકારક દુઃખદાયક પ્રસંગ

તમારા ઉપર આવી પડત નહિ. બુંદેલખંડ સ્વતંત્ર હોત તો મોગલો આપણાં દેવસ્થાનો સ્હામુ આસુરી દ્રષ્ટિયે કદી પણ જોઇ શકત નહિ. મોગલ-વ્યાઘ્રના ડાચામાં બુંદેલખંડ આવ્યું ન હોત તો બુંદેલખંડનો ધર્મ નાશ પામત કે? પરલોકવાસી ચંપતરાયના પ્રયત્નમાં તમે સહાયતા કરી હોત, તેમની સાથે તમે કમ્મર કસી હોત, તો રણદુલ્લાખાન આસુરી ઇચ્છા સહિત બુંદેલ-ખંડની પૃથ્વી ઉપર પગ મૂકી શક્યો હોત કે? એ દુઃખદાયક સ્મરણ સ્વા-તંત્ર્ય-પ્રેમ તરફ આપણને ખેંચી જાય છે તેમ છતાં તે સ્મરણથી હવે શો ફાયદો? તમે ઘણીવાર સુધી થોભ્યા છો! તમે ઘણા દિવસ સુધી આળસ-બેદરકારીમાં પડી રહ્યા છો! અગ્નિનો ભડકો થાય ત્યાં સુધી તમે થોભ્યા છો! એ ભડકામાંથી હવે ચતુર્ભુજ પરમાત્મા અને તેમના મંદિરનું રક્ષણ કેવી રીતે થાય? થોડીવાર પછી ધર્મ ઘેલાઇથી પ્રમત્ત બનેલા મોગલ-વીર, તે પવિત્ર સ્થળોમાં જઇ અટકાવ કરનાર સર્વ બુંદેલાઓને ઘાસ પેઠે કાપતા મંદિરનો ધ્વંશ કરશે! થોડીવાર પછી દેવની મૂર્તિ ઉપર પુષ્પની વૃષ્ટિ થવાને બદલે હથોડા અને કોદાળીઓના પ્રહાર થવા માંડશે! થોડીવાર પછી તો રણદુલ્લાખાનની લાત ઠોકરો વડે—! અરેરે! તે અનિષ્ટ ક્લેશપ્રદ દેખાવ જોવા કરતાં જ્યાં ઉભા છીએ ત્યાં ને ત્યાંજ મરણ પામીએ એજ ઉત્તમ!"

પ્રાણનાથ પ્રભુ શોકાકુલ અંતઃકરણે સ્થિર થઇ ઉભા રહ્યા. એ સમયે તેમની આસપાસ જમેલા અસંખ્ય મનુષ્યોનાં નેત્રમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં હતાં. તે વિશાળ જનસમાજમાં કેટલાંક ક્રૂર કર્મ કરનારા હશે, કેટલાક કપટી ઠગ હશે, કેટલાક અનીતિમાન્ હશે, કેટલાક વિશ્વાસઘાતી, દગલબાજ હશે. અને કેટલાક ગુલામગિરીમાં સુખ માનનાર મનુષ્યો હશે, પરંતુ સદાચારી અને દુરાચારી, સદ્‌ગુણી અને દુર્ગુણી, દયાળુ અને ક્રૂર, સાધુ અને ઢોંગી, એવા પરસ્પર વિરૂદ્ધ ભાવનાવાળા મનુષ્યોના હૃદયમાં પણ ધર્મ પ્રેમની એક સરખી જ્યોતિ પ્રકાશી રહેલી જોઇ પ્રાણનાથ પ્રભુએ ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: "ભરતખંડની આર્ય પ્રજાનાં અંતઃકરણ, મોક્ષ-મુક્તિના સુખ તરફ અહર્નિશ વળેલાં હોવાથી, પોતાના આચાર-વિચાર, ગમતું-અણગમતું, અને પ્રેમ-દ્વેષને એક બાજુએ મૂકી તેઓને ધર્મ-પ્રેમના એકછત્ર નીચે

એકત્ર કરી શકાય એમ છે, પણ રાષ્ટ્રોદ્ધારના એક વિજય છત્ર નીચે તેમને જમાવી શકાતા નથી એ દુ:ખ અને આશ્ચર્યની વાત છે. રાષ્ટ્રોદ્ધાર થવાથી ઐહિક સુખની વૃદ્ધિ થાય છે, ઐહિક જીવનક્રમ સુખમય થાય છે એવું પ્રત્યેકના જાણવામાં હોવા છતાં જે સુખ કલ્પનાનીત છે, જે સુખનો લાભ આ લોકમાં મળી શકે એમ નથી, અને જે સુખ નજરે જોઇ શકાતું નથી, તે કલ્પનામય સુખ તરફ પ્રજાજનોનું લક્ષ્ય વિશેષ રીતે શા માટે હોવું જોઇએ? દ્રષ્ય સુખને માત્ર આભાસ સમજી, પ્રત્યેક આર્યે, અદ્રષ્ય સુખની મૃગજલવત્ આશા શા માટે રાખવી? અદ્રષ્ય સુખની પ્રાપ્તિને માટે જેમ તેઓ એકત્ર થાય છે, તેજ પ્રમાણે દ્રષ્ય સુખને માટે તેઓએ શા માટે પ્રથમ એકત્ર ન થવું? શા માટે તેઓએ પરસ્પર હાથમાં હાથ મેળવી, સ્નેહબંધનમાં બંધાઇ એક બીજાને મદદ ન કરવી? પરંતુ મ્હને આશા છે કે આવશે! તેવો સમય પણ સત્વર આવશે! મોક્ષ સુખની પ્રાપ્તિને માટે, ધર્મ પ્રેમને માટે એકત્ર થનાર આત્માઓએ રાષ્ટ્રોદ્ધારને માટે એકત્ર થવું અશક્ય નથી. જેને નદીને સ્હામે કિનારે જવું અશક્ય જણાતું નથી તેને અર્ધી નદી સુધી જઇ વિહાર કરવો અશક્ય હોયજ નહિ! સજ્જન ગૃહસ્થો! મ્હારા ધર્મવીર બુંદેલાઓ! ગૃહસ્થાશ્રમ ચલાવતી વખતે જે નાના પ્રકારનાં વિઘ્નોનો તમારા હૃદયને અનુભવ થયો છે અને જગત ઉપર જે કંટાળો ઉપજ્યો છે, તે સર્વ ભૂલી જઇને જેમ તમે ચતુર્ભુજ પરમાત્માની મૂર્તિનું સંરક્ષણ કરવા સર્વે એકચિત્ત થયા છો તેજ પ્રમાણે બુંદેલખંડની સ્વતંત્રતાને માટે તમારે સર્વેએ એક મન અને એક પ્રાણ થવું જોઇએ. જે દેશ પરદેશી સત્તાધીશોના તાબામાં ગયો છે તે દેશમાંથી ધીમે ધીમે ધર્મનો નાશ થવા માંડે છે અને ત્યાંની પ્રજાનો અંત આવે છે કિંવા તેઓ અધર્મમાં પ્રવૃત્ત થાય છે! તેથીજ આપણા ધર્મનો પાયો દ્રઢ કરવા અને આપણા ધર્મની વૃદ્ધિ કરવા માટે આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને મચવું જોઇએ. આજે ચતુર્ભુજ પરમાત્માની પાષાણમય મૂર્તિનો ધ્વંશ થવાનો છે પણ કાલે તો તેથીયે વધુ ભયંકર પ્રસંગ આપણા પર આવી પડશે. એક હાથમાં પવિત્ર કુરાન અને બીજા હાથમાં તરવાર લઇ દિલ્લીપતિના ધર્મ પ્રવર્તકો સત્વર બુંદેલખંડમાં

ધામધૂમ મચાવી મૂકશે. આપણા સગા–સંબંધીઓ, અને આપણા મિત્ર-બંધુઓને બળાત્કારે મુસલમાન ધર્મમાં વટલાવતા જોયા પછી એક દિવસ આપણે પણ મુસલમાન થવાનો પ્રસંગ આવી પડશે ! એ સર્વનો તમારે વિચાર કરવો જોઇએ, અને સ્વાતંત્ર્ય–દેવીનો જયજયકાર ગજાવી બુંદેલાઓનું વીર નામ જગતના અંતપર્યંત અચળ–અમર રહે એવી દિલ્લીપતિની ખાત્રી કરી આપો."

"પ્રભો !" બે તરૂણ પ્રજાજનોએ વિનયપૂર્વક કહ્યું: "આપની આજ્ઞા થાય તો પરમાત્માનું નામ દઇ અમે આજેજ મોગલ સત્તાની ઝુંસરી ફેંકી દઇએ અને આપણાં પવિત્ર દેવસ્થાનનું અમે રક્ષણ કરીએ."

"સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરવાના પવિત્ર કાર્ય માટે કોણ કોણ તૈયાર થાય એમ છે ?" પ્રાણનાથ પ્રભુએ ઓરછાની પ્રજા તરફ દ્રષ્ટિ ફેરવતાં પ્રશ્ન કર્યો. તેજ ક્ષણે સ્વાતંત્ર્યદેવી વિંધ્યવાસિની માતાનો અને ચતુર્ભુજ પરમાત્માનો જયજયકાર ગાજી રહ્યો. પ્રત્યેક મનુષ્યે મોગલોની જુલ્મી સત્તા વિરૂદ્ધ યુદ્ધ મચાવવાની પ્રાણનાથ પ્રભુને ઇચ્છા દર્શાવી.

એ જોઇ પ્રાણનાથ પ્રભુએ હર્ષાનંદમાં આવી જઇ કહ્યું: "હું જે જે સ્થળે સ્વતંત્રતાને માટે પ્રવાસ કરી આવ્યો છું તે તે સ્થળે મ્હને તમારા જેવોજ આશાજનક–ઉત્સાહ પ્રેરક–ઉત્તર મળ્યો છે. આજે અખિલ બુંદેલખંડ મન, વચન અને કર્મથી સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે યુદ્ધ કરવા તૈયાર થઇ રહ્યું છે, એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કેઃ બુંદેલખંડમાંથી મોગલ સત્તાનો સત્વર વિનાશ થશે ! દિપક ઓલવાતાં પહેલાં જેમ તે એકાએક પ્રકાશી ઉઠે છે અથવા પ્રાણ વાયુ શરીરમાંથી નીકળી જતાં પહેલાં મરણ પામનાર મનુષ્યના મુખ ઉપર જેમ ચળકાટ જણાય છે, તેજ પ્રમાણે હમણાં મોગલ સત્તાની સ્થિતિ જણાય છે. મોગલ સત્તાનો કઠોર અહંકાર, મોગલ સત્તાનું આસુરી ધર્માંધપણું, અને મોગલ સત્તાની અનિવાર્ય સામ્રાજ્ય લાલસા; એ સર્વ મોગલ સત્તાનો નાશ કરવાની સૂચના આપી રહ્યાં છે ! વૈભવના શિખર ઉપર મોજ માણનારા સમયને પ્રભાવે અપમાનની ઉંડી ખોમાં ગબડી પડયા હોય છે ! ઐશ્વર્યનો અહંકાર રાખનારાઓ એક દિવસ એક પાઇ વગરના

થઇ ચિંથરેહાલ સ્થિતિમાં આવી પડે છે! એક સત્તા ચલાવનારાઓ ઉપર બીજા પ્રબલ સત્તાધારીઓ ઉત્પન્ન થઇ એકને બીજાની સેવામાં સમય વ્યતીત કરવાનો પ્રસંગ આવી પડે છે. ભરાયલી ઘટમાળ ધીમે ધીમે ખાલી થાય અને ખાલી થયલી ધીમે ધીમે ભરાય એવોજ સૃષ્ટિક્રમ ચાલ્યા કરે છે. તેજ પ્રમાણે મોગલોની ઘટમાળના ઘડા સંપૂર્ણ ભરાઇ ગયા છે, અને તે અતિ ઉચ્ચ સ્થાને બિરાજ્યા છે ત્યારે આપણા બુંદેલાઓના વૈભવના ઘડા સંપૂર્ણ ખાલી થઇ ગયા છે. હમણા તે પુનઃ ભરાવા માટે જળના ઉંડા પ્રદેશમાં આવી પહોંચ્યા છે. તેથી મોગલ સત્તાનું અધઃપતન થવા સાથે તેમના વૈભવના ઘડા ખાલી થવા માંડશે અને આપણા વૈભવના ઘડા સંપૂર્ણ રીતે ભરાઇ ઉન્નતિને માર્ગે ચઢશે. સજ્જન બંધુઓ! આપણાં દેવસ્થાનોને મોગલો સ્પર્શ કરે નહિ, તેમનો ધર્મ આપણને જોરજુલમથી પળાવે નહિ, અને આપણને આપણા ધાર્મિક વિચાર, ધાર્મિક આચાર અને ધાર્મિક ક્રિયાઓનો રસાસ્વાદ મળે એવી વ્યવસ્થા સત્વર કરવામાં આવશે. સ્વાતંત્ર્યવાદી બુંદેલાઓના નેતાઓ સત્વર વિજયી થઈ બુંદેલા વીરમંડળને અગ્ર ભાગે પ્રકાશવા લાગશે. ગુલામગિરી અને સ્વાતંત્ર્યદેવી વચ્ચે ભયંકર યુદ્ધ થશે, અને તેમાં બુંદેલખંડ ઇશ્વરદત્ત હક્કનો સંપૂર્ણ અનુભવ પ્રાપ્ત કરવા માંડશે. ”

“ પ્રભો ! ” કેટલાક પ્રજા જનોએ અધીર થઈ કહ્યું: “ બુંદેલખંડની સ્વતંત્રતાને માટે પ્રાણ સમર્પણ કરવાનો અમે પૂર્ણ નિશ્ચય કર્યો છે, પરંતુ હમણાં ચતુર્ભુજ પરમાત્માની મૂર્તિનું અને મંદિરનું સંરક્ષણ અમારે કેવી રીતે કરવું? અમારા પ્રાણથી અધિક પ્રિય દેવસ્થાનનો નાશ ન થાય એવી યુક્તિ અમને બતાવો. અમને અમારા પ્રાણની જરા પણ દરકાર નથી. અમે અમારાં દેવસ્થાનોનું સંરક્ષણ કરવા તૈયાર છીએ.”

“ પરધર્મી મોગલો ઉપર તરવાર ચલાવવાની તમારી આજ્ઞા થશે તો–” એક તરૂણ પ્રજાજને કહ્યું: “ અત્રે ભેગા થયેલા પ્રત્યેક બુંદેલાના રક્ત વડે મંદિરની પૃથ્વી રંગાયા સિવાય રણદુલ્લાખાનને અને તેના મદમસ્ત સૈનિકોને અમે મંદિરમાં પ્રવેશ કરવા દઇશું નહિ. ”

"અરે ! સ્વતંત્રતાને માટે આજેજ યુદ્ધ શરૂ કરી દો. જોયા શું કરો છો ?" એક બીજા પ્રજાજને ઉશ્કેરાઇ બૂમ પાડી: "ચતુર્ભુજ પરમાત્માનું સંરક્ષણ કરવામાંથીજ સ્વાતંત્ર્ય યુદ્ધનો મંગલમય આરંભ થવા દો. એટલે અંતે પરમ મંગલકારક વિજય પ્રાપ્ત થશે."

"આજેજ યુદ્ધનો આરંભ કરવાનો હું તમને ઉપદેશ કરી શકીશ નહિ." પ્રાણનાથ પ્રભુએ ગંભીર મુખે કહ્યું: "બુંદેલખંડમાંથી મોગલ સત્તાનો અંત લાવવા માટે આજે બુંદેલખંડનાં સર્વ પ્રજાજનો તરવાર ચલાવવા તૈયાર થઇ રહ્યા છે. મ્હેં જે જે ગામ કે નગરમાં જઇ સ્વતંત્રતા–પ્રાપ્તિને માટે ઉપદેશ કર્યો છે તે તે સ્થળે તમારી પેઠેજ અધીરતા જોવામાં આવી છે, અને તે પ્રત્યેક સ્થળે મ્હારે કહેવું પડયું છે કે: "તમારો આગેવાન પાછો બુંદેલખંડમાં આવે ત્યાં સુધી થોભો. મહોબાનો વીર છત્રસાલ બુંદેલખંડના સ્વાતંત્ર્ય પ્રિય જનમંડળનો નેતા થવાને લાયક છે. તે હમણાં સ્વદેશમાં નથી. તે મહાવીર હમણાં દખ્ખણમાં જઇ મહા પવિત્ર કાર્ય કરી રહ્યો છે. પોતાનું કામ પરિપૂર્ણ કરી તે સત્વર બુંદેલખંડમાં પાછો આવશે, અને સ્વાતંત્ર્ય તેજ વડે પ્રકાશવા લાગશે. સજ્જન દેશ બંધુઓ ! તેઓ પાછા આવે ત્યાં સુધી તમારે ગમે તેટલાં અપમાન સહન કરતાં સ્વસ્થ બેસવું."

સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરવામાં ચંપતરાયનો પુત્ર છત્રસાલ પોતાનું આધિપત્ય સ્વીકારશે, એ સાંભળી ઓરછાના પ્રજાજનને જેટલો આનંદ થયો તેટલોજ ઉદ્વેગ તેમને હમણાં સ્વસ્થ બેસી રહેવા માટે, ચતુર્ભુજ પરમાત્માના મંદિરનો ધ્વંસ તેમની નજર સ્હામે થવા માટે અને તેવું દ્રષ્ય તેમને શાંત ચિત્તે બેસી જોવા માટે થવા લાગ્યો. તેઓએ અસંતુષ્ટ ચિત્તે કહ્યું: "પ્રભો ! ના, ના, અમને સ્વસ્થ બેસી રહેવાનો ઉપદેશ કરશો નહિ ! અમારા શરીરમાં જ્યાં સુધી રક્તનું બિંદુ પણ રહેશે ત્યાં સુધી અમે આ મંદિરમાં મોગલોનો પ્રવેશ નહિ થવા દેવામાં અમારી શક્તિનો ઉપયોગ કરીશું ! જુવો, જુવો, પેલા મોગલ અસુરો, શસ્ત્રથી સજ્જ થઇ ધર્માંધપણે નાચતા કુદતા આવે છે. બોલો શ્રીચતુર્ભુજ પરમાત્માનો જય ! જય મા વિંધ્યવાસિની દેવીનો જય !"

રણોત્સાહપૂર્વક ગર્જના કરતા ઓરછાના પ્રજાજનો રણદુલ્લાખાન અને તેના સૈનિકો ઉપર ધસી જવા તૈયાર થયા. એ જોઈ પ્રાણનાથ પ્રભુ ચિંતાતુર મુખે બોલ્યાઃ "થોભો, થોભો, એવું અવિચારી કામ કરશો નહિ. શસ્ત્રધારી મોગલ સિપાહીઓના મ્હો આગળ તમે નિશસ્ત્ર મનુષ્યો ટકી શકશો નહિ! તમે શસ્ત્ર વગરના છો, એ ધ્યાનમાં રાખો. તમારો કોઇ આગેવાન નથી, તમને કોઇ માર્ગ દર્શાવી શકે એમ નથી, તેનો પણ વિચાર કરો. નિરર્થક મરવા તૈયાર ન થાઓ. કુતરાને મોતે મરવું તે કરતાં સિંહને મોતે મરવું હજાર દરજ્જે શ્રેષ્ઠ છે. તમારા એવાં અવિચારી પગલાંનું પ્રાયશ્ચિત ઓરછાની સમસ્ત પ્રજાને-અરે! સમસ્ત બુંદેલખંડને સહન કરવું પડશે, તેનો વિચાર કરો, અને પછી પગ ઉંચકો."

મંદિરમાં પ્રવેશ કરવા આવેલા મોગલો ઉપર હુમલો લઇ જવાની ઇચ્છા રોકી, સર્વ પ્રજાજનોએ પ્રભુની આજ્ઞા માની ઘણે કષ્ટે સ્વસ્થ ઉભા રહ્યા. પ્રભુએ કહ્યુંઃ "સજ્જન બંધુઓ! આજે તમારા ઉપર દુઃખનો મ્હોટો ડુંગર ધસી પડે છે એ ખરૂં પરંતુ એજ દુઃખ તમારા અશુદ્ધ મનને પશ્ચાતાપરૂપી અગ્નિ વડે તપાવી, ટીપી ઉજ્વળ કરશે અને ધર્મનું તથા રાષ્ટ્રનું કર્તવ્ય બજાવવાનો ઉત્સાહ પ્રેરશે."

પ્રાણનાથ પ્રભુ એ પ્રમાણે કહી રહ્યા હતા એટલામાં કેટલાક મોગલ વીર, પોતાનો અટકાવ થશે, અને અટકાવ થતાંજ સમસ્ત ઓરછા નગરી બાળી લુંટીને પાયમાલ કરવાનું આપણને યોગ્ય કારણ મળશે એવી આશાએ મંદિરમાં આનંદપૂર્વક સંચાર કરવા લાગ્યા. જે સ્થળે આપણે પવિત્ર થયા સિવાય પ્રવેશ કરતા નથી, અને જે સ્થાને આપણે સ્નાન કર્યા સિવાય સ્પર્શ કરી શકતા નથી તે સ્થળે-તે પવિત્ર મંદિરમાં-મદ્યપાનથી બેહોશ બનેલા મોગલ સિપાહીઓ પગમાં જોડા પહેરીને ઇચ્છાનુસાર ફરતા ફરે છે એ જોઇ ઓરછાના પ્રત્યેક પ્રજાજનનું અંતઃકરણ બળીને ખાખ થવા લાગ્યું! પોતાના દેવસ્થાનનું અપમાન તેમનાથી સહન થઇ શક્યું નહિ. તેમના મુખ ઉપર ક્રોધ, દુઃખ અને દ્વેષનું પ્રતિબિંબ જણાવા લાગ્યું. ઓઠ ફરકવા લાગ્યા. નેત્ર રાતાંચોળ થઇ ગયાં. હાથની મુઠ્ઠીઓ વળવા લાગી. એવી સ્થિતિ જોઇ

પ્રાણનાથ પ્રભુએ કહ્યુંઃ "સજ્જન બંધુઓ ! ધીરજનાં ફળ મીઠાં છે. ધૈર્ય રાખો. તમારા શૌર્યનું અને જુસ્સાનું વિના કારણ બલિદાન દેશો નહિ. તમારા રણોત્સાહની અને જુસ્સાની બુંદેલખંડમાં અતિશય જરૂર પડશે. તરવારના ઘાથી મરનાર પ્રત્યેક બુંદેલો વીર, સ્વતંત્રતાનું પરોપકારી કાર્ય કરતાં આત્મદાન દેશે તો તેથી તેના જીવનનું સાર્થક્ય થયેલુંજ સમજવામાં આવશે. બુંદેલખંડ આજે પણ હજી તૈયાર થયું નથી. એટલામાં મોગલો સાથે યુદ્ધ કરવા દોડીએ તો વિજયમાળ તમારા સ્હામે પણ જોશે નહિ, એ નક્કી સમજજો ! હમણાં તો શાંત થાઓ. વખત નજીક છે. વખત આવતાં મોગલોએ આપણું જેટલું જેટલું નુકસાન કર્યું હશે તે આપણે વ્યાજ—અરે ! ચક્રવર્તિ વ્યાજ—સાથે વસુલ કરી લઇશું. મોગલોના હથિયાર આગળ તમે મચ્છર તુલ્ય છો ! માટે જ્યાં સુધી તમારા હાથ મજબૂત થાય ત્યાં સુધી શાંત થાઓ. તમારા નિરર્થક આત્મબલિદાનથી ચતુર્ભુજ પરમાત્માને આનંદ થશે નહિ. "

"અરે ઓ સાધુડા ! ઓ લંગોટા !" એક મોગલ વીરે પ્રાણનાથ પ્રભુ પાસે આવી તુટી ફાટી હિંદી ભાષામાં કહ્યુંઃ "આટલાં બધાં માણસો એકત્ર કરી તું તેને શો ઉપદેશ દઇ રહ્યો છે ? દિલ્લીપતિ વિરૂદ્ધ રાજદ્રોહ કરવા તું આ બધાંને ઉશ્કેરી રહ્યો છે કે ? દિલ્લીની રાજસત્તા વિરૂદ્ધ બળવો જગાડવાનું તું એમને ઉત્તેજન આપે છે કે ? દિલ્લીના પ્રતાપી બાદશાહનું રાજ ઉથલાવી પાડવાની તું આ બધાને શિખામણ આપે છે કે ? હું કહું છું તે ખરૂં છે કે ? સાચું કહે."

પ્રાણનાથ પ્રભુ એક પણ શબ્દ નહિ ઉચ્ચારતાં સ્વસ્થ ઉભા રહ્યા.

એ જોઇ મોગલ વીર અત્યંત ગુસ્સે થઇ ઉઠયો, અને તરવાર ઉગામી પ્રાણનાથ પ્રભુના શરીર ઉપર ધસી આવ્યો. "લુચ્ચા ! ભિખારી ! ભટકતા ચોર ! બદમાસ ! રણદુલ્લાખાનનું અપમાન કરવા જેટલી તું હિંમત કરે છે ? સર્પના માથા પર પગ દેવાનું ત્હારામાં બળ છે ? ક્ષુધાતુર વ્યાઘ્રનું તું અપમાન કરે છે ? તૈયાર થા, મરવાને માટે તૈયાર થા ! રાજદ્રોહી વિચારો ફેલાવનાર તરીકે, બાદશાહની સત્તા વિરૂદ્ધ બળવો જગાડવાનો ઉત્સાહ પ્રેર-

નાર તરીકે, ઇસ્લામી ધર્મનું અપમાન કરનાર તરીકે, આ રણુદુલ્લાખાન એ ને એજ સ્થળે, ત્હારા આટલા બધા ભકતોની સમક્ષ ત્હારો શિરચ્છેદ કરે છે. મરવા તૈયાર થા.”

એમ કહી રણુદુલ્લાખાન પોતાની તરવારની ધાર સ્હામું જોવા લાગ્યો. પ્રાણનાથ પ્રભુએ ગંભીર સ્વરે ઉત્તર દીધો: “ મોગલ વીર ! બુંદેલખંડમાં સ્વતંત્રતાની પ્રાણપ્રતિષ્ઠા કર્યા સિવાય આ પ્રાણનાથને મરવાની ઇચ્છા નથી. બુંદેલખંડમાંથી મોગલોને હાંકી કહાડીને અમારા ધર્મની અને પ્રજાની શાંતિદાયક સુવ્યવસ્થા કર્યા સિવાય પ્રાણનાથ પ્રભુ પરલોકનો માર્ગ ગૃહણ કરશે નહિ. દૂર ઉભો રહે. મદ્યપાનાદિ અનેક વ્યસનોની દુર્ગંધમાં પડેલા અમંગલ પ્રાણીઓને હું સ્પર્શ કરતો નથી. દૂર ઉભો રહે.”

પ્રાણનાથ પ્રભુનો નિડર અને જુસ્સાદાર સ્વર સાંભળીને તથા તેજસ્વી અને ભપકાભરેલું મુખ જોઇને રણુદુલ્લાખાન ખરેખર બે પગલાં પાછો હઠી ગયો. એ જોઈ ઓરછાના પ્રજાજનોએ પ્રાણનાથ પ્રભુનો પ્રચંડ જયજયકાર ધ્વનિ કર્યો. ગર્જના સાંભળી રણુદુલ્લાખાન ખીજવાઈ ગયો અને બોલ્યો: “ અરે કાસીમ ! આ બળવાખોરના દેવના ચૂરેચૂરા ઉડાવવા માટે ફિદાઈખાન સૈન્ય સહિત આવે છે, તેને ઉતાવળે મ્હારી મદદે આવવા બોલાવી લાવ. બુંદેલખંડની પ્રજાના અંતઃકરણમાં બળવાની, રાજદ્રોહની, અને રાજસત્તાનું અપમાન કરવાની ઉશ્કેરણી કરનાર પ્રાણનાથ નામનો સાધુડો આપણને મળી આવ્યો છે, એમ તેને કહેજે. જા, ઝટ જા. એઇ સાધુડા ! ત્હારા આ ઉચ્છૃંખલ અને મૂર્ખ ભકતોને અહિંથી ચાલ્યા જવાની આજ્ઞા ફરમાવ, નહિ તો ત્હારી નજર સ્હામુંજ પ્રથમ એમનો કચ્ચરઘાણ કાઢવો પડશે.”

રણુદુલ્લાખાનની વર્ણસંકર ભાષા ઘણા ખરા પ્રજાજનોથી સમજાતી નહોતી, તેથી ઘણું સારૂં થયું. નહિ તો પ્રાણનાથ પ્રભુને અપમાનાસ્પદ શબ્દો બોલનાર મનુષ્યને કયારનોએ ખુદાને ઘેર વિદાય કરી દીધો હોત !

ફિદાઇખાન થોડા સમયમાંજ સશસ્ત્ર મોગલ સિપાહીઓ સાથે રણુદુલ્લાખાનની પાસે આવી પહોંચ્યો. રણુદુલ્લાખાને અતિ ક્રોધમાં કહ્યું: “ એઇ પ્રાણનાથ ! દિલ્લીની સામ્રાજ્ય સત્તાનું અપમાન કરવાની બળવો જગાડવાની

અને રાજ ઉથલાવી પાડવાની રાજદ્રોહી ઇચ્છાથી તું બુંદેલખંડમાં ઉપદેશ કરતો ફરે છે ! દિલ્લીની રાજસત્તા બુંદેલખંડમાંથી ઉથલાવી પાડવા માટે તું બુંદેલાઓને ચેતવણી આપે છે, બુંદેલખંડની મોગલ સત્તા વિરૂદ્ધ બળવો જગાડવા માટે તું રાજભક્ત બુંદેલાઓને ઉશ્કેરી ભમાવી મૂકે છે ! ત્હારા એવા રાજદ્વારી ઘોર અપરાધને માટે હું તને પ્રાણાંતની શિક્ષા કરવા ઇચ્છું છું."

"પણ બુંદેલાની સ્વતંત્રતા ઉપર લૂંટ ચલાવનાર, બુંદેલાના ધર્મ ઉપર આઘાત કરનાર, અને બુંદેલાના સુખનો, સદ્‌ગુણનો અને મનુષ્યત્વનો નાશ કરનાર મોગલ સત્તાનો પૂરેપૂરો ધ્વંશ કર્યા સિવાય દેહ છોડવો નહિ એવી મ્હારી ઇચ્છા છે તેનું કેમ ?" પ્રાણનાથ પ્રભુએ શાંતપણે ઉત્તર દીધો.

"ત્હારી ઈચ્છા ? ત્હારા જેવા ક્ષુદ્ર પ્રાણીની ઈચ્છા, અમારા જેવા સત્તાધીશ પુરૂષો ક્ષણ માત્રમાં કેવી રીતે નિષ્ફળ કરે છે તે જો. ફિદાઇખાન ! શું જુવો છો ? ઉડાવો, ઝટ ઉડાવો, એ સાધુડાનું માથું ઉડાવો !"

"હૈદરખાન !" પ્રાણનાથ પ્રભુના તેજસ્વી મુખ સ્હામુ જોઇ ફિદાઇખાને પોતાના હાથ નીચેના મુખ્ય અધિકારીને આજ્ઞા કરીઃ "તરવારના એકજ ફટકારાથી એ સાધુડાનું માથું ધડથી જુદું કરી દો."

રણદુલ્લાખાને ફિદાઇખાનને સોંપેલું કામ હૈદરખાન ઉપર ઢળી પડયું. એ જોઇ પ્રાણનાથ પ્રભુએ સ્મિતહાસ્ય કર્યું.

પ્રભુના સ્મિત ભરેલા ગંભીર મુખ સ્હામુ જોઇ હૈદરઅલ્લીએ પોતાના હાથ નીચેના અધિકારીને આજ્ઞા ફરમાવીઃ "અરે ! રણમસ્તખાં ! આ કાફરની ગરદન એકદમ ધડથી જુદી કરી દે !"

તુરતજ રણમસ્તખાંને પોતાના તાબાના અધિકારીને હુકમ કર્યોઃ "મહંમદખાં ! આમ તેમ શું જોઈ રહ્યો છે ! સર સુબેદાર અને સુબેદારનો હુકમ તું સાંભળતો નથી કે ? બ્હેરો થયો છે કે શું ? હાથમાંની નગ્ન તરવાર એ કાફરના ડોકા ઉપર ફેરવી દે."

મહંમદખાનનો હુકમ ફરમાવી શકે તેવું કોઇ નહતું તેથી તેણે પોતાના ઉપરી સ્હામુ જોઇ કહ્યુંઃ "આપ નામદાર હાજર હોવા છતાં આવા મોટા રાજદ્રોહી બળવાખોરને હું કેવી રીતે શિક્ષા કરૂં ? હું એના ઉપર તરવાર

ચલાવીશ તો તેથી આપનું અપમાન થયું કહેવાશે, માટે એ કાફરનો શિરચ્છેદ કરવાનું માન આપ નામદારેજ મેળવવું."

"નહિ, નહિ. તેમ થશે નહિ." રણમસ્તખાંએ કહ્યું: "આપના ઉપરી અધિકારી હૈદરખાં જાતે હાજર હોવા છતાં કાફરોના ગુરૂની કત્લ કરવાનું પુણ્ય મ્હારાથી સંપાદન કરી શકાશે નહિ."

હૈદરખાંને રણમસ્તખાનના હુકમનો હાજર જવાબ દઇ પ્રાણનાથ પ્રભુની ગર્દન ઉડાવવાનું કામ પોતાના ઉપરી ફિદાઇખાનને સોંપ્યું.

ફિદાઇખાંને નમ્રતાપૂર્વક રણદુલ્લાખાનને કહ્યું: "ખાનબહાદુર ! મ્હારે હાથે આપનો ઘોર અપરાધ થતો હતો પણ સદ્ભાગ્યે હું વખતસર સાવચેત થયો છું. આપ નામદાર દિલ્લીપતિના માનીતા સરદાર છો. ફિદાઇખાનની સુબેદારી ઉપર દેખરેખ રાખવા માટે આપની નિમણુક કરવામાં આવી છે તેથી બુંદેલખંડના રાજદ્રોહીઓના મુખ્ય ગુરૂની કત્લ કરવાના કામમાં આપનો અધિકાર, પાત્રતા અને આબરૂ છે. મહેરબાની કરી એ મંગલકાર્ય આપનેજ હાથે પરિપૂર્ણ કરી ચતુર્ભુજના સમાચાર લેવા મંદિરના આંગણા તરફ વળો."

ફિદાઇખાનનું ભાષણ સાંભળી રણદુલ્લાખાન ક્ષણ પર્યંત ચિંતાતુર થઇ ઉભો.

પ્રાણનાથ પ્રભુનું તેજસ્વી મુખ જોઇ તેઓ અંજાઇ ગયેલા હોવાથી તેમના પર તરવાર ચલાવવાની તેઓ એકદમ હિમ્મત કરી શકતા નહિ, તેથીજ તેમણે ફિદાઇખાનને તે કામ સોંપ્યું હતું. પરંતુ ફિદાઇખાને બહાદુરી કર્યાથી, હૈદરખાને ચતુરાઇ ચલાવ્યાથી અને રણમસ્તખાને ચપળાઇ બતાવ્યાથી, તે કામ અંતે મહંમદ જેવા સાધારણ સિપાહી ઉપર કેવી રીતે આવી પડયું અને ત્યાંથી ગુલાંટ ખાઇ પુનઃ પોતાના ઉપર કેવી રીતે આવી પહોંચ્યું તેનો વિચાર કરી પ્રાણનાથ પ્રભુની જીવનલીલા પોતાને હાથેજ સમાપ્ત કરવાનો રણદુલ્લાખાને વિચાર કર્યો ! ચંપતરાયના કેદખાનામાંથી છુટયા પછી રણદુલ્લાખાને નિરપરાધી હિંદુઓની કત્લ કરવાનો નિત્યનિયમજ રાખ્યો હતો. તરવારને એકે ઘાએ હિંદુનો વધ કરી શકાય છે કે નહિ, તરવારને એકે ઝટકે હિંદુનું માથુ ધડથી કેટલે દૂર ફેંકી શકાય છે, તરવારના ઝટકા સ્હામેથી મારવો સારૂં કે પાછળથી મારવો સારૂં ! પોતાના હાથને જરા પણ

ત્રાસ નહિ પડતાં, પોતાનાં વસ્ત્રોને જરા પણ ડાઘ નહિ પડતાં, હિંદુનો શિરચ્છેદ કેવી રીતે કરવો, તે વગેરે અનેક પ્રયોગો રણદુલ્લાખાને આજપર્યંત અજમાવી જોયા હતા, અને પોતાની હાથચાલાકીને માટે અને હિંદુઓની કત્લ કરવાની ચતુરાઇ માટે દિલ્લી દરબારના બુદ્ધિમાન મુત્સદ્દીઓ પાસેથી તેણે શાબાસી મેળવી હતી, એટલુંજ નહિ પણ પોતાના એ અદ્દ્ભૂત ગુણ જોઇનેજ બુંદેલખંડના હિંદુઓનાં મંદિરનો નાશ કરવાના પવિત્ર કામ ઉપર દિલ્લીપતિએ પોતાને નીમ્યો છે એવું તે અભિમાન ધરાવતો હતો! તેમ છતાં પ્રાણનાથ પ્રભુ ઉપર શસ્ત્ર ચલાવવાની હિમ્મત નહિ ચાલતી હોવાથી તેને બહુ દિલગીરી થતી હતી! તેણે મનને દ્રઢ કર્યું. દાંત નીચે ઓઠને દબાવ્યા, મુખમુદ્રા બને તેટલી ઉગ્ર કરી, શરીરની તમામ શક્તિ એકત્ર કરી અને અલ્લાનું નામ દઈ પ્રાણનાથ પ્રભુનો વધ કરવા જુસ્સાભેર દોડયો. પ્રભુ તેને અટકાવ્યા સિવાય પર્વતની પેઠે શાંત ઉભા હતા. એવી પરિસ્થિતિમાં શું કરવું? તે નહિ સમજાવાથી ઓરછાના સર્વે નાગરિકો તટસ્થ ઉભાજ રહ્યા હતા. રણદુલ્લાખાનના હાથમાંનું શસ્ત્ર પ્રાણનાથ પ્રભુના માથા પર પડવાની તૈયારીમાં હતું એટલામાં એક બાજુએ ઉભી રહેલી એક નવયૌવના બાળા તીરની પેઠે રણદુલ્લાખાન પાસે દોડી આવી અને પ્રાણનાથ પ્રભુના મસ્તક ઉપર પડતો હાથ ઉપર ને ઉપર પકડી લઈ બોલી:

"રણદુલ્લા! કેવો અન્યાય કરો છો? આ મહાત્માએ તમારો શો અપરાધ કર્યો છે કે જેથી તમે એનો વધ કરવા તૈયાર થયા છો? દિલ્લીપતિના સામ્રાજ્યમાં આવો અન્યાય થવા માંડશે ત્યારે આ પાપી રાજ્ય ઉપર આકાશમાં પ્રકાશતા ચંદ્ર સૂર્ય પ્રકાશ નાંખશે નહિ. હાથ પાછો ખેંચી લો."

પ્રાણનાથ પ્રભુએજ પોતાના હાથને અટકાવ કર્યો છે એમ ધારી રણદુલ્લાખાન ક્રોધભરેલે મુખે બોલ્યા: "ઓ સાધુડા! અમારા જેવા અધિકારીએ ફરમાવેલી શિક્ષા મુંગે મ્હોડે સહન કરવાનું છોડી તું મ્હને અટકાવે છે કે? દિલ્લી દરબારે મૃત્યુની શિક્ષા કરવાના જે ભિન્ન ભિન્ન પ્રકાર ઘડયા છે તેમાંના એક અતિ સ્હેલા માર્ગે હું ત્હારો વધ કરવાનો હોવાથી મ્હારો ઉપકાર માનવાનું ભૂલી જઇ મ્હને અટકાવે છે એ તો આશ્ચર્યનીજ વાત!"

"રણુદુલ્લાખાન !" તે બાળાએ કહ્યું: "એ મહાત્માએ તમારો હાથ પકડયો નથી પણ મ્હેં પકડયો છે. અધિકાર મદથી અંધ બનેલાં તમારાં નેત્રો ઉઘાડીને જો, એટલે સર્વ તમારા ધ્યાનમાં આવશે. આ મહાત્માનો વધ કરવાનું કારણ શું? એમના વધની આજ્ઞા તને દિલ્લીપતિ તરફથી મળી છે કે?"

રણુદુલ્લાખાને વિશેષ ક્રોધે ભરાઇ બાળા સ્હામુ જોયું, અને તેના હાથમાંથી પોતાનો હાથ છોડવી લઇ બોલ્યો: "પ્રાણુનાથનો પક્ષ ખેંચનાર નિર્બળ છોકરી! શા માટે વ્યર્થ બડબડ કરે છે? તું કોના સ્હામુ ઉભી છે, તું કોને અટકાવે છે, તું કોની સાથે ભાષણુ કરે છે; એની ત્હને ખબર નથી એમ જણાય છે. અહિંથી એકદમ ચાલતી થા. નહિ તો હું—દિલ્લીપતિનો સરદાર—ત્હારો વધ કર્યા સિવાય રહીશ નહિ."

બાળાએ હસતાં હસતાં ઉત્તર દીધો: "મ્હારો વધ કરવાનું તમારા શરીરમાં બળ ક્યાં છે? નકામો અહંકાર શા માટે કરો છે? બરાબર આંખ ઉઘાડી મ્હારા સ્હામુ જુવો! એટલે મ્હારા ચરણુની રજ લેવાની તમને ઇચ્છા થશે."

સ્ત્રીનું રૂપ ધારણુ કરી કોઇ દેવતા પ્રાણુનાથ પ્રભુનું સંરક્ષણુ કરવા આવ્યા હોય એવી નગર જનોએ કલ્પના કરી. પોતાને માટે પરિશ્રમ કરી દયા દર્શાવતી એ બાળા કોણુ હશે; તે જાણુવા માટે પ્રાણુનાથ પ્રભુનું મન સ્નેહપૂર્વક ઉત્કંઠિત થઇ રહ્યું. સર્વનાં નેત્ર તે ધૈર્ય ધારિણી સુકુમાર બાળા તરફ આશ્ચર્યપૂર્વક જોવા લાગ્યાં.

રણુદુલ્લાખાને બાળા તરફ જોઇને કહ્યું: "શું આ છોકરીને ગાંડપણુ લાગ્યું હશે? એ ગાંડી છોકરી! મરવું અને જીવવું એ શું છે તે તું જાણુતી હોય એમ જણાતું નથી! ત્હારે જીવવું હોય તો અહિંથી એકદમ ચાલી જા."

"રણુદુલ્લાખાન! હજી તમને ભાન આવતું નથી કે? આટલાં બધાં મનુષ્યોમાં મ્હારે મ્હારી ખરી સ્થિતિની ઓળખાણુ આપવાનો પ્રસંગ આપશો નહિ." બાળાએ શાંતપણે કહ્યું.

હજી પણ તેની ઓળખાણ નહિ થવાથી રણદુલ્લાખાને કહ્યું: "હજી તું ત્હારી હઠ છોડતી નથી કે ! જો, ત્હારા મહાત્માનું માથું એકે ઝપાટે કેવી રીતે ઉડી જાય છે તે જોજે."

એમ કહી રણદુલ્લાખાને પ્રાણનાથ પ્રભુ ઉપર તરવારનો ઘા કરવા હાથ ઉંચો કર્યો, એટલે તે બાળા શાંત ચિત્તે બોલી: "ઓ ! સમરકંદના રસ્તા પર ભીખ માંગનાર ભીખારી ! પિતાજીએ ત્હને આટલે બધે દરજ્જે ચઢાવ્યો તે ઉપકારનો બદલો તું આવી રીતે વાળે છે કે ? દિલ્લીપતિની પ્રિય કન્યા ત્હને એવો હુકમ કરે છે કે: એક ક્ષણમાં ત્હારે ત્હારી પ્રમત્ત સેના લઇ આ મંદિરમાંથી બહાર નીકળી જવું. પ્રાણનાથ પ્રભુનો વિનાકારણ વધ થાય નહિ અને ઓરછાના નગરજનોનો ધર્મ ભ્રષ્ટ થયો કહેવાય નહિ એવી ત્હારા સ્હામે ઉભેલી આ બદ્રુન્નિસાની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે. જો, સૂક્ષ્મ દ્રષ્ટિયે જો. હજી મ્હારી પાસે આવીને જો, એટલે સાર્વભૌમ ઔરંગઝેબ બાદશાહની હું પ્રિય કન્યા છું અને ત્હને હુકમ ફરમાવનાર હું બદ્રુન્નિસા છું. એવું ત્હારા ધ્યાનમાં આવશે."

હવે રણદુલ્લાખાને તે બાળાને ઓળખી. તેણે તુરતજ શાહજાદી બદ્રુન્નિસાના ચરણમાં મસ્તક નમાવી અસંત કાલાવાલા કરતાં કહ્યું: "શાહજાદી ! આવા વેશમાં, એકાએક આ સ્થળે તમે આવશો એવું હું ધારતો નહતો. તેથીજ મ્હારાથી એવું બેઅદબી વર્તન થઇ ગયું છે. મ્હને ક્ષમા કરજો."

"આ મહાત્માનું ત્હેં વ્યર્થ અપમાન કર્યું છે તે માટે પ્રથમ તેમની ક્ષમા યાચના કર. ચતુર્ભુજની મૂર્તિનો અને મંદિરનો ધ્વંશ તું નહિ કરે એવી પ્રતિજ્ઞા લે. તોજ ત્હારા આજના અવિચારી વર્તન માટે ત્હને ક્ષમા કરવામાં આવશે."

રણદુલ્લાખાને બદ્રુન્નિસાનો હુકમ શિરમાન્ય કર્યો. તેણે શાહજાદીને નમન કરી પોતાના સર્વ સૈન્ય સહિત પાછા જવાની તૈયારી કરી. બદ્રુન્નિસાએ કહ્યું: "રણદુલ્લાખાન ! ફિદાઇખાન ! મોગલ સૈનિકો ! તમે દિલ્હીપતિના સેવકો છો. જે કાર્ય કરવાથી દિલ્હીપતિની કીર્તિ વધે, જે કાર્ય

કરવાથી દિલ્લીપતિ લોકપ્રિય થાય, અને જે કાર્ય કરવાથી લોકોમાં સંતોષ પ્રસરે, તેવાંજ ઉત્તમ કૃત્યો તમારે કરવાં જોઇએ. તમે સત્તાધારી છો, તમે સાર્વભૌમ બાદશાહની જાતિના છો એમ જાણીને તમે અન્યાયથી વર્તશો, પ્રજાજનો ઉપર જુલ્મ ગુજારશો અને તમારાં ગજવાં ભરવામાંજ નોકરીનો વખત વ્યતીત કરશો તો પ્રજાજનોનો તમારા ઉપર અને તમારા બાદશાહ ઉપર ક્રોધ થશે. હિંદુસ્થાનની પ્રજા જ્યાં સુધી શાંત છે ત્યાં સુધી તે ઘણી સહનશીલ હોય છે પરંતુ પોતાનો અને પોતાના ધર્મનો દ્રોહ થતો જોવામાં આવશે–તેમની એ સંબંધી ખાત્રી થશે–અને પ્રજાજનોનાં અંતઃકરણ એકસંપની રજ્જુવડે દ્રઢ બંધાશે તો પછી દિલ્લીની પ્રબળ ઇસ્લામી રાજસત્તા તેઓ પલક વારમાં ઉડાવી દેશે! એવી સહનશીલ અને શાંતિપ્રિય શ્રેષ્ઠ પ્રજા સાથે તો તમારે બહુ વિચાર કરીને વર્તવું જોઇએ. તમે જીતનાર છો, બુંદેલખંડની પ્રજા જીતાયલી છે છતાં અલ્લાના દરબારમાં તમે અને બુંદેલાઓ સરખા દરજ્જાનાજ છો. તમારા અન્યાયી વર્તનને માટે તમને ન્યાયી ખુદા શિક્ષા આપ્યા સિવાય રહેશે નહિ. જા, સામ્રાજ્ય પ્રેમથી કલંકિત થયેલું પિતાનું નામ અધિક કાળું થાય એવું વર્તન કરીશ નહિ. અધિકાર વગર તું જે જે જુલ્મી કૃત્યો કરે છે, તું જે જે અન્યાયી કર્મ કરે છે અને તું સ્વેચ્છાથી જે જે પાપ કરે છે તે સર્વના કર્તા કારવતા દિલ્લીપતિ છે એવું સર્વત્ર કહેવાય છે, એનો જરા વિચાર કર અને ધર્મ પ્રમાણે વર્તતાં શીખ. રાજ્યાધિકારના મદમાં છેકજ અંધ બની જવું અને પ્રજા ઉપર અન્યાય, અધર્મ કરવો એ તું નહિ દેખતો હોય પણ અનેક નેત્રવાળી પ્રજા તો ત્હારાં એ કૃત્ય સારી પેઠે જાણે છે. પ્રજા એ દુઝણી ગાય છે. એને પેટભર ખોરાક આપીને પછીથીજ ઉત્તમ દૂધ મેળવી શકાય છે. ગાયને ભૂખે મારીને, ગાયને ત્રાસ આપીને, અને ગાયનો તિરસ્કાર કરીને કયો ગોપતિ સુખી થયો છે? કયા ગોપતિએ સારૂં દૂધ મેળવ્યું છે? એજ પ્રમાણે પ્રજાજનોનું સમજી લેવું! રાજા થયા એટલે અધર્મ–જુલ્મ વાપરવો એ તો રાજ્યનો નાશ કરવાનીજ નિશાની! રાજા થયા એટલે પ્રજાને અનેક બ્હાને નિચોવી નાંખવી એ તો રાજનું જડમૂળ ખોદી કાઢવા જેવું ભયંકર કૃત્ય!

રણુદુલ્લાખાન! યાદ રાખજો. મ્હારા શબ્દો યાદ રાખજો. હમણાં તો નહિ પણ જ્યારે મોગલાઇનો અસ્ત થશે, અને બાદશાહ કહેવાતાં મનુષ્યો પાયમાલ થઇ ટુકડા રોટલા માટે ભટકશે ત્યારે તમે મ્હને યાદ કરજો! હિંદુસ્થાનની મહાન સહનશીલ, ગરીબ સ્વભાવની ઉત્તમ નીતિધર્મ પાળનારી પ્રજાને તેમના નીતિધર્મ પ્રમાણે વર્તવા દો અને તેમને ધન ધાન્ય, વિદ્યા હુન્નરકળા વડે ઉન્નતિને શિખરે ચઢાવો! તેમને સુખી કરો! પછી જુવો કે તે પ્રજા પોતાના ઇશ્વર સમાન રાજાને કેવી રીતે પ્રાણુ આપવા તૈયાર થાય છે તે!"

રણુદુલ્લાખાન, ફિદાઇખાન અને અન્ય મોગલ સૈનિકો ચૈં ચૂં નહિ કરતાં ચતુર્ભુજના મંદિરમાંથી નીકળી ગયા. ઓરછાના પ્રજાજનો ચતુર્ભુજ પરમાત્માનું સંરક્ષણુ અકલ્પિત રીતે થવા માટે આનંદાશ્ચર્ય માનતા અને ઔરંગઝેબ બાદશાહની નવયૌવના કન્યાને ધન્યવાદ આપતા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. તે પછીનો બીજો દિવસ ઓરછાની પ્રજાએ પ્રસિદ્ધ તહેવાર પેઠે ઉજવ્યો.

લગ્ન સમારંભમાં દટાઇ ગયેલી હિરાદેવી, હજી સુધી ચતુર્ભુજ પરમાત્માના મંદિરનો ધ્વંશ નહિ થવાના સમાચાર સાંભળી આશ્ચર્ય પામવા લાગી! એટલામાં રણુદુલ્લાખાન ગુપચુપ રાજમહેલમાં પાછો કેમ ચાલ્યો આવ્યો તેનું કારણુ તેના જાણુવામાં આવ્યું, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઔરંગઝેબ બાદશાહની કન્યાએ પોતાના રાજ્યમાં આવી ધર્મ ભ્રષ્ટતા અટકાવી અને પોતે તેવાં પાપ–કૃત્ય તરફ આંખ મિચામણાં કરી અધમુઇ જેવી બેસી રહી, તેની તે પાપી સ્રીને બહુ શરમ લાગી. છત્રસાલનો વિનાશ થયા પછી મોગલોના અયોગ્ય વર્તનની યોગ્ય તપાસ કરવાનો મનસુબો કરતી હિરાદેવી, વિજયા અને વિમલદેવનો વરઘોડો કાઢવાના વિચારમાં ગુંથાઇ.

વિંધ્યવાસિની માતાના ધ્યાનમ એકાગ્ર ચિત્તે મગ્ન હોવાથી મધ્યરાત્રિ ક્યારે વીતી ગઇ તેનું પ્રાણુનાથ પ્રભુને ધ્યાનજ રહ્યું નહિ. ધ્યાન છુટયા પછી તેમણે આસપાસ દ્રષ્ટિ ફેરવી ત્યારે તેમને જણુાયું કેઃ ભગવાન સૂર્યનારાયણુનો કડક અમલ બંધ પડી રજનીનાથનો ઠંડો કારભાર શરૂ થયો હતો. પોતાની સ્હામે ઉભેલા ઓરછાના પ્રજાજનો ચાલ્યા ગયા છે અને ચતુ-

ભુંજ પરમાત્માનું મંદિર જેમનું તેમ સહિસલામત છે અને માતા વિંધ્યવાસિની પોતાની સ્હામુ બે હાથ જોડી ઉભાં છે; એવું તેમની દ્રષ્ટિયે પડતાં તેમને આશ્ચર્ય લાગ્યું. ચિત્રકૂટના મંદિરમાંની વિંધ્યવાસિનીની મનોહર મૂર્તિ, પોતાનાં આયુદ્ધ ત્યજી દઇ ઉતાવળે આ સ્થળે કેમ આવી હશે? ઉચ્ચ આસન ઉપર બેસી, ભક્તજનોની સેવા ગ્રહણ કરનાર વિંધ્યવાસિની માતા બે હાથ જોડી નમ્ર થઇ શા માટે ઉભી હશે? એવા અનેક પ્રશ્નો પ્રાણનાથ પ્રભુના મનમાં ઉત્પન્ન થયા. " જગન્માતા વિંધ્યવાસિની! આ દાસને શી આજ્ઞા છે?" સવિનય એવો પ્રશ્ન કરવાની તેઓ તૈયારીમાંજ હતા એટલામાં તે ઔરંગઝેબ બાદશાહની પ્રિય કન્યા બદ્રુન્નિસા છે એવું તેમના જાણવામાં આવ્યું. ધ્યાનાવસ્થ થતાં પહેલાંના સર્વ બનાવો તેમના નેત્ર સમક્ષ તાદૃશ્ય થયા ત્યારે તેમણે તે બાલાના મનની મ્હોટાઇ–તેના પરોપકારની પ્રશંસા કરતાં બોલ્યાઃ–" કોલસાની ખાણમાંથી જેમ હિરાની પ્રાપ્તિ થાય છે અથવા કંટકમય અરણ્યમાં જેમ ગુલાબનાં સુંદર પુષ્પ દ્રષ્ટિગોચર થાય છે અથવા મત્સ્ય આદિ જલચરથી ભરેલા સમુદ્રના ગર્ભમાં જેમ પાણીદાર મુક્તાફળ ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે અસુરોના કુટુંબમાં ત્હારો જન્મ થયો છે, તેં ત્હારા અદ્વિતીય લાવણ્યવડે અને અસાધારણ સદ્દગુણોવડે સુર લોકની સુંદરીને લજ્જા પમાડી છે! હું હમણાંજ તને ભૂલથી દેવી વિંધ્યવાસિની કહીને પ્રાર્થના કરવાનો હતો. અસુરના ગુરૂ શુક્રાચાર્યને ત્હારા જેવુંજ દેવયાની નામક અદ્વિતીય કન્યા રત્ન પ્રાપ્ત થયું હતું. શ્રી રામચંદ્રજીનાં પત્ની સીતાદેવી એ લંકાના રાજા રાવણની કન્યા હતી એવી લોકવદંતી છે. બાળા! આમ તું હાથ જોડીને ક્યારની ઉભી છે તે કહે વારૂં!"

" પ્રભુ ધ્યાનસ્થ થયા ત્યારથી."

" શું કહે છે? જનાનખાનાના વિલાસ વિભવમાં વૃદ્ધિ પામેલું આ પુષ્પ લાગલાગટ ચાર પ્રહર થયા ઉભું રહ્યું છે? બાળા! સુકુમાર બાળા! ત્હારા ચરણ કમળ થાકી ગયાં હશે! બેસ, નીચે બેસી જા, અને એવી સખ્ત તપશ્ચર્યાનું કારણ મ્હને કહે."

" પ્રભો!" બદ્રુન્નિસા નીચે બેસી વિનયપૂર્વક બોલીઃ " તમે જ્ઞાની

છો, વર્તમાનકાળના ઘટ્ટ પડદાની પાછળ છુપાયલો ભવિષ્યકાળ આપની દિવ્ય દ્રષ્ટિયે જોઇ શકાય છે. બુંદેલખંડને સ્વતંત્રતાની પ્રાપ્તિ ક્યારે થશે તે આપની પવિત્ર વાચા વડે સાંભળવાની મ્હને ઇચ્છા છે."

"અંતર્જ્ઞાનનો અને દિવ્ય દ્રષ્ટિનો અહંકાર રાખનાર હું નથી, તથાપિ બુંદેલખંડની પ્રજાની આંતરસ્થિતિ મ્હેં લક્ષ્યપૂર્વક અવલોકન કરી છે. તે ઉપરથી બુંદેલખંડની સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનો સમય હવે ઘણો દૂર નથી, એમ મ્હને જણાય છે." પ્રાણનાથ પ્રભુએ ઉત્તર દીધો: "પરંતુ દિલ્હીપતિની કન્યાને બુંદેલખંડની સ્વતંત્રતા માટે આટલી બધી લાગણી કેમ થાય છે વારૂ? દિલ્હીપતિની કન્યા બુંદેલખંડ કયારે સ્વતંત્રતા પ્રાપ્ત કરશે તે જાણવા માટે ચાર પ્રહર પર્યંત કેમ ઉભી રહી વારૂ? બદ્રુન્નિસા! બુંદેલાની સ્વતંત્રતામાં તને એટલો બધો રસ કેમ ઉપજે છે વારૂ?"

"મ્હારૂં આયુષ્ય સુખમય થશે કે દુઃખમય તેનો આધાર બુંદેલાની સ્વતંત્રતા ઉપર છે. પ્રભો! મ્હારી દ્રષ્ટિ સમક્ષ બુંદેલખંડ સ્વતંત્ર થશે ખરૂં?"

"બુંદેલખંડ ઘણાજ થોડા સમયમાં, ચાર મહિનાની અંદર, દિલ્હીપતિની જુલ્મી, અધર્મી રાજસત્તા તોડી ફોડી વેગળી ફેંકી દઇ સ્વતંત્રતાનાં મધુર ફળોનો સ્વાદ લેવા માંડશે. દિલ્હીપતિ બળવાન્ હોવાથી બુંદેલાની સ્વતંત્રતાનો પરાજય કરવા ઠેઠના ઠેઠ સુધી પ્રયત્ન કરશે. પરંતુ એક વખત સ્વતંત્રતા સુધી બુંદેલાઓનો હાથ પહોંચ્યો અને એક વખત તેમને સ્વતંત્રતાના મધુર રસાસ્વાદની ચટક લાગી કે પછી તેઓ પોતાના જન્મસિદ્ધ હક્કનો પરાજય કદી પણ થવા દેશે નહિ. બુંદેલખંડની પ્રજાનાં અંતઃકરણ મ્હેં કેળવીને તૈયાર કર્યાં છે. સરદારપુત્ર અને રાજપુત્રોને છત્રસાલના પક્ષમાં વાળવા માટે સાગરના યુવરાજ દલપતરાય બુંદેલખંડને પ્રવાસે કયારનાએ નીકળી પડયા છે. ચંપતરાયનો કાળ થવાથી ચંપતરાયની સાથેજ તેમણે સ્વીકારેલા કાર્યને માટે-સ્વાતંત્ર્યતાને માટે-જેઓને દ્વેષ થતો હતો તે સર્વના મનમાંથી નીકળી ગયો છે. તેથીજ બુંદેલખંડના પ્રત્યેક રાજપુત્ર અને પ્રત્યેક સરદારપુત્ર, છત્રસાલે ઉભા કરેલા સ્વતંત્રતાના નિશાન નીચે આવી એકત્ર થવા તૈયારજ છે! એટલુંજ નહિ પણ હિરાદેવી અને તેની મોરલી પર

નાચતા કંચુકીરાય જેવા કેટલાક રાજાઓને બાદ કરીએ તો બાકીના સર્વ રાજા અને સરદારો, છત્રસાલના સ્વતંત્રતાપ્રાપ્તિના પ્રયત્નને અંતઃકરણપૂર્વક સહાયતા કરવા તૈયાર છે એવું દલપતરાયનું કહેવું છે. હિરાદેવીના પુત્રને–ઓરછાના રાજા વિમલદેવને–સ્વતંત્રતાના કાર્યમાં પ્રવૃત્ત કરવા માટે દલપતરાય આજે અહિં આવવાનો હતો. વિમલદેવની મુલાકાત લઈ તેને છત્રસાલના પક્ષમાં ભેળવ્યા પછી દલપતરાય મ્હને આ સ્થળેજ મળવાનો છે, પણ હજી તે કેમ નહિ આવ્યો હોય વારૂ ?"

"શું ? યુવરાજ દલપતરાય તમને આ સ્થળે મળવા આવનાર છે ?" બદ્રુન્નિસાએ આનંદ પામી કહ્યું.

"હા, આજે તે મ્હને અત્રે મળવા આવનાર છે." પ્રાણનાથ પ્રભુએ ઉત્તર દીધો: "પણ બદ્રુન્નિસા ! યુવરાજ દલપતરાય સાથે ત્હને ઓળખાણ શી રીતે થઇ ?"

બદ્રુન્નિસાના મુખ ઉપર લજ્જાની રતાશ પ્રસરી ગઇ. તેણે થોડી વારે ઉત્તર દીધો: "યુવરાજ દલપતરાય સાથે મ્હારે જેટલું ઓળખાણ છે તેટલું ત્રિભુવનમાં બીજા કોઇને નહિ હોય."

પ્રાણનાથ પ્રભુ અત્યંત આશ્ચર્યચકિત થયા. તેમના આશ્ચર્યનો પડદો ખુલવાની તૈયારી હતી એટલામાં યુવરાજ દલપતરાય તેમના ચરણમાં દણ્ડવત્ પ્રણામ કરતો પડેલો તેમની નજરે પડયો. દલપતરાયને સ્નેહાંકિત હાથ વડે ઉઠાડતાં પ્રભુએ કહ્યું: "દલપત ! આ તરૂણ સુંદરીને તું ઓળખે છે કે ?"

કેટલાક દિવસ પછી પુનઃ ચાર નેત્રોનું મિલન થયું. સ્વર્ગીયસુંદરી બદ્રુન્નિસાનાં અકલ્પિત દર્શનથી તેના હૃદયમાં આનંદાશ્ચર્યની ભરતી આવી હતી. તે ઓસર્યા પછી દલપતરાયે કહ્યું: "એ સુંદર શાહજાદી સાથે મ્હને ગાઢ પરિચય છે."

બદ્રુન્નિસા અને દલપતરાયના કહેવાનો ભાવાર્થ પ્રાણનાથ પ્રભુ સમજી શકયા નહિ. તેમણે સરળ અંતઃકરણે કહ્યું: "દલપત ! આવી સદ્‌ગુણ સમ્પન્ન બાલિકા સાથે ઓળખાણ હોય તે મનુષ્યનું સદ્‌ભાગ્યજ સમજવું. રણદુલ્લાખાન આજે ચતુર્ભુજ પરમાત્માના મંદિરનો, મંદિરની પવિત્ર મૂર્તિનો

અને આ ત્હારા પ્રાણનાથ પ્રભુનો ધ્વંશ કરતો હતો પણ ઉદાર અને પરોપકારી બાલિકાએ વચ્ચે પડી પવિત્ર દેવસ્થાનનું અને મ્હારૂં સંરક્ષણ કર્યું છે. એ બાલિકા દિલ્લીપતિની કન્યા કહેવાય છે પરંતુ બુંદેલખંડના કલ્યાણને માટે, બુંદેલખંડના એક ઉચ્ચ કુટુંબમાં ઉત્પન્ન થયેલી બાલિકાને નીચું જોવડાવે એટલી બધી તેને લાગણી છે. એના નિષ્કલંક સૌંદર્ય તરફ અને પવિત્ર સદ્‍ગુણ તરફ નિહાળતાં તે સાધારણ બાલા નથી પણ અસાધારણ દેવી હોય એવોજ ભાસ થાય છે દલપત!"

સમસ્ત બુંદેલાઓના કટ્ટા દુસ્મનની આ કન્યા, બુંદેલખંડ કયારે સ્વતંત્ર થશે તેના વિચારમાં છે. શુક્રાચાર્યને ઘેર જન્મ લઇ દેવના ન્યાય પક્ષની તરફેણ કરનાર આ બીજી દેવયાનીજ છે. કિંવા લંકાના અસુરપતિને ઘેર જન્મ લઇ અસુરોનો વિનાશ કરવાના પવિત્ર કાર્યમાં સહાય કરનાર એ સીતાદેવી છે, એવી શંકા ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી.

"પ્રભો!" યોગ્ય સંધિનો લાભ લઇ દલપતરાયે કહ્યું:–"અસુર કન્યા દેવયાનીએ કચદેવનું પાણિગ્રહણ કરવાનો પ્રયત્ન કર્યો હતો, અને શ્રીરામચંદ્રજીનાં પત્ની થઇ સીતાદેવીએ જનસમાજમાં ધન્યવાદ મેળવ્યો હતો. તેજ પ્રમાણે આ યવનકન્યા એકાદ બુંદેલા તરૂણને પોતાનું અંતઃકરણ સમર્પણ કરે તો તેથી કંઇ અપરાધ થાય ખરો કે?"

"સામ્પ્રત કાળમાં યવન તરૂણોનું નૈતિક દ્રષ્ટિયે સર્વ પ્રકારે અધઃપતન થતું જાય છે તે જોતાં આ પવિત્ર મનની, મંગલકારક વિચારની અને અતિશય કોમળ અંતઃકરણની બાલિકા માટે યવન સિવાય અન્ય કોઇ જાતિનો શ્રેષ્ઠ પતિ યોગ્ય થઇ પડશે."

"પ્રભો!" બદ્રુન્નિસાએ હર્ષભેર પૂછ્યું: "મ્હારો પ્રેમ સ્વીકારી મ્હને પોતાના આશ્રયમાં લેવાનું એકાદ ઉચ્ચ વંશના બુંદેલાએ વચન આપ્યું હોય અને તે મ્હારો સ્વીકાર કરે તો નીતિને દ્રષ્ટિએ તે નિંદ્ય ઠરે ખરૂં?"

"બદ્રુન્નિસા! તું પવિત્રતાની, કલ્યાણની અને નીતિની સાક્ષાત્ મૂર્તિ છે." પ્રાણનાથ પ્રભુએ જુસ્સામાં આવી જઇ ઉત્તર દીધો: "ત્હારો સ્વીકાર કરવાથી દેવલોકના દેવતાઓની યોગ્યતા પણ વધી શકે છે ત્યાં પછી

મનુષ્યોની તો વાતજ શી ? કયો ભાગ્યશાળી બુંદેલો તરૂણ ત્હારા સ્વર્ગીય પ્રેમને પાત્ર થયો છે ?"

બદ્રુન્નિસાએ લજ્જા ભરેલે નેત્રે દલપતરાયના ચરણ સ્હામું જોયું. એ જોઇ પ્રાણનાથ પ્રભુએ સત્ય વાત જાણી લીધી. તેઓ જરા ગભરાયા. તેમનું મન જરા ચંચલ થયું અને અંતે કંઇક વિચારમાં ગુંથાઇ ગયા.

એ જોઇ પ્રાણનાથ પ્રભુને બરાબર વિચાર કરવા દેવાની ઇચ્છાથી દલપતરાયે કહ્યું: " પ્રભો ! છત્રસાલ સત્વર બુંદેલખંડમાં આવી પહોંચશે. છત્રસાલના પરાક્રમને લીધેજ રાજા જયસિંહની સેના વિજય પ્રાપ્ત કરી દિલ્લી તરફ પાછી ગઇ છે. દક્ષિણના મહાત્મા શિવાજી ભોંસલેની મુલાકાત લઈ છત્રસાલ થોડા સમયમાંજ પાછા આવશે એવું મ્હને રાજા જયસિંહે દિલ્લી જતાં કહ્યું છે. છત્રસાલના આવ્યા પછી તુરતજ સ્વતંત્રતાને માટે યુદ્ધનો પ્રારંભ કરવો પડશે કે ? છત્રસાલ આવતાંજ બુંદેલખંડની ગુલામગિરીને લાત મારવી પડશે ખરૂં વારૂં ? વિંધ્યવાસિની માતાનો મહોત્સવ પુનઃ આવી પહોંચે તે પહેલાં બુંદેલખંડમાં સ્વતંત્રતાની ધ્વજા ઉડતી થઈ જશે કે ?"

પ્રાણનાથ પ્રભુ પ્રફુલ્લિત અંતઃકરણે હકારદર્શક ડોકું હલાવવા લાગ્યા. થોડીવાર પછી પ્રભુ પ્રાતઃસ્નાન કરવા બટવા નદી તરફ ચાલ્યા ગયા. દલપતરાયે પ્રેમળ શબ્દે કહ્યું: " શાહજાદી બદ્રુન્નિસા ! દિલ્લીના બાદશાહી જનાનખાનાનાં સુખ વિલાસનો ત્યાગ કરી તમે બુંદેલખંડમાં ક્યારનાં આવ્યાં છો ?"

" યુવરાજ ! યમુના નદીના કિનારા ઉપર જે દિવસે તમે મ્હારા પ્રેમનો સ્વીકાર કર્યો તે દિવસ પહેલાંથીજ જનાનખાનાના સુખ વિલાસથી કંટાળેલા મ્હારા મનને તેનો પૂર્ણ તિરસ્કાર આવ્યો છે. સુખનો પૂર્ણચંદ્ર દ્રષ્ટિયે પડ્યા પછી તારાઓના ક્ષુદ્ર પ્રકાશથી કોણ સંતુષ્ટ થાય ? હું જનાનખાનામાં પાછી ગઈ હતી પરંતુ ત્યાં રહી તેટલો સમય ત્યાંનાં સુખ ભોગવવા માટે ગઈ નહોતી. તમારી સ્વતંત્રતાના કાર્યમાં મ્હારે હાથે સારી પેઠે મદદ મળે એવી ઇચ્છા હોવાથી બુંદેલખંડની સ્વતંત્રતા કબૂલ કરાવવા માટે પિતાજીને વિનતિ કરવા હું જનાનખાના તરફ પાછી ગઇ હતી. યુવરાજ ! તે પાપિણી દુષ્ટ રોશનઆરા અગ્નિને પ્રસંગે ત્યાં ન આવી હોત તો આજ

બુંદેલખંડ સ્વતંત્ર થાત અને આપણે સુખ શૈલ ઉપર વિરાજમાન થયાં હોત. બુંદેલખંડની સ્વતંત્રતાનું આજ્ઞાપત્ર લખાઇ તૈયાર થયું હતું.”

“પછી?” દલપતરાયે અતિશય પ્રેમ દ્રષ્ટિ વડે બદ્રુન્નિસા સ્હામે જોઇ કહ્યું: “સ્વતંત્રતાના આજ્ઞાપત્ર ઉપર સહિ સિક્કો થવાની તૈયારી હતી એટલામાં રોશનઆરા ત્યાં આવી પહોંચી. તેણે પિતાજીના કાનમાં ઝેર રેડયું! ક્ષણુવારમાં તો સ્વતંત્રતાના તે આજ્ઞાપત્રના અને મ્હારી ઇચ્છાના ચૂરેચૂરા થઈ ગયા! તેજ દિવસે નિરાશ–હતાશ થઈ જઇ મ્હેં મ્હારૂં નિવાસ સ્થાન ત્યાગ કર્યું. તે દિવસથીજ હું તમારો શોધ કરતી, ક્ષણુની વિશ્રાંતિ લીધા વિના ભટકયા કરૂં છું. જાણે તમારે માટે ગાંડી, દિવાની–પાગલ–”

“દેવી! તમારામાં સદ્‌ગુણુ અને સૌંદર્યનું સંપૂર્ણપણે મિલન થયું છે.” દલપતરાયે સપ્રેમ કહ્યું: “બદ્રુન્નિસા! સોનામાં સુગંધ છે એવું કોઇ માની શકેજ નહિ. પરંતુ તમારા પવિત્ર સૌંદર્ય–સુવર્ણમાં સદ્‌ગુણુની સુગંધ છે, તમે જરા પણુ નિરાશ થશો નહિ. બુદેલખંડને સ્વતંત્ર થવાનો સમય તદ્દન નજીક આવી પહોંચ્યો છે. છત્રસાલ બુંદેલખંડમાં આવશે કે તુરતજ પ્રત્યેક બુંદેલો વીર હાથમાં તરવાર ધારણુ કરશે અને ઘણાજ અલ્પ સમયમાં બુંદેલખંડની મોગલ સત્તાને ન્હસાડી મૂકશે.”

“અને પછી?” બદ્રુન્નિસાએ પ્રેમળ પ્રશ્ન કર્યો.

“ત્યાર પછી આ દલપતરાય સર્વાંશે બદ્રુન્નિસાનોજ છે.” તેટલાજ પ્રેમળપણે ઉત્તર મળ્યો.

તે પ્રેમબદ્ધ જોડકાંએ રાત્રિનો સમય અનેક પ્રેમ વાર્તાઓમાં વ્યતીત કર્યો! તેમની પ્રેમ વાર્તાઓનો અર્થ તેમનાં મન સમજતાં હતાં કે નહિ તે અમે કહી શકીશું નહિ, કારણુ એતો પ્રેમગોષ્ટી!

પરંતુ ચાલો વાંચક, આગળ ચાલો! એ પ્રેમવાર્તામાં બેજ પ્રેમ સન્યાસીઓનું કલ્યાણુ થાય એમ છે. હજી તો આપણે ઘણા મહત્વના વિષયોનું અવલોકન કરવાનું છે, માટે આગળ ચાલો.





## પ્રકરણ ૨૩ મું.

### શિવાજી મહારાજનાં દર્શન.



ગિરિકંદરાઓમાં જન્મ લેનાર ભિલ્લ કન્યાઓ જેમ તે પ્રદેશના ડુંગરા પથરા અને ખીણુ ખાડીઓમાં વિહાર કરતી પોતાનું જીવન વ્યતીત કરે છે, અથવા ઋષિ કન્યાઓને વનનાં ઉપવનોની પેલી તરફ વિહાર કરવાનું અયોગ્ય જણાય છે, અથવા વિશાળ નેત્રની હારિણીઓ, કૃશ કટિની સિંહણો, મનોહર ચાલની હંસિનીઓ અને મધુર સ્વરની કોકિલાઓ જેમ સહસા જનસમુદાયમાં વિચરતી નથી તેજ પ્રમાણે હિમાચલ, વિંધ્યાચલ અને સંહ્યાદ્રિ જેવા ગંભીર પિતાને ઘેર જન્મ ગ્રહણુ કરનાર કન્યાઓ પોતાનું ઘણું ખરૂં આયુષ્ય અરણ્યવાસમાંજ વ્યતીત કરે છે. આપણે અરણ્યનિવાસી છીએ, અરણ્ય પુષ્પ સિવાય આપણે માટે અન્ય અલંકારો નથી, બાલસૂર્યે સમર્પણુ કરેલો પીળો સાળુ, કિંવા રજનીનાથે બક્ષિસ કરેલો ધોળો સાળુ કિંવા રજનીદેવીએ પોતાના પતિની ગેરહાજરીમાં આપેલો, આકાશના તારાઓની તેજસ્વી ટપકીઓવાળો કાળો સાળુ; એ ત્રણુ વસ્ત્રો સિવાય આપણે માટે અન્ય વસ્ત્રો નથી, એવું પ્રત્યેક પર્વતકન્યા સારી પેઠે જાણે છે, તેથીજ તરૂણુ યુવતીઓ કેવા પ્રકારના શૃંગારો ધારણુ કરતી હશે તે જોવા માટે અરણ્ય વાસિનીઓ પોતાના પતિને ત્યાં જતી વખતે ઠેકઠેકાણે વળ લઇને તરૂણુ યુવતીના શૃંગાર પોતાના મનમાં પ્રતિબિંબિત કરી લે છે. લાંબો વળ લઇને કોઇએ મનુષ્ય વસ્તીના સ્થાન નજીક થઇને જવું, ત્યાંની સ્ત્રીઓની અભિરૂચિ પોતાના હૃદયમાં પ્રતિબિંબિત કરી લેવી અને પુનઃ અરણ્યનો માર્ગ ગ્રહણુ કરવો, અરણ્યમાં ગયા પછી ત્યાંના નૈસર્ગિક સૌંદર્યના મોહમાં યુવતીનો કૃત્રિમ શૃંગાર ભૂલી જવો, પુનઃ બે ચાર

વાંક વળીને શૃંગારપ્રિય યુવતીઓની મુલાકાત લેવી અને લીધેલો અનુભવ ભૂલી જવા માટેજ કે કોણ જાણે, પુનઃ અરણ્યનો માર્ગ પકડવો. એવી પિયેરથી સાસરે જનાર પ્રત્યેક નદી તરૂણીઓનો નિત્ય ક્રમ થઇ પડયો*છે.

બીચારી ભીમા તો અત્યંત ભોળી છે. ભોળાશંકરના કુટુંબમાં તેનો જન્મ થયો છે. ત્યાં પછી તેના ભોળપણનું પૂછવુંજ શું? શૃંગારનું યથાયોગ્ય શિક્ષણ મેળવવા માટે ભીમાએ કેટલાં બધા વળ ખાધા છે? શહેરની વિલાસી તરૂણીઓથી તે ગામડાની નિરોગી યુવતી પર્યંત, શ્રી કૃષ્ણની રૂક્મિણીથી તે લાખ માળાના લંકાપતિ પર્યંત, લિંબાજી પાટિલની સુભીથી તે શાહજહાં બાદશાહની બદ્રુન્નિસા પર્યંત, કેટલી યુવતીઓના શૃંગારનું તેણે અવલોકન કર્યું છે, તેનો હિસાબજ કરી શકાય તેમ નથી! અરણ્યમાં થોડી સહેલ કરી ન કરી એટલામાં ભોળી ભીમા સર્વ ભૂલી જતી અને પુનઃ મનુષ્યની વસ્તી આગળ દર્શન દેતી! ભીમાના સ્વભાવમાં અતિશયોક્તિ ભરેલો શૃંગાર અને અતિશયોક્તિવાળું ભોળપણ તાદષ્ય થયલું હોવાથી ગામડાથી તે શહેર પર્યંતની શૃંગારપ્રિય તરૂણીઓના સહવાસમાંજ તે સદોદિત મગ્ન થઇ રહે છે.

બાલ રવિનો બારિક પીળો સાળુ પહેરી ભોળી ભીમા લિંબાજી પાટીલની વતન–વાડી આગળ થઇને પ્રવાસ કરી રહી હતી. લિંબાજી પાટિલને સુભી નામક એકની એક પુત્રી હતી. તે ઠાઠમાઠ કરીને ભીમાની મશ્કરી કરવા માટે ભીમાના સ્હામું ઉભી હતી. પોતાને યોગ્ય શિક્ષક મળવા માટે ભોળી ભીમાને અત્યંત આનંદ થયો. તેણે સુભીના કોમળ ચરણને સ્પર્શ કર્યો, ઉત્સાહી મનની હસમુખી સુભીને અત્યાનંદ થયો. તે ઉભી ઉભી પ્રસન્ન વદને ભીમાની સેવા ગ્રહણ કરવા લાગી, તેમ તેમ ભીમા સુભીની પાસે પાસે આવવા લાગી. અંતે ભીમાએ સુભીની કમ્મરે બાથ ભીડી અને સુભી પોતાના પ્રવાસમાં અત્યંત ઉપયોગી થઇ પડશે, અને ખુલ્લા મનની સુભી પોતાને શૃંગારના પાઠ શીખવશે, એવી ભાવનાથી તેને તેણે પોતાની કેડે ઉંચકી લીધી! ભોળી ભીમાને આનંદના ઉભરામાં સુભીનો ગભરાટ જણાયો નહિ. સુભીને લઇ જઇ કયાં રાખવી અને કયાં નહિ તેનો વિચાર થઇ પડયો.

અંતે તેણે તેને પોતાના પેટમાંજ સ્થાનદાન દીધું !

સુભી ડૂબી ગઈ. ભીમાના પ્રવાહમાં સુભી ડૂબી ગઇ, એવો તે ન્હાના ગામડામાં થોડા સમયમાંજ પોકાર થઈ રહ્યો. કોઇ સીમલાનું લાકડું કમ્મરે બાંધીને, કોઈ નાવડી લઇને, અને કોઇ જાળ લઇને, એમ જેની ઇચ્છામાં આવ્યું તે સર્વે સુભીને બહાર કાઢવાની ઇચ્છાથી નદી તરફ દોડયું. કેટલાક વાતવડા ડાહ્યલા મનુષ્યો તો માત્ર સુભી કયાં ડૂબી, કેવી રીતે, શું કરતાં, કોણ કોણ સાથે હતું, શા માટે તેને નદી પર એકલી મોકલી, વગેરે અનેક વાતોના ટચાકા મારતા, અને તેને જળમાંથી બહાર કાઢવાના અનેક ઉપાયો સૂચવતા લિંબાજી પાટિલના મકાનમાં ઉભા હતા ! બિચારો પાટિલ, પુત્રીના ડૂબવાના અમંગલકારક સમાચાર સાંભળતાંજ બેશુદ્ધ થઇ બેસી પડયો હતો ! એટલામાં કેટલાક ગામડીઆ માણસોનું ટોળું પોતપોતામાં વાદવિવાદ કરતું લિંબાજીના ઘરમાં આવી પહોંચ્યું. સીમલાના લાકડાવાળાઓ, પોતાની બહાદુરી બતાવવા માટે જાળવાળાઓને નદીમાં પડતાં રોકવા લાગ્યા. જાળવાળાઓએ બહાદુરી બતાવવા, નાવડીવાળાઓનાં હલેસાં ઝુંટવી લીધાં હતાં ! ત્યારે કેટલાક ડુબકી મારનારા બહાદુરોએ ઇર્ષાના જોરમાં પાટિલની ચલમનો અગ્નિ કાઢી જાળવાળાઓ ઉપર ફેંકયો ! જાળવાળાઓની જાળ બળવા લાગી ! તેમની એ લીલા જોઇ હલેસાંવાળા કાખલી કુટવા લાગ્યા ! એમ પરસ્પર લડતા, ઝગડતા, પડતા આખડતા, માથે હાથ દઇ નિરાશ થઇ બેઠેલા પાટિલની પાસે આવી પહોંચ્યા. એ જોઇ અત્યાર સુધી એક બાજુએ ઉભા રહેલા એક તેજસ્વી તરૂણે આગળ આવી કહ્યું: "ઓ ભલા માણસો ! વાદવિવાદ કરી લઢવાનો આ વખત નથી. બનતી ત્વરાએ નદી પર જઇ પાટિલ કન્યાને જીવતી બહાર કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ. ચાલો, તે સ્થાન મ્હને બતાવો. સુભી કયાં ડૂબી છે તે બતાવો. એક ક્ષણમાં હું તેને બહાર કાઢીશ. જળનો પ્રવાહ વિશેષ હોવાથી તમે બધા ભય પામ્યા કરો છો એમ સમજાય છે. રહેવા દો ત્હમારી બહાદુરી ! ચાલો મ્હારી સાથે."

એમ કહી તે તેજસ્વી વીર તરૂણ, પાટિલના મકાનમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં લિંબાજી પાટિલે અને બીજા ખેડુ-

તોએ ભક્તિ પુરઃસર "શ્રી શિવાજી મહારાજની જય." એવો પ્રચણ્ડ શબ્દ નાદ કર્યો. સુબીનું સંરક્ષણ કરવા જતો તરૂણ એકદમ થોભી ગયો. તેણે સ્તબ્ધ નેત્રે પોતાના સ્હામું જોયું તો; માથા ઉપરના ફેંટાથી તે કમ્મરના ચોરણા પર્યંતનાં સર્વ વસ્ત્રો પલળી ગયેલાં હોવાથી જેનું શરીર હષ્ટપુષ્ટ જણાય છે, જેના વિસ્તીર્ણ અને પાણીદાર નેત્રમાંથી ભૂતદયાનો અવિચલ વર્ષાદ વર્ષે છે, મુછના ભાગ ઉપર વાળ ઉગેલા હોવાથી કે કોણ જાણે જેના પ્રસન્ન વદન ઉપર ગાંભીર્યની છટા પ્રસરી રહી છે, જેનું પ્હોળું કપાળ તેના અતુલ બુદ્ધિચાતુર્યની સાક્ષી પૂરે છે, એવો એક બળવાન મરાઠો તરૂણ વીર એક હાથમાં તરવાર અને બીજો હાથ સુબીના નાજુક ખભા ઉપર મૂકી હાસ્યભરિત મુખે પાટિલના ઘરમાં પ્રવેશ કરતો તે તરૂણની નજરે પડયો. એમ થવાથી પોતાના કષ્ટદાયક પ્રવાસના શ્રમમાંથી પોતાને સંપૂર્ણ મુક્તિ મળી અને જાણે પોતાને પ્રત્યક્ષ પરમેશ્વરનાંજ દર્શન થયાં હોય એવું જાણી તે તરૂણ હર્ષરોમાંચિત શરીરે શ્રી શિવાજી મહારાજ તરફ દોડયો. અર્જુને પણ એટલા પ્રેમથી શ્રી કૃષ્ણ ભગવાનને નમન નહિ કર્યું હોય, હજરત મહંમદ પયગમ્બર સાહેબે પણ જેવા ભક્તિભાવથી અલ્લાના ચરણ તરફ દોટ મુકી નહિ હોય, રાજા શ્રેણિકાએ પણ જેવા ભક્તિ-ભાવથી મહાવીર તીર્થંકરને વંદન નહિ કર્યું હોય, અને સમ્રાટ્ અશોકે પણ જેવા પ્રેમભાવથી બોધિ વૃક્ષ નીચે ભગવાન્ ગૌતમ બુદ્ધની ચરણ સેવા નહિ કરી હોય, તેટલા નિર્મળ ભક્તિભાવથી–પ્રેમથી તેણે શ્રી શિવાજી મહારાજનાં ચરણમાં નમન કર્યું. તેમની ચરણરજ લીધી!

અપરિચિત પહેરવેશના, અપરિચિત ભાષાના, અને અપરિચિત મુખના એક તરૂણને પ્રેમપુરઃસર પોતાનાં ચરણમાં નમન કરતો જોઇ શિવાજી મહારાજને જેટલું આશ્ચર્ય લાગ્યું તેટલાજ તેઓ ગદ્‌ગદ્ કણ્ઠ થઈ ગયા. તેમનું હૈયું ભરાઇ આવ્યું. તેમણે પૂછયું:–"અપરિચિત તરૂણ! હું અને તું એકજ ભારત માતાના પુત્રો છીએ. જગદંબા ભવાનીનો ભારત માતાના સર્વ સન્તાનો ઉપર એક સરખોજ પ્રેમભાવ છે, તો પછી મ્હારાં ચરણમાં નમવાનું શું પ્રયોજન? ઉઠ, મ્હને બંધુ પ્રેમનું આલિંગન આપ."

તરૂણે નેત્રનાં પ્રેમાશ્રુ લુછયાં અને ઉઠી ઉભો થઇ સૂર્યના જેવા તેજસ્વી અને ચંદ્રના જેવા શીતળ, અગ્નિના જેવા પ્રખર અને જળ જેવા નિર્મલ, લોહના જેવા કઠોર અને પુષ્પના જેવા મૃદુ એવા શ્રીશિવાજી મહારાજના સ્વરૂપ સ્હામુ જોઇ નમ્રતાથી બોલ્યો; "મહાત્મન્! આપનાં દર્શનની આકાંક્ષાથી હું બુંદેલખંડથી અત્રે સુધી આવ્યો છું. આટલા દિવસના પ્રયત્નનું ફળ મ્હને આજે મળ્યું છે. બુંદેલખંડના છત્રસાલનું નમન સ્વીકારવા કૃપા કરો. સ્વાતંત્ર્યપ્રાપ્તિના શિક્ષણ માટે આપને ગુરૂપદ આપી હું આપનો શિષ્ય થવા ચાહું છું. આપનો સદુપદેશ વેદવાક્ય જેવો પવિત્ર માની તે શિખામણ પ્રમાણે હું મ્હારૂં કર્તવ્ય શરૂ કરવા ધારૂં છું. તેથી ગુરૂદેવનાં ચરણની સેવા કરવી એજ મ્હારૂં કર્તવ્ય છે. પૂજ્યપાદ ગુરો! મ્હને આપની સાથે લઈ જાઓ. મ્હારી સેવા સ્વીકારો. મ્હને તમારો સ્વાતંત્ર્ય કાર્યભાર જોવા દો. તમારૂં નિત્યકર્મ મ્હારા મનમાં ઠસાવવા દો. તમારો ઉપદેશ ગ્રહણ કરવા માટે આ દાસને પાત્ર બનાવો. અને અંતે ગુરૂમંત્ર આપી આપનો દાસ છત્રસાલ બુંદેલખંડનું સ્વાતંત્ર્ય પુનઃ મેળવે એવો આશીર્વાદ આપો."

શિવાજી મહારાજના નેત્રમાંથી પ્રેમાશ્રુ સરવા લાગ્યાં. તેમણે સુભીના ખભા ઉપરથી હાથ ખસેડી લઇ છત્રસાલના ખભા ઉપર મૂકી પ્રેમપૂર્વક કહ્યું: "માતૃભૂમિની અંતઃકરણપૂર્વક સેવા કરનાર ભાગ્યશાલી તરૂણ! આવ, મહારાષ્ટ્ર તારો આદરસત્કાર કરે છે. મહારાષ્ટ્ર તને અભિનંદન આપે છે. મહારાષ્ટ્ર ત્હારૂં કલ્યાણ ઇચ્છે છે. એક વ્યવસાયબંધુ પ્રાપ્ત થવાથી મ્હને અવર્ણનીય આનંદ થાય છે પરંતુ ક્ષણપર્યંત અહિંજ થોભ. આ ઉદ્ધત સુભીને તેના પાટિલ પિતાને સોંપી પાટિલની અને એકત્ર થયેલાં અન્ય મનુષ્યોની રજા લઇ થોડા સમયમાંજ હું ત્હારી સાથે આવું છું. છત્રસાલ! ત્હારી સાથે એકાંતમાં ક્યારે વાત કરૂં એવું મ્હને થઈ રહ્યું છે!" એમ કહી શિવાજી મહારાજ લિંબાજી પાટિલ પાસે ગયા અને સુભી તેમને સોંપતા કહ્યું: "પાટિલ! આ તમારી પુત્રી! છોકરી બહુ ઉદ્ધત છે. બહુ તોફાની છે. અહંમદનગરની ચાંદબીબીની પેઠે તરવાર ચલાવવામાં એ આગળ

પાછળ જોશે નહિ. દિલ્લીરખાન અને જયસિંહ નામક દિલ્લીદરબારના બે સરદાર, પ્રબળ સૈન્ય લઇને મહારાષ્ટ્ર ઉપર ચઢી આવે છે, માટે તમારે ઓછામાં ઓછા સો વીર પુરૂષોને લઇ ભગવા ઝુંડા નીચે આવી પહોંચવું જોઇએ!"

"જેના શરીરમાં તરવાર લેવાનું સામર્થ્ય છે એવા મ્હારા સર્વ વીર પુરૂષોને લઈ મહારાજની સેવામાં હાજર થવા સદોદિત તૈયારજ છું. મહારાજના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ જગન્માતા ભવાનીજ ઉચ્ચારે છે એવી અમારી સર્વની ખાત્રી છે. આપની આજ્ઞા ઉલંઘન કરે એવો નીચ મનુષ્ય સમસ્ત મહારાષ્ટ્રમાંથી ભાગ્યેજ મળશે! મહારાજ! દેશના કલ્યાણને માટે, દેશની સ્વતંત્રતાને માટે અમને યુદ્ધમાં આવવાની આજ્ઞા કરો અને અમે રણદેવતાનું પૂજન કરીએ તો અમારા જેવા ભાગ્યશાલી કોણ? તમે અમને યુદ્ધમાં તેડી ભાગ્યશાળી બનાવ્યા છે! અમે અમારા જીવનને ધન્ય માનીએ છીએ. મહારાજ! શરીર ઉપરથી ભીનાં વસ્ત્રો કાઢી નાંખી આ કોરાં વસ્ત્રો ધારણ કરો."

શિવાજી મહારાજે કાંઇ પણ આનાકાની કર્યા વગરજ પાટિલે આપેલાં વસ્ત્રો હર્ષભેર પહેરી લીધાં. લિંબાજી પાટિલે આનંદ પામી કહ્યું: "ગરીબના બેલી, અનાથના નાથ, અસુરના સંહારક, અને ગોબ્રાહ્મણના પ્રતિપાલક તરીકે આપ નામદારની ખ્યાતિ થઇ છે તે સત્યજ છે. મ્હારા ઘરમાં મહારાજનાં પવિત્ર ચરણની રજ પડવાથી હું મ્હારૂં મહદ્ ભાગ્યજ સમજું છું. શિવરાય! આપની સાથે પંક્તિ લાભ મળશે કે? આપનો પંક્તિ લાભ મળે એટલો હું ભાગ્યશાળી છું કે?"

"પાટિલ, હું તમારોજ છું. હું અખિલ મહારાષ્ટ્રનોજ છું. તમારૂં મન દુઃખાય એવું વર્તન હું કદી પણ કરીશ નહિ." શિવાજી મહારાજે અભિમાન દર્શાવતાં કહ્યું: "મ્હારે કંઇક કામ માટે બે પ્રહરપર્યંત તમારા બુંદેલખંડી પ્રાહુણા સાથે બહાર જવું છે. બે પ્રહરની અંદર હું આવીશ અને તમારી ઇચ્છાનુસાર સુભીના ઘરનું ભોજન લઇશ. સુભી ત્હને રસોઇ કરતાં આવડે છે કે?"

"ના, મ્હને નથી આવડતું! હું કાંઈ રસોઇ કરનાર રસોઇયણ છું?"

એમ કહી તે મુગ્ધ બાલિકા પોતાની માતા પાસે દોડી ગઇ.

પ્રેમથી સર્વના પ્રણામ સ્વીકારી શિવાજી મહારાજ પાટિલના ઘરમાંથી બ્હાર નીકળ્યા. પાટિલે કહ્યું: "મહારાજ, પેલો તરૂણ બુંદેલો કાલે સાંજેજ અત્રે આવ્યો છે પરંતુ તેના મિષ્ટ ભાષણથી અને પવિત્ર આચરણથી તે અમને બહુ વ્હાલો લાગે છે. શિવાજી મહારાજ કેવા દેખાય છે, કેવી રીતે ચાલે છે, કેવી રીતે બોલે છે, પ્રત્યેક મનુષ્ય તેમના દર્શન લઇ શકે છે કે ? તેમણે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે પ્રથમ શું કર્યું, તેમણે સર્વ મરાઠાઓને કેવી રીતે એકત્ર કર્યા, તેમણે મહારાષ્ટ્ર ધર્મ કેવી રીતે પ્રવર્ત્તાવ્યો, તેમનું યુદ્ધ ચાતુર્ય કેવું છે, તેઓ કયાં કયાં શસ્ત્રોનો ઉપયોગ કરે છે, વગેરે અનેક પ્રશ્નો તેણે મ્હને પૂછ્યા હતા. આપનાં દર્શન માટે તો તે એટલો બધો આતુર થઇ રહ્યો હતો કે આખી રાત તેણે આંખે આંખ મેળવી નથી ! હું એને આપને ત્યાંજ લઈ આવવાનો હતો, પરંતુ સુબી જળ પ્રવાહમાં તણાઈ ગઇ તેથી આવી શક્યો નહિ! મહારાજની કૃપાથી મ્હારી સુબી મ્હને પુનઃ પ્રાપ્ત થઇ અને તરૂણ બુંદેલાને પણ મહારાજનાં અચાનક દર્શન થયાં."

પુનઃ શિવાજી મહારાજનો જયજયકાર ધ્વનિ થયો. જયજયકારનો પ્રતિધ્વનિ થાય તે પહેલાંજ શ્રી શિવાજી અને છત્રસાલ લિંબાજી પાટિલના મકાનમાંથી બહાર ચાલ્યા ગયા. શિવાજી મહારાજ તરૂણ બુંદેલા સાથે એકાએક અદૃષ્ય થઇ ગયા એવી એક ખેડુતે ગપ મારી ! દેવી ભવાનીની સહાયતાથી શિવાજી મહારાજ ઇચ્છાનુસાર કરી શકે છે, એવું ગંભીર મુખે બોલતા સર્વ ખેડુતો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

અત્યારે મહારાષ્ટ્રનો સ્વાતંત્ર્યરવિ છત્રસાલ સાથે વાત કરતો મંદગતિએ ભીમાના રેતાળ કિનારા પર ચાલતો હતો. ઘણે વેગળે ગયા પછી શિવાજી મહારાજ એક ઉચ્ચ ટેકરી પર ચઢ્યા. તે ટેકરીના બાહ્ય દેખાવ ઉપરથી તે સ્થાન મનુષ્યનિવાસને યોગ્ય હશે એવું કોઇની કલ્પનામાં આવી શકે તેમ નહોતું. પરંતુ શિવાજી મહારાજે એક વિસ્તીર્ણ શિલા પાસે જઈ "એસાજી" કહીને બૂમ પાડી અને અંદરથી "જી મહારાજ" એવો પ્રતિ ઉત્તર મળતાંની સાથેજ શિલાના બે વિભાગ પડી જઈ અંદર જવાનો માર્ગ થયો. તે જોઇ

છત્રસાલને આશ્ચર્યજ થયું. તે એક પણ શબ્દ બોલ્યા વગર શિવાજી મહારાજની પાછળ પાછળ ટેકરીની અંદર જણાતી ગુહામાં પેઠો. થોડાં પગલાં ચાલ્યા પછી ગુહામાં એક વિસ્તીર્ણ સભામંડપ જણાયો. ત્યાં સ્વચ્છ હવા અને પ્રકાશની ઉણપ નહોતી. પૃથ્વીના પેટમાં છુપાવી રાખેલા તે અજબ મહાલયોને જોઇ છત્રસાલનો વિસ્મય અનંતગણો વધી ગયો.

અખિલ મહારાષ્ટ્રને પોતાના શબ્દ ઉપર ઝુકાવનાર ચતુર શિવાજી મહારાજને છત્રસાલનું અંતઃકરણ પારખતાં કેટલીવાર ? તેમણે છત્રસાલને કહ્યું:—

" તરૂણ મિત્ર ! આ ભવ્ય સભામંડપ જોતાં ત્હને અત્યંત આશ્ચર્ય થતું જણાય છે. પરંતુ એવાં ગુપ્ત સ્થળો અને ગુપ્ત માર્ગો, અમારા સ્વતંત્રતાના કાર્યમાં કેટલાં બધાં ઉપયોગી થઈ પડે છે તે સાંભળશે તો ત્હારા આશ્ચર્યનો પાર રહેશે નહિ. મહારાષ્ટ્રના સંતમંડળે અખિલ મહારાષ્ટ્રનિવાસીજનોનાં મન, ઐક્યતાના બંધનમાં બાંધ્યા છે તો પણ સ્વતંત્રતાને માટે યત્ન કરે એવા ધણાંજ થોડાં મનુષ્યો હતાં. શૂરવીર, ચતુર અને મુત્સદ્દી મરાઠાઓ પરધર્મી રાજાની સેવામાં ચકચૂર હતા તેથી ભગવાઝુંડા નીચે જે મરાઠાઓ પ્રથમ એકત્ર થયા તેમાંના ધણાખરા રાજદ્વારી વિષયોથી અજ્ઞાન હતા. રામદાસ સ્વામીએ કર્મમાર્ગનો ઉપદેશ કરવાથી એકત્ર થયેલા તરૂણ મરાઠાઓ ભગવા ઝુંડા નીચે આવી પહોંચ્યા હતા. પતાકાને બદલે તરવાર, ફરસીને બદલે દારૂગોળો, અને વિઠ્ઠલ નામોચ્ચારને બદલે હરહર મહાદેવની ગર્જના મહારાષ્ટ્રમાં સર્વત્ર ગર્જવા લાગી, પરંતુ ધણા દિવસની અનુભવી મોગલ સેના આગળ અમારૂં કંઇ ચાલશે નહિ એમ ધારી અમે પ્રપંચી યુદ્ધ નીતિનો આશ્રય લીધો. મ્હારી પાસે શૂરવીર પણ મુઠ્ઠીભર મરાઠાઓ હતા તેમ છતાં વિજાપૂરની પ્રબળ સેના ઉપર વખત બે વખત છાપો મારી અમે વિજય મેળવતા ગયા. એવા આકસ્મિક છાપા મારતી વખતે, પ્રસંગે છુપાઇ જવા માટે અને પ્રસંગે બહાર પડવા માટે, આવાં ગુપ્ત સ્થાનો અમને બહુ ઉપયોગી થઇ પડે છે. ગુપ્ત સ્થાનોની અંદરના વિભાગમાં જૂદે જૂદે સ્થળે માર્ગ કાઢેલા હોવાથી આજે એક સ્થળે અંતર્ધાન થયેલા મરાઠાઓ કોઇ પણ જાણે નહિ તેવી રીતે કાલે પાંચપચાસ ગાઉ ઉપર બહાર નીકળે છે, અને

બે ચાર છાપા મારીને, શત્રુની રેવડી દાણાદાણ કરીને, અને પુષ્કળ દારૂગોળો તથા બીજી લૂટ મેળવીને અલ્પ કાળમાં એવાજ કોઈ અન્ય ગુપ્ત સ્થળે અંતર્ધાન થઇ જતા. તેમ થવાથી અમારૂં લેશ માત્ર પણ નુકશાન નહિ થતાં શત્રુને અમે ઠેઠ પહોંચાડતા ! છત્રસાલ ! આવાં ગુપ્ત સ્થાનોની મહત્તા તને સમજાઇ કે ? રાજસ્થાનના રાજપૂતો અને બુંદેલખંડના બુંદેલાઓ મ્હોટા લઢવૈયા અને શૂરવીર છે પણ બળનો વિચાર નહિ કરતાં અને વખત કવખતનો વિચાર નહિ કરતાં, દાવપેચ નહિ ખેલતાં, તેઓ સરલ રીતે, સીધે માર્ગે શત્રુના સ્હામુ યુદ્ધ કરવા ધસી જાય છે, અને અનેક વખત પોતાની જાતે પોતાનો નાશ કરે છે. પ્રપંચી યુદ્ધનીતિ અને કપટકળાનો ઉપયોગ કર્યા સિવાય પ્રબળ શત્રુ કદી પણ તાબે થતો નથી."

છત્રસાલ એકાગ્ર ચિત્તે શિવાજી મહારાજનું ભાષણ સાંભળતા હતા. તેમનો હાથ પકડી શિવાજીએ કહ્યું: "ચાલો, આપણે પેલા આસન પર બેસીએ. આપણે બન્ને આ સ્થળે મળીશું એવું મ્હેં પહેલાંથીજ ધાર્યું હતું. લિંબાજી પાટિલના મકાન તરફ હું વિનાકારણ આવ્યો નહોતો. ત્યાં ત્હારી સાથે મુલાકાત થશે એવી મ્હારી ખાત્રી હતી."

શિવરાય સ્હામુ આશ્ચર્યથી જોતાં છત્રસાલે કહ્યું: "ગુરો ! હું આપનાં દર્શન કરવા માટેજ ખાસ અત્રે આવવાનો છું તે તમે શી રીતે કળી શકયા ? હું આ ગામમાંજ તમારો શોધ કરતો આવ્યો છું તેના તમને શી રીતે સમાચાર મળ્યા ? મ્હારી સાથે તમારી એજ સ્થળે મુલાકાત થશે તે તમે શી રીતે જાણી શકયા ?"

છત્રસાલના પ્રશ્નનો ઉત્તર નહિ દેતાં શિવાજી મહારાજે કહ્યું: "એસાજી ! જરા અહિં આવી જા."

એસાજી તુરતજ તેમની પાસે આવી ઉભો. શિવાજી મહારાજે કહ્યું: "છત્રસાલ ! આ પુરૂષને ત્હેં કોઈ સ્થળે જોયો છે કે ?"

છત્રસાલે એસાજી ઉપર દ્રષ્ટિ ફેરવી, અને એને પ્રથમ આજેજ જોયો છે એમ જણાવ્યું.

શિવાજી મહારાજે હસતાં હસતાં કહ્યું: "પોતાની રાજધાની સુધી

દિલ્હીપતિના મોર્ચા બંધાય ત્યાં સુધી રાજસ્થાનના રાજાઓને શત્રુની લશ્કરી હીલચાલની કશી ખબર પડતી નથી; પોતાનો પ્રદેશ શત્રુઓ દ્વારા ઉજ્જડ થયો છે એવું રાજમહેલમાં શત્રુઓનો પ્રવેશ થવા છતાં બુંદેલખંડના રાજાઓ સ્વપ્ને પણ જાણતા નથી, તેનું કારણ એ છે કે: શત્રુના લશ્કરની બાતમી કાઢવામાં રાજપૂતો અને બુંદેલાઓ કોઈ પણ ગુપ્ત ઉપાયો યોજતા નથી. શત્રુની છાવણીમાં ગુપ્ત માણસો મોકલી શત્રુની તમામ બાતમી મેળવી લેવાની કળા તેઓ જાણતા નહિ હોય અથવા એવી બાતમી કાઢવી એ ખરા વીર પુરૂષનું કર્તવ્ય નહિ હોવાનો તેમનો અહંકાર ભરેલો અભિપ્રાય હશે! છત્રસાલ! મ્હારાં અનેક ગુપ્ત મનુષ્યો છે તેમાં એસાજી અતિ ચતુર અને બુદ્ધિમાન પુરૂષ છે. એને દેવગઢની ગુપ્ત બાતમી મેળવવાના કામ ઉપર મ્હેં નીમ્યો હતો. દેવગઢ સર કરી વિજયી મોગલ સેના દિલ્હી તરફ રવાના થઈ ત્યાર પછી એસાજી મ્હારા તરફ પાછો આવતો હતો. તેં દેવગઢ છોડયું ત્યારથી એસાજી જૂદા જૂદા વેશ બદલીને ત્હારી સાથેનો સાથેજ હતો. પ્રથમ જોશીની પેઠે જન્મોત્રી અને હાથ પગનાં સામુદ્રિક લક્ષણ જોતો, પછી મોરપિંછની ટોપી પહેરી પોતાનું મ્હોં ઢાંકી કયા કયા વીર પુરૂષો રણમાં પડયા તેનો નામોચ્ચાર કરતો અને ત્યાર પછી નાચનારી સ્ત્રીનો વેશ પહેરીને અને છેવટે ઉચ્ચ જાતિના મરાઠા ગૃહસ્થનો વેશ પહેરીને એજ એસાજી ત્હને મ્હારી સમક્ષ લાવ્યો છે."

હવેજ છત્રસાલને જ્ઞાન થયું. દેવગઢ છોડયું ત્યારથી એસાજીની વિચિત્ર મૂર્તિ પોતાની સાથેજ હતી એવું હવે તેના સ્મરણમાં આવ્યું. જ્યાં જ્યાં મુકામ થતો ત્યાં ત્યાં પોતાની સારી પેઠે બરદાસ્ત કરવામાં આવતી હતી તેનું કારણ હવે તેનાથી સમજાયું. શિવાજી મહારાજ સ્હામુ કૃતજ્ઞતાપૂર્વ જોતાં તેણે કહ્યું: "મહારાજ! તમારા ચાતુર્યની અને મુત્સદ્દીગિરીની હદ છે! કાલે સંધ્યા સમયે જે રંગરાવ પાટિલે મ્હને લિંબાજી પાટિલના મકાનમાં લાવી મૂકયો તે આ એસાજીજ હતા એવી હવે મ્હારી ખાત્રી થઈ છે. હું ઘણી ગુપ્ત રીતે પ્રવાસ કરતો હતો તેમ છતાં છુપા જાસુસો મારફત મહારાજે મ્હારૂં હૃદય ઓળખી મ્હને તમારા ચરણ સમક્ષ બોલાવી મંગા-

ઓ છે તેથી મ્હારા ઉપર તમારો મહદ્ ઉપકારજ થયો છે."

"છત્રસાલ!" શિવરાય વૃદ્ધિ પામતા ગાંભીર્યથી બોલ્યાઃ "મ્હેં મ્હારૂં કર્તવ્ય બજાવ્યું છે. અનેક સંકટો સહન કરીને પ્રવાસનું દારૂણ દુઃખ વેઠીને, વિકટ વિંધ્યાચલ ઓળંગીને અને લાંબી નર્મદા ઉતરીને, ત્હારા જેવો તરૂણ, કેવળ પરોપકારાર્થે બુંદેલખંડ જેવા દૂરના પ્રદેશમાંથી મ્હારી પાસે આવે છે એવું જાણવા છતાં હું સ્વસ્થ બેસી રહ્યો હોત તો ઈશ્વરનો મ્હેં મ્હોટો અપરાધ કર્યો છે એમ કહેવાત. તું મ્હારી પાસે આવે છે એવા સમાચાર મળતાંજ ત્હારા પ્રવાસનો ત્રાસ ઓછો કરવાની ધારણાથી મ્હારે ત્હારા સ્હામુ આવવું જોઈતું હતું. પરંતુ તું દેવગઢથી નીકળ્યો ત્યાં સુધી ત્હારી મનોવાંચ્છના જાણવાનું મ્હને સાધન નહિ હોવાથી અને ત્યાર પછી તું અત્યંત ઉતાવળે પ્રવાસ કરતો હોવાથી ત્હારી મુલાકાત માટે મ્હારે આ સ્થાનજ નક્કી કરવું પડયું!"

એટલું કહી શિવાજી મહારાજ થોડી વાર શાંત રહ્યા. કમળનો રસાસ્વાદ લેનાર ભ્રમર, જેવી તલ્લીન વૃત્તિથી કમળ સ્હામું જુવે છે તેવી તલ્લીન વૃત્તિથી છત્રસાલ શિવાજી મહારાજના મુખ સ્હામું જોઈ રહ્યા હતા. હમણાંજ શિવાજી મહારાજના મુખકમળમાંથી ઉપદેશામૃત ઝરવા લાગશે અને તેનો આપણાથી સારી પેઠે લાભ લઈ શકાશે, એવું તે પુણ્યશ્લોક બુંદેલાના ધારવામાં હતું.

થોડી વાર સ્વસ્થ ચિત્તે વિચાર કર્યા પછી શિવાજી મહારાજે કહ્યું: "છત્રસાલ! બુંદેલખંડને મોગલોના દાસત્વમાંથી છોડવવા માટે આજપર્યંત ઘણા પ્રયત્નો થયાનું સાંભળ્યું છે. પરંતુ પ્રત્યેક વખતે પોતપોતામાં ફાટફુટ હોવાને લીધે બુંદેલાઓના સ્વાતંત્ર્ય પ્રિત્યર્થ થતા પ્રત્યનો નિષ્ફળ થયા છે એમ કહે છે, તે વાત ખરી કે? બુંદેલખંડની અંતઃસ્થિતિનું જ્ઞાન, મ્હારા કરતાં ત્હને અધિક હોવાનો સંભવ જાણીનેજ ત્હને પૂછું છું. બુંદેલખંડના રાજાઓ એકસંપ થઈને મોગલ સત્તાની ઝુંસરી દૂર ફેંકી દેતા નથી એ ખરૂં કે?"

"બુંદેલખંડના સ્વાતંત્ર્યનો પ્રયત્ન કરવા છતાં તેનું શોકજનક પરિ-

ણામ આવેલું હોવાથીજ છત્રસાલ આપની મુલાકાતે આવ્યો છે." છત્રસાલે દિલગીર થઈ પૂછ્યું: "દિલ્લીપતિની સત્તા દૂર ફેંકી દેવા માટે મ્હારા પિતાજી, મહોબાના રાજા ચંપતરાયની કેટલી બધી ખાત્રી હતી? તેમની કેટલી બધી હિંમત? કેટલું બધું ધૈર્ય? તેમનું ક્ષાત્રતેજ અદ્વિતીય હતું. પરંતુ માત્ર એક બીજામાં દ્વેષ-વૈરને લીધેજ તેમને પોતાનું રાજ્ય, પોતાનો પ્રાણ અને પ્રાણથી અધિક પોતાના પરોપકારી ઉદ્દેશ્યથી રહિત થવું પડયું! અંતકાળની શાશ્વત નિદ્રા ઘેરી લે તે પહેલાં પિતાજી જાગૃત થયા હતા. અંતકાળ સમીપ હતો તે વખતે તેમનાં નેત્રો ઉઘડી ગયાં હતાં. પોતાનું સર્વ સૈન્ય નાશ પામ્યું છે, પોતાની રાજધાની ઉપર મોગલ સત્તાની નૌબત ગડગડી રહી છે, અને પોતે ઐહિક સુખની આશા છોડી પરલોકના માર્ગ ઉપર ઉભા છે, એવે વખતે પિતાજીને અપયશ પ્રાપ્ત થવાનું કારણ સમજાયું. આપને મ્હારા ગુરૂ સ્થાપી આપનો ગુરૂમંત્ર લેવા માટે પિતાજીએજ મ્હને આજ્ઞા કરી છે. પિતાજીની અંતસમયની આજ્ઞા પાર પાડવા માટે, પિતાજીનો પરોપકારી ઉદ્દેશ્ય પરિપૂર્ણ કરવા માટે, બુંદેલખંડને મોગલોના વિકાળ જડબામાંથી બહાર કાઢવા માટે, છત્રસાલ આપના ચરણમાં આવ્યો છે. ગુરો! આપ મ્હને યોગ્ય મંત્ર આપો. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે મ્હને છેક પાસેનો માર્ગ બતાવો, અને મ્હને આશિર્વાદ આપી સ્વાતંત્ર્ય પ્રિત્યર્થ શત્રુઓ સ્હામે યુદ્ધ કરવાનું દૈવી સામર્થ્ય આપો."

"બુંદેલા તરૂણ!" શિવાજી મહારાજે સ્નેહરસથી ગદ્‌ગદ્ થયેલા કણ્ઠે કહ્યું: "ભૂતદયાનું પરોપકારી ચિત્ર દ્રષ્ટિ સમક્ષ રાખી જે મનુષ્ય પોતાના દેશનો ઉદ્ધાર કરવા અંતઃકરણપૂર્વક યત્ન કરે છે તેનો માર્ગ, બંધુપ્રેમના ઉજ્વળ તેજથી પ્રકાશિત થઈ રહે છે. નીતિ, ન્યાય અને સમાનતારૂપી દેવતાઓ મંગલ સંગિતધ્વનિ કરતા તેવા દેશોદ્ધારક વીર પુરૂષની સાથેજ પ્રયાણ કરે છે. હાથમાં-બંધુપ્રેમની દિવ્ય જ્યોતિ લઈ આત્મોન્નતિ દેવી, તેની માર્ગદર્શિકા બને છે. સહનશીલતા, મધુરતા અને સત્ય પ્રતિજ્ઞા જેવી મહાન દેવીઓ તેના ઉપર ચમ્મર ઢળે છે. તેવા વીર પુરૂષનો માર્ગ સરલ અને નિષ્કંટક કરવા માટે દક્ષતા, સ્વકાર્યતત્પરતા, અને નિરલસતા કાળજી

રાખે છે. પ્રસન્નતા અને સરલતા તેના અંતઃકરણમાં ઉત્સાહ પ્રેરે છે. સુપ્રસન્નતા, સુખાતિશયતા, નિરોગિતા અને નિર્વ્યસનતા તેની કમાણી ખેંચી લાવે છે. સ્વાતંત્ર્યદેવીનો એ બધો કુટુંબપરિવાર દેશાભિમાની વીર પુરૂષને સહાયતા કરે છે ત્યાં પછી મ્હારા જેવો પામર મનુષ્ય શું કરી શકે? છત્રસાલ! હું પણ ત્હારી પેઠે સ્વાતંત્ર્યદેવીનો એક ભક્ત છું. હું ત્હને અધિક શું કહું?"

"એવું બોલશો નહિ ગુરો!" છત્રસાલે ગંભીર વાણીમાં કહ્યું: "તમે મહાન અધિકારી છો. સમસ્ત ભરતખંડમાં સ્વાતંત્ર્યદેવીનો પરિચય પ્રથમ તમનેજ થયો છે. ધર્મના વમ્મળમાં ફરતા મહારાષ્ટ્રીય બંધુઓનાં મન પ્રથમ તમેજ સ્વદેશપ્રેમ તરફ વાળ્યાં છે. ભરતખંડમાં સ્વાતંત્ર્યનું બીજ પ્રથમ તમેજ રોપ્યું છે. ભરતખંડમાંથી ચૈતન્યહીન થતા જતા પુરૂષત્વ ઉપર પ્રથમ તમેજ અમૃતસિંચન કર્યું છે. ભારતીય ભાવિ સ્વાતંત્ર્યના તમેજ આદ્યગુરૂ છો. સ્વાતંત્ર્યદેવીના મંદિર તરફ જવા નીકળેલા મ્હારા જેવા અજ્ઞાન ભક્તો તમારા ઉપદેશ પ્રમાણે વર્તવું એજ મ્હારૂં પ્રથમ કર્તવ્ય છે."

એમ કહી છત્રસાલ શિવાજી મહારાજના વિચારમગ્ન મુખ સ્હામું જોવા લાગ્યા. ઘણો વખય સુધી એવી સ્થિતિ રહ્યા પછી શિવાજી મહારાજે કહ્યું: "છત્રસાલ! બુંદેલખંડની અને મહારાષ્ટ્રની પરિસ્થિતિ એક સરખી નથી. જે જે પ્રયત્નોથી મ્હારા મહારાષ્ટ્રીય સ્વાતંત્ર્યના કાર્યને યશ મળ્યો છે તેજ પ્રયત્નો—તેના તેજ રૂપમાં—બુંદેલખંડમાં યશસ્વી થશે એવું કહી શકાય નહિ. દેશ, કાલ અને પરિસ્થિતિનો યોગ્ય વિચાર કરીને વિવેકબુદ્ધિથી મનુષ્યે એક માર્ગ નક્કી કરી તેજ માર્ગે જવું શ્રેયસ્કર થઈ પડે છે. મહારાષ્ટ્ર ઘણા દિવસથી સ્વાતંત્ર્યરહિત હોવાથી અને સ્વરાજ્ય સુખનો આદર્શ મહારાષ્ટ્રીય પ્રજા સન્મુખ ઘણા દિવસથી નહિ હોવાથી, મહારાષ્ટ્રીય પ્રજાનાં હૃદય, સ્વરાજ્ય તરફ લઈ જવાને ઘણો વિલંબ અને પુષ્કળ પરિશ્રમ થયો છે. શ્રીમત્ રામદાસ સ્વામી અને તેમના કર્તવ્યદક્ષ શિષ્યોએ કેટલાં બધાં વર્ષ સુધી અખંડ પ્રયત્ન કરીને દૈવાધિન બનેલાં મહારાષ્ટ્રીય પ્રજાનાં નિઃસત્વ મન, ઉપદેશામૃતનાં સિંચનથી સતેજ, સબળ અને સ્વાવલંબી બનાવ્યાં.

મહારાષ્ટ્રની સ્વતંત્રતાનો પાયો ચણવા માટે ઘણો લાંબો સમય વીતી ગયો હતો, પરંતુ બુંદેલખંડની તેવી સ્થિતિ નથી. બુંદેલખંડ દિલ્લીપતિના દાસત્વમાં સપડાઈ ગયું છે તેમ છતાં તેનો ઇતિહાસ સ્વરાજ્ય, સ્વાવલંબન અને સ્વતંત્રતાના ગૌરવથી વિભૂષિત થયેલો છે. બુંદેલાઓ સ્વરાજ્યને ભૂલી ગયા હશે, સ્વતંત્રતા એ શબ્દ તેમને અપરિચિત જણાતો હશે તો પણ સ્વરાજ્યના–સ્વતંત્રતાના ફળોનો આસ્વાદ તેઓ અદ્યાપિપર્યંત વિસરી નહિ ગયા હોય. એમ હોવાથી જે ફળની પ્રાપ્તિ માટે બુંદેલાઓની આકાંક્ષા છે તે ફળો સ્વરાજ્યના કિંવા સ્વાતંત્ર્યના વૃક્ષોમાંથીજ ઉત્પન્ન થયાં છે એવી એક વખત ખાત્રી થઈ કે પછી બુંદેલખંડની સ્વતંત્રતાનો પાયો મજબૂત થયો એમ કહેવામાં અડચણ નથી. બુંદેલખંડની પ્રજાના અંતઃકરણ સજ્જ કરવાનું કામ અત્યંત સરલ અને થોડા સમયમાં થઈ શકે એવું છે. બુંદેલખંડની પ્રજા ત્યાંના માંડલિક રાજાઓ અને સરદારોના આધિનમાં હોવાથી સર્વ માંડલિક અને સરદારો એક સંપ થયા કે તુરતજ સર્વ બુંદેલાઓ એક મન–પ્રાણથી વર્ત્યા સિવાય રહેશે નહિ. છત્રસાલ ! બુંદેલખંડમાં ગયા પછી પરસ્પરનો દ્વેષ–ક્લેશ સ્વાર્થત્યાગની દ્રષ્ટિયે કાઢી નાંખજે. ગર્વિષ્ટ મનુષ્યોની પાસે નમ્રતા ધારણ કરીને, બુદ્ધિમાન વિદ્વાનોને દેશપ્રેમ–દેશભક્તિ અને સ્વાતંત્ર્ય સુખની બરાબર સમજણ પાડીને, અજ્ઞાની મનુષ્યોને ઉપદેશ કરીને, અને મૂર્ખ મનુષ્યોની હામાં હા મેળવીને સ્વતંત્રતાને માટે સર્વ બુંદેલાઓની સહાનુભૂતિ પ્રાપ્ત કરજે. વ્યક્તિ તેટલી પ્રકૃતિ હોવાથી વ્યક્તિગત કલહ, દ્વેષ અને મત્સર સંપૂર્ણ રીતે નિર્મૂળ કરવો શક્ય નથી, તથાપિ સ્વતંત્રતાના પરોપકારી કાર્યને પાર ઉતારવા માટે પરસ્પર કલહ, દ્વેષ અને મત્સરને ભૂલી જઈ સર્વ બુંદેલાઓ એકત્રિત થઇ જાય એવો યત્ન કર. પ્રાણનાથ પ્રભુ જેવા સાધુ મહાત્માની સ્વાતંત્ર્યપતાકા નીચે સર્વ બુંદેલાઓને એકત્ર કર અને ત્યાર પછી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર."

"સન્માનનીય ગુરો!" ઉપદેશામૃતની વૃષ્ટિથી પ્રફુલ્લિત થઇ છત્રસાલે કહ્યું: "જેમ રામદાસ સ્વામી મહારાષ્ટ્રની પ્રજાને સ્વતંત્રતાનો પરિચય આપે છે તેજ પ્રમાણે પ્રાણનાથ પ્રભુ સ્વતંત્રતાનો પાઠ શિખવી બુંદેલ-

ખંડમાં વિહાર કરી રહ્યા છે. બુંદેલખંડમાં પ્રાણનાથ પ્રભુનો શબ્દ રાજાથી અધિક માનવામાં આવે છે. તે ઉપરાંત દલપતરાય નામક એક તેજસ્વી રાજપુત્ર એવાજ પવિત્ર ઉદ્દેશ્યથી સમસ્ત બુંદેલખંડમાં ભ્રમણ કરી રહ્યો છે. એ ઉપરથી કલ્પના થઇ શકે છે કે: બુંદેલખંડ ઘણું ખરૂં સ્વાતંત્ર્ય માટે તૈયાર થઇ રહ્યું છે."

"બુંદેલખંડની પૂર્ણ તૈયારી થઈ ગઇ હોય," શિવાજી મહારાજે કહ્યું: "તો પછી સ્વતંત્રતાનું બાકીનું કામ પૂર્ણ કરવા માટે રાજા! ત્હારે તુરતજ બુંદેલખંડ તરફ જવું જોઇએ. ત્યાં ગયા પછી ઓ પરાક્રમી રાજા છત્રસાલ! તું ત્હારા પરાક્રમી શત્રુનો સંહાર કરી વિજય પ્રાપ્ત કર. તું ત્હારો દેશ પુનઃ પ્રાપ્ત કરી તેના ઉપર રાજ્ય કર. બાદશાહી સૈન્યને પાયમાલ કરી નાંખ. એ કપટી લોકોનો વિશ્વાસ નહિ રાખતાં તુર્ક–મોગલોનો સ્વાહાકાર કરી દે. જે જે સમયે તેઓ ત્હારા ઉપર હલ્લા કરવાનો વિચાર કરશે તે તે સમયે હું ત્હને સહાય કરી તેમનો વિચાર પૂર્ણ થવા દઇશ નહિ. તેમણે જે સમયે મ્હારી સાથે યુદ્ધ આરંભ્યું તે સમયે શ્રીભવાની માતા મ્હારી સહાયતાએ આવી પહોંચ્યાં હતાં. તેના કૃપાપ્રસાદથીજ મુસલમાનોના બળની હું જરા પણ પરવાહ કરતો નહતો. એ કપટી લોકોના અનેક શૂરવીર બહાદુર સરદારો મ્હારા ઉપર ચઢી આવ્યા, અને તેમણે મ્હારૂં ડોકું ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે સર્વ ઉપર મ્હેં મ્હારી તરવાર ચલાવી મોક્ષ ધામે પહોંચાડયા છે. માટે તને કહું છું કે તું જરા પણ ચિંતા નહિ કરતાં દેશમાં જા, સૈન્યમાં વૃદ્ધિ કર, અને મોગલોને દેમશાંથી હાંકી કાઢ! સદોદિત હાથમાં નગ્ન તરવાર રહેવા દેજે, તેથીજ યુદ્ધ પ્રસંગે પરમેશ્વર કૃપાથી ત્હારૂં સંરક્ષણ થશે. ગોબ્રાહ્મણનું પ્રતિપાલન કરવું, વેદનું રક્ષણ કરવું, અને સમરાંગણમાં શૌર્ય બતાવવું એજ ક્ષત્રિયનું મુખ્ય વ્રત છે. એ વ્રત પાલન કરતાં ત્હારૂં મૃત્યુ થશે તો તું સૂર્યમંડળને ભેદી સ્વર્ગનાં દ્વાર ઉપર વિજય પ્રાપ્ત કરશે અને ત્યાંના અપાર સુખનો તું ભોક્તા થશે; રણાંગણમાં વિજય પ્રાપ્ત કરશે તો બુંદેલખંડને સ્વરાજ મળશે અને ત્હને અમરકીર્તિ પ્રાપ્ત થશે. તેથીજ તું ત્હારા દેશમાં જા, અને મોગલો સાથે યુદ્ધ કર. યાદ રાખજે

કે દિલ્લીપતિ સાથે યુદ્ધ કરવાનું છે, તેથી કપટકળાનો ઉપયોગ કર્યા સિવાય રહેતો નહિ. પ્રમાણિક બુંદેલાઓની ચુંટણી કરી તેમને શત્રુની હિલચાલની માહિતી મેળવવા જુદા જુદા વેશ બદલાવી શત્રુના સૈન્યમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરજે. પોતાના જાતભાઇઓ પ્રત્યેનો પ્રેમામૃતથી ભરેલો ભૂતદયાનો પ્રજ્વલિત દિપક, ત્હારા અંતઃકરણમાં સદોદિત તેજપૂર્ણ રાખજે. ગુલામગિરીના વિનાશ સિવાય સ્વદેશમાં સુખની, આનંદની, સદ્‌ભાવનાની અને શાંતતાની વૃદ્ધિ થશે નહિ, એવી ખાત્રી રાખીને સ્વરાજ્ય જેવો અત્યંત પવિત્ર ઉદ્દેશ્ય સદોદિત ત્હારા હૃદયમાં જાગૃત રાખજે. તમે બુંદેલાઓ અત્યંત શૂરવીર છો, તમારા હૃદયમાં એક વખત સ્વરાજ્ય-પ્રેમનું બીજ રોપાયું કે પછી કૃતાંત કાળ જેવું પરાક્રમ ગાજવી તમે સ્વરાજ્ય સ્થાપન કર્યા સિવાય રહેશો નહિ. છત્રસાલ! આપણે સર્વે પ્રાણીમાત્ર-તે પરમેશ્વરનાંજ બાળકો છીએ ખરૂં કે? આપણે કોઇ પણ જુલ્મી કે અન્યાયી-અધર્મી-કે સ્વાર્થી કાર્ય સાધન માટે તલવાર હાથમાં લીધી નથી! સ્વાર્થનું ક્ષેત્ર વિસ્તૃત કરવા માટે, બીજાના નૈસર્ગિક હક્ક પગ નીચે કચડી નાંખવા, કિંવા અનિવાર્ય રાજ્યતૃષ્ણા અથવા અનિવાર્ય અધિકારલાલસા તૃપ્ત કરવા માટે આપણે શસ્ત્રો ઉંચક્યાં નથી. પરમેશ્વરના દરબારનું ન્યાયીપણું અને સમાનતા અન્ય માર્ગે જળવાઇ રહે એમ નહિ હોવાથી નિરૂપાયે આપણે શસ્ત્ર ઉચકવાં પડે છે. આપણે તે પરમેશ્વરના નિષ્ઠાવાન સેવક છીએ. આપણા જેવા સેવકની સેવામાં યશ આપવો એ પરમાત્માના હાથમાં છે. નિષ્કામ-નિઃસ્વાર્થ બુદ્ધિથી કર્તવ્ય કરવું એજ આપણું કામ! તેમાં યશ મળવો એ પરમાત્માની ઇચ્છા ઉપર આધાર રાખે છે. શિથિલતા નહિ કરતાં લાગ લાગટ શુદ્ધ અંતઃકરણે એકનિષ્ઠાથી આપણે પરમેશ્વરી તત્વનેઃ પ્રકાશ પાડવાનો પ્રયત્ન કરીએ તો આપણા ઉપર પરમેશ્વરની કૃપા કેમ ન થાય?"

"મહારાજ!" છત્રસાલે ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: "આપના ઉપદેશામૃતના સેવનથી મ્હારા અંતઃકરણમાં એક પ્રકારનું નવીન તેજ સંચાર કરવા લાગ્યું છે. મ્હારૂં નિરાશ થયેલું મન આશાવંત, કિંકર્તવ્ય બની ગયેલી

બુદ્ધિ તીવ્ર અને તેજહીન થયેલી આત્મનિષ્ઠા તેજસ્વી–ઉત્સાહી થઈ છે. હું મ્હારી જન્મભૂમિમાં ક્યારે પગ મૂકીશ, ગુલામગિરીના અઘોર નરકમાંથી હું મ્હારા બંધુજનોનો ક્યારે ઉદ્ધાર કરીશ, એવું મ્હને થઇ રહ્યું છે. પરંતુ તેમ કરતાં પહેલાં મ્હારે એક વખત દિલ્હી જવું જોઇએ. મહારાજ! રાજા જયસિંહનો મ્હારા ઉપર અત્યંત પ્રેમ છે. દેવગઢના ઘેરા વખતે હું દિલ્હીપતિના નિશાન નીચે યુદ્ધ કરતો હતો—"

"એ ત્હેં ઘણુંજ સારૂં કર્યું." શિવાજી મહારાજે આનંદપૂર્વક છત્રસાલ સ્હામું જોઈ કહ્યું: "દિલ્હીપતિ સાથે ત્હારે યુદ્ધ કરવાનું હોવાથી તેમના સૈન્યની અંદરની સ્થિતિનું તેં જ્ઞાન મેળવી લીધું એ ઘણું જ સારૂંજ કર્યું."

"મ્હારા પરાક્રમને લીધેજ દિલ્હીપતિને યશ પ્રાપ્ત થયો એવું રાજા જયસિંહ, સર્વ સૈનિકો અને ખુદ બહાદુરખાન કોકાનું કહેવું થાય છે. હું જો દિલ્હીપતિની મુલાકાત લઉં તો બુંદેલખંડના હિતને માટે કંઇક પ્રયત્ન કરવાની રાજા જયસિંહે મ્હને આશા આપી છે. દિલ્હી જવા તેમણે મ્હને અત્યંત આગ્રહ કર્યો છે, પરંતુ તેમ કરવામાં વ્યર્થ કાળક્ષેપ થશે એમ હું ધારૂં છું. જો આપ મ્હને રજા આપો તો હું દિલ્હી નહિ જતાં બનતી ઉતાવળે બુંદેલખંડ જઈ તેને સ્વતંત્રતા માટે યુદ્ધ કરવા તૈયાર કરૂં."

"દિલ્લી જવું એ વ્યર્થ કાળક્ષેપ કરવા જેવું ત્હારૂં કહેવું હું કબૂલ રાખું છું." શિવાજી મહારાજે કહ્યું: "પણ યુદ્ધ કરવાના છેલ્લા ઉપાયો યોજે તે પહેલાં તું દિલ્લી જઈ આવશે તો સમસ્ત બુંદેલાઓની ખાત્રી થશે કે હવે યુદ્ધ સિવાય બીજો રસ્તોજ નથી. બુંદેલખંડમાં આળસુ, કર્તવ્યહીન અને વિલાસી રાજાઓનું ભરણું વિશેષ હોવાથી શાંતતાનો સર્વ રીતે ભંગ થયા સિવાય તેઓ એકાએક યુદ્ધમાં પ્રવૃત્ત થશે નહિ. તેથીજ દિલ્લી જઇને દિલ્લીપતિ પાસેથી પ્રથમ નકારાત્મક ઉત્તર મેળવી લેવો એજ સારૂં. રાજા જયસિંહના કહેવા પ્રમાણે પ્રથમ તું દિલ્લી જા. દિલ્લીપતિ ત્હારી સાથે સરળ રીતે વાતચિત કરશે નહિ. સરલતાથી દિલ્લીપતિ ત્હારી માંગણી ન સ્વીકારે તો પછી નિરૂપાયે સર્વ રાજાઓને માટે યુદ્ધ કરવાનોજ માર્ગ રહેશે.

રાજા ! દિલ્લીનું કામ પતી રહે કે તુરત તું સ્વદેશ જજે, અને ઉપદેશથી, વિનતિથી અને કાલાવાલાથી સર્વ દેશ બાંધવોનાં અંતઃકરણ ત્હારા વશમાં લઈ દિલ્લીપતિ સાથે યુદ્ધ કરવા માટે સજ્જ થજે. ત્હારો પ્રેમળ સ્વભાવ, ત્હારો પરોપકારી ઉદ્દેશ્ય, ત્હારૂં નિઃસ્વાર્થી વર્તન અને ત્હારાં પ્રત્યેક કર્તવ્ય કર્મમાં જણાતી ભૂતદયા અવલોકન કરીને અખિલ બુંદેલા સમાજ ત્હારો શબ્દ નીચે પડવા દેશે નહિ. આ પ્રાંતમાં રહીને મ્હારૂં સ્વતંત્રતાનું કામ જોવાની ત્હેં ઇચ્છા દર્શાવી છે પરંતુ સ્વતંત્રતાનો માર્ગ, પરિસ્થિતિ પ્રમાણે ક્ષણે ક્ષણે બદલાતો હોવાથી ઉત્કટ સ્વાતંત્ર્ય પ્રેમ સિવાય બીજો માર્ગ ઉપયોગી જણાતો નથી. તેથીજ રાજા ! ત્હમારે અહિં રહેવાની જરૂર નથી. આ પ્રાંતમાં તું મ્હને સહાય કરે અને આપણે ત્હારા બન્ને મોગલ શત્રુ ઉપર હુમલો કરીશું તો પણ સર્વ યશ મ્હનેજ મળશે. એથી કંઈ બુંદેલખંડના હિતમાં ફાયદો થવાનો નથી. માટે તું ત્હારા દેશમાં જા અને યુદ્ધ કર. ત્હને અલ્પકાળમાં સેંકડો દેશબંધુઓ આવી મળશે અને વિજયદેવી ત્હને યશમાળ પહેરાવશે. તેમ થવાથી ત્હારૂં શૌર્ય અને કીર્તિ યાવચ્ચંદ્ર દિવાકરૌ પર્યંત દિગ્દિગંતમાં પ્રકાશી રહેશે. ”

ઉપરોક્ત ઉપદેશામૃતનું પાન કર્યા પછી છત્રસાલનું હૃદય વીર્યોત્સાહથી પ્રફુલ્લિત થયું. તેના નેત્રમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. તેમણે અત્યંત પ્રેમભક્તિથી શિવાજી મહારાજના ચરણમાં દણ્ડવત પ્રણામ કર્યા. તેમનો હાથ ઝાલી ઉભો કરી શિવાજી મહારાજે દ્રઢ આલિંગન દીધું. તે મંગલમય પ્રસંગ ભરતખંડના સ્વતંત્રતાના ઇતિહાસમાં અત્યંત અનુપમ, અત્યંત પ્રશંસનીય ગણાશે !

શિવાજી મહારાજની મંગલમય આશીષ લઇ, છત્રસાલે થોડા સમયમાંજ દક્ષિણ છોડયું. પરંતુ શિવાજી મહારાજે પ્રેમની નિશાની તરીકે પોતાને અર્પણ કરેલી તરવાર જ્યાં સુધી પોતાના હાથમાં છે ત્યાં સુધી શિવાજી મહારાજ ગુપ્ત રીતે પોતાની સાથેજ છે એટલો છત્રસાલને આનંદ થતો.





# પ્રકરણ ૨૪ મું.

## બાદશાહના જનાનખાનામાં!



દેવગઢના ઘનઘોર યુદ્ધમાં અંતે દિલ્હીપતિનેજ વિજયમાળ પ્રાપ્ત થઈ. સમસ્ત દક્ષિણને ગુલામગિરીની બેડી પહેરાવવાની મહત્વાકાંક્ષાનો પ્રારંભ તો દિલ્હીપતિ દ્વારા બહુ ઉત્તમ રીતે થયો છે એવો દિલ્હીના સામ્રાજ્ય ભક્તોનો અભિપ્રાય હોવાથી આજનો દિવસ દિલ્હીના પ્રજાજનોએ જાહેર તહેવાર તરીકે પાળવો, સાર્વજનિક મસ્જિદોમાં અલ્લાની પ્રાર્થના કરવી, અને નગર પ્રવેશ કરનાર રાજા જયસિંહ અને બહાદુરખાન કોકાના તાબાની વિજયી સામ્રાજ્ય–સેનાનું અત્યંત આદરપૂર્વક સ્વાગત કરવું એવો બાદશાહનો હુકમ છુટયો હતો. સાયંકાળને સમયે પ્રાર્થના કરી રહ્યા પછી અનેક તોપોના ગડગડાટમાં, અનેક દીપકોના ઉજ્વળ પ્રકાશમાં, અને નગર જનોના આનંદ ઘોષમાં વિજયી વીર પુરૂષોનું સ્વાગત થવાનું હતું. કિંમતિ વસ્ત્રાલંકારો ધારણ કરેલા ઉત્સવપ્રિય નગર જનોથી ચાંદની ચોકનો વિસ્તીર્ણ માર્ગ ખીચોખીચ ભરાઇ ગયો હતો. નિમાજ પઢયા પછી બાદશાહ આલમગિરની સ્વારી, મુખ્ય મુખ્ય વીર નરોનું સ્વાગત કરવા માટે એ સ્થળે આવવાની હતી. દશે દિશામાં બાદશાહના નામનો જય જયકાર ગાજી રહ્યો હતો.

પૃથ્વીના સર્વ વિભાગ ઉપર, મનુષ્યો ઉપર, અને ઇતર પ્રાણીઓ ઉપર, સજીવ ઉપર તેમજ નિર્જીવ ઉપર નિઃસ્વાર્થ બુદ્ધિથી સમાન ઉપકાર કરનાર સૂર્ય ભગવાન પૃથ્વીના બીજા ગોળાર્ધમાં પ્રકાશવા માટે ચાલ્યા ગયા હતા. આલમગિર બાદશાહના અંતઃકરણમાં નિવાસ કરતો પક્ષપાત, કિંવા થોડા વખત પછી નજરે પડનાર અન્યાયી વર્તન અસહ્ય થઈ પડવાની ધાસ્તીથીજ જાણે સૂર્ય નારાયણે પોતાની છાવણી ઉપાડી લીધી હતી! હાથીના

હોદ્દામાં બેસી ચાંદની ચૉકનો માર્ગ અતિક્રમણ કરનાર પોતાના બાદશાહ અત્યંત પ્રસન્ન વદનના હશે એવું સર્વ નાગરિકોને લાગતું હતું પરંતુ કોઈ ભયંકર પાતક કરવા તૈયાર થયેલા મનુષ્યનું મુખ જેમ લજ્જાથી અને આત્મનિંદાથી કાળું ઠિકરા જેવું થઇ જાય છે તેવુંજ પોતાના સાર્વભૌમ બાદશાહનું મુખ થયેલું જોઈ સર્વ પ્રજા જનોના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર નીકળવા લાગ્યા ! તોપોનો ગડગડાટ થયો. રણવાજીંત્રોમાંથી મધુર ધ્વનિ સંભળાવા લાગ્યો. સ્વાગત કરવા માટે શૃંગારેલા સ્થાન ઉપર બાદશાહની સ્વારી ઉચ્ચ આસન ઉપર બિરાજમાન થઈ. સર્વ સરદાર અને માનકરીઓ પોતાના આસન ઉપરથી ઉઠી બાદશાહનો જય જયકાર ગજાવવા લાગ્યા. વિજયી વીર નરનું મંડળ નગર પ્રવેશ કરવા લાગ્યું.

બહાદુરખાન કોકા, પોતાના કેટલાક વીર સૈનિકો સહિત મ્હોટા આડંબરથી દિલ્લીનો માર્ગ પસાર કરતો હતો. પરંતુ તેના તરફ નાગરિકોનું મન ખેંચાયું નહિ. રાજા જયસિંહ કવચિત્ વિજયનું સ્મરણ કરી મંદસ્મિત કરતા ત્યારે કવચિત્ પાસેના તરૂણ વીરો સાથે બે શબ્દ બોલતા ચાંદની ચોક તરફ આવી રહ્યા હતા. તેમ છતાં તેમના તરફ પણ નાગરિકોનું મન વળ્યું નહિ. સર્વનાં મન અને સર્વનાં નેત્રો એકજ મૂર્તિ તરફ વળ્યાં હતાં. સર્વની આંગળીઓ એકજ દિશામાં નૃત્ય કરતી હતી. સર્વના મનમાં એકજ વિષય રમી રહ્યો હતો. કોના અતુલ પરાક્રમથી દેવગઢ સર થયો એ દિલ્હીના નાગરિકોએ કાને કાને સાંભળી લીધું હતું. દેવગઢના યશનું કારણ બનેલો વીર કસાયલો, અધિક શ્રમથી શિથિલ બનેલો, વય અને અનુભવથી વૃદ્ધ બનેલો અને ક્રૂરતાની પ્રતિમાજ હશે એવું સર્વ નાગરિકોના ધારવામાં હતું, પરંતુ રાજા જયસિંહની જમણી બાજુએ પોતાનો અશ્વ ચલાવતો, પ્રસન્ન મુખનો તેજસ્વી વીર તરૂણજ, દેવગઢનો યશસ્વી યોધ્ધો છે એવી નાગરિકોમાં વાત થવા માંડી ત્યારે સર્વનું લક્ષ્ય અતિ આશ્ચર્યપૂર્વક તેના તરફ દોરાયું. બહાદુરખાન કોકાને બાદશાહે પોતાની પાસેના આસન ઉપર બેસાડયો. રાજા જયસિંહ પણ બાદશાહના આસનની પાસેજ બેઠા પણ સર્વનાં નેત્ર અદ્યાપિ પર્યંત એક બાજુએ ઉભા રહેલા તરૂણ વીર સ્હામું ખેંચાઈ રહ્યાં

હતાં. બાદશાહ હમણાંજ તેને પોતાની પાસેના આસન ઉપર બેસવાની આજ્ઞા ફરમાવશે એવી સર્વને ખાત્રી હતી. પરંતુ દેવગઢનો યશસ્વી યોદ્ધો સર્વનાં મન આકર્ષતો જે દિશામાં ઉભો હતો તે દિશા તરફ જોવાનુંજ બાદશાહે બંધ કર્યું છે. એ જોઈ સર્વને અતિ આશ્ચર્યજ થયું! બાદશાહ ભૂલી ગયા હશે, પોતાના તરફથી મોકલેલા સમાચાર તરફ આંખ મિચામણાં નહિ કરે, એમ જાણી રાજા જયસિંહ બાદશાહને સૂચના કરવા માટે ઉભા થતા હતા એટલામાં કપટી ઔરંગજેબે ગંભીર મુખે કહ્યું: "જયસિંહજી! તમે જે કહેવા ઇચ્છો છો તે મ્હારા ધ્યાનમાં આવ્યું છે. ચંપતરાયના પુત્ર છત્રસાલે દેવગઢમાં અત્યંત શૌર્ય બતાવ્યું છે, એટલુંજ નહિ પણ દેવગઢનો હલ્લો યશસ્વી થવામાં મુખ્યત્વે કરીને છત્રસાલનું શૌર્યજ કારણભૂત છે એ લક્ષ્યમાં લઈ છત્રસાલનું મ્હારે આદરાતિથ્ય કરવું જોઇએ, અને મ્હારે તેને તેની સામ્રાજ્ય સેવાને માટે યોગ્ય બદલો આપવો જોઇએ, એવું તમારૂં કહેવું છે. પરંતુ મ્હને કહેતાં અત્યંત દિલગિરી થાય છે કે: છત્રસાલને હું એકદમ તોપને મ્હોડે ઉડાવી દેતો નથી, હાથીના પગ નીચે બંધાવતો નથી, તેના કટકે કટકા કરી કૂતરાંના મ્હો આગળ નંખાવતો નથી, તેની જીવતાં ચામડી ઉતરાવી, નેત્રો ફોડાવી, મારી નાંખતો નથી, એજ હું તેના પર મ્હોટો ઉપકાર કરૂં છું. છત્રસાલે દિલ્હી દરબારનું એટલું બધું અપમાન કર્યું છે, છત્રસાલે ઇસ્લામી સત્તાને એટલું મ્હોટું કલંક લગાડયું છે, છત્રસાલે અમારા ધાર્મિક હેતુમાં એટલું બધું વિઘ્ન ઉપસ્થિત કર્યું છે કે જેથી તેના ગંભીર અપરાધોને માટે તેને દેહાંતદણ્ડની શિક્ષા આપવી એ અન્યાયજ કહેવાશે. તથાપિ એણે એક વખત દિલ્હીપતિના પ્રાણ બચાવ્યા છે તેથીજ તે આજે દિલ્હીપતિના સ્હામુ જીવતો ઉભો છે! મ્હારા દરબારમાંથી છત્રસાલને કંઈ પણ બક્ષિસ મળવાની નથી. ચંપતરાયને આપેલી અમીરી અને મનસબ, અમે તેના રાજ્યની સાથેજ જપ્ત કરી છે તે કિંવા અન્ય કોઈ પણ પ્રકારની નિમણૂક છત્રસાલને આપવાની મ્હારી ઇચ્છા નથી. એવા સામ્રાજ્ય દ્રોહી મનુષ્યો પાસે ઔરંગજેબ સેવા કરાવવા ઇચ્છતો નથી. જયસિંહજી! એ સંબંધી કંઈ પણ બોલશો નહિ.

કંઈ પણ વ્યર્થ પ્રયત્ન કરશો નહિ. બળવાખોરના પુત્રનો, રાજદ્રોહી મનુષ્યનો વ્યર્થ પક્ષ લેશો નહિ. તેને માટે વ્યર્થ સિફારસ કરશો નહિ! તમને એમાં યશ પ્રાપ્ત થશે નહિ. જયસિંહજી! તમે અને બહાદુરખાને દેવગઢમાં જે વિજયશ્રી ગજાવી છે, તમારા અતુલ બાહુબલ વડે અને મુસદ્દીપણાને લીધે જે અદ્વિતીય યશ પ્રાપ્ત કર્યો છે, તે માટે મ્હને અત્યંત આનંદ થયો છે. તમારા શૌર્યની અને તમારા ચાતુર્યની પ્રશંસા કરીએ તેટલી ઓછીજ! તમેજ સાચા સામ્રાજ્ય ભક્ત છો. તમેજ અતુલ પરાક્રમ કરી દક્ષિણની ભાવિ સ્વારીઓ માટે અમને જાગૃત કરી દીધા છે. તમારી એવી સામ્રાજ્ય સેવા માટે અત્યંત સંતુષ્ટ થઈ મ્હેં તમને કેટલીક બક્ષિસ આપવાનું નક્કી કર્યું છે. બક્ષિસની યાદી મ્હારા વજીર હમણાંજ વાંચી સંભળાવશે. ખુદા તમારૂં કલ્યાણ કરો."

એટલું કહી ઔરંગજેબે પોતાનું ભાષણ પૂરૂં કર્યું. પોતાના આસન ઉપર બેસતી વખતે ભૂલથી તેમની દ્રષ્ટિ છત્રસાલ ઉપર પડી. તેમણે છત્રસાલની ભવ્ય, ક્રોધી અને ગંભીર પણ જુસ્સો ભરેલી મુખમુદ્રા જોઈ તેમને અતિશય લજ્જા આવી ગઈ. ભયથી ચકિત થઇ ગયા, અને ક્રોધથી ઉશ્કેરાઈ ગયા તેમ છતાં પોતાના મનની અશાંતિ કોઇને જરા પણ નહિ જાણવા દેતાં પળવારમાં તેમણે પોતાની દ્રષ્ટિ આડી ફેરવી લીધી! જાણે છત્રસાલના સ્હામું જોયુંજ નથી!

બાદશાહની આજ્ઞા પ્રમાણે વજીર સાહેબ બક્ષિસની યાદી વાંચવા લાગ્યા. યાદીમાં પ્રથમજ બહાદુરખાન કોકાનું નામ હતું. તેને નવાબની મનસબ આપવાનું જાહેર કર્યું. ત્યાર પછી કેટલાક યવન યોદ્ધાનાં નામ હતાં. તેમને માટે પણ ઓછી વત્તી યોગ્યતાના પ્રમાણમાં બક્ષિસો જાહેર થઈ. ત્યાર પછી રાજા જયસિંહ અને બીજા બે ચાર રાજપૂતોને માટે શુષ્ક બક્ષિસો જાહેર કરી વજીર બહાદુર નીચે બેસી ગયા! રાજા જયસિંહજીથી એ પક્ષપાત સહન થયો નહિ. આસપાસનાં નેત્રો ના, ના, કહેતાંજ રહ્યાં અને તેઓ ઉઠીને ઉભા થયા. તેમણે ઉશ્કેરાઈ જઇને કહ્યું: "જહાંપનાહ! આપે બક્ષિસો જાહેર કરી તેમાં મ્હોટો અન્યાય થયો છે. જે વીર પુરૂષે

પોતાના પ્રાણુની પણ દરકાર રાખ્યા વિના **ન ભૂતો ન ભવિષ્યતિ** જેવું રણસંગ્રામ કર્યું અને જેના એકલાના બળ વડે દેવગઢના કિલ્લા ઉપર દિલ્લીપતિની ધ્વજા ફરકી રહી છે તેને અપમાન સહન કરતાં એક બાજુએ ઉભાં રહેવું પડે છે અને જેણે દેવગઢ ઉપર રહીને મદ્યની કેફમાં લથડવા કરતાં, અને વારાંગનાઓની સંગતિમાં હમેશાં મોજ ભોગવવા કરતાં અધિક બહાદુરી બતાવી નથી તેને નવાબીની મનસબ આપી–તેનું ગૌરવ થાય છે! શાહેનશાહ! બહાદુરખાન કોકાને જરા પૂછી જુવો. દેવગઢ ઉપર હતા તે વખતે તેમણે પોતાના નામ સિવાય કયા પ્રકારની બહાદુરી કરી બતાવી છે? બહાદુરખાનનું સૈન્ય એટલું બધું વિશાળ હતું તેમ છતાં દેવગઢ પડયું નહિ. તેને મ્હારી સહાયતાની જરૂર પડે અને મ્હારૂં સૈન્ય ત્યાં જતાંજ અલ્પ પ્રયત્ને દેવગઢ સર થયું તે ઉપરથી શું સમજાય છે? બહાદુરખાનને નવાબી આપો, અથવા એના કરતાં પણ ઉચ્ચ પ્રકારે એમનું ગૌરવ કરો, તે સામે મ્હારે વાંધોજ નથી; પરંતુ છત્રસાલે સામ્રાજ્યની ઉત્તમ પ્રકારે સેવા બજાવી છતાં તેનું આ પ્રમાણે અપમાન શા માટે કરો છો? તેમના ગુમાવેલા રાજ્યની, વૈભવની, એટલુંજ નહિ પણ બુંદેલખંડની બાદશાહ પાસે સ્વતંત્રતાની પ્રાપ્તિ કરાવી આપવાનું વચન આપીને તો મ્હેં એમને આ સ્થળે બોલાવ્યા છે. અરે! મ્હેં તેમને અત્રે આવવાનો ખાસ આગ્રહ કર્યો છે! તેને બદલે તેમનું આ પ્રમાણે અપમાન થાય એ શું ઉચિત છે કે? સાર્વભૌમ બાદશાહ! આપના વૃદ્ધ સેવક જયસિંહની નમ્ર વિનતિ છે કેઃ દેવગઢના વિજયનો સર્વ યશ એકલા છત્રસાલનેજ મળવો જોઇએ. તેથી તેને ખુશી કર્યા સિવાય અમારાથી–છત્રસાલના પરાક્રમ ઉપરથી મુછે તાલ દેનાર અમારા જેવાથી–બાદશાહની બક્ષિસનો સ્વિકાર કરી શકાશે નહિ!"

"જયસિંહજી!" બાદશાહે ક્રોધ ભરેલે સ્હેરે મ્હોટેથી કહ્યું: "તમે ઘરડા થયા તેમ તમારી ગતિ ગઈ હોય એમ લાગે છે. નહિ તો અમારે માટે તમે અપમાનના શબ્દો કદી પણ બોલો નહિ! રાજા જયસિંહ હજી પણ દૃઢ સામ્રાજ્ય ભક્ત છે એવું મ્હારૂં માનવું છે. સામ્રાજ્ય વિરૂદ્ધ તમે

એક પણ શબ્દ બોલશો તો ઇતર હિંદુઓની પેઠેજ તમને પણ કાફર ગણવામાં આવશે. ચાલો, બહાદુરખાન અને ઇતર ઇસ્લામી વીર નરો ! મોતી મસ્જિદ તરફ ચાલો. આપણે અલ્લાની પુનઃ એક વખત પ્રાર્થના કરીએ."

એટલું કહ્યા પછી બાદશાહ પોતાના આસન ઉપરથી ઉઠવા લાગ્યા, તેમ છતાં રાજા જયસિંહ છત્રસાલની ક્રોધભરિત મુખમુદ્રા સ્હામુ જોતા તેનો પક્ષ લઇ કાંઇક બોલવા તૈયાર થયા હતા. તેથી રાજા જયસિંહ નિરર્થક પોતાના ઉપર બાદશાહનો ગુસ્સો ખેંચી લે છે એવું સર્વને લાગ્યું. રાજા જયસિંહના ઓઠ છત્રસાલનો પક્ષ લેવા માટે અને બાદશાહના ઓઠ રાજા જયસિંહને શિક્ષા ફરમાવવા માટે સ્ફુરી રહ્યા હતા. એટલામાં રાજા જયસિંહ ઉપર આવી પડેલો પ્રસંગ જોઇ છત્રસાલે આગળ આવી તેમને બેસાડી દીધા અને નમ્રતાપૂર્વક કહ્યું: "કાકા સાહેબ ! વિષની પરીક્ષા વિશેષ પ્રકારે લેવામાં લાભ નથી ! કૉલસો વિશેષ ઘસવાથી ફાયદો નથી ! મ્હને હવે સ્વદેશમાં જવાની પરવાનગી આપો. મ્હારૂં મન મ્હારા દેશ બંધુઓ તરફ દોડી રહ્યું છે. તમને સંતુષ્ટ કરવા માટે, તમારી આજ્ઞા પાળવા માટે હું મ્હારી અનિચ્છાએ અત્રે આવ્યો હતો. હવે હું રજા લઉં છું." એમ કહી રાજા જયસિંહને વંદન કરી છત્રસાલ ત્યાંથી જવા તૈયાર થયા. તે સમયે બાદશાહ અને ઇતિર મનુષ્યોનાં નેત્રો પોતાના તરફ વળેલાં જોઇ છત્રસાલે શાંતપણે ઔરંગઝેબને કહ્યું:

"બાદશાહ ! તમારી પાસેથી એકાદ હક્ક મળે કિંવા એકાદ મનસબ મળે, પિતાની અમીરીની અથવા રાજ્યની તમારી પાસે ભિક્ષા માંગવા માટે આ છત્રસાલ આપના દરબારમાં આવ્યો નથી. રાજા જયસિંહ મ્હારા પિતાના મિત્ર હોવાથી તેમનો મ્હારા ઉપર અતિશય પ્રેમ છે. તેમની આજ્ઞા પાળવા માટેજ હું અહિ આવ્યો છું. દેવગઢ જીતવા માટે મ્હેં જે કાંઇ પરાક્રમ બતાવ્યું છે તે તમારા સામ્રાજ્યની સેવા કરવા માટે બતાવ્યું નથી. મોગલોએ બુંદેલા ઉપર ઠોકી બેસાડેલો સેવ્ય સેવકભાવ, બુંદેલાના પુરૂષત્વની હાનિ કરે એવો સેવ્ય સેવકભાવ નષ્ટ કરવાની પ્રતિજ્ઞા કરનાર ચંપતરાયનો આ પુત્ર છે ! કટુ કર્તવ્ય તરીકે ચલાવેલી તરવાર તમારા ધ્યાનમાં

હશે. હવે પવિત્ર કર્તવ્ય તરીકે બુંદેલાની તરવારો વિદ્યુલ્લતાની પેઠે થેઈ થેઈ-કાર કરી રહેશે ! બાદશાહ ! બુંદેલખંડમાં જન્મ લેનાર પ્રત્યેક મનુષ્ય એક એક છત્રસાલ છે એવું નક્કી સમજજો. કાકા સાહેબ ! હું રજા લઉં છું, વિંધ્યવાસિની માતાના વાર્ષિક મહોત્સવ પ્રસંગે પધારવાની કૃપા કરશો તો મ્હને અત્યંત આનંદ થશે. છત્રસાલની ચિંતા વિંધ્યવાસિની માતાને છે. તમે મ્હારે માટે કિંચિત્ પણ ચિંતા કરશો નહિ.” એટલું કહી છત્રસાલ ત્યાંથી વિદ્યુત્વેગે નીકળી ગયો. તેના પરાક્રમની વાત સાંભળી આશ્ચર્યચકિત થયેલા દિલ્લીના નગરજનો તેનું જુસ્સાદાર ભાષણ સાંભળીને અને એકાએક અદૃશ્ય થવાથી સ્તંભિતજ થઇ ગયા ! છત્રસાલ સિવાય અન્ય વિષય સંબંધી વાતચિત કરવી તેમને પસંદજ પડતું નહિ !

મોતી મસ્જિદના દીપકો, અલ્લાની પ્રાર્થના કરતા ઔરંગજેબ બાદશાહના મુખ ઉપર ધર્મ–પ્રેમની નિશાની સ્પષ્ટ કરવા લાગ્યા. બાદશાહના જનાનખાનાના દીપકો, વિલાસી યુવતીઓની વિષય વાસનાને ઉત્તેજિત કરવા લાગ્યા. તેજ દીપકો અને તેજ પ્રકાશ ! તેમ છતાં જૂદે જૂદે બે સ્થળે તેમને બે વિરૂદ્ધ કાર્ય કરવાં પડે છે ! એ જોતાં પરિસ્થિતિના ગુલામ કેવી રીતે થઇ શકાય છે તેનું જ્ઞાન થયા સિવાય રહેશે નહિ. એકજ લતાનાં કેટલાંક પુષ્પ દેવને માથે બિરાજે છે અને કેટલાંક પુષ્પ વિલાસી સ્ત્રીયોના પગ તળે કચડાઇ પણ જાય છે ! એકજ વાદળમાંથી પડતાં કેટલાક જલબિંદુમાંથી મુક્તાફળ બને છે અને કેટલાંકમાંથી સર્પનું ઝેર બને છે ! એક માતપિતાના રક્તમાંસમાંથી ઉત્પન્ન થયેલાં કેટલાક પુત્ર જગતને આદર્શ થઇ પડે એવું વર્તન રાખે છે અને કેટલાક દુરાચરણમાં આગેવાન થતા જણાય છે ! વિશ્વના ચમત્કૃતિપૂર્ણ દેખાવનું મનન કરતી આયેષા બેગમ પોતાના મહેલમાં બેઠી હતી. જનાનખાનાના ભિન્ન ભિન્ન દીપકો, વિલાસી સ્ત્રીઓને અને રંગિલી બેગમોને તેમના શૃંગાર કાર્યમાં મદદ કરતા હતા. દેવગઢના વિજયોત્સવને લીધે આજે બાદશાહ પણ આનંદમાં હતા. ભાગ્યબળે જો બાદશાહ પોતાના મહેલમાં આવે તો આપણે તેને ખુશી કરી અમુક માંગણી કરવી, એવા વિચાર કરતી પ્રત્યેક વિલાસી સ્ત્રીઓ અને પ્રત્યેક બેગમો શહેનશાહની વાટ જોતી બેઠી હતી. આપણે બાદશાહની દ્રષ્ટિમાં

ખુબસુરત કેવી રીતે જણાઇએ, કયો પોષાક, કયો અલંકાર અને કયું સંભાષણ બાદશાહનું મન હરણ કરી શકશે? સંગિતનો ઉપયોગ કરી શકાશે નહિ! વાજીંત્રોનો બાદશાહને કંટાળો આવે છે! મધને તો બાદશાહ સ્પર્શ પણ કરશે નહિ. ત્યાર પછી તેમનું મન કયા શૃંગારથી, શરીરના કયા અવયવ નચાવવાથી, અને કયા પ્રકારનો હાસ્યવિનોદ કરી પોતાનું કામ સાધી શકાશે, એવા એવા વિચારની ગડબડ, જનાનખાનામાં બાદશાહના ઉપભોગની સ્ત્રીઓના મનમાં ઉડી રહી હતી! પણ જેના મહેલમાં બાદશાહ આવવાનો વિશેષ સંભવ હતો તે આયેષા બેગમ, શૃંગારનો અને વિલાસનો મનમાં લેશ પણ વિચાર નહિ કરતાં સ્વસ્થ બેસી રહી હતી. બાદશાહનું મન પ્રથમથીજ પોતાનું કરી લીધું છે, તેમને ખુશી રાખવા માટે અતિશયોક્તિ ભરેલો શૃંગાર કરવાની શી જરૂર? શુદ્ધ પ્રેમનો પ્રવાહ તેમના અંતઃકરણ ઉપર સતત પડવા દેવાથી તેમનું અંતઃકરણ આપણા પ્રેમપ્રવાહમાં સદોદિત તરતું રહે છે, એવો વિચાર આયેષાના મનમાં રમી રહેલો હોવાથી અતિશયોક્તિ ભરેલા નાટકી શૃંગારની તેને જરૂર જણાઈ નહિ!

"એકજ માતાપિતાના રક્તમાંસથી મ્હારૂં અને મ્હારા બંધુ સભાકરણનું શરીર રચાયું છે. માતા અને પિતાના મનોવિકારના સમાન મિશ્ર પરમાણુઓ વડે મ્હારૂં અને સભાકરણનું મન બંધાયું છે. સમાન પવિત્રતાની જ્યોતિ બન્નેના શરીરમાં પ્રકાશી રહી છે, તેમ છતાં એક પ્રાણ–દીપ સ્વદેશસેવાનો કર્તવ્ય–માર્ગ પ્રકાશિત કરી રહ્યો છે. અને બીજો પ્રાણ–દીપ સ્વદેશનું સત્યાનાશ કાઢનાર ઔરંગઝેબ બાદશાહની સેવાની પ્રશંસા કરે છે એનું કારણ શું? એક મન સ્વદેશોન્નતિ તરફ દોડી રહ્યું છે અને બીજું મન સ્વદેશને દાસત્વની સાંકળો વડે જકડી લેવા તરફ ધસી રહ્યું છે એનું કારણ શું? એક શરીર સ્વદેશને માટે ઝઝૂમી રહ્યું છે અને બીજું શરીર બાદશાહની સેવામાંજ સર્વ–સુખ માની બેઠું છે એનું કારણ શું? સભાકરણ અને હું એકજ લતિકા ઉપર ઉત્પન્ન થયેલાં પુષ્પો છીએ, છતાં સભાકરણ દેવના મસ્તક ઉપર બિરાજે અને હું અહિં અસુરના પગ તળે પડી રહું છું! અરે! પણ મ્હારી કલ્પના પ્રમાણે મ્હારૂં અધઃપતન થયું છે ખરૂં કે? શહેનશાહ મ્હારા પ્રાણપ્રિય પતિ છે ને? તે મ્હારા આરાધ્ય દેવતા

છે ને? તે મ્હારા દેવાધિદેવ છે ને? તો પછી તેમની સેવામાં હું મ્હારૂં શરીર, મન અને પ્રાણ સમર્પણ કરૂં તો તેથી મ્હારૂં અધઃપતન થયું કેવી રીતે કહેવાય? સભાકરણ જેમ સ્વતંત્રતાદેવીની સેવામાં તન, મન, ધનથી મગ્ન થઇ રહ્યો છે તેજ પ્રમાણે હું પણ મ્હારા આરાધ્યદેવતાની નિસ્સીમ ભક્તિ કરૂં છું, તેમ છતાં મ્હારૂં અધઃપતન! સભાકરણ મ્હારાથી શું વધારે સેવા કરે છે?"

વિચાર નિદ્રામાં નિમગ્ન થયેલી આયેષાને બાળપણનું, સોળ વર્ષ પહેલાના સમયનું મધુર સ્વપ્ન આવવા લાગ્યું. તેની કલ્પનાએ સભાકરણનું નૈસર્ગિક ચિત્ર દોર્યું. પોતાના બાળપણના બંધુના કલ્પનામય ચિત્ર સ્હામું અત્યંત પ્રેમથી જોવા લાગી. કલ્પના વડે ચિત્રેલું તે પ્રસન્ન મુખ, તે અપ્રતિમ તેજ, તે અદ્વિતીય આવેશ, તે સમરાંગણ ઉપરની પવિત્રતા, અને એકંદરે શુદ્ધ ક્ષાત્રતેજથી તે રમણીય પ્રતિમા જોઇને આયેષાને અત્યાનંદ થયો. અતિશય અભિમાન ઉપજ્યું. પોતાનો એ શૂરવીર બંધુ બુંદેલખંડની સમરભૂમિ ઉપર અદ્યાપિપર્યંત ક્ષાત્રતેજ વડે પ્રકાશિત થઈ રહ્યો હશે, એવી તેણે કલ્પના કરી હતી. સ્વતંત્રતાના પરોપકારી કાર્ય માટે સભાકરણ હજી પ્રયત્ન કરી રહ્યો હશે, એવું તેણે ધાર્યું હતું. સોળ વર્ષ પહેલાં એટલા બધા ક્ષાત્રતેજથી તેજસ્વી થઇ રહેલો પોતાનો બંધુ, સોળ વર્ષ જેટલા લાંબો સમય, સ્વાતંત્ર્યદેવતાની ઉપાસનામાં, માતૃભૂમિની સેવામાં, અને પવિત્ર કર્તવ્યના સમાગમમાં ગાળ્યા પછી આજ કેટલો બધો તેજસ્વી, કેટલો બધો મનોહર અને કેટલો બધો પવિત્ર દેખાતો હશે, તેની કલ્પના બાંધવા માટે આયેષાએ પોતાનાં નેત્ર મીચ્યાં. થોડા સમય પછી નેત્ર ઉઘાડી પોતાના કલ્પનાત્મક સ્થાન તરફ જોવા લાગી તો ત્યાં તેણે શું દીઠું? તેણે સભાકરણનું નિસ્તેજ કાળું પડી ગયેલું ફિક્કું મુખ જોયું! સભાકરણની નિરાશ અને દુઃખી મૂર્ત્તિ જોઇ. એ જોઇ આયેષાને ઘણું આશ્ચર્ય થયું, દુઃખ ઉપજ્યું અને ભય લાગ્યો! તે વારંવાર તીક્ષ્ણ દૃષ્ટિએ તેના સ્હામું જોવા લાગી. ત્યારેજ તેની ખાત્રી થઇ કે એ કલ્પનાત્મક રમત નથી પણ સત્યજ છે. સ્વતંત્રતા જેવા પવિત્ર વ્યાપારમાં, લોકહિત જેવા પવિત્ર કર્તવ્યમાં, અને પરોપકાર

જેવા ધાર્મિક કાર્યમાં આયુષ્ય વ્યતીત કરનાર પોતાના બંધુનું મુખ પાપી મનુષ્યના જેવું નિસ્તેજ, બાયલા જેવું મ્લાન, અને અધમના જેવું નિર્માલ્ય-ફિક્કું કેમ જણાય છે તેની આયેષાને શંકા થઈ! તે અતિશય આશ્ચર્ય પામતી સભાકરણ સ્હામું જોવા લાગી.

"લલિતા!" ગંભીર શબ્દનાદ આયેષા બેગમને કાને પડ્યો. "હું તેજ સભાકરણ છું. ગાંડીની પેઠે શું જુવે છે? હું શુકલપક્ષની ચંદ્રકલા પેઠે સાગરના રાજમહેલમાં વૃદ્ધિ પામતી લલિતાની ગમ્મત કરનાર, સાગરના ઉદ્યાનમાં સ્વેચ્છાપૂર્વક વિચાર કરતી સુકુમાર લલિતાને જોઇ પુષ્પનો મધુર સ્વાદ અને રમણીય દર્શનને તુચ્છ માનનાર, લલિતાના ભગિનીપ્રેમમાં સ્વર્ગસુખનો લાભ સમજનાર, લલિતા બટવા નદીના બેટ આગળ ડૂબી મરી ગઇ છે એમ જાણી અત્યંત શોક કરનાર અને અંતે એકાએક અતિ નીચ સ્થિતિમાં લલિતાનું દર્શન કરનાર સભાકરણ છું. ત્હારો પ્રેમળ બંધુ છું. શું તું મ્હને ઓળખી શકતી નથી?"

"ઓળખી શકી." લલિતાએ ઉદ્વેગપૂર્વક કહ્યું: "સભાકરણ! તમને ઓળખી શકી છું. પરંતુ મ્હારી કલ્પનાશક્તિયે તમારૂં ચિત્ર આટલું બધું મ્લાન, નિસ્તેજ અને કાળું ચિતર્યું નહોતું. તમારી આવી અવસ્થા શાથી થઇ? તમારો ઉત્સાહ, તમારો આવેશ, અને તમારૂં ક્ષાત્ર તેજ કેમ અસ્ત પામી ગયાં! સોળ વર્ષ પૂર્વેના સભાકરણ અને આજના સભાકરણમાં આસ્માન જમીનનું અંતર કેમ પડી ગયું?"

"લલિતા! સોળ વર્ષ પૂર્વેનો સભાકરણ જૂદો અને ત્યાર પછીનો સભાકરણ જૂદો છે. લલિતા બુંદેલખંડમાંથી અદ્રષ્ય થઇ ગઇ તે સાથેજ પૂર્વેનો સભાકરણ લોપ થઈ ગયો અને આસુરી વિચારનો, અમાનુષી ઉદ્દેશ્યનો અને રાક્ષસી કૃતિનો દુષ્ટ સભાકરણ બુંદેલખંડમાં સર્વત્ર વિચરવા લાગ્યો! આ પૂર્વેનો સભાકરણ નથી. આ તો તે સભાકરણનું દુષ્ટ ભૂત છે."

"એટલે?" લલિતાએ દુઃખ પામતાં પૂછ્યું: "સ્વતંત્રતાના પવિત્ર કાર્યમાંથી સભાકરણ વિમુખ થયો છે કે? સ્વદેશભક્તિના કર્તવ્યથી સભાકરણ પરાઙ્મુખ થયો છે કે? વિંધ્યવાસિનીના પ્રેમથી, ચંપતરાયના સ્નેહથી અને

પ્રાણનાથ પ્રભુના આશિર્વાદથી સભાકરણ મુક્ત થયો છે કે ?"

"સભાકરણનું એથી પણ અધિક અધઃપતન થયું છે. તે વિંધ્યવાસિનીના પ્રેમથી મુક્ત થયો નથી પણ બંધુદ્રોહને–દેશદ્રોહને પાત્ર થયો છે. ચંપતરાયનો સ્નેહ તે વિસરી ગયો છે એટલુંજ નહિ પણ તે સ્વાતંત્ર્યરવિનો લોપ કરનાર રાહુ બન્યો છે ! રાહુએ રવિનો સંપૂર્ણ લોપ કર્યો. રાજા ચંપતરાય અને તેનો ઉદ્દેશ્ય, એ બન્નેનું ખગ્રાસ ગ્રહણ લાગ્યું. પ્રાણનાથ પ્રભુ ઉપરાંત બુંદેલખંડનું નિર્જીવ આકાશ અને ક્ષમાશીલ ભૂમિ સભાકરણને ગાળો અને શ્રાપ દે છે !"

"સ્પષ્ટ કહો ! જરા સ્પષ્ટ કહો !" લલિતાએ આશ્ચર્ય પામી કહ્યું: "રાજા ચંપતરાયનું કાંઈ મંગલ અમંગલ થયું છે કે ?"

"રાજા ચંપતરાયને મરણ પામે ઘણા દિવસ વીતી ગયા છે." સભાકરણે તીક્ષ્ણ દ્રષ્ટિયે લલિતા સ્હામું જોઇ ઉત્તર દીધો: "ચંપતરાયનો ઉદ્દેશ્ય સંપૂર્ણ રીતે નિષ્ફળ થયો છે. તેનું રાજ્ય ખાલસા થયું છે. તેનો પુત્ર નિરાધાર થયો છે! રાણી સરલાદેવી અનાથ થઈ છે."

"હાય ! હાય ! દૈવની કેવી વિચિત્ર ગતિ !" લલિતા દુઃખાશ્રુ ગાળવા લાગી.

સભાકરણે શંસયગ્રસ્ત મુખે લલિતા સ્હામું જોઈ પૂછ્યું: "લલિતા ! ચંપતરાય મરણ પામ્યો તેથી તમને આટલું બધું દુઃખ શા માટે થાય છે ? ચંપતરાય તમારો શો સગો થતો હતો ?"

"ચંપતરાય મ્હારા કોણ હતા ?" સભાકરણને આશ્ચર્યચકિત મુખે લલિતાએ કહ્યું: "ચંપતરાય મ્હારા શા સગા થતા હતા તે સભાકરણ જાણતા નથી કે ?"

"ચંપતરાય અને લલિતાનું સગપણ હું જાણતો નથી."

"સગપણ જાણતા નથી ! હું અને ચંપતરાય પ્રહરના પ્રહર સુધી બગિચામાં પુષ્પ એકઠાં કરતાં હતાં ! હું અને ચંપતરાય પ્રહરના પ્રહર સુધી સાગરની આસપાસની વનશોભા નિહાળ્યા કરતાં હતાં ! બટવા નદીના રેતાળ પ્રદેશમાં ફરવાહરવામાં અને તેના પ્રવાહમાં જલવિહાર કરવામાં અમે કેટલોયે

સમય વ્યતીત કર્યો છે! તમે અમારી સાથે હો કે ન હો તો પણ અમારા આનંદનો ઝરો જરા પણ ઓછો થતો નહિ! અમારા વર્તન ઉપરથી મ્હારે અને ચંપતરાયને કેવું સગપણ હતું તે તમારા લક્ષ્યમાં કેમ આવ્યું નહિ? ચંપતરાય અને મ્હારા વચ્ચેનું સગપણ ઓરછાની રાણી હિરાદેવી જાણે છે.''

લલિતાના શબ્દો સાંભળતાંજ સભાકરણના મન ઉપર આઘાત થયો. તેણે વ્યથિત અંતઃકરણે કહ્યું: "હિરાદેવીને લલિતા અને ચંપતરાયના સગપણની પૂર્ણ માહિતી છે?"

"હા." લલિતાએ ઉત્તર દીધો.

"હિરાદેવીના શબ્દ ઉપર સભાકરણે વિશ્વાસ રાખવો જોઇએ કે?"

"જરા પણ શંકા વગર." સરલ મનની લલિતાએ ઉત્તર દીધો.

સભાકરણે કંપિત સ્વરે કહ્યું: "ચંપતરાયે લલિતાના કૌમાર્યવ્રતનો ભંગ કર્યો હતો એવું હિરાદેવી કહે છે. લલિતા બુંદેલખંડ છોડવાનું ત્હને એજ કારણ છે કે?"

"બંધુ ભગિનીના વિમલપ્રેમનો એવો અર્થ કરનારને ધિઃક્કાર હજો! બંધુભગિનીની નિર્દોષ ક્રિડાની એવી નિંદા કરનારને અનેક ધિઃક્કાર હજો!" લલિતાએ જુસ્સામાં કહ્યું: "સભાકરણ! એવા અમંગલ શબ્દ કહેતી વખત, જગતમાં પવિત્રતાનો અંશ પણ રહ્યો નથી એવું તમને જણાય છે કે? ચંપતરાય મ્હારો બંધુ હતો. સભાકરણ ઉપર મ્હારો પ્રેમ જેવો શુદ્ધ ભાવનાત્મક છે તેવોજ પ્રેમ, મ્હારો ચંપતરાય ઉપર હતો. ચંપતરાય અને લલિતા વચ્ચે બંધુ-ભગિની જેવું સગપણ હતું."

લલિતાના શબ્દો સાંભળતાંજ જાણે પોતે એક મ્હોટા સંકટમાંથી બહાર નીકળ્યો હોય એટલો સભાકરણને આનંદ થયો. તેના મ્લાન મુખ ઉપર પ્રસન્નતાની છટા જણાવા લાગી. તેનું નિસ્તેજ મુખ બાલ સૂર્યની પેઠે અધિકાધિક તેજસ્વી થવા લાગ્યું. લલિતાના મુખ ઉપરનો વિલક્ષણ ફેરફાર અવલોકન કરીને, આશ્ચર્ય મૂઢ બનેલા તેના હાથનો સ્પર્શ કરી સભાકરણે કહ્યું:- "લલિતા! ત્હારે મ્હારી સાથે બુંદેલખંડમાં પાછું આવવું જોઈએ. હું હવે મ્હારો ભૂત કાલિન વર્તનક્રમ ત્યાગ કરી નવા આયુષ્યક્રમની શરૂવાત કરવાનો

છું ! મ્હારા નવા આયુષ્યક્રમની પ્રાણપ્રતિષ્ઠા ત્હારે હાથેજ થવાની છે. લલિતા અને ચંપતરાય, જેવાં સરલ મનનાં બંધુભગિની ઉપર વૃથા સંશય લાવી મ્હેં જે અન્યાય કર્યો છે, બુંદેલખંડના જે નુકસાન માટે હું કારણભૂત થયો છું, અને મ્હારા દેશબંધુઓને કષ્ટમાં નાખવા જેવાં જે જે કાર્યો મ્હારે હાથે બન્યાં છે, તે સર્વે પરિપૂર્ણ રીતે ભરી આપવાની મ્હારી ઇચ્છા છે. આસુરી વર્તન ત્યાગ કરી એક સાચા બુંદેલાને છાજે એવું વર્તન હવે પછી આ સભાકરણ ચલાવનાર છે, પરંતુ સભાકરણના શરીરમાંથી પ્રતિજ્ઞારૂપી ભૂત કાઢવા માટે ત્હારી જરૂર છે. સભાકરણે પ્રતિજ્ઞાનો ભંગ કર્યાની અપકીર્તિ પ્રસરે નહિ તેથીજ લલિતા ! ત્હારે બુંદેલખંડમાં આવવુંજ જોઇએ. પણ આ કોણ ? ત્હારા નિવાસ સ્થળ તરફ પેલું કોણ આવે છે ? એ તો બાદશાહ ! એ તો લલિતાને બુંદેલખંડમાંથી ન્હસાડી જનાર બાદશાહ છે ! એ તો લલિતાનું જીવન ધૂળધાણી કરનાર બાદશાહ છે ! એ તો એક કુમારિકાને કુમાર્ગે દોરી જનાર બાદશાહ છે ! એ તો સાગરના રાજવંશની.વિમલ કીર્તિમાં કાળું કલંક લગાડનાર બાદશાહ છે ! બા–દ–શા–હ !" સભાકરણે દાંત તળે હોઠ દબાવી ગુસ્સામાંજ કહ્યું: "લલિતાના ધર્મમાં, લલિતાના સુખમાં અને લલિતાના ભવિષ્યમાં ત્હેંજ ધૂળ નાંખી કે ? અધિકારના બળ વડે તે જ લલિતાને આ જનાનખાનામાં ગોંધી રાખી છે કે ? લલિતાની પવિત્રતાનું ત્હેંજ ત્હારી વિષયાશક્તિને બલિદાન દીધું છે કે ?"

"કોણ ? સભાકરણ ? તું આ જનાનખાનામાં ક્યાંથી આવ્યો ?" બાદશાહે આશ્ચર્ય પામી કહ્યું: "આટલો બધો લાંબો સમય વીત્યા છતાં લલિતા આ સ્થળે છે એ તમે શી રીતે જાણી શક્યા ? અરે ! એણે તો તરવાર હાથમાં લીધી ! શૂરવીર બુંદેલા, જરા વિચાર કર ! અધિકારના બળવડે મ્હેં લલિતાને જનાનખાનામાં ગોંધી રાખી છે એવું તમને કોણે કહ્યું ? પ્યારી આયેષા ! ત્હારા ગુસ્સાને શાંત કર ! યા અલ્લા ! આ ક્રોધે ભરાયલો બુંદેલો મ્હારો શિરચ્છેદ કર્યા સિવાય રહેશે નહિ. યા અલ્લા !"

"મરવાને તૈયાર થા." સભાકરણે તરવાર ફેરવતાં ગુસ્સામાંજ કહ્યું: "વિષયાસક્ત બાદશાહ ! મરવાને તૈયાર થા."

" કેવો અન્યાય ! કેવો અધર્મ ! " સભાકરણનો હાથ પકડી લઇ લલિતાએ કહ્યું: " આ હથિયારનો ઉપયોગ તમે કોના ઉપર કરો છો ? સભાકરણ ! તમે કોનો જીવ લેવા તૈયાર થયા છો ? "

" આ દુષ્ટનો ! આ વ્યભિચારી, પાપી ચાણ્ડાલનો ! " ક્રોધથી લાલચોળ થયેલી દ્રષ્ટિ ઔરંગઝેબ બાદશાહ ઉપર ફેરવતાં, દાંતે ઓઠ ચાવી સભાકરણે ઉત્તર દીધો.

" એમણે તમારો શો અન્યાય કર્યો છે ? "

" લલિતા ! એ પ્રશ્ન પૂછવાની ત્હને હિંમત કેમ થાય છે ? " સભાકરણે લલિતા સ્હામુ આશ્ચર્યચકિત મુખે જોઇ પૂછ્યું: " આ જનાનખાનાનું વાતાવરણ એટલું બધું અપવિત્ર છે કે ? વિલાસી મોગલોનો સંબંધ એટલો બધો ભયંકર છે કે ? અહિંના સુખનાં સાધનો એટલાં બધાં અસરકારક છે કે ? લલિતાની પવિત્રતાનો, કૌમાર્યવ્રતનો અને સત્યચરિત્રનો એક પરધર્મી મોગલે ભંગ કર્યો છે છતાં તે લલિતા ભૂલી ગઇ કે ? લલિતા ! સોળ વર્ષના વિષયાસક્ત આયુષ્યક્રમ પહેલાંની શુદ્ધ મનોવૃત્તિ અને વિમલ આચરણનું ત્હને સ્મરણ થતું નથી કે ? સાગરના તેજસ્વી આર્યકુલમાં જન્મ પામેલી તું આજે એક અનાર્યના વ્યભિચારખાનામાં પડી રહી છે, તેનો વિચાર ત્હારા મનને સ્પર્શ કરતો નથી વારૂ ? લલિતા ! આજની અમંગલ સ્થિતિમાં ત્હને જે દુરાત્માએ નાંખી દીધી છે તેને માટે તને લેશમાત્ર પણ દુઃખ થતું નથી કે ? ઘણા દિવસની સંગતિથી હાલની દુર્ગંધમય સ્થિતિ તને સુખકારક જણાતી હશે પરંતુ મ્હારી પ્રિય ભગિનીના સંસારસુખનું સત્યાનાશ કાઢનાર તરીકે, અને સાગરના રાજવંશને કાળું કલંક લગાડનાર તરીકે, આ બાદશાહને મ્હારે જગતમાંથી વિદાય કરી દેવોજ જોઇએ. ચાલ, ત્હારા અલ્લાનું નામ દે ! સભાકરણની આ તરવાર ત્હારા હૃદયનુ તળીઉં જોયા સિવાય રહેશે નહિ. "

" યા અલ્લા ! " બાદશાહે નિશ્વાસ નાંખી કહ્યું: " આટલા બધા વિશાળ સામ્રાજ્યનો હું માલિક હોવા છતાં આવે અણિને પ્રસંગે મ્હને કોઇ સહાય કરી શકતું નથી એ શું ? યા અલ્લા ! "

" સભાકરણ ! " લલિતાએ શાંત ચિત્તે કહ્યું: " શહેનશાહ મ્હારા

આરાધ્ય દેવતા છે. પારકાંની સ્ત્રી પુત્રીઓને જોર જુલમથી જનાનખાનામાં ધકેલી દેવાનો સમય હવે વીતી ગયો છે. એવી ભયંકર વિષયાસક્તિનો બાદશાહને ભારે ગુસ્સો ઉપજે છે! લલિતા પોતાની ખુશીથી દિલ્લીપતિની પત્ની થઇ છે. લલિતાનું વર્તન પહેલાંના જેવુંજ પવિત્ર છે. તમારા મનમાં જે નિંદાકારક શંકાઓ ઉત્પન્ન થઈ છે તેનું સમાધાન કરવા માટે મ્હારે ઓરછા આવવું પડશે."

"એટલે? ઓરછાની રાણી સાથે ત્હારે કંઇ સંબંધ છે કે?" સભાકરણે કિંચિત્ શાંત થઇ પ્રશ્ન પૂછ્યો.

લલિતાએ ઉત્તર દીધો: "હા, શહેનશાહનું નિરપરાધીપણું અને મ્હારી પવિત્રતા રાણી હિરાદેવીને મ્હોઢેથીજ સિદ્ધ થશે."

"બહુ સારૂં." સભાકરણે શાંત ચિત્તે કહ્યું: "બાદશાહ! હું મ્હારી પ્રિયભગિનીને બુંદેલખંડમાં લઇ જાઉં છું."

"પ્યારી આયેષા! તું પાછી ક્યારે આવશે? બદ્રુન્નિસા ગઇ તેમ તું પણ મ્હને હમેશને માટે છોડી જશે કે?" બાદશાહે દિલગીર થઇ પૂછ્યું.

આયેષા ઉત્તર દેવાની તૈયારીમાં હતી એટલામાં સભાકરણે કહ્યું: "બાદશાહ! ચિંતા કરશો નહિ. તમારી કન્યા બદ્રુન્નિસા બુંદેલખંડમાં સુખ રૂપ છે. તેણે પોતાની માતાને આપવા માટે જુવો, આ વીંટી મ્હને આપી છે." એમ કહી સભાકરણે એક વીંટી બતાવી. ઉતાવળે વીંટી હાથમાં લઇ બાદશાહ તેના તરફ એકાગ્રચિત્તે જોવા લાગ્યા. દેવગઢના વિજયની બાતમી સાંભળવાથી બાદશાહને જેટલો આનંદ નહિ થયો હોય તેથી અધિક આનંદ આ સમયે થયો. થોડીવાર પછી આયેષાબેગમ બાદશાહની આજ્ઞા લઇ પોતાના બંધુ સભાકરણ સાથે ઓરછા જવા તૈયાર થઇ.

પ્રતિજ્ઞાના બંધનમાંથી સત્વર મુક્ત થઇ દેશનું કલ્યાણ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થવાની આશાએ આનંદ પામતા સભાકરણની મુખકાંતિ અધિક ઉજ્વલ થવા લાગી.

સભાકરણ ઓરછા જવા અત્યંત આતુર થઇ રહ્યો હતો પરંતુ સાથે લલિતા હોવાથી તે પોતાની ઇચ્છાનુસાર ઉતાવળે ઓરછા આવી શક્યો નહિ.



## પ્રકરણ ૨૫ મું.

### વિમલ-વિજયાની પ્રાપ્તિ.



"લક્ષ્મણ! લંકા સોનાની હોવા છતાં મ્હને આ સ્થળે આનંદ થતો નથી. જનની અને જન્મ ભૂમિ એ સ્વર્ગ કરતાં પણ શ્રેષ્ઠ હોય છે એમાં સંશય નથી." શ્રી રામચંદ્રજીના એ અમૃતોપમ ઉદ્‌ગાર, સ્વદેશ બહાર નિવાસ કરતા પ્રત્યેક સ્વદેશભક્તના અંતઃકરણમાં કોઇ પણ રૂપે નિરંતર રમ્યા કરતા હોય છે. સ્વદેશને નિર્ધન માની, દ્રવ્ય કમાવાને પરદેશમાં ગયેલો લોભી મનુષ્ય, સ્વદેશને નિર્વીર્ય સમજી બાહુબળ ગજાવી આપવા પરદેશ ગયેલો વીર પુરૂષ, સ્વદેશને નિરસ માની સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરવા માટે પાડોશના પ્રદેશમાં પ્રવાસ કરતો રસિક પુરૂષ, પોતાની જન્મ ભૂમિ તરફ પાછો આવવા માટે કેટલો બધો આતુર હોય છે? ત્યાર પછી રત્નની ખાણો અને વીર-મણી વડે ભરપૂર થયેલા તથા સૃષ્ટિ-સુંદરીનું વિલાસગૃહ બનેલા બુંદેલખંડનો ભૂમિ ભાગ નિહાળવા માટે છત્રસાલ જેવો માતૃ ભૂમિનો અપૂર્વ ભક્ત કેટલો બધો આતુર થઇ રહ્યો હશે તેની કલ્પના માતૃભૂમિના સાચા પૂત્ર સિવાય બીજાને થાયજ નહિ. પિતૃ આજ્ઞાનો અગમ્ય કિલ્લો ભેદીને, અવતાર-કર્તવ્યનો દુર્ગમ બુરૂજ ઓળંગીને શ્રી રામ-ચંદ્રજીનો જન્મભૂમિ ઉપરનો પ્રેમ, સ્વર્ગીય સુખને ધિઃકારતો, ભરતભૂમિની દક્ષિણ દિશાથી ઉત્તર સુધી, લંકાથી અયોધ્યા પર્યંત, નિમિત્ત માત્રમાં પ્રવાસ કરી આવ્યો હતો તેજ પ્રમાણે છત્રસાલનું શરીર, દેવગઢના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવા છતાં, શિવાજી મહારાજની મુલાકાત લેવા છતાં, અને દિલ્લીના ચાંદનીચોકમાં દિલ્લીપતિ સમક્ષ માનભંગ થઇ, ઉભું રહેવા છતાં તેમનો આત્મા

બુંદેલખંડમાં સંચાર કરી રહ્યો હતો, પરંતુ જેમ શ્રી રામચંદ્રજીને સુવર્ણમયી લંકાનો તિરસ્કાર ઉપજ્યો અને વિભીષણના આદરાતિથ્યનો ત્યાગ કરી અયોધ્યા તરફ પાછા ફરવાનું તેમને સ્વર્ગથી અધિક સુખપ્રદ જણાયું તેજ પ્રમાણે છત્રસાલ, દિલ્લીના અપ્રતિમ સૌંદર્ય તરફ લક્ષ્ય નહિ આપતાં રાજા જયસિંહની રજા લઇ બનતી ઉતાવળે બુંદેલખંડમાં આવી પહોંચ્યો. તે વખતે પ્રાણનાથ પ્રભુએ પોતાના અસરકારક ઉપદેશથી સમસ્ત બુંદેલખંડમાં કેવી ઉલટપાલટ કરી દીધી હતી તે ધીમે ધીમે તેમના જાણવામાં આવ્યું.

આરસીમાં જણાતું પ્રતિબિંબ બહાર કાઢી હાથમાં લેવા માટે બાળક વૃથા પ્રયત્ન કરતું જણાય છે તેજ પ્રમાણે બટવા નદીના જળપ્રવાહમાં આસપાસનાં વૃક્ષલતાનું પ્રતિબિંબ જણાતું પકડવા માટે બાલ સૂર્યના સુવર્ણમય કિરણકર, બટવા નદીના તળિયા સુધી લંબાયા હતા. તેનો એ નિરર્થક પ્રયત્ન અવલોકન કરતા બે સુકુમાર રાજકુમાર બટવા નદીના કિનારા ઉપર ઉભા હતા. તેમના પહેરવેશ ઉપરથી, તેમની મુખચર્યા ઉપરથી, અને તેમના બોલવા ચાલવા ઉપરથી તેઓ માત્ર સૃષ્ટિ શોભાનું અવલોકન કરવા નીકળ્યા હોય એવી કલ્પના થઇ શકતી નહોતી. સૃષ્ટિ શોભા નીહાળવા મનુષ્યોએ આટલાં બધાં શસ્ત્રો વડે સજ્જ થવાનું શું કારણ ? સૃષ્ટિ શોભા નીહાળવા નીકળેલા મનુષ્યનાં મુખ આટલાં બધાં ગંભીર શા માટે ? સૃષ્ટિ શોભા અવલોકન કરનાર મનુષ્યના મુખ ઉપર આનંદ સિવાય અન્ય વિકાર કેમ જણાય ? સૃષ્ટિ શોભાનું અવલોકન કરનાર મનુષ્ય આગળ પગલાં ઉપાડતાં આટલાં બધાં અશકય કેમ ?

પરંતુ એટલામાં ક્ષણિક ગાંભીર્યનો ત્યાગ કરી એક કુમારે પોતાના મિત્રને કહ્યું: “ વિમલદેવ ! વિરોચિત્ આભૂષણોનો, વસ્ત્રોનો અને શસ્ત્રોનો સ્વીકાર કર્યા પછી હાથની કૃતિ અને મનના વિચાર એક વીર પુરૂષને છાજે એવાજ હોવા જોઇએ. નહિ તો અસંબદ્ધપણાનો દોષ આવે અને સર્વ બનાવ જણાઇ આવે ! ”

“ મ્હારે માટે તમારે જરા પણ ચિંતા કરવી નહિ. ” પોતાના મિત્રના સ્હામું જોઇ વિમલદેવે મંજુલ શબ્દે ઉત્તર દીધો: “ આવો વેશ પહેરવાનો

મ્હને નિત્યનો અભ્યાસ હોવાથી આ ઢોંગ કેવી રીતે પાર ઉતારવો તે હું સારી પેઠે સમજું છું, પણ વિજયદેવ! મ્હને માત્ર ત્હારો ભય લાગે છે. એક અઠવાડિયાથી ત્હને નિત્ય શિક્ષણ આપું છું તેમ છતાં ત્હારે હાથે કેવી મ્હોટી ભૂલો થાય છે!"

"મ્હારે હાથે એવી કઇ ભૂલ થઇ વારૂ? વિજયદેવનો નામોચ્ચાર કરતી વખતે હું ક્યારે ગભરાઇ ગઇ? દાસદાસીઓનો મુજરો લેતી વખત મ્હને ક્યારે શરમ આવી છે? મ્હારા મુખ ઉપરનો જુસ્સો ક્યારે ઓછો થયો છે? મ્હારી ચાલવાની ઢબનાં તું ઘણુંયે નામ પાડે છે પરંતુ અહિં સુધી આવતાં મ્હારી ચાલ પુરૂષના જેવી કેવી ખુબીદાર હતી? વિમલદેવ! આવો વેશ કરવામાં તું મ્હારો ગુરૂ થાય છે પરંતુ મ્હારી હમણાંની ઉન્નતિ જોતાં ત્હારે ત્હારા ગુરૂપણાનું અભિમાન છોડી દેવું પડશે."

"સમુદ્રમાં ભરતી આવે છે તે સમયે તરંગોનો જુસ્સો જેવો જોવાલાયક હોય છે તેજ પ્રમાણે ત્હારી ઉન્નતિ પણ હમણાં જોવા લાયક થતી જાય છે! આજનો પાઠ કડકડાટ ભણી જનાર શિષ્ય, સર્વ જુના પાઠ તદ્દન ભૂલી ગયો છે એ જાણીને ગુરૂજીને જેમ આનંદ થાય છે તેટલોજ આનંદ આજે મ્હને થાય છે. વિજયદેવ! છત્રસાલની પાસે જતાં પહેલાંજ ત્હારી દ્રષ્ટિ અતિ પ્રેમળ થવા લાગી છે, લજ્જાને લીધે ત્હારા ગાલ રક્ત જણાવા લાગ્યા છે, અને ત્હારા કપાળ ઉપર પ્રસ્વેદ બિંદુઓનો સુંદર મુકુટ શોભી રહ્યો છે, ત્યારે તો પછી છત્રસાલનાં પ્રત્યક્ષ દર્શન થતાં ત્હારી સ્થિતિ કેવી થશે વારૂ?"

"જેવી ત્હારી સ્થિતિ તેવીજ મ્હારી." વિજયદેવ સ્મિત કરી બોલ્યો: "બીજાના અલ્પદોષ જણાઇ આવે અને પોતાના ગહનદોષ જરા પણ લક્ષ્યમાં ન આવે એ મનુષ્ય માત્રનો ખાસ ગુણ ધર્મ છે. એ સૂત્ર પ્રમાણે વિજયદેવ, તું મ્હને દોષ દે એ યોગ્યજ છે. ત્હારાં મનોહર નેત્ર અમૃતની વૃષ્ટિ કરી રહ્યાં છે, ત્હારી ભ્રૂલતા એક તાનથી નૃત્ય કરી રહી છે, અને ત્હારૂં રમ્ય વદન ભાવિ સુખ—આશાની પ્રસન્નતા દર્શાવી રહ્યું છે, એવી સ્થિતિમાં તું છત્રસાલની પાસે જવાનો છે, એ ત્હારા લક્ષ્યમાં હોય એમ જણાતું નથી."

"વિજયદેવ ! મદનસાગર સરોવરમાં મ્હને જલ સમાધિ થતી હતી તે વખતે હું કયા વેશમાં હતો તે તું જાણેજ છે. મ્હને સ્ત્રી વેશમાં જોવા છતાં હું ખરેખર સ્ત્રી છું એવો છત્રસાલને જરા પણ સંશય આવ્યો નહતો, તો પછી હવે હું વેશ બદલીને ત્યાં જાઉં છું તેમાં તેમને સંશય કેમ ઉપજશે ? જે મનુષ્ય આજે સોળ વર્ષથી આ વેશમાં એક પુરૂષ તરીકે સર્વત્ર વિચરે છે, યુવરાજ તરીકે ગણાય છે, રાજ્યસિંહાસનનો શાસ્ત્રોક્ત વારસ મનાયો છે, પતિ તરીકે ચાર હાથ વાળો થયો છે, અને અંતે નૃપતિ તરીકે રાજ્યાભિષેકને પાત્ર થયો છે, તે મનુષ્ય પુરૂષ નથી પણ ખરી સ્ત્રી છે એવો એક પણ પ્રસંગ બન્યો નથી ! છત્રસાલના લક્ષ્યમાં મ્હારૂં ખરૂં સ્વરૂપ આવશે નહિ એવી મ્હારી ખાત્રી છે. હું અલ્પ સમયમાંજ છત્રસાલના સ્વાતંત્ર્ય-યત્નમાં સહાયક થઇ જઇશ, પરંતુ મ્હને ત્હારે માટે ઘણી શંકા રહે છે. આવા ગુલાબી ગાલ, સુકોમળ હાથ, મધુર સ્મિત અને માખણ જેવું કોમળ શરીર, સમરાંગણ ઉપર યુદ્ધ કરવા યોગ્ય નથી, અંતઃપુરમાં નિવાસ કરવા યોગ્યજ છે, એવી છત્રસાલની તુરતજ ખાત્રી થશે, અને વિજયદેવની વિજયા બની જઈ ત્હારે છત્રસાલનું અંતઃપુર પ્રકાશિત કરવું પડશે !"

"પરંતુ તેમ કરવા માટે મ્હારા વર્તમાન પતિ રાજા વિમલદેવ મ્હને રજા આપશે કે ?" વિજયદેવે હસતાં હસતાં પૂછ્યું.

"આપણા લગ્નનું પરિણામ અંતે કેટલું મધુર આવશે તેનો તર્ક આપણે લગ્નને દિવસે કરી ચૂક્યાં છીએ. જ્યાં વિજયા—ના, ના,—જ્યાં વિજયદેવ ત્યાંજ આ વિમલદેવનો નિવાસ થશે, એજ આપણો દૃઢ સંકલ્પ છે."

"ત્યારે તો લૌકિક દ્રષ્ટિયે તમારા સહધર્મચારીને ધર્મપત્ની બનાવવાનો તમારો વિચાર જણાય છે. અહો વરરાજા ! અહો પતિરાજ ! આપની આ પ્રિય પત્ની ઉપર, આ આપની વ્હાલી સ્ત્રી ઉપર એટલી કૃપા તો કરશો ને ?"

"વિજયદેવ."

"વિજયદેવ, વિજયદેવ શું કહે છે ? આવા એકાંત સ્થળમાં મ્હારા ખરા નામનો ઉચ્ચાર કરે તો અડચણ શી ? વિમલદેવ ! આપણે બન્ને હોઇએ તે વખતે તું મ્હને વિજયા કહીને બોલાવશે તો મ્હને ઘણો આનંદ થશે."

"એવો ક્ષણિક આનંદ ભોગવવા માટે છત્રસાલના સહવાસ સુખનો ત્યાગ કરવાની મ્હારી ઇચ્છા નથી. બુંદેલખંડને સ્વતંત્રતાનો લાભ થાય ત્યાં સુધી આપણે વિમલદેવ અને વિજયદેવજ રહીશું. તેમ થવાથી આપણને છત્રસાલની સાથે રહેવાનો આનંદ પ્રાપ્ત થશે. સ્વતંત્રતાનું યુદ્ધ થઈ રહ્યા પછી વિમલદેવની વિમલા બનતાં અને વિજયદેવની વિજયા બનતાં કેટલો સમય લાગશે ?"

"વિમલદેવ, ત્હારૂં કહેવું સત્ય છે. આપણે જે ઉદ્દેશ્યથી રાજમહેલનો ત્યાગ કર્યો છે તે ઉદ્દેશ્ય પરિપૂર્ણ કરવા માટે આપણે આવા ગુપ્ત વેશમાં ફરવાની જરૂર છે. આપણું ખરૂં સ્વરૂપ છત્રસાલના જાણવામાં આવે તો તેઓ આપણને સમરાંગણ ઉપર ચઢવા કેમ દે ? તે આપણને પોતાની સેવા કેમ કરવા દે ? અને તેમ થાય તો પછી છત્રસાલના સમાગમમાં આપણો સમય પણ કેમ વ્યતીત થાય ?"

"વિજયદેવ ! ભાવિ સુખ તરફ લક્ષ્ય આપીને આપણે અતિશય દક્ષતાથી વર્તવું જોઇએ. છત્રસાલ અથવા તેમના સેવકો, આપણું સત્યસ્વરૂપ કિંચિત્ અંશે પણ જાણે નહિ તે સંબંધી કાળજી રાખવી જોઇએ. તેમ ન થાય તો બધુંજ નિષ્ફળ થાય. વારૂં પણ વિજયદેવ ! આપણે છત્રસાલ પાસે જઇ તેમની સેવા કરવાની તૈયારી કરી છે પરંતુ તેમની સેવા કયે પ્રકારે કરવી ? છત્રસાલ પાસે જઇ કયું કામ માંગવું તેનો તમે કંઇ વિચાર કર્યો છે કે ?"

"યુદ્ધ થાય તે સમયે હાથમાં તરવાર લઇ પ્રસંગને છાજે એવી રીતે છત્રસાલને સહાય કરવી અને સ્વતંત્રતાને માટે ભગીરથ પ્રયત્ન કરનારા વીર પુરૂષો છાવણીમાં વિશ્રાંતિ લેતા હોય તે સમયે છત્રસાલના તંબુમાં પેસી તેમની સેવા કરવી, એમ બે કર્તવ્ય કરવાનો મ્હારો નિશ્ચય છે." વિજયદેવ નિશ્ચયદર્શક કાણ્ક સ્વરે બોલ્યો.

વિમલદેવે વિચાર મગ્ન મુખે કહ્યું: "છત્રસાલની સેવા કરવામાં આઠે પહોર ગાળવાથી મ્હને અત્યંત સુખ થશે, પરંતુ સમરાંગણ ઉપર ઉભાં રહીને તરવાર કેવી રીતે ચલાવવી ? જે તરવાર આજ સુધી હું શોભા માટેજ કમ્મરે લટકાવતો હતો તે નગ્ન કરી હાથમાં કેવી રીતે ધારણ કરવી ? આ-

પણ જેવાજ જીવતા મનુષ્ય પ્રાણી ઉપર તરવારનો ઘા કેવી રીતે કરવો? રક્તની વહેતી નદી અને માંસનો કાદવ જોઇ મન અને નેત્ર કેવી રીતે સ્થિર રહી શકે? વિજયદેવ! સમરભૂમિથી હું તદ્દન અજાણ છું. યુદ્ધકળાનું નામ નિશાન પણ હું જાણતો નથી. હાથમાં તરવાર લઇને છત્રસાલ જેવા મહાવીર પુરૂષને હું કેવી રીતે સહાયતા કરી શકું?"

"વિમલદેવ! તેની ચિંતા ત્હારે કરવી નહિ. મ્હોટા મ્હોટા પરાક્રમી વીર પુરૂષોને પણ સમરાંગણ ઉપર જવાનો પહેલો દિવસ એવોજ ભયાનક જણાય છે. મનની દ્રઢતા, અંતઃકરણની નિર્ભયતા, અને શૌર્યની અસીમતા સંપાદન કરવા માટે તેમને સમરદેવતાના કેટલાક પાઠ શિખવા પડે છે. છત્રસાલને અને તેમના પરાક્રમી સહાયક વીરોને યોગ્ય મદદ આપવા માટે ભગવતિ વિંધ્યવાસિની દેવી સમરભૂમિ ઉપર રમણ કરશે. તે દેવીજ આપણને તરવાર ધારણ કરવાની અને તેનો ઉપયોગ કરવાની સ્ફૂર્તિ આપશે. તેમની સ્ફુરણાથીજ સ્વતંત્રતાનું પુણ્ય કાર્ય પરિપૂર્ણ થશે, અને આપણા પરમપ્રિય છત્રસાલને વિમલ-વિજય પ્રાપ્ત થશે."

એમ કહી વિજયદેવ ધીમે ધીમે માર્ગ ક્રમણ કરવા લાગ્યો. ચાર ડગલાં ચાલ્યા પછી પાછું ફરીને જોયું તો વિમલદેવ હર્ષ રોમાંચિત વદને હજી નિશ્ચળ ઉભો રહી નજીકના એક વૃક્ષ નીચેથી આવતા કોઇ મનુષ્ય તરફ એકાગ્ર દ્રષ્ટિયે જોતો જણાયો. એ જોઇ તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેના આશ્ચર્યનો સ્ફોટ થાય તે પહેલાંજ તેનો ઓળખીતો પ્રેમલ શબ્દધ્વનિ તેના કાન પર પડ્યો.

"મિત્રો! ઉભા રહો! ઉભા રહો! તમારા જેવા મોજ શૉખમાં પડી રહેલા કોમલ તરૂણોને, ગુમાવેલી પરતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવા માટે સમરાંગણમાં જવાની જ્યારથી સ્ફૂર્તિ થઇ છે ત્યારથી તમારા આ દાસાનુદાસ છત્રસાલને વિમલવિજય પ્રાપ્ત થયો છે! ઉભા રહો. બુંદેલખંડની સ્વતંત્રતાના ઝુંડા નીચે હું તમારૂં અત્યંત પ્રેમથી સ્વાગત કરૂં છું!"

વિમલદેવ અને વિજયદેવ, છત્રસાલના તેજસ્વી વદન મંડળ તરફ જોતા સ્તબ્ધ થઇ ઉભા રહ્યા.

છત્રસાલ જેમ જેમ વિમલદેવ અને વિજયદેવની પાસે આવવા લાગ્યા તેમ તેમ તેમના હૃદયમાં અત્યંત આનંદાશ્ચર્યનાં તરંગો ઉછળવા લાગ્યાં. વિમલદેવ અને વિજયદેવની લાવણ્યતાથી પાછું ન હઠે એવું સૌંદર્ય, એક બીજાની વિમલતાને નીચું જોવડાવે એવી પવિત્રતા, એકનું પુષ્પ જેવું કોમળપણું અને બીજાની મનોહર કોમળતા, એકનાં વિદ્યુલ્લતાના તેજ જેવાં ચળકતાં નેત્રો અને બીજાનાં અમૃતની વૃષ્ટિ કરનારાં નેત્ર, એકના શરીરનો રમણીય બાંધો અને બીજાની નયનરંજક શરીર કાંતિ; એ સર્વેનું દર્શન કરવાથી છત્રસાલ થોડો વખત સુધી વિસ્મય થયો. મદનસાગર સરોવર ઉપર દૈવી સૌંદર્ય અને માનવી સૌંદર્યનાં દર્શન કરવાથી છત્રસાલના મનની જેવી સ્થિતિ થઇ હતી તેવીજ તેની આજે સ્થિતિ થઇ છે. વિમલદેવ અને વિજદેવ સ્હામુ પ્રેમ ભરેલી દ્રષ્ટિયે તેઓ જોવા લાગ્યા.

અંતે વિમલદેવે મન સ્થિર કરી અત્યંત નમ્રતાપૂર્વક કહ્યું: “ મહારાજ ! આપના દાસ આ વિમલનું નમન સ્વિકારો ! આપની સેવા માટે વિમલ પોતાનું શરીર અર્પણ કરવા તૈયાર છે.”

“ કોણ ? તમે વિમલદેવ ? ’

“ મહારાજ ! ” વિજયદેવે કહ્યું: “ આપના દાસ આ વિજયનું નમન સ્વિકારો ! આપની સેવા માટે વિજય પોતાનું શરીર અર્પણ કરવા તૈયાર છે.”

“ તમે વિજય કે ? ચાલો, બહુ સારૂં થયું. વિમલ-વિજયની જોડી આજે મ્હારી થઇ. આજે મ્હને વિમલ-વિજયનો લાભ થયો. રક્તપાત કરીને, પ્રાણહાની કરીને, અમાનુષી ક્રૂરતા દર્શાવીને જે વિજય પ્રાપ્ત થાય તે તેના કરતાં આજના વિમલ-વિજયનો લાભ મ્હને કેટલોબધો મંગળકારક, કેટલો પવિત્ર, અને કેટલો સુખકારક જણાય છે ! વિમલ અને નવીન બંધુ વિજય ! તમે છત્રસાલ સાથે સમરાંગણમાં ક્રૂરતાનું પ્રદર્શન કરવા આવશો કે ?

“ હા.” વિમલદેવ અને વિજયદેવે એક સરખો ઉત્તર દીધો: “ તંબુમાં વિશ્રાંતિ લેતી વખત આપની સેવા કરવી એ અમને જેટલું પ્રિય છે તેટલુંજ સમરાંગણમાં ઉતરી આપના શત્રુઓ સાથે યુદ્ધ કરવું અમને પસંદ છે.”

"સુકોમળ રાજકુમારો !" છત્રસાલ વિમલ-વિજયા તરફ જોઇ કૌતુક કરતા બોલ્યા: "તમારા પુષ્પ જેવા કોમળ શરીર તરફ દૃષ્ટિ ફેરવતાં તમે સેવા કરવા માટે જન્મ્યા નથી પણ અમારા જેવા પાસેથી સેવા સ્વીકારવા માટે જન્મ્યા છો એવું જણાય છે. છત્રસાલને પોતાના શરીરની સેવા કરાવવાની અગત્ય નથી; પરંતુ તમારા જેવા સુકોમળ પુષ્પની સેવા કરવામાંજ તે આનંદ માનશે. ચાલો, મ્હારી સાથે છાવણી તરફ ચાલો. પ્રાણનાથ પ્રભુના દિવ્ય ઉપદેશથી સમસ્ત બુંદેલખંડ કેવું ખળભળી ઉઠી જાગૃત થયું છે તે તો જુવો ! બગીચાનાં પુષ્પોમાં, આકાશનાં નક્ષત્રોમાં, અને ઘરનાં બાળકોમાં જેવું કોમળત્વ જણાતું નથી તેવું કોમળત્વ અર્થાત તમારા જેવા કોમળ સુકુમાર શરીરો, કેવળ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કઠોર-ભયાનક સમરાંગણ ઉપર યુદ્ધ કરવા તૈયાર થયાં છે, એ રણવીર શૂરા બુંદેલાઓને જાણવા દેવું જોઇએ અને તેમને નજરોનજર જોવા દેવું જોઇએ. તેમ થવાથીજ મ્હારા પ્રત્યેક નર લડવૈયાની આત્મનિષ્ઠા જાગૃત થશે અને તેમના મુખ ઉપર રણોત્સાહનું તેજ પ્રકાશી રહેશે. તમારા જેવા સૌંદર્યતાના અને પવિત્રતાના નાજુક દેવદૂત, બુંદેલખંડની સ્વતંત્રતાને માટે યુદ્ધ કરી રહ્યા છે એ જોતાંજ વિંધ્યવાસિની માતા સંતુષ્ટ થશે, આપણને વરદાન આપશે અને આપણને સ્વતંત્ર બનાવશે."

"મહારાજ ! અમે આપની પાસે આવવા માટેજ નીકળ્યા છીએ." વિમલદેવે ખુલાસો કર્યો.

"પરંતુ તમે મ્હને ક્યાં શોધવા જાત ?"

"તારાપતિનો શોધ ક્યાં કરવો એ જેમ તારાઓને કહેવું પડતું નથી, પરમેશ્વરનો શોધ ક્યાં કરવો એ જેમ ભક્ત જનોને કહેવું પડતું નથી અને કમળોનો શોધ ક્યાં કરવો એ જેમ ભ્રમરોને કહેવું પડતું નથી, તેજ પ્રમાણે બુંદેલખંડના સ્વતંત્ર્ય રવિનો શોધ ક્યાં કરવો એ અમને કહેવું પડત નહિ." વિજયદેવે ઉત્તર દીધો.

"તારાપતિનું તેજ માત્ર તારાઓનુંજ આકર્ષણ કરે છે, પરમેશ્વરનો પ્રેમ માત્ર ભક્તજનોનેજ ખેંચે છે, અને કમળની સુગંધ માત્ર ભ્રમરોનેજ પોતાના તરફ દોરી લાવે છે, પરંતુ છત્રસાલ ! તમારૂં અદ્વિતીય તેજ, તમારો અલૌકિક

પ્રેમ અને તમારો ઉત્કટ સદ્‌ગુણ–સુગંધ; એ ત્રણનું આકર્ષણ થતાં કયો તારો તમારા તરફ દોડતો આવશે નહિ ? કયો ભક્ત તમારા ચરણમાં દંડવત્ કરશે નહિ ? અને કયો ભ્રમર તમારી પાસે ગુંજારવ કરશે નહિ ? તમારી સેવા કરવાને માટે અમે જ્યારે અમારૂં સ્થાન છોડયું તે વખતે તમારૂં તેજ ગુપ્તપણે અમને માર્ગ બતાવવા લાગ્યું, તમારો પ્રેમ અદૃશ્ય અવસ્થામાં અમારી સાથે માર્ગક્રમણ કરવા લાગ્યો, અને તમારો સદ્‌ગુણ–સુગંધ અમારો પ્રવાસભય દૂર કરવા લાગ્યો ! એ પ્રમાણે અમે સજ્જ થયેલા હોવાથી તમારો શોધ કરવો અમને જરા પણ કઠિન જણાતું નહોતું.”

“ ઓરછાનો રાજમહેલ છોડયાને એક ક્ષણ પણ વીતી નહિ હોય, એટલામાં અમને તમારાં દર્શન થયાં. તે ઉપરથી અમારો માર્ગદર્શક ભોમિયો કેટલો ચતુર હશે તેની તમે કલ્પના કરી શકશો. ” વિમલદેવે કહ્યું.

“ વિમલદેવ ! તમે સ્વતંત્રતાના ઝુંડા નીચે યુદ્ધ કરવાના છો એ તમારાં માતુશ્રી, રાજમાતા હિરાદેવીને પસંદ છે કે ? ” છત્રસાલે પ્રશ્ન કર્યો.

વિમલદેવે ઉત્તર દીધોઃ “ સ્વતંત્રતાનો ખરો માર્ગ હિરાદેવીને પસંદ હોત, બુંદેલખંડનો ખરો ઉદ્દેશ ઓરછાની મુકુટ વગરની રાણીને માન્ય હોત તો આ ઓરછાના રાજાને–રાજા વિમલદેવને–ઓરછાનો રાજમહેલ અત્યંત ગુપ્ત રીતે શા માટે છોડવો પડત ? જો તે તેને પ્રિય હોત તો ઓરછાના મુખ્ય પ્રવેશદ્વાર આગળ સ્વતંત્રતાનો ઝુંડો રોપી, નોબતોના ગંભીર ધ્વનિ અને વિંધ્યવાસિનીના પ્રચંડ જયજયકાર વચ્ચે થઇને, ચતુર્ભુજનો મંગલ નામોચ્ચાર કરતો, હજારો વીર પુરૂષોને સાથે લઇ, તમારો આ દાસ વિમલદેવ કયારનોયે છત્રસાલની મદદે આવ્યો હોત પરંતુ તે એટલો ભાગ્યશાળી નહિ હોવાથી તેને લપાતાં, સંતાતાં છત્રસાલ પાસે આવવું પડયું છે. છત્રસાલ ! તમારા પિતાજીના રાષ્ટ્રોદ્ધારના પ્રયત્નમાં હિરાદેવીએ જેવો આઘાત કર્યો હતો તેવોજ પ્રખર આઘાત તમારા પ્રયત્નમાં કરવાનો પણ તેનો વિચાર છે. મહોબાનો છત્રસાલ બુંદેલખંડમાં પુનઃ આવી અત્યંત ઉત્સાહથી સૈન્ય સંગ્રહ કરે છે અને બુંદેલાઓનાં મ્હોટાં મ્હોટાં ટોળાં સ્વતંત્રતા માટે યુદ્ધ કરવાની ઇચ્છાથી છત્રસાલનો શોધ કરવા ફરતાં ફરે છે; એવું હિરાદેવીના જાણવામાં આવ્યાથી તેનું શરીર ઇર્ષાગ્નિથી બળી

રહ્યું છે. બે દિવસ પછી હિરાદેવી રાજમહેલના દિવાનખાનામાં ફિદાઇખાનના પ્રમુખપણા નીચે પોતાના પક્ષના રાજા રજવાડાઓની એક સભા ભરવાની છે. તમારો પ્રયત્ન તોડી પાડી સ્વતંત્રતાની ભાવનાનો અને તેનો પ્રસાર કરનાર વ્યક્તિનો સમૂલ ઉચ્છેદ કેવી રીતે કરવો તેનો તે સભામાં ઉહાપોહ થનાર છે–"

છત્રસાલ એક ચિત્તે વિમલદેવનું ભાષણ સાંભળતો હતો.

"પરંતુ તે સભાદ્વારા હિરાદેવીનો નીચ ઉદ્દેશ્ય પરિપૂર્ણ થાય એવું મ્હને જણાતું નથી." વિમલદેવે આગળ ચલાવ્યું: "કારણ કે પ્રાણનાથ પ્રભુ અને યુવરાજ દલપતરાયના અતિશય પરિશ્રમને લીધે પ્રત્યેક બુંદેલાને પોતાનું ઉત્તમ કર્ત્તવ્ય સમજાઇ ગયું છે. સ્વતંત્રતાનાં મધુર ફળથી પ્રાપ્ત થતો સુમિષ્ટ રસભોગ તેઓ કળી શક્યા છે, તેથીજ હિરાદેવીના પક્ષના ઘણા રાજાઓ તેનો પક્ષ છોડી છત્રસાલના પક્ષમાં ઉતરી પડ્યા છે."

"વિમલ !" છત્રસાલે કહ્યું: "ત્હારૂં કહેવું સર્વાંશે સત્ય છે. પ્રાણનાથ પ્રભુએ પોતાની દિવ્યવાણી વડે ખરેખર બુંદેલખંડમાં વિલક્ષણ ક્રાંતિ ઉત્પન્ન કરી છે. હજી મ્હેં છાવણીનું સ્થાન નક્કી કર્યું નથી, હજી મ્હેં યુદ્ધનો વિચાર જાહેર કર્યો નથી, હજુ મ્હેં સ્વતંત્રતાના વિચારો મ્હારા બંધુઓ સમક્ષ રજુ કર્યા નથી, એટલામાં તો અસંખ્ય બુંદેલા તરૂણો મ્હારો શોધ કરતા મ્હારી પૂંઠે ભમવા લાગ્યા છે. વિમલદેવ ! મ્હારે તમારાં માતુશ્રીની એક વખત મુલાકાત લેવી છે. તમારી માતુશ્રીના પક્ષના રાજા રજવાડાઓને મ્હારે એક વખત સમજાવવા છે. તેઓ સ્વતંત્રતાની વિરૂદ્ધ શા માટે પ્રયત્ન કરે છે તે સાંભળી લઈ તેમને સત્ય-માર્ગ ગ્રહણ કરવાની મ્હારે વિનતિ કરવી છે, તેથીજ ફિદાઇ-ખાનના પ્રમુખપણા નીચે જે સભા ભરાય તેમાં હાજર રહેવાનો મ્હારો વિચાર છે."

"હિરાદેવી અને તેના વિશ્વાસુ રાજાઓ તમારી વિનતિને માન આપે એવું તમને લાગે છે કે ?" વિજયદેવે પ્રશ્ન કર્યો.

છત્રસાલે કહ્યું: "રાષ્ટ્રોદ્ધારનું પવિત્ર કૃત્ય કરતી વખત માન અને અપમાનની ભાવનાઓ ભૂલી જવી પડે છે. તે રાજાઓ, રાણી હિરાદેવી અને સ્વતંત્રતાના કાર્યમાં વિઘ્ન નાંખનાર અન્ય બુંદેલાઓને મ્હારે સમજાવવા છે.

પરસ્પર દ્વેષાગ્નિથી બળતા આત્માઓ, કાલાવાલાથી—નમ્ર પ્રાર્થનાથી—શાંત થશે એવી મ્હારી દ્રઢ માન્યતા છે, તેથીજ અપમાન, દુ:ખ, ત્રાસ અને સંકટને નહિ ગણકારતાં હું મ્હારા બંદેલાઓને સ્વતંત્રતાદેવીના ખરા ભક્ત બનાવી દઇશ. વિમલદેવ! ચતુર્ભુજના દેવાલયનો ધ્વંશ કરવા માટે ફિદાઇખાને કયો દિવસ નક્કી કર્યો છે ?"

"ફિદાઇખાનનો એક પ્રયત્ન ઢસળી પડ્યો તેથી તેણે દિલ્હી દરબારમાંથી દિલ્હીપતિના સહી સિક્કા સાથેનું બીજું આજ્ઞાપત્ર મંગાવ્યું છે. એ દિવસ પછી હિરાદેવીના રાજમહેલમાં તેઓ એક સભા ભરશે. સભાનું કામ ચાલુ હશે તે વખતેજ કોઇ પણ પ્રકારનો વાદવિવાદ નહિ કરતાં ફિદાઇખાનનું ધર્મ ઘેલું સૈન્ય ચતુર્ભુજના મંદિર ઉપર ચઢાઈ લઇ જશે અને ઓરછાના પ્રજાજનો તરફથી કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નહિ આવતાં અલ્પ સમયમાં તે અત્યંત પવિત્ર સ્થાન ભોંય ભેગું કરી દેશે!" વિમલદેવે ખુલાસો કર્યો.

"વારૂ વિમલદેવ!" છત્રસાલે કહ્યું: "રણદુલ્લાખાન ધારીર શા માટે ગયો છે તે તમે જાણો છો કે?"

છત્રસાલનો પ્રશ્ન સાંભળી થોડી વાર સુધી વિચાર મગ્ન થયા પછી વિમલદેવે વિજયદેવી સ્હામું જોઇ કહ્યું: "રાજા કંચુકીરાયે પોતાની કન્યા વિજયાને રણદુલ્લાખાન સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો છે. રણદુલ્લાખાન અને વિજયાનો લગ્ન સભારંભ ધારીરના રાજમહેલમાં સત્વર થવાનો છે, તેથીજ રણદુલ્લાખાનની સ્વારી ગઇ કાલે સંધ્યા સમયે મ્હોટા ઠાઠમાઠથી ધારીર તરફ રવાના થઈ છે."

"શું? વિજયા રણદુલ્લાખાનના ગળામાં વરમાળા આરોપશે?" છત્રસાલે ઉદ્વેગપૂર્ણ જુસ્સામાં પ્રશ્ન કર્યો: "ધારીરની સુંદર રાજકુમારી મોગલની પત્નિ બનશે? છટ્ છટ્! એવો વિચાર કરવો એજ મહાન પાપ કર્મ છે. સુફલાદેવીની કન્યા મૃત્યુના ગળામાં વરમાળા આરોપશે પરંતુ તે યવનની પત્નિ કદી પણ થશે નહિ. વિજયા અહા! તે રૂપસુંદરી વિજયા! તે સદ્ગુણી વિજયા, તે બુંદેલખંડનો ઉત્કૃષ્ટ અલંકાર, તે ધારીરના રાજમહેલની શોભા, તે સુફલાદેવીનો આત્મા, તે છત્રસાલનો એક બીજો પ્રાણ, રણદુલ્લાખાન

જેવા યવન સરદાર ઉપર મોહ પામશે એ માન્યતાનો અર્થ આ લોકમાં પવિત્રતાનો સુવાસ નથી-આ લોકમાં પ્રેમ જેવી કોઇ વસ્તુજ નથી એવોજ કરવો પડશે. વિમલદેવ ! વિજયા અને રણદુલ્લાખાનનો વિવાહ નક્કી થયો એ સત્ય છે ? "

" કંચુકીરાયનો જામાત્ર થવાના ઉદ્દેશ્યથીજ રણદુલ્લાખાન કાલે અહિંથી રવાના થયો છે એ વાત તો ખરીજ." વિમલદેવે કિંચિત્ ગભરાઇને ઉત્તર દીધો. તે અસત્ય બોલી શક્યો નહિ તેમજ સર્વ સત્ય પણ કહી શક્યો નહિ. તેથી અર્ધ સત્ય અને અર્ધ અસત્ય ઉત્તર દેવાની તેને ફરજ પડી.

" રણદુલ્લાખાન તો બ્રહ્મદેવ પાસે તેમની પુત્રીની માંગણી કરે, રણદુલ્લાખાન તો ઇંદ્રનો જમાઇ થવાની મહત્વાકાંક્ષા રાખે પણ તેની તે માંગણી અને તેની તે મહત્વાકાંક્ષા પરિપૂર્ણ થાય ત્યારે કની ? રણદુલ્લાખાને કંચુકીરાયનો જામાત્ર થવાનો ઉદ્દેશ્ય તો મનમાં ધારણ કર્યો પરંતુ તે પરિપૂર્ણ થયો માની લેવું એ તો ખરેખરી મૂર્ખતાજ કહેવાય. કંચુકીરાય રણદુલ્લાખાન પાસે અભિમાન શૂન્ય થઇ વર્તતો હશે તો પણ જ્યાંસુધી ધારીરનો રાજમહાલય, સુફલાદેવીના કર્તવ્ય પ્રકાશથી પ્રકાશિત થાય છે, જ્યાંસુધી વિજયાના શરીરમાં શુદ્ધ, પવિત્ર અને તેજસ્વી આત્માનો નિવાસ છે, ત્યાં સુધી વિજયા રણદુલ્લાખાન સાથે વિવાહના મંગલકારક બંધનમાં કદી પણ બંધાશે નહિ ! વિજયા પવિત્રતાની પ્રતિમા છે, વિજયા શુદ્ધતાની સાક્ષાત્ મૂર્તિ છે, વિજયા સદ્‌ગુણની ખાણ છે. તે પોતાની ઇચ્છાથી રણદુલ્લાખાન સાથે કદી પણ લગ્ન કરશે નહિ." છત્રસાલે ખાત્રી આપી.

" મહારાજ ! " અત્યાર સુધી એકાગ્રચિત્તે છત્રસાલનું ભાષણ સાંભળતાં વિજયદેવે ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: " સદ્‌ભાગ્યે તમારા શબ્દો ધારીરની રાજકન્યા સાંભળવા શક્તિમાન થઇ હોત તો તે પોતાને કેટલી બધી ભાગ્યશાળી માનત ? ધારીરની વિજયા પોતાની પ્રશંસાને પાત્ર નહિ હોય તો પણ તે સુફલાદેવીની કન્યા છે. વીર બુંદેલાની પુત્રી છે, વીર કેસરીના પ્રેમપિંજરમાં સપડાયલી સિંહણ બચ્ચી છે એ કદી પણ ભૂલાય તેમ નથી. વીર કેસરી ઉપર લુબ્ધ થયેલી વિજયા રણદુલ્લાખાન જેવા શિયાળને કદી પણ ગણકારે તેવી નથી-

અરે ! તેને તુચ્છ ગણે એવી છે ! તે તેના સ્હામુ જુવે એવી પણ નથી !”

“તે માટે મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. વિજયાના સદ્દગુણ અને શુભેચ્છા ઉપર મ્હને કદી પણ સંશય આવે તેમ નથી.” છત્રસાલે અભિમાનપૂર્વક કહ્યું: “પરંતુ કંચુકીરાયની કાયરતાને લીધે બિચારી વિજયાને અને તેની માતા સુફલાદેવીને અત્યંત ત્રાસ ભોગવવો પડશે, તેથીજ બને તેટલી ત્વરા કરીને તેની સહાયતા માટે દોડી જવું જોઇએ. વિમલદેવ ! તમે તમારા મહેલ તરફ પાછા વળો. હિરાદેવીની સભાને દિવસે હું તમારી મુલાકાત લઇશ. ઓરછાનું તમામ લશ્કર સ્વતંત્રતાને માટે યુદ્ધ કરવા તૈયાર છે. તમારો સેનાપતિ ચાંમુડરાય મ્હારી આજ્ઞાની વાટ જુવે છે. સુબેદાર ફિદાઇખાનના સૈન્યને ક્યારે હાથ બતાવી શકાય એવું સેનાપતિના મનમાં થઇ રહ્યું છે. તમે આ પત્ર ચામુંડરાયને આપજો, એટલે તે તમારી આજ્ઞાનો સેવક બનશે. હિરાદેવી રાજમહેલમાં સભા ભરવા જાય તેજ વખતે ચતુર્ભુજના મંદિરનું સંરક્ષણ કરવા માટે તમે અને ચામુંડરાય ફિદાઇખાનના સૈન્ય ઉપર હુમલો લઇ જજો. સાગરના યુવરાજ દલપતરાય તમને મદદ કરવા માટે કેટલાક ચુંટીકાઢેલા બુંદેલા વીર સૈનિકો સહિત અણીને પ્રસંગે ઓરછા નગરીમાં પ્રવેશ કરશે. ઓરછાની પ્રજા પણ સ્વતંત્રતાને માટે શસ્ત્ર ઉંચકવા સજ્જ થઇ રહી છે. જાઓ, ચતુર્ભુજ પરમાત્મા તમને યશ આપ્યા સિવાય રહેશે નહિ.”

વિમલદેવ પોતાના રાજમહેલ તરફ પાછો જવા તૈયાર થયો, પણ વિજયદેવને ઉભો રહેલો જોઇ તેણે કહ્યું: “વિમલદેવ ! તમારી સાથે રાજમહેલમાં કાલ નિર્ગમન કરવાના દિવસો ચાલ્યા ગયા છે. હવે હું સ્વાતંત્ર્ય–રવિની સેવા કરીશ.” એમ કહી વિજયદેવે છત્રસાલને અત્યંત વિનયપૂર્વક કહ્યું: “મહારાજ ! તમારી પાસે રહી તમારી સેવા કરવાની મ્હને આજ્ઞા આપો.”

“વિજયદેવ ! મ્હને કોઇની પણ સેવાની જરૂર જણાતી નથી, પરંતુ તમે અને વિમલદેવ બન્ને મ્હારી પાસે રહો છો ત્યારે મ્હને સ્વર્ગીય સુખનો અનુભવ થાય છે. વિમલ ! તમારો આ મિત્ર તમને છોડીને બે દિવસ રહેશે તો તમને નહિ ગમે ખરૂં કે ? ઓરછાનું યુદ્ધ પત્યા પછી તમે અને વિજયદેવ એક સ્થળે નિવાસ કરી શકશો.”

" મ્હારાજ ! " વિમલદેવે કહ્યું: " તમે વિજયદેવ ઉપર જેવી કૃપા કરો તેવીજ કૃપા મ્હારા ઉપર પણ કરશો એવું મ્હને વચન આપો."

" વિમલ ! " છત્રસાલે આનંદ પામી કહ્યું: " વિજય મ્હને જેટલા પ્રિય છે તેટલાજ તમે પણ પ્રિય છો. આજનો વિમલ-વિજયનો મેળાપ મ્હને અત્યંત સુખદાયક થઇ પડશે. તમારા બન્ને ઉપર છત્રસાલનો નિઃસ્વાર્થ પ્રેમ છે એ નક્કી માનજો."

વિમલ અને વિજયનો આનંદ ગગનમાં સમાતો નહોતો ! વિજયદેવના કોમળ કર-સ્પર્શનું સુખ અનુભવતા છત્રસાલ, થોડા સમયમાં ત્યાંથી ચાલ્યા ગયા.

વિમલદેવ પુનઃ રાજમહેલમાં આવ્યો ત્યારે તેની નવીન પત્નિ એકાએક ગુમ થયેલી હોવાથી રાજમહેલમાં સર્વત્ર ગડબડ મચી રહેલી તેની દ્રષ્ટિયે પડી. તે પણ પોતાની પત્નીનો શોધ કરવા મંડી પડ્યો !

# પ્રકરણ ૨૬ મું.

## છત્રસાલનો જયજયકાર !



ચંપતરાય રણમાં પડ્યા ત્યારથી હિરાદેવી પોતાને ભાગ્યશાળી માનવા લાગી હતી—અરે ! તે પોતાના યત્નને અનેક ધન્યવાદ આપવા લાગી હતી ! ચંપતરાય પરલોકવાસી થયા, તેમનું રાજ્ય ખાલસા થયું, તેના પર દિલ્લીપતિનો ઝુંડો ફરકવા લાગ્યો, સુફલાદેવી અને છત્રસાલ ન્હાસી જઈ કોણ જાણે ક્યાંયે અજ્ઞાત વાસમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા છે. વનપશુઓ અથવા તેના કરતાં પણ ક્રૂર એવા પોતાના સેવકોને હાથે આજે નહિ તો કાલે તેમનું મરણ થશેજ—અને એટલું સાંભળ્યું—ચંપતરાયના કુળનો સમૂળ ઉચ્છેદ થયાના સમાચાર સાંભળ્યા કે પછી પોતાનું જીવન-કર્તવ્ય પરિપૂર્ણ થશે; એવી હિરાદેવીની માન્યતા હતી ! પોતે કરેલાં અઘોર પાપકર્મનું નિવારણ કરવા માટે પોતાનું છેલ્લું આયુષ્ય ક્યાં વ્યતીત કરવું અને

કેવી રીતે તેનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો. પોતાનો એક પણ ગુપ્ત સિપાહી છત્રસાલ સંબંધી કશી બાતમી આપતો નથી, અને સુફ્લાદેવી સંબંધી કંઈ પણ ખબર મળતી નથી, એ ઉપરથી નિઃસંદેહ તે માતાપુત્ર વનપશુઓનું ભક્ષ્ય થઇ પડયાં હશે; એવી કલ્પના કરતી હિરાદેવી આનંદસાગરમાં આનંદ રસનો ઉપભોગ કરતી હતી, એટલામાં સાગરનો રાજા સભાકરણ યુદ્ધક્ષેત્રમાંથી પાછો આવ્યો! સભાકરણની ક્ષણિક મુલાકાત હિરાદેવી કેટલાએ દિવસ સુધી ભૂલી ગઈ નહોતી. વિમલદેવના રાજ્યારોહણ પ્રસંગે અને વિવાહની ધામધૂમમાં સભાકરણને તે વિસરી ગઈ હતી. એટલામાં છત્રસાલ દેવગઢના યુદ્ધમાં દિલ્લીપતિનો પક્ષ લઇને લઢતો હતો તેમાં તેના અતુલ પરાક્રમથી વિજય પ્રાપ્ત થવાના સમાચાર સાંભળ્યા. તે ઉપરથી તેને ભાવિ જણાવા લાગ્યું. પરંતુ બુંદેલખંડનું વાતાવરણ એટલું બધું બદલાયું હશે તેની તેને કલ્પના પણ નહોતી. સાગરનો રાજા સભાકરણ પોતાનો પક્ષ લઇને યુદ્ધ કરવા તૈયાર નહિ હોય તો પણ એકલા છત્રસાલની નસ દબાવી દેવાનું કાર્ય પોતાના સામર્થ્યની બહાર નથી એવો તેને દ્રઢ વિશ્વાસ હતો. પ્રાણનાથ પ્રભુનો પ્રયત્ન કેવી રીતે યશસ્વી થયો, સ્વાતંત્ર્ય પ્રેમી બુંદેલાઓના મન ઉપરથી આળસનો અને અણસમજનો પડદો પ્રાણનાથ પ્રભુના ઉપદેશવડે કેવી રીતે દૂર થયો, બુંદેલખંડને ગુલામગિરીમાંથી મુક્ત કરવું એજ પોતાનું શ્રેષ્ઠ કર્તવ્ય છે એવું પ્રત્યેક બુંદેલાના જાણવામાં શી રીતે આવ્યું, પોતાની પ્રજા, પોતાના સૈનિક, અરે! ખુદ પોતાના નોકર ચાકર, સ્વતંત્રતાને માટે શસ્ત્ર ઉંચકવા કેવી રીતે તૈયાર થયા તેની હિરાદેવીને કલ્પના સુદ્ધાં નહોતી! પોતાના પક્ષના રાજાઓ પોતાને પહેલાંની પેઠેજ માન આપશે, બુંદેલખંડના વીર પુરૂષોને યોગ્ય પગાર આપતાં તેઓ પોતાની આજ્ઞાનું પાલન કરશે, એવી હિરાદેવીને ખાત્રી હતી, તેથી છત્રસાલ સૈન્ય સંગ્રહ કરે છે એવું સાંભળતાંજ તેણે પોતાના પક્ષના સર્વ રાજાઓને નિમંત્રણ પત્રો મોકલ્યા. સુબેદાર ફિદાઇખાનને પ્રમુખસ્થાન સ્વીકારવાની વિનતિ કરી. દરબાર ભરવાનો દિવસ નક્કી થયો. રાજમહેલના વિશાળ દિવાનખાના સ્હામુ ઓરછાની પ્રજાનાં નેત્રો ખેંચાવા લાગ્યાં!

આજે હિરાદેવીનો પહેરવેશ સ્ત્રીના જેવો હતો કે પુરૂષના જેવો તે નક્કી

કરવું મુશ્કિલ થઈ પડયું હતું ! તેના મસ્તક ઉપર પહાડસિંહનો રાજમુકુટ શોભતો હતો અને તે તેના શરીર ઉપરના નર–તેજમાં વૃદ્ધિ કરતો હતો. તેના ખભા ઉપર કિમતિ જરકસી દુપટ્ટો જણાતો હતો. શરીર ઉપર હિરામુક્તા જડિત જરકસીનો કિમતિ ઝભ્ભો ધારણ કર્યો હતો. હાથમાં ઉઘાડી તરવાર ચળકી રહી હતી. હિરાદેવી ક્યારે મહેલના દિવાનખાનામાં જાય તેની વિમલદેવ એકી ટસે વાટ જોઇ રહ્યો હતો, એટલામાં ઝભ્ભો અને રાજમુકુટથી સજાયલી, ઉગ્ર મુખચર્યાવાળી હિરાદેવી હાથમાં ખુલ્લી તરવાર લઈ રાજમહેલમાંથી બહાર નિકળતી વિમલદેવની દૃષ્ટિયે પડી. એ જોતાંજ અત્યાનંદ પામી વિમલદેવ પોતાના માનીતા અશ્વ ઉપર સ્વાર થઇ અત્યંત વેગપૂર્વક સેનાપતિ ચામુંડરાય તરફ ચાલ્યો ગયો.

હિરાદેવી મહેલના દિવાનખાનામાં ગઇ. તે સમયે સુબેદાર ફિદાઇખાન અત્યંત ભપકાભેર પ્રમુખસ્થાને બેઠો હતો. બુંદેલખંડના કેટલાક રાજા અને સરદારો સભા મંડપમાં અત્યંત શાંત થઈ બેઠા હતા. તે પુરૂષની પેઠે પગ ઉપાડતી મુખ્ય સિંહાસન તરફ ગઇ અને ફિદાઇખાનની પાસે એક આસન પર બેઠી. તેનો પહેરવેશ અને હાવભાવ જોઈ એકત્ર થયેલા રાજા અને સરદારો આશ્ચર્યચકિત થયા. તેમના આશ્ચર્યની ભરતી ઓસરે તે પહેલાંજ હિરાદેવી ગર્જના કરતી બોલવા લાગી.

તેણે કહ્યું: “ પરમકૃપાળુ સત્તાધીશ દિલ્લીપતિએ બુંદેલખંડમાંથી સામ્રાજ્યદ્રોહનાં મૂળ ખોદી કાઢી અત્યંત ઉદાર હૃદયે શાંતિનું બીજ રોપ્યું એ તેમનો આપણા ઉપર મહદ્ ઉપકાર થયો છે. પોતાની સામ્રાજ્ય સત્તાની વિસ્તીર્ણ છાયા નીચે જે પ્રદેશ શાંતિપર્વક પોતાના દિવસો નિર્ગમન કરે છે તે દેશના હિતને માટે સુબેદાર ફિદાઇખાન જેવા નર રત્નની નિમણુંક કરી પોતાના સામ્રાજ્યનિષ્ઠ પ્રજાજનોનાં કલ્યાણની વૃદ્ધિ કરવા માટે દિલ્લીપતિ અંતઃકરણપૂર્વક સતત્ યત્ન કરી રહ્યા છે. ”

“ રાણી હિરાદેવી ! ” સ્તબ્ધતાનો ભંગ કરી એક તરૂણ સરદારે વચમાંજ કહ્યું: “ આ સ્થળે એકત્ર થયેલા માનવંત રાજાઓને અને સરદારોને નેત્ર નથી, કાન નથી અને સત્ય અસત્ય કિંવા કલ્યાણ અકલ્યાણ સમજવાની

બુદ્ધિ નથી એવું તમે ધારો છો કે ? ફિદાઇખાને–તમારા દિલ્લીપતિના સુબેદારે–અમારા બુંદેલાઓનું કયા પ્રકારે કલ્યાણ કર્યું છે ? મહોબાના ચંપતરાયનું અવસાન થયા પછી–આ પ્રદેશમાં દિલ્લીપતિની સત્તા દ્રઢ થયા પછી–જજીયારા જેવા અન્યાયી અને સ્વાર્થી કર બુંદેલાઓને માથે ટોકી બેસાડવામાં આવ્યા છે. પ્રાણથી પણ અધિક પ્રિય એવાં અમારાં દેવસ્થાનોનો ઉચ્છેદ કરવાનો સપાટો શરૂ કર્યો છે. તેઓ ક્ષણે ક્ષણે અમારી અને અમારા ધર્મની મશ્કરીઓ કરી રહ્યા છે. જે યત્ને બને તે યત્ને પણ અમને તેઓ ધર્મભ્રષ્ટ–કર્મભ્રષ્ટ કરવાના યત્નો લાવી રહ્યા છે. અમારી ધર્મ નીતિનું સંરક્ષણ કરવાના કામમાં રાજકોષમાંથી એક પાઇ પણ આપવામાં આવતી નથી, અને એમના ઇસ્લામી ધર્મનો પ્રસાર કરવાના કામમાં લાખો રૂપિયા ખર્ચ કરી રહ્યા છે. અમારા ધર્મનો નાશ કરવા અને હિંદુ માત્રને ઇસ્લામ ધર્મમાં વટલાવવા માટે તેઓ એકે પગે થઇ રહ્યા છે. ધર્મ અને ન્યાયના કાર્યમાં હિંદુ-મોગલો વચ્ચે મ્હોટો પક્ષપાત થતો જોવામાં આવે છે. રાજાની જાતિ અને પ્રજાની જાતિ માટે જૂદા જૂદા પ્રકારના કાયદાઓ પ્રચલિત છે ! ધર્મ અને ન્યાયનાં બંધનો રાજા અને તેની જાતિ માટે નથી પણ માત્ર હિંદુ જાતિ માટેજ છે ! પ્રજા પાસેથી ભારે કર વસુલ કરવા છતાં તેમના કલ્યાણનાં પ્રબળ સાધનો માટે એક પાઇ પણ તેઓ વાપરતાજ નથી ! અર્થાત્ બીજા શબ્દોમાં કહીએ તો દિલ્લીપતિ પ્રજાજનોને લૂંટી, ચૂસી, ખાલી ખોખું બનાવવા ધારે છે ! જેમ ઉંદર ફુંક મારી મનુષ્યને કરડે છે તેમ બાદશાહ અને તેમના અમલદારો પ્રજાજનોનું રક્તપાન કરી રહ્યા છે ! હિરાદેવી ! તમે આર્ય નારી છો. તમે રાણી છો. તેમ છતાં તમે અમને દિલ્લીપતિ સંબંધી ખોટી વાતો કહો છો એ અમારા માનવામાં કેમ આવે ? સર્વ સ્થિતિ જાણવા છતાં અમારા હિતમાં વૃદ્ધિ થવાનું તમે કહો છો એ જેટલું વિચિત્ર છે તેટલુંજ તે માનવું પણ વિચિત્રજ કહેવાશે ! અને એવું માનનાર મનુષ્યની બુદ્ધિ લય પામી છે એમજ કહેવું પડશે. ”

“ અવિચારી સરદાર પુત્ર ! ” હિરાદેવીએ જુસ્સામાં કહ્યું: “ આ હિરાદેવીનું અપમાન કરવું એ કેટલું ભયંકર છે તેથી તું અજાણ જણાય છે;

નહિ તો આવા અજ્ઞાનતા ભરેલા શબ્દો ત્હારા મ્હોંમાંથી નીકળત નહિ. ત્હારા જેવા અપક્વ વયના અજ્ઞાન જુવાનીયાને દિલ્લીપતિની સત્તાની અને સુબેદાર ફિદાઇખાનના ઉદાર અંતઃકરણની કલ્પના ક્યાંથી આવે ? બુદ્ધિ પરિપક્વ થાય ત્યાં સુધી અમારા જેવા અનુભવી મનુષ્યોના ઉપદેશ પ્રમાણે ત્હારે વર્તવું એજ ત્હારે માટે હિતકારક છે."

"રાણી–" એક વૃદ્ધરાજા વચમાંજ ઉઠી બોલ્યો: "આજ પર્યંત અસત્યનો પ્રચાર કરીને, જુનો અનુભવ હોવાનો ઢોંગ મચાવીને, ઉપદેશ કરવાનું બ્હાનું કાઢીને ત્હેં બુંદેલખંડને અને બુંદેલાઓને અતિશય નુકશાન કર્યું છે, તે શું હજી પૂરૂં થયું નથી ? બુંદેલખંડ ઉપર ત્હેં જાણી જોઇને જે આપત્તિ લાવી નાંખી છે તે ત્હારા અંતઃકરણને પૂરતી જણાતી નથી કે ? બુંદેલાઓની ધર્મભ્રષ્ટતા હદ ઓળંગી ગઇ છે તે છતાં હજી ત્હને સંતોષ થતો નથી કે ? બુંદેલખંડનું એક રાજકુળ દેશદ્રોહી–પ્રજાદ્રોહી–બન્યું છે તે પાપ–નરકની પ્રાપ્તિને માટે ત્હને અધુરૂં જણાય છે કે ? રાણી ! બુંદેલખંડના નવીન જુસ્સાદાર તરૂણવીરોના અંતઃકરણમાં વિષ રેડવાનો પ્રયત્ન કરીશ નહિ. તેમના નેત્રમાં કૃતઘ્નપણાનું અંજન આંજીશ નહિ. બહુ થયું. હવે ત્હારી જાદુઇ રમત પૂરી કર. રાણી ! બહુ થયું !"

"શું રાજા સાહેબ ? શું કહો છો ? તમે શો બડબડાટ કરી રહ્યા છો તેનું જ્ઞાન તમારા જુના ભેજામાં સિલિક રહ્યું હોય એમ મ્હને જણાતું નથી !" હિરાદેવી વિશેષ ક્રોધમાં આવી બોલી: "તમે હિરાદેવી સમક્ષ બોલો છો, દિલ્લીપતિના સુબેદાર ફિદાઇખાન સ્હામું બોલો છો તે ભૂલશો નહિ."

"રાજા સાહેબ કંઇ પણ ભૂલ્યા નથી, અને ભૂલશે પણ નહિ." રાજા પાસે બેઠેલા એક પુખ્ત ઉમ્મરના સરદારે ઉત્તર દીધો: "તમારા અત્યાર સુધીના પાપપૂર્ણ વર્તનનો તિરસ્કાર આવવાથીજ રાજા સાહેબ તમને ઠબકો આપે છે."

"બસ કરો." હિરાદેવી મ્હોટી બૂમ પાડી બોલી ઉઠી: "હવે એક શબ્દ પણ ઉચ્ચારશો નહિ. સુબેદાર ફિદાઇખાનને ત્હમારૂં વર્તન પસંદ પડશે નહિ, તમે વધારે ગડબડ કરશો, સામ્રાજ્ય સત્તાનું અપમાન થાય એવા

શબ્દો બોલશો તો સુબેદાર સાહેબ, તમારૂં રાજ્ય અને તમારી જાગીરો ખાલસા કરવાનો વિચાર કરશે."

હિરાદેવીની એ ધમકી કેટલાક રાજા અને સરદારોને અપમાનકારક જણાઈ તેથી કેટલાક રાજા ઉભા થઇને બોલ્યા: "અમારા રાજ્યનું સંરક્ષણ કેવી રીતે કરવું તે હવે અમે સારી પેઠે સમજ્યા છીએ. બાદશાહી અમલદારોની મોરલી પર નૃત્ય કરવા કરતાં, હા જી હા જી કહેવા કરતાં, તેમનું થુંક ઝીલવાં કરતાં, ખંત રાખીને પોતાના બુદ્ધિબળથી પોતાના રાજ્યનું સંરક્ષણ કરવું એમાંજ ખરૂં પુરૂષત્વ છે, એ હવે અમે સારી પેઠે સમજ્યા છીએ. અમારા રાજ્યના સંરક્ષણની ચિંતા રાણી હિરાદેવીએ કરવી નહિ, એમાંજ અમારૂં હિત સમાયલું છે."

એ સાંભળી હિરાદેવી સ્તબ્ધ થઇ ગઈ. તેણે ગુસ્સામાંજ કહ્યું: "તમે રાજાઓ અને સરદારો આજે જ્ઞાન ભાન ભૂલ્યા હો એમ જણાય છે."

"રાણી!" અત્યાર સુધી શાંત બેસી રહેલા વૃદ્ધ કલિંજરાધિપતિ બોલ્યા: "તમારાં કપટી વાક્ચાતુર્યથી અને માયાવી ભંભેરણીથી અમે અત્યાર સુધી ભોળવાઇ ગયા હતા. અરે! અમારી બુદ્ધિ નાશ પામી હતી. તે કપટતંત્રને લીધે અમે અત્યારસુધી નહિ થાય એવા અનાચાર અત્યાચારો કર્યા છે. હમણાં બુંદેલખંડમાં જે ધર્મભ્રષ્ટતા વ્યાપી રહી છે; નીતિનો નાશ થાય છે, અને સત્યનું ખૂન થાય છે તેનું મૂખ્ય કારણ અમારા જેવા રાજાઓજ છે! અમારામાં વિચારબુદ્ધિ હોત, અમને કર્તવ્ય જ્ઞાન હોત, અમે ધર્મતત્વ જાણ્યું હોત, અમારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ ન હોત અને અમે તમારા જેવી સ્વાર્થી, મતિભ્રષ્ટ, અજ્ઞાન અને બાદશાહના તેજમાં અંજાઇ જનાર મનુષ્યોને વિશ્વાસે રહ્યા ન હોત તો હિરાદેવી! ત્હારા જેવી પતિનું ખૂન કરનાર વ્યભિચારિણી પાપી સ્ત્રીના કહેવા પ્રમાણે શા માટે વર્તન રાખત? ચંપતરાયનું અત્યંત પવિત્ર કર્તવ્યકર્મ અમને દોષપાત્ર શા માટે જણાત? અમે અમારાજ કલ્યાણ–કાર્ય ઉપર તરવાર ફેરવી તેનું કારણ તમેજ છો! અમારા હક્ક ગુમાવી દીધા તેનું કારણ પણ તમેજ છો! હવે અમને જ્ઞાન થયું છે. હવે અમારી બુદ્ધિ ઠેકાણે આવી છે.હવે અમે અમારૂં કલ્યાણ અકલ્યાણ સમજ્યા છીએ. હવે

અમારા હક્કનું સંરક્ષણ કરવા અમે સમર્થ થયા છીએ. હવે અમને તમારા કપટી–પ્રપંચી વાક્જાળની સમજણ પડી ગઇ છે. હવે અમને બુંદેલખંડની સ્વતંત્રતા સંબંધી લાગણી થઇ છે. હવે તમારા શબ્દોનું જુઠાપણું અને તમારૂં સ્વાર્થીપણું સમજાઇ ગયું છે. હવે અમને આડુંઅવળું સમજાવી અંધારામાં રાખવાની જરૂર નથી. હવે તમારૂં વાક્ચાતુર્ય બંધ કરશો તેમાંજ તમારૂં કલ્યાણ છે."

"હેં! રાજાજી તમે એ શું બોલો છો?" હિરાદેવી ક્રોધભરિત મુખે કલિંજરરાજ સ્હામું નેત્રો ફાડી બોલી: "તમારે ઓરછાની પ્રબળ રાણીનો દ્રોહજ કરવો હતો તો પછી આ દરબારમાં આવવાનું શું પ્રયોજન હતું? મ્હારૂં કહેવું સાંભળી તે પ્રમાણે વર્તવાની ઇચ્છા નહોતી તો પછી તમે ઓરછાની હદમાં પગ શા માટે મૂકયો?"

"એ પ્રશ્ન પૂછવા માટે તમે લાયક નથી. ઓરછાના રાજ્ય સાથે હિરાદેવીનો કશો સંબંધ નથી. હિરાદેવી કયા હક્કથી ઉચ્ચ આસન ઉપર બેસે છે? હિરાદેવી ઓરછાનું રાજ્યસૂત્ર કયા હક્કથી ચલાવે છે? અને ઓરછાની પ્રજા ઉપર હિરાદેવી કયા હક્કથી રાજ્ય ચલાવે છે એ અમને સમજાવશો કે?" કલિંજરાધિપતિએ પ્રશ્ન કર્યો.

હિરાદેવીએ જોરથી હોઠ કચડી કહ્યું: "રાજાજી! આ હિરાદેવી પરલોકવાસી પહાડસિંહની પત્ની છે અને અજ્ઞાન વિમલદેવની માતા છે એ તમારી મોભાગ્ર બુદ્ધિ જાણતીજ હશે!"

"તે સાથે રાજા પહાડસિંહના છેલ્લા શબ્દો આ કલિંજરાધિપતિ ભૂલી ગયો નથી. વિમલદેવ તમારો પુત્ર નથી. મહોબાનો રાજા ચંપતરાયજ તેમનો શાસ્ત્ર સંમત વારસ છે, એ પહાડસિંહના છેલ્લા શબ્દો શબ્દશઃ મ્હારા સ્મરણમાંજ છે. કહો રાજાઓ! કહો સરદારો! પહાડસિંહના મરણ સમયે તમે તેમની પાસે હતા કે? પહાડસિંહના છેલ્લા શબ્દો તમે સાંભળ્યા છે કે? વિમલદેવ પોતાનો પુત્ર નથી એવું પહાડસિંહે સ્પષ્ટ કહ્યું હતું તે તમે જાણો છો કે? ઓરછાના સિંહાસન ઉપર છત્રસાલનો રાજ્યાભિષેક કરવો એવી પહાડસિંહની ઇચ્છા હતી તે તમારા સ્મરણમાં છે કે?"

સભામંડપમાંથી અનેક કણ્ઠસ્વર નીકળ્યા: "હા. અમે જાણીએ છીએ."

"રાજા પહાડસિંહની અંતીમ ઇચ્છા આપણે પરિપૂર્ણ કરવી જોઇએ. ઓરછાના રાજસિંહાસન ઉપર છત્રસાલનેજ બેસાડવો જોઇએ. આપણે મૂર્ખતાને લીધે પરાક્રમી ચંપતરાય સાથે તકરાર કરી ઉદાર છત્રસાલને જે અન્યાય આપ્યો છે તેનો થોડે ઘણે અંશે પણ બદલો વાળી આપવો જોઇએ. પરલોકવાસી પહાડ-સિંહના રાજ્યસિંહાસન ઉપર બેસવા માટે છત્રસાલજ યોગ્ય નરરત્ન છે." કેટ-લાક રાજા અને સરદારો એ પ્રમાણે અભિપ્રાય દર્શાવી રહ્યા હતા એટલામાં બાકીના રાજા અને સરદારોએ ઉચ્ચ કણ્ઠે છત્રસાલનો જયજયકાર ધ્વનિ કર્યો.

"ગંભીર મુખે પૃથ્વી સ્હામુ જોઇ સભામંડપ તરફ આવતા એક યુવક સ્હામુ સર્વ એકીટસે જોવા લાગ્યાં. સભામંડપમાં બેઠેલા સર્વ રાજાઓ અને સરદારોએ ઉઠી પુનઃ ઉન્નત સ્વરે છત્રસાલનો જયજયકાર બોલાવ્યો. હિરાદેવીનું હૃદય ક્રોધાગ્નિથી ભડભડ બળવા લાગ્યું. અપમાનથી વિંધાવા લાગ્યું અને ઇર્ષાથી ફડફડવા લાગ્યું. છત્રસાલનો જયજયકાર સાંભળતાંજ આશ્ચર્ય પામેલો ફિદાઇખાન ગભરાઈ ગયો. સભામંડપમાં બેઠેલા રાજાઓ અને સરદારોના મુખમાંથી આનં-દના ઉદ્દગારો પર ઉદ્દગારો નીકળવા લાગ્યા. જાણે તેમને પરમેશ્વરનાંજ દર્શન થયાં હોય તેટલો સંતોષ થયો.

અંતે હિરાદેવીએ ક્રોધે ભરાઇ, પ્રસન્ન વદનના છત્રસાલ ઉપર તીવ્ર દ્રષ્ટિ-પાત કરતી બોલી: "ઓ બળવાખોરના છોકરા! ત્હારા જેવા ઉચ્છૃંખલને અમારા જેવા સામ્રાજ્ય ભક્ત મનુષ્યોના મંડપમાં આવવા દેવો એ અમને દિલ્લીપતિના ક્રોધને પાત્ર બનાવવા જેવું છે. અધિક સમય પર્યંત આ સ્થળે રહીને અમારા અત્યંત સામ્રાજ્ય પ્રેમને લાંછન લગાડતો નહિ. જા, ચાલ્યો જા. અમારા મંડપમાંથી એકદમ ચાલ્યો જા. નહિ તો અમારી રાજભક્તિ, ત્હારૂં બલિદાન લીધા સિવાય રહેશે નહિ."

"હિરાદેવી! અત્રે બિરાજેલા મ્હારા દેશ બંધુઓના મંડળમાંથી ચાલ્યા જવા માટે હું આવ્યો નથી. એમના સમાગમમાં સમય વ્યતીત કરવા, એમનો પ્રેમ સંપાદન કરવા, એમના અંતઃકરણમાં ભરાયલા વિચાર બદલી નાંખવા, અને એમને બાદશાહના સ્વાર્થીપણાનું તથા દેશબંધુઓના કલ્યાણનું જ્ઞાન આપવા માટેજ હું અત્રે આવ્યો છું." છત્રસાલના પ્રસન્નવદનમાંથી જાણે

મુક્તાફળની વૃષ્ટિ થવા લાગી: " કાકી ! આ બાળક ઉપર તમે આટલો બધો ક્રોધ શા માટે કરો છો, મ્હેં તમારો શો અપરાધ કર્યો છે ? "

" ત્હારા અનંત અપરાધની યાદી વાંચવા માટે હું નવરી નથી ! " હિરાદેવીએ ક્રોધમાંજ ઉત્તર દીધો: " સામ્રાજ્ય ભક્તિ દર્શાવવા અને સામ્રાજ્ય–કર્તવ્ય કરી બતાવવા માટેજ મ્હેં આ દરબાર ભર્યો છે. દરબાર બરખાસ્ત કર્યા પછી ત્હારા અપરાધની તપાસ કરી ત્હને યોગ્ય શિક્ષા આપવા માટે સુબેદાર સાહેબ તૈયારજ છે. "

" બેશક ! " સુબેદાર ફિદાઇખાને પૃથ્વી સ્હામું જોઇ બ્હીતાં બ્હીતાં સમયાનુસાર ઉત્તર દીધો.

છત્રસાલે ફિદાઇખાન સ્હામું જોઇ શાંત ચિત્તે કહ્યું: " ફિદાઇખાન ! બુંદેલખંડમાંથી મોગલ રાજ્યનો ઘડો ભરાઇ ચૂક્યો છે ! બુંદેલખંડ હવે સત્વર ગુલામગિરીના બંધનમાંથી મુક્ત થઇ પોતાના પ્રાચીન નૈસર્ગિક હક્ક-સ્વતંત્રતાનો મધુર રસાસ્વાદ ચાખશે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નનો મંગલમય પ્રારંભ આજે અહિંના ચતુર્ભુજના મંદિરમાંથી થયો છે. આ રાજ્યના તરૂણ રાજા વિમલદેવ, પોતાના સેનાપતિ ચામુંડરાય સાથે પ્રાણથી પણ અધિક પ્રિય એવા ચતુર્ભુજના મંદિરનું સંરક્ષણ કરી રહ્યા છે. આ નગરના કેટલાક પ્રજાજનો વિમલદેવને સહાયતા આપી રહ્યા છે. વિમલદેવ, ચામુંડરાય અને દલપતરાય વિજય પ્રાપ્ત કરી–મોગલોને ત્યાંથી હરાવી–હઠાવી થોડા સમયમાંજ આ સ્થળે આવી પહોંચશે. ફિદાઇખાન ! ચતુર્ભુજના મંદિરનો વિનાશ કરવા મોકલેલા તમારા મોગલ સિપાહીઓ હમણાં અજ્ઞાના ઘરને રસ્તે પડ્યા હશે. આજના યુદ્ધમાં તમને કેદ પકડવાનું કામ મ્હેં સ્વીકાર્યું છે. વિશેષ ગડબડ નહિ કરતાં તમારૂં ઉચ્ચ સ્થાન છોડી દઇ મ્હારે સ્વાધીન થશો તો તમને જીવનદાન આવશે, પણ તે વિરૂદ્ધ જો એક પણ શબ્દ બોલશો અથવા અટકાવવાનો જરા પણ યત્ન કરશો તો મ્હારી આ તરવાર તમારા નીચ હૃદયનું તળીયું જોયા સિવાય રહેશે નહિ ! પારકાના દેશમાં રાજ્ય કરવાને બ્હાને તેમનું સત્યાનાશ વાળનાર–અરે ! તેમનું લોહી ચુસી ખાનાર તમારા જેવા મોગલ અમલદારોને પકડી પકડી દેશાંતર કરવા જોઇએ ! અમારા સુખી,

આનંદી બુંદેલખંડને તમે અન્નવસ્ત્ર વગર દુઃખી દુઃખી અને ક્ષેરી બનાવી દીધું છે! કરને બહાને અનેક રીતે તમે તેને લૂંટી લીધું છે! ફિદાઇખાન! તમારી તે વર્તણુંક મ્હારા હૃદયમાં અનેક દંશ દઇ રહી છે! મ્હારા દેશીબંધુઓનું દુઃખ જોઇ મ્હારૂં હૃદય ભડભડ બળી રહ્યું છે. મ્હારા દેશનો ધર્મ નાશ થતો જોઇ મ્હારૂં ચિત્ત ભ્રમિષ્ઠ થઇ ગયું છે. ચાલો, સિંહાસન ઉપરથી નીચે ઉતરો. તમે છત્રસાલના કેદી બન્યા છો.”

ફિદાઇખાન આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યો. થોડી ક્ષણ પ્હેલાં અનેક સુખ સ્વપ્નનો અનુભવ થતો હતો અને થોડી ક્ષણ પછી કેદીની સ્થિતિ આવી પડી! તેણે પોતાની આસપાસ દ્રષ્ટિ ફેરવી. અંતે તેણે હિરાદેવી સ્હામું જોયું. છત્રસાલની આજ્ઞા પ્રમાણે તેને સ્વાધીન થવા માટે તે પોતાના ઉચ્ચ આસન ઉપરથી ઉતરતો હતો એટલામાં હિરાદેવીએ કઠોર અવાજે કહ્યું: “સુબેદાર! આ ઉછૃંખલ–તોફાની છોકરાના દબાવવાથી એટલો બધો ભય પામવાનું કારણ નથી. તે જે કહે છે તે બધું અસત્ય છે. આ સમયે તમારા લશ્કરે ચતુર્ભુજના મંદિરનો સંપૂર્ણ રીતે નાશ કરી દીધો હશે. ચામુંડરાય અને વિમલદેવ તેમને અટકાવી કદી પણ અન્યાય કરશે નહિ. ઓરછાની પ્રજા અત્યંત પ્રમાણિક અને રાજભક્ત છે. તેમને હાથે સામ્રાજ્ય સત્તાને જરા પણ અપમાન થશે નહિ. તમે સ્વસ્થ ચિત્તે સિંહાસન ઉપર બેસી રહો. રાજાઓ અને સરદારો! છત્રસાલનું અજ્ઞાની સંભાષણ તમને યોગ્ય લાગે છે કે? દિલ્લીપતિની સત્તા વિરૂદ્ધ વર્તવું–બાદશાહ સાથે વેર કરવું તમને કલ્યાણકારક જણાય છે કે? જરા વિચાર કરી જુવો. છત્રસાલ આજે શહેનશાહ ઔરંગઝેબ બાદશાહની પ્રબળ સત્તા ઉથલાવી પાડવાનો બેવકુફી ભરેલો પ્રયત્ન કરે છે. તેનો આપણે સમયોચિત તિરસ્કાર કરીએ નહિ, તેનો પ્રયત્ન તોડી પાડવાનો આપણે યત્ન કરીએ નહિ તો તેના પ્રયત્નમાં આપણી સહાનુભૂતિ છે એવું સુબેદાર ફિદાઇખાનને અને દિલ્લીપતિને જણાયા સિવાય રહેશે નહિ. તે માટેજ મ્હેં આજનો દરબાર ભર્યો છે. દિલ્લીપતિ આપણા પર ક્રોધે ભરાય નહિ. તે માટે, આપણી રાજભક્તિને કલંક ન લાગે તે માટે, અને બુંદેલખંડની શાંતતા

અખંડ રહે તે માટે આપણે અંતઃકરણપૂર્વક છત્રસાલની કૃતિને અટકાવવી જોઇએ. સુબેદાર સાહેબ ! તમારે ભય પામવાનું કશું કારણ નથી. તમારા હાથમાં દિલ્લીપતિની સત્તા અને તમારા મુખ ઉપર દિલ્લીપતિનું તેજ છે. તમારા શરીરને સ્પર્શ કરવાની કોનામાં શક્તિ છે, જોઉં તો ખરી.”

“ફિદાઇખાન !” છત્રસાલે પ્રથમની પેઠેજ શાંત ચિત્તે કહ્યું: “વિપની પરીક્ષા કરવી વ્યર્થ છે. બુંદેલાઓનું સાહસ અને શૌર્યનો તમને પરિચયજ છે. ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં મ્હારે સ્વાધિન થાઓ. છત્રસાલ તમારી સાથે પુનઃ શબ્દો બોલી વખત ગુમાવશો નહિ. હવે તો માત્ર તેની તરવાર પોતાનું કર્તવ્ય બજાવશે.”

છત્રસાલના શબ્દોમાં અધિકાર અને તેજ એટલું બધું વિહાર કરતું હતું કે જેથી ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં અને હિરાદેવીના શબ્દોને નહિ ગણકારતાં ફિદાઇખાન પોતાના ઉચ્ચ આસન ઉપરથી ઉતરી છત્રસાલની પાસે આવ્યો અને મસ્તક નમાવી અત્યંત વિનયપૂર્વક બોલ્યો: “હું આ-પના હુકમનો ગુલામ છું. મહેરબાની કરી મ્હને મ્હારાં સ્ત્રી બાળકો પાસે જીવતો જવા દો.”

“ખાન.” છત્રસાલે કહ્યું: “અમે બુંદેલાઓ મોગલો જેવા ક્રૂર–ઘાતકી નથી. શરણે આવેલા શત્રુને મારવો એ અમારૂં કર્તવ્ય નથી. જેને અમે અમારા કહીએ છીએ તેના પ્રત્યે અમે કપટભાવ રાખતા નથી. જેને અમે અમારી પ્રજા ગણીએ છીએ તેને ખોટો વિશ્વાસ અને જુઠ્ઠાં વચનો આપી અમે છેતરતા નથી ! જે પ્રજા અમારી થાય છે તેને અમે ધન ધાન્યથી, અને હુન્નર ઉદ્યોગથી સુખી કરીએ છીએ. જેને અમે પ્રજા કહીએ છીએ તેને એક રીતે અમે અમારી સંતતિ માનીએ છીએ અને તેમની સાથે તેવુંજ વર્તન રાખીએ છીએ. અમારી પ્રજા અમારા રાજ કાર્યમાં અમને મદદ કરે છે ત્યારે અમે તેમને ખેતાબના ખોટાં ચિંથરાંની પોકળ લાલચ આપતા નથી ! પણ અમે તેમને વંશપરંપરા પર્યંત ચાલે તેવી જમીન જાગીરોની બક્ષિસ આપીએ છીએ ! મોગલો અમારા દેશમાં આવ્યા ત્યારથી અમે તેમનાં કર્તવ્ય કર્મો તપાસતા આવ્યા છીએ. તમે એમ ન સમજશો કે તમારા કાયદા

કાનુનો અને રાજદ્વારી કૃત્યો અમે સમજી શકતા નથી. અમે તમારા સર્વ પ્રપંચો સમજી શકીએ છીએ. અમે તમારી પ્રપંચ જાળનું રહસ્ય જાણી ચૂક્યા છીએ. તમારી કપટી રાજનીતિનાં તત્વો અમે સારી પેઠે કળી ગયા છીએ. ફિદાઇખાન ! એ બધું હું એકલો સમજી શક્યો છું એમ નથી પણ સમસ્ત બુંદેલખંડ સમજી શક્યું છે. પ્રથમ બુંદેલખંડના કેટલાક રાજા અને સરદારોને તમારી એ કપટકળા સમજાઈ નહોતી પણ હવે તેમને સુદ્ધાં સમજાઈ ગઇ છે ! તમને ક્ષમા આપું છું. તમારી જીંદગી માટે નિર્ભય–નિશ્ચિંત રહેજો. જે શત્રુ હાથમાં તરવાર પકડી અમારી સ્હામું યુદ્ધ કરે છે તેના ઉપર જ અમે તરવાર ચલાવીએ છીએ. તમારા જેવા ઉપર નહિ. આર્યપ્રજા વિશ્વાસઘાતી નથી. આર્ય રાજાઓ ક્રૂર નથી.” એમ કહી સભામંડપમાં બેઠેલા રાજા અને સરદારો તરફ ફરી છત્રસાલે ગંભીરપણે કહ્યું: “મ્હારા સ્વદેશ બાંધવો ! વિંધ્યવાસિની માતાના આશિર્વાદથી આપણે ગુમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મ્હારામાં સ્ફુરણા થઈ છે. પરંતુ સમસ્ત બુંદેલખંડ એક મન, એક પ્રાણ થયા સિવાય એ કાર્યમાં યશ પ્રાપ્ત થશે નહિ. સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એટલે બુંદેલખંડના પ્રત્યેક મનુષ્યનું કલ્યાણ કરવું એજ છે. જે મનુષ્યોનું હિત કરવાનું છે તેમનામાંજ જ્યારે પરસ્પર ઐક્ય ન હોય અને તેઓજ જ્યારે પોતાનું કલ્યાણ કરનાર મનુષ્ય સાથે વિરૂદ્ધ વર્તન રાખે તો પછી સ્વતંત્રતા શી રીતે પ્રાપ્ત થાય ? પરસ્પર ટંટાફિસાદ કરવામાંજ જો આપણે આપણું સામર્થ્ય અને શૌર્ય વાપરી નાંખીએ તો પછી ગુલામગિરીરૂપી ઉંડી ખોમાં ધકેલી દેનાર પરકીય સત્તા સાથે આપણે કેવી રીતે યુદ્ધ કરી શકીશું ? રાજાઓ ! આપણે ગૃહ કલહની લડાઇ લડ્યા છીએ તેમાં આપણે કેટલું બધું ભયંકર નુકશાન સહન કર્યું છે તે તમે પ્રત્યેક બંધુઓ જાણી શક્યા છો. ઓરછામાં ફિદાઇખાનની નિમણુક થઈ અને બુંદેલખંડનાં ન્હાનાં મ્હોટાં સર્વ રાજ્યોની લગામ તેમના હાથમાં જતાં તેણે તમને કળનાં પૂતળાંની પેઠે નચાવવા માંડયાં તેનું કારણ આપણો પરસ્પર ગૃહકલહજ છે કે બીજું કાંઇ ? બુંદેલખંડમાં રંકથી રાજા પર્યંત પ્રત્યેક મનુષ્ય ઉપર જજીયા વેરા જેવા જુલ્મી અને પક્ષપાતી કર નાંખવામાં આવ્યા અને તે જોર-

જુલ્મથી વસુલ કરવામાં આવ્યા તેનું કારણ આપણો પરસ્પર ગૃહકલહજ છે કે બીજું કાંઇ? બુંદેલખંડનાં પ્રત્યેક દેવસ્થાન જમીનદોસ્ત થવા માંડ્યાં, પ્રત્યેક મંદિરનો નાશ થવા લાગ્યો, આપણા પરમપૂજ્ય દેવ દેવીઓની મૂર્તિ ઉપર મોગલોની લાતો વાગવા માંડી, આપણા ધર્મનું ડગલે ને પગલે અપમાન થવા માંડ્યું, તેનું કારણ આપણો પરસ્પર ગૃહકલહજ છે કે બીજું કાંઇ? તમે મ્હારા પિતાજી જોડે ગૃહકલહ કર્યો, પિતાજીએ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે જે માર્ગ ગ્રહણ કર્યો હતો તેની વિરૂદ્ધ તમે આચરણ કર્યું–વિઘ્ન નાંખ્યું. પિતાજીનો સ્વતંત્રતા પ્રાપ્તિનો પ્રયત્ન તમે તદ્દન નિષ્ફળ કર્યો, તેથી તમને કયો લાભ થયો? તેમના કાર્યમાં વિઘ્ન નાંખીને તમે બુંદેલખંડની પ્રજાનું શું કલ્યાણ કર્યું? તમે દેશબંધુઓ ઉપર થતો કયો જુલ્મ અટકાવ્યો? જરા નેત્રો ઉઘાડીને દેશની સામ્પ્રત સ્થિતિનું અવલોકન કરો તો ગૃહકલહને લીધે બુંદેલખંડને કેટલું બધું નુકશાન થયું છે તે તમારા લક્ષ્યમાં આવશે. પુરાણમાં આપણે પાણ્ડવ કૌરવના ભયંકર યુદ્ધ સંબંધી ઘણી કથાઓ વાંચી છે. એક બીજાનો વિનાશ કરવા માટે તેઓ કેટલા આગળ વધ્યા હતા તે કથાઓ આપણે વારંવાર સાંભળીયે છીએ પરંતુ પરજાતી, પરધર્મી રાજાઓ જોડે યુદ્ધનો પ્રસંગ આવતાં કૌરવ પાણ્ડવો કેવી રીતે વર્તતા હતા તેનો આપણે લેશ પણ વિચાર કરતા નથી. માંહોમાંહે કલહ થતાં તેઓ પરસ્પર યુદ્ધ કરતા હતા ખરા પરંતુ કોઇ પરધર્મી અને પરજાતી શત્રુઓ સાથે કલહ થતાં "અમે સો કૌરવ અને પાંચ પાણ્ડવો મળીને એકસો પાંચ પાણ્ડવ કૌરવ યુદ્ધ કરવા તૈયાર છીએ" એવું અભિમાનપૂર્વક તેઓ કહેતા! દેશાભિમાની રાજાઓ અને સરદારો! આજે આપણે પાણ્ડવ કૌરવોનો તે ઉપદેશ આપણી દ્રષ્ટિ સમક્ષ રાખવો જોઇએ, અને તે પ્રમાણે વર્તવું જોઇએ. રાજા ચંપતરાયે સ્વતંત્રતા માટે જે કાંઈ પ્રયત્ન કર્યો હતો તે તેમના પોતાના એકલાના સુખ માટે નહોતો પરંતુ સમસ્ત બુંદેલખંડ અને બુંદેલા જાતિ માટે હતો. તેમનો પ્રયત્ન માત્ર પરોપકારને માટે, જાતીય કલ્યાણને માટે, દેશબંધુઓના ચિર સુખને માટે હતો. તમે તે સંબંધી વિચાર કર્યા વગરજ કિંવા જાણી જોઇને હિરાદેવી જેવી સ્વાર્થી સ્ત્રીના કપટ તંત્રમાં સપડાઇ જઇને તેમના દેશહિતકારક

પ્રયત્નમાં વિઘ્ન નાંખ્યું ! અને બુંદેલખંડને અતિશય નુકશાન કર્યું ! કહો કે તમે ભયંકર પાપકર્મ કર્યું છે ! તે પાપનું પ્રાયશ્ચિત કરવા આજે તમે તૈયાર છો કે ? ચંપતરાય તમારી સાથે અને દિલ્લીપતિ સાથે રણભૂમિમાં દેવલોક પામ્યા છે. તેમનું સ્થૂલ શરીર ભસ્મ થઈ ગયું છે. હવે તો તમે તેમના ઉપરનો દ્વેષ ભૂલી ગયા છો ને ? પ્રમાદને લીધે, અણસમજણને લીધે, અથવા ઇર્ષાને લીધે મ્હારા પિતાજીએ આપનું અપમાન કર્યું હશે, તમારી સાથે શત્રુતા બાંધી હશે, તમને શારીરિક અને માનસિક દુઃખ આપ્યું હશે, પરંતુ તે સર્વ પિતાજીએ સ્વતંત્રતાના પરોપકારી કાર્યને માટેજ કર્યું હતું. પિતાજી સ્વતંત્રતાનો ખરો માર્ગ ચૂક્યા હતા. બંધુદ્રોહ, ગૃહકલહ અને પરસ્પર ઇર્ષા હોવાને લીધેજ તેમને અપયશ મળ્યો છે તે તેઓ સારી પેઠે સમજ્યા હતા. તેમને પોતાના એવા પ્રમાદને લીધે ઘણો પશ્ચાતાપ થયો હતો. પરંતુ તે ઘણો મોડો થયેલો હોવાથી બુંદેલખંડની ઐક્યતાની જે ઘડી વિખરાઇ ગઇ હતી તે તેમને પાછી ઠીક કરતાં આવડી નહિ ! તેમનું અપૂર્ણ રહેલું કૃત્ય પરિપૂર્ણ કરવાનું કાર્ય મ્હેં મ્હારા શિર પર લીધું છે, તેથીજ રાજાઓ અને સરદાર બંધુઓ ! મ્હારા પિતાજીએ તમારો કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યો હોય તો તેની મ્હને ક્ષમા આપશો. મ્હારા પિતાનો અપરાધ આપને અક્ષમ્ય જણાતો હોય તો તમે મ્હને જે શિક્ષા ફરમાવશો તે સહન કરવા હું તૈયાર છું. પિતાજીના અપરાધની ક્ષમા પ્રાર્થના કરવા માટે હું નિઃશસ્ત્ર અવસ્થામાં તમારી આગળ ઉભો છું. ઇચ્છામાં આવે તો પૂર્વનું સર્વ વૈર ભૂલી જઇ મ્હારા સ્વતંત્રતાના પ્રયત્નને ટેકો આપો, અથવા ઇચ્છામાં આવે તો મ્હને આ સ્થળેજ ફાંસીએ લટકાવો ! ગમે તેમ પણ બુંદેલખંડની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવા માટે તન, મન અને ધનથી પ્રયત્ન કરો. હું તમારા શસ્ત્રનો ઘા અથવા ક્ષમાનો શબ્દ, એ બન્નેનો એક સરખા પ્રેમથી સ્વીકાર કરવા તૈયાર છું. હું સારી પેઠે જાણું છું કે તમે મ્હારા છો, અને હું તમારો છું. બુંદેલખંડની સ્વતંત્રતા માટે–બુંદેલખંડના સુખને માટે–મ્હારો પ્રાણ જશે તો તેની મ્હને જરા પણ ચિંતા નથી. બુંદેલખંડની પ્રજા સુખી થશે તો હું સ્વર્ગીય સુખ ભોગવીશ."

"છત્રસાલ–છત્રસાલ !" કેટલાક રાજાઓ ગદ્દગદ્દ કણ્ઠે બોલી ઉઠયાઃ

" તમારા પિતાએ અમારો કંઇ પણ અપરાધ કર્યો નથી. અમે માત્ર આ દુષ્ટ હિરાદેવીના મીઠા મીઠા શબ્દો ઉપર લોભાઈ ભૂલથાપ ખાધી, અનેક પાપ કૃત્યો કર્યાં અને અંતે તમારા પિતાના મરણનું કારણ થયા. પરસ્પર કલહ કરવાથી સમસ્ત દેશનું કેટલું બધું નુકસાન થયું છે અને હજી પણ થાય છે તે અમે હવે સમજી શક્યા છીએ. પ્રાણનાથ પ્રભુએ અમને ખરી વસ્તુ સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું છે. અમારા નેત્ર ઉપરથી ભ્રમનો પડદો દૂર થયો છે. બુંદેલખંડનું કલ્યાણ સ્વતંત્રતામાંજ છે એવું અમે જાણી ચૂક્યા છીએ. અમે દુષ્ટ હિરાદેવીનો પક્ષ છોડી દઇ તમારા જેવા પવિત્ર મનુષ્યના પક્ષમાં જોડાવા અને તમે ઉભી કરેલી સ્વતંત્રતાની ધ્વજા નીચે ઉભા રહી મોગલો સાથે યુદ્ધ કરવા તૈયાર છીએ. અમારાં આજ પર્યંતનાં નિંદ્ય વર્તન માટે તમે અમને ઉદાર અંતઃકરણે ક્ષમા આપશો એવી અમને ખાત્રી છે. હિરાદેવી ! ત્હારો અન્યાયી અને મહાપાપી પક્ષ અમે આજથી છોડી દઇએ છીએ. અમે આજથી છત્રસાલની આજ્ઞા પ્રમાણે વર્તવા બંધાઇએ છીએ. "

હિરાદેવીના ક્રોધની માત્રા કેટલે દરજ્જે ઉંચે ગઇ તે કોણ કળી શકે એમ છે ? હાજર રહેલા રાજાઓને અતિ ભયંકર શિક્ષા આપવાની તેને ઇચ્છા થઇ પરંતુ બિચારી કરે શું ? તેનું અંતઃકરણ, મહત્વાકાંક્ષાના ઉચ્ચ શિખર ઉપરથી અપમાનની ઉંડી ખોમાં જઇ પડયું ! તેની દ્રષ્ટિ ચંચળ થઈ. તે પોતાના નેત્રમાંથી છત્રસાલ ઉપર અગ્નિના તણખા વર્ષાવતી સર્વને જણાઇ. તેણે પોતાના હાથમાંની તરવાર સ્હામું અને નજીકમાંજ ઉભેલા છત્રસાલ સ્હામું વિલક્ષણ દ્રષ્ટિયે જોયું. સિંહાસન ઉપર તેના પગ અચલ રહેતા નહિ. છત્રસાલ ઉપર તરાપ મારવા તે અત્યંત ઉત્સુક થઈ રહી હતી, એટલામાં છત્રસાલનો ગંભીર અને મધુર ધ્વનિ તેને કાને સંભળાયો. તે ઘણો સંતાપ કરતી પોતાના આસન ઉપર બેસી ગઈ.

"રાજાઓ અને સરદાર બંધુઓ !" છત્રસાલે આનંદપૂર્વક કહ્યું: " તમે આજે મ્હારા ઉપર બહુ ઉપકાર કર્યો છે. આજે હું મ્હારા જીવનને ધન્ય માનું છું. તમે પ્રાણનાથ પ્રભુના પ્રયત્નને સફળ કર્યો છે. તમે બુંદેલાઓના તેજસ્વી રક્તને આજે દીપાવ્યું છે. આવો, આપણે એક બીજાના ગત અપ-

રાધ માટે ક્ષમા કરીએ અને ગુલામગિરીની ઉંડી ખાડીમાંથી બુંદેલખંડના સૌખ્ય-રથને, સ્વતંત્રતાના ભવ્ય મહાલય તરફ એક મન-પ્રાણથી વહન કરી લઇ જઇએ. આવો બંધુઓ ! આપણે આજે આનંદ-પ્રેમથી પરસ્પર આલિંગન દઇએ અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે શું કરવું તેનો નિશ્ચય કરીએ.”

છત્રસાલ એ પ્રમાણે કહી રહ્યા હતા, તેમને આલિંગન દેવા માટે કેટલાક રાજાઓ અને કેટલાક સરદારોનું ટોળું અતિ આનંદ પામતું આગળ ધસી આવતું હતું એટલામાં હિરાદેવીનો ક્રોધ વધી પડયો. તે એકાદ વાઘણની પેઠે ભયંકર ગર્જના કરતી છત્રસાલ ઉપર ધસી ગઈ. અસાવધ છત્રસાલના મસ્તક ઉપર તે તરવારનો ઘા કરવા જતી હતી એટલામાં તેનો હાથ ઉપર ને ઉપરજ કોઇએ પકડી લીધો. પોતાનો હાથ પકડનાર તરફ તેણે ક્રોધ ભરેલે મુખે જોયું, તેજ ક્ષણે તેનો દ્વેષ ઓછો થઇ ગયો. તેનો ક્રોધ નષ્ટ થઇ ગયો. ભયભીત મુખે જોવા લાગી.

“ પાપિણી સ્ત્રી ! ” મેઘની ભયંકર ગર્જના જેવો ભીષણ નાદ થયોઃ “ ત્હારા અપવિત્ર હાથને સ્પર્શ કરવો એ હું મ્હારૂં દુર્ભાગ્ય સમજું છું, પરંતુ બુંદેલખંડના આ અમૂલ્ય પારસમણિના સંરક્ષણને માટે ન છુટકે મ્હારે એ કૃત્ય કરવું પડયું છે. લઇ લે, ત્હારો હાથ પાછો લઇ લે. નેત્રોમાં આણેલું ખૂન કાઢી નાંખ, અને મ્હારી પાસે ઉભી રહેલી સ્ત્રીને તું ઓળખે છે કે નહિ તે કહે.”

હિરાદેવીએ તુરતજ પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને પોતાના સ્હામે ઉભેલી સ્ત્રી સ્હામુ બારિક દ્રષ્ટિયે જોઈ ધૈર્ય રાખી કહ્યું: “ સભાકરણ ! આ સ્ત્રીને હું પ્રથમ આજેજ જોઉં છું.”

“ હિરાદેવી ! ” પુનઃ ભયંકર ગર્જના થઇ: “ તું અસત્ય ઉત્તર દેશે એવું હું પ્રથમથીજ ધારતો હતો. સત્ય કહે. એમ ઉડાવવાથી ત્હારૂં કંઇ વળશે નહિ. મ્હેં જે પ્રશ્ન પૂછ્યો છે તેનો સત્ય અને નિષ્કપટી ઉત્તર મ્હને મળવોજ જોઇએ. ઉત્તર આપતાં ત્હેં લુચ્ચાઈ કરી, ઉત્તર દેતાં તું અસત્ય બોલી કિંવા સરલ રીતે ઉત્તર દેવાનો તેં જાણી જોઇને યત્ન કર્યો તો તેજ

ક્ષણે ત્હારૂં માથું ભાંગી જશે એ ખાત્રીથી માનજે. છત્રસાલ અને સર્વ રાજા બંધુઓ ! આ ચાણ્ડાલિની શો ઉત્તર આપે છે તે સાંભળો."

સભાકરણના વિચિત્ર વર્તનથી સર્વને આશ્ચર્ય લાગ્યું. સર્વનાં નેત્ર હિરાદેવી અને સભાકરણ તરફ એટી ટસ જોવા લાગ્યાં !

" હિરાદેવી ! " સભાકરણે ગુસ્સાભેર ગર્જના કરી કહ્યું: " ત્હારી સ્હામે ઉભેલી આ સ્ત્રીને તું ઓળખે છે કે ? "

" હા," હિરાદેવીએ ધીમેથી ઉત્તર દીધો.

" એ સ્ત્રીનું નામ શું ? "

" લલિતા."

" એ મ્હારી શી સગી થાય ? " સભાકરણે પ્રશ્ન પૂછ્યો. હિરાદેવી હવે શો ઉત્તર આપે છે તે તરફ છત્રસાલનું લક્ષ્ય ખેંચાયું.

" લલિતા તમારી બ્હેન થાય."

" સોળ વર્ષ પહેલાં એ બટવા નદીના પ્રવાહમાં ડૂબી મરણ પામી છે એવું તેં મ્હને કહ્યું હતું તે અસત્ય કે ? "

" હા, પણ લલિતાની સંમતિથીજ મ્હેં તમને એવું કહ્યું હતું. "

" તેં એવું મ્હને શા માટે કહ્યું હતું ? લલિતાએ ત્હને સંમતિ શા માટે આપી'તી ? "

" કેટલાંક કારણને લીધે લલિતાને બુંદેલખંડનો ત્યાગ કરવો પડ્યો ત્યારે પોતાના એકદમ ગુમ થવાથી અનેક અફવાઓ જન્મ પામશે અને પોતાના વંશના વિમલ યશને કલંક લાગશે એમ ધારી પોતે જળપ્રવાહમાં ડૂબી મરણ પામી છે એવું સર્વને જણાવવાને માટેજ લલિતાએ મ્હને એવું કહેવાની આજ્ઞા ફરમાવી હતી."

" પ્રવાહમાંથી લલિતાના મુડદા તરીકે જે મુડદું કાઢી અગ્નિ સંસ્કાર કર્યો હતો તે મુડદું કોનું હતું ? "

" તેજ અરસામાં લલિતાના વચનીજ મ્હારી એક દાસી મરણ પામી હતી તેનું તે મુડદું હતું."

" લલિતા બુંદેલખંડમાંથી શા માટે ન્હાસી ગઇ'તી ? "

" શાહજાદા ઔરંગઝેબ ઉપર તેને પ્રેમ ઉત્પન્ન થયો હતો, તેથી તે બુંદેલખંડમાંથી ન્હાસી ગઇ'તી."

હિરાદેવીનો ઉત્તર સાંભળતાંજ લલિતા આગળ આવી બોલી: " હિરાદેવી ! સાચું કહે, તદ્દન સાચું કહે. જુઠું શા માટે બોલે છે ? જેના ઉપર મ્હને પ્રેમ ઉત્પન્ન થયો હતો તે ઓરછાના દરબારનો બુંદેલો સરદાર છે અને મ્હારી સાથે લગ્ન કરવા માટે તે સર્વાંશે યોગ્ય અને પાત્ર છે એવું તેં મ્હને ન્હોતું સમજાવ્યું કે ? તેનું શૌર્ય આવું છે ને તેની મિલ્કત આટલી બધી છે, ઓરછાના રાજકુલ સાથે તેનો સંબંધ આવો છે અને તે ગુણમાં આવો ઉત્તમ છે વગેરે જુદી જુદી વાતો ત્હેં મ્હને ન્હોતી કહી કે ? ત્હારા અસત્ય શબ્દો ઉપર વિશ્વાસ રાખીનેજ હું તેના પર આસક્ત નહોતી થઈ કે ? ત્હારી લાલચને વશ થઇનેજ મ્હેં તેના પર પ્રેમ કર્યો નહોતો કે ?"

હિરાદેવી ઉત્તર આપતાં ગભરાઇ ગઇ. તે કંઇ પણ બોલી શકી નહિ. તે સમયે સભાકરણે ક્રોધયુક્ત સ્વરે કહ્યું: " હિરાદેવી ! લુચ્ચાઇ ચાલશે નહિ. સાચો ઉત્તર મળવોજ જોઇએ. લલિતાએ દિલ્લીપતિના જનાનખાનામાં શી રીતે પ્રવેશ કર્યો તે મ્હારે જાણવુંજ જોઈએ. ઉચ્ચ રાજવંશની એક રાજકુમારી મોગલ સાથે લગ્નગાંઠથી બંધાઇ તેનું કારણ સર્વ બુંદેલાઓએ જાણવુંજ જોઈએ. હિરાદેવીનું નીચપણું અને લલિતાની પવિત્રતા મ્હારે જાણવીજ જોઇએ. કહે ! હિરાદેવી ! કહે ! ત્હારી કપટ કળાને લીધેજ લલિતા ઔરંગઝેબની પત્ની થઈ કે ?"

" હા." હિરાદેવીએ ભયકંપિત થઈ ઉત્તર દીધો: " શાહજાદો ઔરંગઝેબ એ ઓરછાના દરબારનો એક બુંદેલો સરદાર છે એવું મ્હેંજ લલિતાને કહ્યું હતું. બુંદેલા સરદારનો વેશ પહેરવાથી લલિતાની મુલાકાત લઇ શકાશે એવું મ્હેંજ ઔરંગઝેબને સમજાવ્યું હતું. લલિતા ઔરંગઝેબને પરણે ત્યાં સુધી, લલિતા ઓરંગઝેબના પ્રેમળ બાહુપાશમાં સપડાઈ ત્યાં સુધી, —એક આર્ય કન્યાનો પ્રેમ કોઇ પણ કારણને લીધે પુનઃ નાશ પામશે નહિ એવું જાણીનેજ લલિતાનો નિર્મળ અને નિસ્સીમ પ્રેમ ઔરંગઝેબ ઉપર ઉત્પન્ન થાય ત્યાં સુધી, મ્હેં લલિતાને ઔરંગઝેબની ખરી સ્થિતિ

જાણવા દીધી નહિ. લલિતાના અંતઃકરણનો પક્કો નિશ્ચય થયા પછી, લલિતા મન, વાણી અને કર્મથી, તન, મન, અને ધનથી ઔરંગજેબની પત્ની થયા પછી મ્હેં તેને ઔરંગજેબની ખરી સ્થિતિ નિવેદન કરી હતી, પરંતુ સદ્-વર્તનશીલ લલિતા શીયલ ભ્રષ્ટ થઇ નહિ. ઔરંગજેબને પોતાના પતિરૂપ પરમેશ્વર—આરાધ્ય દેવ માની તેમની સાથે આયુષ્ય વ્યતીત કરવા માટે લલિતા દિલ્લી ચાલી ગઈ."

હિરાદેવીનું ભાષણ સાંભળી સભાકરણ ક્ષણ પર્યંત કાંઇ પણ બોલ્યો નહિ. તેના મુખ ઉપર નવીન તેજની છાયા ચમકવા લાગી. થોડી વાર પછી લલિતાના ખભા ઉપર હાથ મૂકી તેણે પ્રેમભાવથી કહ્યું: "લલિતા ! તેં યોગ્યજ કર્યું છે. એક સાચી આર્યકન્યાને યોગ્ય હોય એવુંજ વર્તન તેં ચલાવ્યું છે. ઔરંગજેબના જનાનખાનામાં ત્હેં પ્રવેશ કર્યો તે માટે મ્હને જરા પણ ખોટું લાગતું નથી. લલિતા ! હજી તું સભાકરણની ભગિની કહેવડાવવાને પાત્ર છે. હિરાદેવી ! હવે માત્ર એકજ પ્રશ્નનો ઉત્તર આપ: ચંપકરાયે લલિતાનું કૌમાર્યવ્રત ભ્રષ્ટ કર્યાની વાત ત્હેં મ્હને કહી હતી તે તદ્દન અસત્ય છે કે ?"

"હા." હિરાદેવીએ નિર્ભયપણે ઉત્તર દીધો. "લલિતા અને ચંપતરાય પરસ્પર એકબીજા ઉપર બંધુ ભગિની પેઠે પ્રેમભાવ રાખતાં હતાં.

"ચંપતરાયે લલિતાના શીયલનો ભંગ કર્યો તેથી લલિતાએ બટવા નદીના પ્રવાહમાં જીવ આપ્યો એવું તેં મ્હને શા માટે કહ્યું હતું ?" સભાકરણે હિરાદેવીને પ્રશ્ન કર્યો.

હિરાદેવીએ ઉત્તર દીધો: "અત્રે બેઠેલા સર્વ રાજાઓ અને સરદારોએ મ્હારા શબ્દ ઉપર વિશ્વાસ રાખીને તે સમયેજ ચંપતરાયનો વિરૂદ્ધ પક્ષ ગ્રહણ કર્યો હતો, પરંતુ તમારી અને ચંપતરાતની દ્રઢ મૈત્રી હોવાથી તમને મ્હારા પક્ષમાં આકર્ષવા હું તદ્દન અશક્ય હોવાથીજ ચંપતરાય સંબંધી તમારૂં મન ભંભેરવાનો મ્હેં કપટ પ્રયોગ કર્યો હતો."

"રાજાઓ અને સરદાર બંધુઓ." સભાકરણે ક્રોધમાં લાલચોળ થઇ જઇને કહ્યું: "ચંપતરાયનો અને તેની સ્વતંત્રતાના માર્ગનો વિધ્વંસ કરવાની

મ્હેં તમારા સર્વના સમક્ષ, આ દિવાનખાનામાંજ સોળ વર્ષ પહેલાં પ્રતિજ્ઞા લીધી હતી. તે પ્રતિજ્ઞામાંથી હું આજે તમારા સર્વના દેખતાં મુક્ત થાઉં છું. મ્હારી પ્રતિજ્ઞાનો પાયો સર્વાંશે કપટી, આપસ્વાર્થી અને અસત્યવાદી હોવાથી મ્હને તેમાંથી મુક્ત થવાનો સંપૂર્ણ અધિકાર છે. હિરાદેવીએ કેવી સ્થિતિમાં મ્હને પ્રતિજ્ઞા કરાવી હતી તે તમે સર્વેએ સાંભળ્યું છે. હવે પછી હું તે અન્યાયી, અનીતિમાન, અને પિશાચ વૃત્તિની પ્રતિજ્ઞા પાળવા બંધાયેલો છું કે કેમ તે તમેજ મ્હને કહો."

સભાકરણનું કથન સાંભળતાંજ સર્વ રાજા અને સરદારોએ કહ્યું: "હિરાદેવીનો પક્ષ અમે ત્યાગ કર્યો છે અને છત્રસાલના સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના પરોપકારી કાર્યમાં અમે ભાગ લેનાર છીએ. સભાકરણ બુંદેલા જેવો મહા પરાક્રમી યોદ્ધા અમારા પક્ષમાં આવશે તો બુંદેલખંડ અલ્પ સમયમાંજ સ્વતંત્ર થઇ જશે, એવી અમારી ખાત્રી છે. સભાકરણ! તે નીચ પ્રતિજ્ઞાનો ત્યાગ કરવાનો તમને સંપૂર્ણ અધિકાર છે."

"તો પછી બુંદેલખંડ આજથી સ્વતંત્ર થયો એમજ સમજો." સભાકરણ અતિશય જુસ્સામાં બોલ્યો: "સર્વના સમક્ષ હું મ્હારી પહેલાંની પ્રતિજ્ઞાનો ત્યાગ કરૂં છું અને હવે પછી "પ્રાણ જતાં સુધી હું બુંદેલખંડની સ્વતંત્રતા માટે સતત પ્રયત્ન કરીશ," એવી નવીન પ્રતિજ્ઞા લઉં છું. બોલો, ત્યારે આપણા સ્વાતંત્ર્ય–સૂર્યનો જયજયકાર બોલો. આપણા તરૂણ અગ્રેસર છત્રસાલનો જયજયકાર બોલો. સ્વાતંત્ર્યવાદી ચંપતરાયના પુત્રનો જયજયકાર બોલો. બુંદેલખંડના આ આત્માનો–છત્રસાલનો–જયજયકાર બોલો, અને બુંદેલાઓની નસેનસમાં સ્વતંત્રતાનો જુસ્સો વહેવડાવનાર માતા વિંધ્યવાસિનીનો જયજયકાર બોલો."

ઉચ્ચ અને ગંભીર સ્વરે છત્રસાલનો જયજયકાર ધ્વનિ થયો.

જયજયકારનો ધ્વનિ ગગન મંડળમાં મળી ગયા પછી સભાકરણે કહ્યું: "છત્રસાલ! મ્હારો પ્રિય પુત્ર દલપતરાય હમણાં ક્યાં છે? તેને પ્રેમથી આલિંગન દેવા મ્હારૂં મન તલપી રહ્યું છે."

"યુવરાજ દલપતરાય, વિમલદેવને સહાય કરવા માટે સૈન્ય સહિત ચતુર્ભુજના મંદિર તરફ ગયો છે." છત્રસાલે ઉત્તર દીધો.

સભાકરણે પૂછ્યું: "વિમલદેવ હાથમાં શસ્ત્ર ધારણ કરીને યુદ્ધ કરી શકે છે કે?"

"હા."

"વિમલદેવ કોની સાથે યુદ્ધ કરે છે?"

"ચતુર્ભુજના મંદિરનો ધ્વંસ કરવા માટે ફિદાઇખાને મોકલેલા સૈન્ય સાથે."

એ શબ્દો સાંભળતાંજ સભાકરણે ઉતાવળે કહ્યું: "છત્રસાલ અને અન્ય રાજાઓ! વિમલદેવ જેવો યુવક શત્રુ સાથે યુદ્ધ કરી રહ્યો છે તો પછી આપણે આ સ્થળે બેસી માત્ર વાગ્યુદ્ધ કરવું ઉચિત નથી. ચાલો, હથિયાર સહિત આપણે ચતુર્ભુજના મંદિર તરફ જઇએ."

ક્ષણવારમાં તરવારોના ખણખણાટ થયા, બંદુકના ફડફડાટ થયા. ક્ષણવારમાં સભાકરણ, છત્રસાલ અને રાજાઓ યુદ્ધ ક્ષેત્ર તરફ ધસી ગયા.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### બુંદેલખંડમાં સ્વતંત્રતા.




(ઓ)રછાના યુદ્ધમાં છત્રસાલને વિજયશ્રીએ યશમાળ પહેરાવી. ઓરછાના રાજમહાલય ઉપર અને પ્રવેશદ્વાર ઉપર બુંદેલખંડની સ્વતંત્રતાનો ઝુંડો ફરકવા લાગ્યો. સ્વાતંત્ર્યરવિનું પ્રથમ કિરણ પ્રથમજ ઓરછાની પ્રજાના અનુભવમાં આવ્યું, અર્થાત્ તેમના પ્રાણથી અધિક પ્રિય એવા ચતુર્ભુજ પરમાત્માનું સંરક્ષણ અતિ ચાતુર્યથી અને દક્ષતાપૂર્વક થવાથી ઓરછાની પ્રજા છત્રસાલને પરમેશ્વરનો અવતાર માની તેની આજ્ઞા શિરોમાન્ય કરવા લાગી. તેઓએ પણ સ્વતંત્રતાને માટે મન, વાણી અને કર્મથી યત્ન કરવાની પ્રતિજ્ઞા લીધી.

ઓરછામાં છત્રસાલનો વિજય થયો તે સમાચાર વાયુવેગે સમસ્ત બુંદે-

લખંડમાં પ્રસરી ગયા. અલ્પ સમયમાં પ્રત્યેક બુંદેલાના મુખમાંથી સુબેદાર ફિદાઇખાનનો પરાજય અને છત્રસાલનો વિજય, એજ શબ્દોચ્ચાર થવા લાગ્યો. સુબેદાર ફિદાઇખાને દાંતમાં તૃણ લઇને છત્રસાલ પાસે પોતાના જીવન દાનની પ્રાર્થના કરી. એ સમાચાર સાંભળતાંજ બુંદેલખંડમાં સ્થળે સ્થળે થાણું રોપી બેઠેલા મોગલ સરદારો જીવ લઇને ન્હાસવા લાગ્યા. દિલ્લી પહોંચ્યા સિવાય જીવ બચશે નહિ એવી તેમની ખાત્રી થઈ. પરતંત્રતાનો નાશ કરવા માટે છત્રસાલ ઓરછામાં તૈયારી કરી રહ્યા છે એ સમાચાર સાંભળતાંજ સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે સમરતેજ ગજાવવા ઉત્કંઠિત થઇ રહેલા તરૂણ બુંદેલાઓનાં ટોળે ટોળાં ઓરછામાં છત્રસાલની પાસે આવવા લાગ્યાં. છત્રસાલનું તેજ અને સામર્થ્ય શુકલ પક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસ વૃદ્ધિ પામવા લાગ્યું.

હિરાદેવીના દિવાનખાનામાં એકત્ર થયેલા રાજાઓ અને સરદારોએ સ્વતંત્રતાનો પક્ષ ગ્રહણ કરેલો જોઇ છત્રસાલને અત્યંત આનંદ થયો હતો ખરો પરંતુ સભાકરણ જેવા કસાયલા બુદ્ધિમાન, રણ ચતુર વીરને સ્વતત્રતા માટે તરવાર ચલાવવા તૈયાર થયેલો જોઇ છત્રસાલના આનંદનો પાર રહ્યો નહિ. "હવે સ્વતંત્રતાનું કાર્ય પરિપૂર્ણ થશેજ." એવી તેણે કલ્પના કરી.

દલપતરાય અને સભાકરણ પરસ્પર એક બીજાને આલિંગન કરી ભેટયા નહોતા તોપણ તે પિતાપુત્રે ઓરછાના યુદ્ધમાં જે અપ્રતિમ પરાક્રમ દર્શાવ્યું હતું તે આકાશવાણી થવાને પાત્ર–આકાશમાંથી દેવતાઓએ પુષ્પ વૃષ્ટિ કરવા યોગ્ય હતું. તેઓ નેત્રથી ભેટયા, મુખ ઉપરની પ્રફુલ્લતાથી ભેટયા, રણોત્સાહની ગર્જનાથી ભેટયા, પોતે એકજ પક્ષમાં ઉભા રહી તરવાર ચલાવી રહ્યા છે એ ભાવનાથી ભેટયા. તેમને પ્રાપ્ત થયેલો આનંદ આજપર્યંત જગતના કોઇ પણ પિતા પુત્રના અનુભવમાં નહિ આવ્યો હોય એવી તેમને ખાત્રી થઇ.

પરંતુ પુષ્પ સમાન કોમલ, નવનીત સમાન મૃદુ, નક્ષત્ર તુલ્ય વિમલદેવનું અતર્કય ધૈર્ય અને શૌર્ય છત્રસાલના નેત્ર સમક્ષથી અદસ્ય થતું નહિ! યુદ્ધનો અંત આવે ત્યાં સુધી તેમણે તેને તરવાર ચલાવતો જોયો હતો. પરિશ્રમથી લાલચોળ થઈ જવાથી, ખરે મધ્યાન્હે પણ જે બાળ સૂર્ય જેવો સુંદર જણુતો હતો, અને જેના સુંદર મુખ ઉપરના પ્રસ્વેદ બિંદુ પોતાને હાથે

લુંછવામાં સભાકરણને અભિમાન ઉપજતું હતું તે નયન આહ્લાદકારી સુકુમાર કુમાર એકદમ અદૃશ્ય શી રીતે થયો એ સંબંધી છત્રસાલને આશ્ચર્ય ઉપજવા લાગ્યું ! તે આ લોકનું સુંદર પારિજાતક રણક્ષેત્રમાં તો નહિ ટૂટી પડ્યું હોય, એવો સંશય ઉત્પન્ન થવાથી છત્રસાલ શોધ કરવા માટે તૈયાર થયા. એ જોઇ સભાકરણે હાસ્ય કરતાં કહ્યું: "છત્રસાલ ! વિમલદેવ સમર ક્ષેત્રમાં પડ્યો નથી. તે સુખરૂપ છે, પણ આટલી વારમાં તમારા સમક્ષ આવવાની તેને ઇચ્છા નથી."

સભાકરણના કથનથી અધિક ભ્રમમાં પડેલા છત્રસાલે પોતાની સાથે છાંયા પેઠે રહેલા સુકુમાર વિજયદેવને પોતાના મિત્ર વિમલદેવનો શોધ કરવાનું કહ્યું. એ સમયે પણ છત્રસાલને સભાકરણના જેવોજ ઉત્તર મળ્યો. તે ઉત્તર સાંભળી છત્રસાલ અત્યંત આશ્ચર્યચકિત થયા. "મ્હને મળવાનીજ વિમલની ઇચ્છા નથી કે શું ?" એવો તેમણે વિજયદેવને પ્રશ્ન કર્યો. ત્યારે વિજયદેવે ઉત્તર દીધો કે: "યોગ્ય પરિસ્થિતિ આવતાંજ વિમલ આપની મુલાકાત લેશે." એટલા ઉપરથીજ જેમ તેમ મનનું સમાધાન કરી છત્રસાલ ધારીર થઇ રણદુલ્લાખાનની ખોડ ભૂલાવવાની તૈયારી કરવા લાગ્યા.

પ્રાણનાથ પ્રભુ અને છત્રસાલને તેમની કલ્પના કરતાં પણ વિશેષ યશ મળવા લાગ્યો. બુંદેલાઓની નૈસર્ગિક ઉદાર મનોવૃત્તિ સંપૂર્ણ રીતે જાગૃત થઈ. ધીમે ધીમે છત્રસાલનું સામર્થ્ય એટલું વૃદ્ધિ પામ્યું કે: ઓરછામાં રહેવું તેમને અશક્ય જણાવા લાગ્યું. ઓરછાનો કિલ્લો અપૂર્ણ અને યુદ્ધના કાર્ય માટે યોગ્ય નહોતો, તેથીજ પ્રાણનાથ પ્રભુ અને સભાકરણની સલાહ લઇ સત્વર ગડાકોટા નામક કિલ્લાને લશ્કરી કાર્ય માટે મધ્ય સ્થળ બનાવ્યું. ચામુંડરાય ઓરછાનું સંરક્ષણ કરવા લાગ્યા !

હિરાદેવી રાજમહાલયના દિવાનખાનામાંથી નીકળી ક્યાં ગઈ તે કોઇના જાણવામાં આવ્યું નહિ. અર્ધો પુરૂષવેશ પહેરેલી એક ગાંડી સ્ત્રી દિલ્લી તરફ જતી હતી એવા એક ગુપ્ત દૂતે છત્રસાલને સમાચાર કહ્યા હતા, પરંતુ તે હિરાદેવીજ હતી એવી ખાત્રી થઈ નહિ.

છત્રસાલ ગડાકોટામાં સૈન્યની મુખ્ય છાવણી નાંખ્યા પછી ચુંટી કાઢેલા

સૈન્ય સહિત ધારીર જવા નીકળ્યા તે સમયે સભાકરણ અને દલપતરાયે પણ ધારીર થઇને પોતાની રાજધાની સાગર જવાની ઇચ્છા દર્શાવી. પ્રાણ-નાથ પ્રભુએ સુફલાદેવીને મળવાની ઇચ્છા બતાવી. એ સાંભળીને છત્રસાલે પોતાનો સામાન્ય રસાલો બદલી વિશેષ આડંબર સહિત ધારીરનો માર્ગ પકડયો.

ધારીર નજીક આવી પહોંચતાંજ છત્રસાલ સાથે નિરંતર નિવાસ કર-નાર વિમલદેવ એકાએક અદ્રષ્ય થઈ ગયો. થોડા સમય પહેલાં વિમલ અદ્રષ્ય થઇ ગયો અને આજે પોતાનો પ્રિય મિત્ર વિજય અદ્રષ્ય થયો એ જોઈ–વિમલ–વિજયની સંગતિનો લાભ જતો રહેવાથી–છત્રસાલને અત્યંત દુઃખ થયું, પરંતુ "જે થાય તે સારાને માટેજ" એવા પ્રાણનાથ પ્રભુના શુષ્ક ઉપદેશનું સ્મરણ કરી તે ઉપર તેમને સંતોષ માનવો પડયો.

રણદુલ્લાખાનને વિજયા સમર્પણ કરી પોતાની અને પોતાના રાજ્યની આબરૂ વધારવા ઇચ્છતા કંચુકીરાયની અવસ્થા અત્યંત શોચનીય થઈ પડી હતી. સાચી વિજયા ઓરછાના રાજા સાથે લગ્નબદ્ધ થઈ હતી, અને પોતાની સ્હામે બેઠેલી બનાવટી વિજયા તો તેની દાસી છે; એ જાણતાંજ પોતાના અપમાન માટે રણદુલ્લાખાને કંચુકીરાયને સખ્ત ઠબકો આપ્યો. ખરી રીતે જોતાં તો રણદુલ્લાખાનને વિજયાની વિશેષ જરૂર નહોતી. વિજયા સાથે લગ્ન કરી ધારીરનું રાજ્ય પોતાને તાબે લેવાની ખાનની મહત્વાકાંક્ષા હતી. ધારીરનું રાજસિંહાસન ઝુંટવી લેતાં પહેલાં વિજયા સાથે લગ્ન કરવા સ્વરૂપ વચલું પગથીઉં ઓળંગી જવાય તો અનાયાસે પોતાની મહત્વાકાંક્ષા પૂર્ણ થાય એવી તેની કલ્પના હતી. પરંતુ સાચી વિજયાનાં લગ્ન તો કયારનાંયે થઇ ચૂકયાં છે એ સમાચાર સાંભળતાંજ થોડો સમય પર્યંત રણદુલ્લાખાન સ્તબ્ધજ થઈ ગયો હતો ! તેમ છતાં સમરકંદના રાજ માર્ગ ઉપર ભિક્ષાંદેહિ કરવાના સમયથી તે દિલ્લી દરબારની સરદારી પ્રાપ્ત થતાં સુધી જે મહત્વાકાં-ક્ષાએ તેને ઉચ્ચ અધિકાર પર ચડાવ્યો હતો તેજ મહત્વાકાંક્ષા એકાદ વચલું પગથીઉં ચુકી જતાં તેને નિરાશ થવા દે એમ નહતું ! થોડા સમયમાંજ રણદુલ્લાખાને કંચુકીરાયને છેલ્લો સંદેશો મોકલ્યો. પોતાનું અપમાન થયું તેના બદલામાં ધારીરનુ રાજ્ય સમર્પણ કરવું કિંવા મરવા માટે તૈયાર થવું, એવો

રણદુલ્લાખાનનો છેલ્લો સંદેશો સાંભળતાંજ વૃદ્ધ કંચુકીરાય ગભરાઇ ગયો! રાજસિંહાસન અને જીવન, એ બેમાંથી કઈ વસ્તુ પસંદ કરવી તે તેનાથી સમજાયું નહિ. કારણ કે તે રાજસિંહાસનને પ્રાણથી અધિક અને પ્રાણને રાજસિંહાસન કરતાં અધિક પ્રિય માનતો હોવાથી તેના અંતઃકરણમાં કોઇ પણ નિશ્ચય થઈ શકતો નહિ.

સાયંકાળને સમયે રણદુલ્લાખાન, પોતાના અપમાનનો બદલો વસુલ કરવા માટે કંચુકીરાયના દરબારમાં આવ્યો. તે સમયે જાણે જીવ લેવા માટે સાક્ષાત યમદૂતજ પોતાની સ્હામે આવતો હોય એવું કંચુકીરાયને લાગ્યું! તેણે ગભરાઇ જઇને કહ્યું કે: "આ યમદૂતના હાથમાંથી હવે મ્હારો કોણ છૂટકો કરશે?"

"બુંદેલખંડનો આ સ્વાતંત્ર્ય રવિજ તમારો છુટકો કરશે." સુફલાદેવીએ આગળ આવી પોતાના પતિને ધૈર્ય આપતાં કહ્યું.

ભયથી બંધ કરેલાં નેત્રો કિંચિત્ ઉઘાડી કંચુકીરાયે પોતાના સ્હામે જોયું તો છત્રસાલને કેટલાંક મનુષ્યો સહિત દરબારમાં આવતા જોયા. છત્રસાલ સાથે મિત્રતા બાંધવાથીજ પોતાનું રાજ્ય બચવા પામશે, એમ ધારી કંચુકીરાય દોડતો જઈ છત્રસાલને ભેટી પડયો, અને તેમનાં ચરણ સ્પર્શ કરવાનો યત્ન કર્યો. એટલે પ્રાણનાથ પ્રભુએ કહ્યું: "રાજા! તમારા જામાતૃના ચરણનો સ્પર્શ કરવો યોગ્ય નથી. તમને સંકટમાંથી બચાવવા એજ છત્રસાલનું પવિત્ર કર્તવ્ય છે."

આદરસત્કાર કરવાનો વિધિ ઘણા થોડા સમયમાં સમાપ્ત થયો. કંચુકીરાયે છત્રસાલને પોતાની સાથે સિંહાસન પર બેસાડયા. પ્રાણનાથપ્રભુને ઉચ્ચ આસન ઉપર બેસવાની વિજ્ઞપ્તિ થઇ. સભાકરણ અને દલપતરાય પાસેના આસનો ઉપર બેઠા. આ સમયે પ્રધાન સજ્જનરાયે પણ એકાએક દરબારમાં પ્રવેશ કર્યો. દરબારની સર્વ વ્યવસ્થા તેમની આજ્ઞાથી ચાલવા લાગી. સભાકરણની સાથે ઘુમટો તાણી આવેલી ચાર સ્ત્રીઓ, સુફલાદેવીની સાથે પડદામાં જઈ બેઠી. એકની બે, બેની ત્રણ અને અંતે ત્રણની ચાર સ્ત્રીઓ સભાકરણની સાથે શી રીતે થઇ તેનું છત્રસાલને આશ્ચર્યજ લાગતું હતું. તેના

આશ્ચર્યચકિત મુખ સ્હામુ જોઈ દલપતરાય હાસ્ય કરી રહ્યો હતો.

રણદુલ્લાખાનને એ સશસ્ત્ર સેનિકોને સ્વાધીન કર્યા પછી સજ્જનરાયે પ્રાણનાથ પ્રભુને વિજ્ઞપ્તિ કરી: " પ્રભો ! ગયા વાર્ષિક ઉત્સવ સમયે દેવી વિંધ્યવાવાસિનીએ, વિમલદેવ અને રાજકન્યા વિજયાએ તૈયાર કરેલી પુષ્પમાળા છત્રસાલના ગળામાં પહેરાવી જે ઇચ્છા પ્રદર્શિત કરી હતી, તે પરિપૂર્ણ કરવી અશક્ય હોવાથી થોડે ઘણે અંશે પણ પરિપૂર્ણ કરવાનું આપનું સામર્થ્ય જોઈ સુફલાદેવીએ આપને એક વિનતી કરવાની મ્હને આજ્ઞા ફરમાવી છે. રાજકન્યા વિજયા રાજા છત્રસાલને યોગ્ય વધૂ છે. એ સંબંધી વરમાતા સરલાદેવી અને વધૂમાતા સુફલાદેવી વચ્ચે વાતચિત થઈ ગઈ છે. વિજયા છત્રસાલની વાગ્દત્ત વધૂ થઈ ચૂકી છે. મંગલકાર્ય માટે આપની સંમતિ દર્શાવી લગ્ન કાર્ય સત્વર પરિપૂર્ણ કરવું એવી મ્હારી વિજ્ઞપ્તિ છે."

" રાજા ! " પ્રાણનાથ પ્રભુ કંચુકીરાયને કહેવા લાગ્યા: "સુફલાદેવીએ પ્રદર્શિત કરેલી વિનતિ તમને માન્ય છે કે ? છત્રસાલ તમારો જામાત્ર થાય એવી તમારી ઇચ્છા છે કે ? "

" પ્રભો ! " કંચુકીરાયે ઉત્તર દીધો: " મ્હારી વિજયા છત્રસાલની પત્ની થાય એવું મ્હને ઘણુંએ મન થાય છે ! પણ વિજયાનાં લગ્ન વિમલદેવ સાથે ક્યારનાંએ થઇ ચૂક્યાં છે તેથી એવો વિચાર કરવો હવે ઉચિત નથી. લગ્ન તો એકજ વખત થઇ શકે છે. બે વખત નહિ. "

" એવું બોલશો નહિ. વિમલદેવ અને વિજયા વચ્ચે થયેલાં લગ્ન તદ્દન વ્યર્થ છે. વિજયા અને તમારૂં રાજ્ય મોગલોના સ્વાધીનમાં જાય નહિ તેથીજ સુફલાદેવીએ વ્યર્થ યુક્તિ રચી હતી. વાસ્તવિક રીતે જોતાં વિમલદેવ એ વિજયાના જેવી એક રાજકુમારીજ છે. તેથીજ વિજયા અદ્યાપિ પર્યંત અવિવાહિત અવસ્થામાં છે, એમજ કહેવાશે. " પ્રાણનાથ પ્રભુએ ખુલાસો કર્યો.

કંચુકીરાયે આનંદ પામી કહ્યું: " હું આપની ઇચ્છાથી વિરૂદ્ધ નથી. પ્રભુની ઇચ્છામાં આવે તેમ કરો. રણદુલ્લાખાનના ભયંકર ડાચામાંથી મ્હારૂં રાજ્ય અને મ્હારો પ્રાણ બચે એવો યત્ન કરો. "

"એવો યત્ન સંપૂર્ણ રીતે થઈ ગયો છે. તેની તમારે લેશ પણ ચિન્તા કરવી નહિ." એમ કહી પ્રાણનાથ પ્રભુએ વિજયાને બૂમ પાડી.

થોડીવાર પછી ચકના પડદામાંથી વિજયા બહાર આવી, પણ તે એકલી નહોતી. તેની સાથે બીજી એક સુંદર બાલિકા પણ પ્રાણનાથ પ્રભુની પાસે આવવા લાગી.

સર્વ દરબારી સભાસદોએ વિજયાને ઓળખી, પરંતુ તેની બ્હેનપણીને સભાકરણ, દલપતરાય અને છત્રસાલ સિવાય બીજાં મનુષ્યો ઓળખી શક્યાં નહિ.

છત્રસાલને મદનસાગર સરોવર ઉપરના દેવી સૌંદર્ય અને માનવી સૌંદર્ય દર્શનનું સ્મરણ થયું. વિમલદેવ પુરૂષ નથી પણ પુરૂષના વેશમાં સ્ત્રી છે એવું તેમણે અનેક વખત સાંભળ્યું હતું. તેથી વિંધ્યવાસિનીનું ભવિષ્ય ખરૂં પડે છે કે કેમ તે સંબંધી તેમને શંકા ઉત્પન્ન થઇ!

"વિજયા! મ્હેં તને એકલીને બોલાવી હતી તેમ છતાં આ બાળાને સાથે લઇને તું કેમ આવી?" પ્રાણનાથ પ્રભુએ વિજયાને પ્રશ્ન કર્યો.

વિજયાએ ઉત્તર દીધો. "દેવી વિંધ્યવાસિનીએ અમારા બન્ને ઉપર કૃપા કરી છે. તેથી તેનો લાભ અમને બન્નેને સમાન મળે એવી અમારી ઇચ્છા છે."

"એટલે? આ બાળા યુવરાજ વિમલદેવનો વેશ ધારણ કરી સર્વત્ર વિચરતી હતી કે?" પ્રાણનાથ પ્રભુએ પ્રશ્ન કર્યો.

"હા." વિજયાએ ઉત્તર દીધો.

પ્રાણનાથ પ્રભુએ શંકા કરતાં પૂછ્યું: "પહાડસિંહની કન્યા અને છત્રસાલનો વિવાહ સંબંધ કેમ થઈ શકે?"

પ્રાણનાથ પ્રભુની શંકા સાંભળી સભાકરણ પોતાના આસન ઉપરથી ઉઠી ઉભા થયા અને ગંભીરતાથી બોલ્યા: "વિમલા એ પહાડસિંહની કન્યા નથી. એ તો મ્હારી કન્યા છે."

સભાકરણનું કથન સાંભળી સર્વે આશ્ચર્ય પામ્યા.

"વિમલદેવ અર્થાત્ વિમલા મ્હારી કન્યા છે એવું સાંભળતાંજ તમને આશ્ચર્ય થાય એમાં નવાઇ નથી. ઓરછાની રાણી હિરાદેવીએ રાજા ચંપતરાય વિરૂદ્ધ જે પ્રપંચ રચ્યો હતો તેમાં વિમલદેવ એ મુખ્ય વ્યક્તિ હતો. પોતાને પેટ સંતાન નહિ હોવાથી આગળ પાછળ, વખત કવખત ઓરછાનું

રાજ્ય ચંપતરાય કિંવા તેના વંશજોના હાથમાં જવાના ભયથી હિરાદેવીએ ચાર ગર્ભિણી સ્ત્રીઓને ગુપ્ત રીતે પોતાના રાજમહેલમાં બોલાવી રાખી હતી, અને પોતે ગર્ભવંતી છે એવી અફવા ફેલાવી હતી. ગર્ભિણી સ્ત્રીઓમાંથી કોઇને પણ જો પુત્ર પ્રાપ્ત થાય તો તેને ઓરછાનો યુવરાજ બનાવી ચંપતરાય વિરૂદ્ધ રચેલો પ્રપંચ પરિપૂર્ણ કરવાની હિરાદેવીને સંપૂર્ણ આશા હતી. ચાર ગર્ભિણી સ્ત્રીઓમાં એક મ્હારી પત્ની હતી. પ્રથમ તો બાકીની સ્ત્રીઓ પ્રસૂત થઈ. તે સર્વને પેટે કન્યાનો જન્મ થયો. અંતે મ્હારી પત્ની પ્રસૂત થઈ. તેણેજ આ સુંદર વિમળાને જન્મ આપ્યો. તેથી હિરાદેવીને ઘણું દુઃખ થયું, પરંતુ એટલાથી તે હારે તેવી સ્ત્રી નહોતી! પોતે પ્રસૂત થઇને પુત્રવતી થઇ છે એવું તેણે સર્વત્ર પ્રસિદ્ધ કર્યું. તે સમયથી તે ઓરછામાં યુદ્ધ થયું ત્યાં સુધી મ્હારી આ વિમલા, પુરૂષનો વેશ ધારણ કરી વિમલદેવના રૂપમાં ફરતી હતી.”

વિમલદેવનો ઇતિહાસ સાંભળી સર્વને આશ્ચર્ય થયું. છત્રસાલના આશ્ચર્યમાં માત્ર આનંદની વૃદ્ધિ થઈ હતી.

વિંધ્યવાસિનીની કૃપા પરિપૂર્ણ થાય છે, એવું સજ્જનરાયે આનંદ પામી સર્વને નિવેદન કર્યું.

છત્રસાલના પ્રફુલ્લિત મુખ સ્હામુ જોતાં વિમલા અને વિજયાના બન્ને કોમળ કર–કમળ પ્રાણનાથ પ્રભુએ છત્રસાલના હાથમાં મૂક્યા.

વિંધ્યવાસિનીનો પ્રચણ્ડ જય જયકાર ધ્વનિ થયો. પતિપત્નીનું કલ્યાણ ઇચ્છવામાં આવ્યું. ગુરૂજનોએ તેમને મંગલ આશિષ આપી. વેદમૂર્તિ બ્રાહ્મણોએ કલ્યાણવાચક વેદ મંત્રો વડે વધૂ વરને શાંતિ, પુષ્ટિ, તુષ્ટિ, સુખ–સમ્પત્તિ, ધન, ધાન્ય, પશુ પુત્રની પ્રભુ પ્રાર્થના કરી.

બદુન્નિસા અને દલપતરાયના લગ્નનો પ્રેમ પ્રાણનાથ પ્રભુના મનમાં ઘોળાયા કરતો હતો. તેમનું મન હજી સુધી કોઈ પણ નિર્ણય કરી શક્યું નહોતું, એટલામાં લલિતા પોતાની કન્યાને લઇ પડદામાંથી બહાર આવી. તેણે પ્રાણનાથ પ્રભુને નમન કર્યું. બદુન્નિસાએ પણ ભક્તિભાવ વડે પ્રાણનાથ-પ્રભુના ચરણમાં નમન કર્યું. પ્રભુ કંઇક કહેવા જતા હતા એટલામાં લલિતાએ કહ્યું: “પ્રભો! આપના હૃદયની ઉદારતા અવર્ણનીય છે. મ્હને અને મ્હારી

કન્યાને હજી આપના ચરણની સેવા કરવાની તક મળે છે એ મ્હારૂં મહદ્ ભાગ્યજ છે ! યુવરાજ દલપતરાય અને બદ્રુન્નિસા વચ્ચે નિસ્સીમ પ્રેમ છે. દલપતરાય બદ્રુન્નિસા સાથે એકત્ર રહેવા તૈયાર છે. બદ્રુન્નિસા પણ તેમના ચરણની સેવા કરવા ઉત્સુક થઈ રહી છે. તેમ કરવામાંજ તે પોતાને ભાગ્યશાળી માનશે. વિવાહ થવાથી લૌકિક દૃષ્ટિએ સાગરનો રાજવંશ કલંકિત થશે પરંતુ તેમ કરવાની જરૂર નથી. મ્હારી કન્યા માત્ર દલપતરાયની સેવા કરી જીવન વ્યતીત કરવામાંજ જીવન સાર્થક્ય માનશે. તે ગમે તેમ પણ એક આર્યાબાળા છે. આર્યબાળા મનોનિગ્રહ અને ઇન્દ્રિય સંયમ કરવામાં કુશળ હોય છે. બદ્રુન્નિસા પણ તેવી છે. તેને ગૃહસ્થાશ્રમનાં વિલાસ વિભવ કિંવા સંતતિનું સુખ જોઇતું નથી. તેને જોઇએ છે માત્ર યુવરાજ દલપતરાયની સેવા."

"જો એમજ હોય તો–" દલપતરાયે નિર્મળ પ્રેમના જુસ્સામાં કહ્યું: "હું પણ બદ્રુન્નિસાનો સ્વિકાર કરવા તૈયાર છું. તેના નિર્મળ પ્રેમ સિવાય, તેની પવિત્ર મૂર્તિનાં દર્શન સિવાય મ્હારી એક ક્ષણ પણ વ્યતીત થાય એમ નથી. તેના ઉપર હું ભગિનીવત પ્રેમ રાખીશ. તેને હું સ્વર્ગની દેવી માની તેની પૂજા કરીશ. તેણે મ્હારા સ્વતંત્રતાના કાર્યમાં ઘણી સહાયતા કરી છે. તેનુ એ પવિત્ર કાર્ય મ્હારા ધ્યાનથી બહાર નથી."

જે દિવસે બુંદેલખંડ એક મન–એક પ્રાણ થયું, જે દિવસે સભાકરણાદિ સર્વ વીર રાજાઓ, યુવરાજ છત્રસાલના પક્ષમાં આવી મળ્યા તેજ દિવસે બુંદેલખંડ સ્વતંત્ર થયું. રણદુલ્લાખાનને ફિદાઇખાનની પેઠે જીવતદાન આપવામાં આવ્યું, પરંતુ તે કૃતઘ્ન થયો. હિરાદેવીએ દિલ્લીના બાદશાહ પાસે જઇને પ્રબળ સૈન્ય બુંદેલખંડ ઉપર મોકલ્યું હતું તેનું આધિપત્ય રણદુલ્લાખાને સ્વીકાર્યું હતું. વિમળા અને વિજયા સાથે છત્રસાલનો લગ્ન સમારંભ મિરહા નામક ગામમાં મ્હોટા ઠાઠમાઠથી થતો હતો તે સમયનો લાભ લઇ રણદુલ્લાખાન સૈન્ય સહિત હુમલો લઇ આવ્યો પરંતુ એ સમાચાર સાંભળતાંજ છત્રસાલ વર રાજાનાં વસ્ત્રો સહિતજ રણદુલ્લાખાન ઉપર ચઢાઇ લઇ ગયા.

એ યુદ્ધમાં રણદુલ્લાખાનનો સંપૂર્ણ રીતે પરાજય થયો. હિરાદેવી તે યુદ્ધમાં પરલોક ચાલી ગઇ ! **છત્રસાલનો જય થયો.**

બુંદેલખંડને સ્વતંત્રતા પ્રાપ્ત કરાવી આપનાર રાજા છત્રસાલે વિમલ-વિજય મેળવીને અને વિમલા તથા વિજયા સંપાદન કરીને સત્વર મ્હોટા સમારંભથી પોતાની રાજધાનીમાં પ્રવેશ કર્યો. એ આનંદનો રસાસ્વાદ મહોબાની પ્રજા કિંવા બુંદેલાઓજ ચાખે એ તો તેમનું કેવળ સ્વાર્થીપણુંજ કહેવાય! આવો વાંચક! આપણે પણ તે આનંદનો ઉપભોગ કરીએ.



# અનુક્રમણિકા.



---

# બીજા વર્ષનાં પુસ્તકો ૧૫૦૦ ઉપરાંત પૃષ્ઠ!

થોડાં થોડાં પુસ્તકો સિલિકમાં છે. **લવાજમ કાચા** જાડા પૂઠાનું **રૂ. અઢી** અને **પાકા** પૂઠાનું **રૂ. સાડા ત્રણ.** વી. પી. ૦-૧-૦ વધુ. **આફ્રિકાનાં ગ્રાહકો માટે** કાચા પૂઠાના **રૂ. ૩-૨-૦** તથા પાકા પૂઠાના **રૂ. સાડા ચાર.** પોસ્ટેજ સાથે.

**૧. અનુપકુમારી**—અથવા **કાશ્મીરપર હલ્લો.** આ ઐતિહાસિક નવલકથામાં શીખ વીર મહારાજા રણજિતસિંહે કાશ્મીરપર હલ્લો કર્યો તેનું આકર્ષક વૃત્તાંત છે. એમાં રણજીતની રાણીનો દેશનિકાલ, રાણીની પતિભક્તિ, રાજભક્તિ, દેશભક્તિ, કુદરતનું વર્ણન, અન્તે પુણ્યનો જય અને પાપનો ક્ષય. **પૃષ્ઠ ૩૫૬.**

**૨. બ્રહ્મચારિણી**—અથવા **સમાજ સેવિકા.**—આ સામાજિક ધાર્મિક નવલકથા પ્રત્યેક હિંદુ બાઇઓએ અવશ્ય વાંચવી જોઇએ. આર્ય સંસારમાં આદર્શ રમણી રત્નો કેવાં હોવાં જોઇએ ? અને જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળી સમાજની સેવા કેવી રીતે કરી શકે તથા પરોપકારનાં કામો કરી આ લોક અને પરલોકમાં કેવી રીતે મુક્તિ મેળવી શકે ? તેનું અતિ ઉત્તમ દ્રષ્ટાંત છે. **પૃષ્ઠ ૩૭૦.**

**૩. શહેનશાહ જહાંગીર**—મોગલ શહેનશાહ જહાંગીરે પોતાને હાથે લખેલું ઉપદેશમય અને રસિક જીવનવૃત્તાંત પ્રત્યેક મનુષ્યે અવશ્ય વાંચવા જેવું છે. આ પુસ્તક વાંચતાં બોધ અને આનંદ મળે છે. **પૃષ્ઠ ૨૦૪.**

**૪. મહારાષ્ટ્રીય કથાકુંજ**—**(ઐતિહાસિક વાર્તાઓ.)** એમાં મહારાષ્ટ્રપતિ **શ્રી શિવાજી છત્રપતિ** મહારાજ અને પેશ્વા રાજાઓના વખતમાં બનેલા સત્ય બનાવો લઇને પ્રત્યેક વાર્તા ચિત્તાકર્ષક શૈલીમાં લખવામાં આવી છે. દેશભક્ત વીર નરનારીઓનાં વીર પરાક્રમો છે. **પૃષ્ઠ ૨૮૮.**

**૫. ઉમાજી નાયક**—**મહારાષ્ટ્રનો સુપ્રસિદ્ધ લુંટારો**—૧૮ મી સદીમાં કંપનીના રાજ્યત્વ સમયે મહારાષ્ટ્રના એક સાહસિક વીર લુંટારાનાં પરાક્રમો, તેની હિમ્મત અને સાહસ, દયાળુપણું, પત્નીવ્રત, દાનવીરપણું, વગેરે. **પૃષ્ઠ ૨૫૦.**

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

---

૧. મુંબઈ–મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની. બુકસેલર્સ કાલબા-દેવીરોડ પ્રિન્સેસ સ્ટ્રીટ. ( છુટક પુસ્તકો મળી શકશે. )
૨. „ ઠા. વસનજી પરમાણંદ ચાહેવાળા બુકસેલર કાલબાદેવીરોડ.
૩. „ એલ. એમ. ઠક્કર. બુકસેલર પ્રિન્સેસ સ્ટ્રીટ.
૪. „ નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ લોઅર પરેલ. ( મુંબઈ. )
૫. સુરત–શા. રંગીલદાસ કાશીદાસ જનરલ મરચન્ટ–બરાનપુરી ભાગોળ.
૬. „ ચંદ્રપ્રકાશ ઑફીસ–ભાગાતલાવ.
૭. બારડોલી–ઔદિચ્ય યુવક મંડળના સેક્રેટરી.
૮. ભરૂચ–રા. રા. ગણપતરામ દુર્ગારામ દેસાઈ. વિમા કંપનીના એજન્ટ.
૯. વડોદરા–મોહનલાલ મનસુખરામ બુકસેલર ( છુટક પણ મળશે )
૧૦. નડીઆદ–રા. રા. મણીલાલ લલ્લુભાઈ દેસાઈ.
૧૧. „ રા. રા. મગનલાલ દામોદર પંડયા. લખાવાડને નાકે.
૧૨. ભાવનગર–રા.અબદુલહુસેન આદમજી બુકસેલર (છુટક પણ મળશે)
૧૩. કરાંચી–રા. રા. છગનલાલ ત્રિભુવન દવે. ઠે. રણછોડ લાઇન્સ.
૧૪. અમદાવાદ–રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર.
૧૫. „ ગુજરાત સ્વદેશી સ્ટોર, રીચીરોડ–ફુવારા સામે.
૧૬. „ રા. રા. પુંજાલાલ લલ્લુભાઇ. ભદ્રસાહેબ. માણેક ચોક.
૧૭. „ મેસર્સ જે. એન. વકીલ અને કંપની. રીચીરોડ. નં. ૪૩૩
૧૮. „ રા. રા. નંદલાલ ચુનીલાલ બોડીવાળા. રીચીરોડ.
૧૯. „ રા. રા. રામનારાયણ કેશવલાલ દેસાઈ. રંગના વેપારી.
૨૦. „ અંબાલાલ શંકરલાલ દવે. ખાડીયા શ્રીરામજીની શેરી.
૨૧. „ કે. વી. પટેલ–બુકસેલર. મોટી હમામ.
૨૨. ઠઠ્ઠા–રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.

---

# મહાદાન.

તમારા દેશના સદાચરણી, દરિદ્ર, અને નિરાધાર અનાથો બીજે ક્યાં જઇને પોકાર કરે? બીજે ક્યાં જઇને અરજ કરે, તે તો તમારેજ બારણે! તેમને તમારોજ આધાર છે. તેઓ તમારાજ છે, તેમને મદદ કરો, તેમના વ્યાધિ ટાળો અને તેમને વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો કે જેથી તેઓ પોતાના જેવા અનેક અનાથોને સનાથ બનાવે. તેમને મદદ કરી ઇશ્વરનો પ્રેમ મેળવો, તેમને દાન કરી તમારી કમાણીનું સાર્થક કરો. એ દાન તેજ સ્વર્ગ સુખનો માર્ગ છે.

સિદ્ધપુર ક્ષેત્રમાં **"શ્રી ગોપાળકૃષ્ણ અનાથાશ્રમ"** છે. તેમાં ગરીબ, કુલીનો, અનાથ, સદાચરણી વિધવાઓ, નિરાધાર બાળકો તથા વ્યાધિગ્રસ્ત અનાથ મનુષ્યોનું પોષણ થાય છે. ગરીબ વિદ્યાર્થીઓને અન્ન, વસ્ત્ર, તથા પુસ્તકોની મદદ આપી વિદ્યાભ્યાસ કરાવાય છે. વ્યવસ્થા સંપૂર્ણ સહીસલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારનાં નામ પ્રસિદ્ધ થાય છે.

આ સંસ્થામાં (ઋષિકુળ) **બ્રહ્મચર્યાશ્રમ** ખોલવામાં આવ્યો છે. તેમાં જનોઇ દીધેલાં બ્રાહ્મણના બાળકોને ત્રણ યા પાંચ વર્ષની ગેરંટીએ બ્રહ્મચારીનો દંડ ધારણાદિ વેશમાં પવિત્રપણે રાખી પોતાના નિત્યકર્મ સાથે સાયં પ્રાતઃ હોમ આપી ગુજરાતી ચોથા ધોરણ લગી અભ્યાસ કરાવાય છે, તેમજ વેદશાસ્ત્રના જીજ્ઞાસુ માટે પણ ઉત્તમ ગોઠવણ કરી છે.

તમારાથી બને તેટલી મદદ તુરતજ મોકલો. રસીદ મોકલીશું. પત્રવ્યવહાર મનીઓર્ડર નીચલે સરનામે. **મંત્રી,**

**શ્રી ગોપાળકૃષ્ણ અનાથાશ્રમ-સિદ્ધપુર,** (ગુજરાત).

वैद्य जटाशंकर लीलाधर कृत

# લોકોપયોગી પુસ્તકો.

**વૈદ્યકલ્પતરૂ**—વૈદ્યક જ્ઞાન અને આરોગ્ય સંબંધી શિક્ષણ આપનારૂં શુદ્ધ અને સાદી ગુજરાતી ભાષામાં ૨૦ વર્ષથી દર મહિને પ્રકટ થતું વૈદ્યક માસિક પત્ર. કુટુમ્બોમાં અને વૈદ્યક મંડળમાં આ પત્ર બહુ જ પ્રિય થઈ પડયું છે. ગુજરાતી ભાષામાં ૩૫૦૦ નકલ છપાય છે અને તેની એક આવૃત્તિ હિન્દીમાં પણ નિકળે છે. નમુના તરીકે એક અંક દરેક માણસને મફત મોકલવામાં આવે છે. દર વર્ષે એક ઉપયોગી વૈદ્યક પુસ્તક ભેટ આપવામાં આવે છે. વાર્ષિક લવાજમ રૂ. ૨–૦–૦.

**ઘરવૈદું**—સચિત્ર વર્ણન સાથે ગુજરાતી ભાષામાં આવો સમ્પૂર્ણ અને સસ્તો ગ્રન્થ આ એક જ છે. તેમાં વૈદ્યકની જાણવા જોગ સર્વ બાબતોનો સમાવેશ થયેલ છે અને દેશી, અંગ્રેજી તથા યુનાની ઉપાયોનો મોટો સંગ્રહ છે. કુટુમ્બોને માટે તથા વૈદ્યવિદ્યાના અભ્યાસીઓને માટે તે એક વિદ્વાન વૈદ્યની તથા કુશળ ડાક્ટરની ગરજ સારે છે. આવૃત્તિ ત્રીજી–કીં. રૂ. ૩–૦–૦.

**ધાત્રિ શિક્ષા**—એક કુશળ મિડવાઇફ અને ગૃહસ્થ સ્ત્રી વચ્ચે સ્ત્રી ઉપયોગી સહેલી ભાષામાં સંભાષણ રૂપ વર્ણન. ગર્ભના દિવસથી તે એક વર્ષનું બાળક થાય ત્યાં સુધીની અવસ્થાઓનું અતિ ઉપયોગી જ્ઞાન તથા તે અવસ્થાના ઉપચારો. કીં. રૂ. ૧–૮–૦.

**સારી સંતતિ**—સુદ્રઢ, સુન્દર અને સદાચારી બાળકો ઉત્પન્ન કરવાના ઉત્તમ નિયમો બનાવનારો, પ્રાચીન વૈદ્યો અને અર્વાચીન ડાક્ટરોના વિશ્વાસપાત્ર અભિપ્રાયો સાથે ૫૦ પ્રકરણોનો સમ્પૂર્ણ શાસ્ત્રીય ગ્રન્થ. રૂ. ૧–૮–૦.

**યુવાવસ્થાનો શિક્ષક**—જુવાન પુરૂષોએ અને સ્ત્રીઓએ જુવાનીના વિકારો અને ખરાબીઓમાંથી શી રીતે બચવું, તેને માટે સંસારનો એક ઉત્તમ ભોમીઓ અથવા દીવાદાંડી રૂપ આ ગ્રન્થ છે. કેળવણી ખાતાએ મંજુર કરેલ છે. કીં. રૂ. ૧. પોસ્ટેજ તથા વી. પી. ચાર્જ વધુ.

**વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.**

ઢીંકવા ચોકી પાસે, ખજુરીની પોળમાં–**અમદાવાદ.**

# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે અમર નામ.

દાનવીર સજ્જનો, અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો !! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ!! જે દયાળુ, દાતા તરફથી એકી વખતે રૂ. ૨૦૦ બસો દાનમાં મળશે, તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે અને તે દાતાના નામની આરસની તખ્તી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી—હિંદુ અનાથાશ્રમ,

નડીઆદ.